## નવા ભાષ્યકારનું સ્વાગત

આપણી જાતિ પર અને આપણી સંસ્કૃતિ ઉપર ગીતાની સતત થતી અને વધતી અસર જોતાં મને લાગે છે કે ગીતા એ કોઈ ગ્રંથ નથી પણ એક મહાન વર્ધમાન વ્યક્તિ છે. એને રાષ્ટ્રપુરુષ કે યુગપુરુષ કહીએ તોયે એનું પૂરતું વર્ણન નહીં થાય. ગાંધીજીએ ગીતાને માતા કહી છે. ગીતા માતા તો છે જ. પણ એથીયે વિશેષ છે. આપણા જમાનામાં જે જે લોકોએ સમાજને અને દુનિયાને દોરવાનું કામ કર્યું છે, એ બધાએ અનેક રીતે ગીતા પાસેથી પ્રેરણા મેળવી છે. એટલે આપણે ગીતાને અક્ષરશઃ ગુરૂણામ્ ગુરુઃ કહી શકીએ છીએ. માતા અને ગુરુ બંને સ્થાને જે વિરાજમાન છે, એને મહારાષ્ટ્રના સંતો 'ગુરુ–માવલી' કહે છે. ગીતા જ્યારે લખાઈ તે વખતની આપણી સાંસ્કૃતિક ભૂમિકા શી હતી, એનો વિચાર ગીતાનો અર્થ કરતી વખતે આપણે ન કરીએ, તો આપણે ગીતાનો ભાવ બરાબર સમજી શકવાના નથી. અને ગીતાને અન્યાય પણ કરી બેસીશું.

પણ ગીતા એ કંઈ કોઈ તાત્ત્વિક કે દાર્શનિક વિવેચન નથી. ગીતા તો જીવન, જીવનનો ઉદ્દેશ અને જીવનની સાર્થકતા ત્રણે ઉપર પ્રકાશ પાડી આપણો જીવનપંથ ઉજાળનાર એક પ્રદીપ છે. તેથી ગીતાએ અર્જુનને શું કહ્યું એનું હજારવાર ચિંતન આપણે ભલે કરીએ પણ ગીતાનો ઉપયોગ તો વિશિષ્ટ પરિસ્થિતિમાં મારે શું કરવું, એ નક્કી કરવા માટે અને મૂંઝવણ દૂર કરવા માટે જ આપણે કરીએ છીએ; અને કરવાના.

દરેક જમાનાના ભલભલા મનીષીઓએ, કવિઓએ, જ્ઞાનીઓએ અને યોગીઓએ ગીતાના અલગ અલગ અર્થ કર્યા છે. એ વસ્તુથી મુંઝાઈ ન જતા, એ બધા પ્રત્યે પૂરતો આદર રાખી ગાંધીજીએ કહ્યું છે, કે 'ગીતા એક મહાન ધર્મકાવ્ય છે. તેમાં જેમ ઊંડા ઊતરો તેમ તેમાંથી

નવા અને સુંદર અર્થો મેળવો ગીતા જનસમાજને સારૂ હોઈ, તેમાં એકજ વસ્તુને ઘણી રીતે કહી દીધી છે ગીતાનો મૂળ મંત્ર કદી નહીં બદલાય એ મંત્રને જે રીતે સાધી શકાય, તે રીતે જિજ્ઞાસુ ગમે તે અર્થ કરે '

આટલી છૂટ લીધા પછી, અને આપણને આપ્યા પછી ગાંધીજીએ ભારપૂર્વક કહ્યુ છે, ' ગીતામા જ્ઞાનનો મહિમા જળવાયો છે, છતા ગીતા બુદ્ધિગમ્ય નથી એ હૃદયગમ્ય છે '

ગીતા ઉપર જૂનામા જૂનુ ભાષ્ય શ્રી શંકરાચાર્યનું છે એમના પહેલા પણ ગીતાના અર્થ કરવાના પ્રયાસો થયા છે એમના પછી તો ભાષ્યકારોની પરંપરા અખંડ ચાલતી આવી છે અને હું નથી માનતો કે એ પરંપરા કોઈ કાળે ખૂટવાની છે ઘણાખરા ભાષ્યકારો પોતાનુ એક જીવનદર્શન નક્કી કરી એ જ ગીતામા જોવાનો પ્રયત્ન કરતા આવ્યા છે પણ ભાષ્યકારોનો ધર્મ ઘણો વિકટ છે ગીતાનું કહેવું આમ છે, ગીતાનો ભાવાર્થ આ છે, What Gita really meant, એટલું કહીને તેઓ છૂટી શકતા નથી ગીતાના દરેક શ્લોકમાથી એ અર્થ ઘટાવી આપવાની ફરજ એમને માથે આવે છે પરિણામે એમને ભારેમા ભારે બૌદ્ધિક અને તાર્કિક કસરત કરવી પડે છે સંતકવિ શ્રી જ્ઞાનેશ્વરે ગીતા પરના પોતાના કાવ્યમય મરાઠી ભાષ્યનું નામ રાખ્યુ ' ભાવાર્થ-દીપિકા ' એમના પછી આવેલા વામન પંડિતે રામાનુજને અનુસરીને ગીતા ઉપર પોતાનુ ભાષ્ય લખ્યું અને એને નામ આપ્યુ, ' યથાર્થ-દીપિકા ' એ ભાષ્ય પ્રત્યે પોતાનો સંતોષ વ્યક્ત કરતા એક ભક્તે કહ્યુ, ' વામન વાંકો ચૂકો થઈ જ ન શકે (સંસ્કૃતમા વામ શબ્દનો અર્થ ડાબો અથવા વાંકો એવો થાય છે જે વામ નથી તે વામન )

એમ્મી ગીતાના સાતસો શ્લોકોની એકવાક્યતા કરવી એ તો અઘરૂં કામ છે જ પણ આચાર્યો તો એથી આગળ જઈને ઉપનિષદો (દશો-

પનિષદ ), બ્રહ્મસૂત્ર અને ગીતા એ પ્રસ્થાનત્રયીની એકવાકયતા સિદ્ધ કરવા મથે છે. ખૂબી એ છે કે દરેક અર્થ કરનારને પોતાના પ્રયાસથી સંતોષ થાય છે, પણ બીજા લોકો એ અર્થ પૂર્ણપણે સ્વીકારી શકતા નથી.

જીદ્દપૂર્વક એકવાકયતા શોધવાનો પ્રયત્ન જ ખોટો છે. એમ કહેનાર એક પક્ષ ઊભો કર્યો, ન્યાયમૂર્તિ તેલંગે. 'ગીતા વખતે આજની પેઠે છ દર્શનો પણ જુદાં પડયાં ન હતાં. શબ્દોના અર્થો પણ પાછળ થયા છે તેટલા બંધાયેલા ન હતા. જીવન જેટલું વિવિધ અને લચીલું હોય છે, તેટલી જ ગીતાકારની વિવેચન પદ્ધતિ પણ લચીલી હતી.' એમ માનનારા લોકો ગીતાનો અર્થ કરવામાં ગમે તેટલી છૂટ લઈ શકે છે. શાસ્ત્રાર્થ કરી કરીને લોકોએ પાછળથી દરેક દાર્શનિક શબ્દને બાંધી દીધો. એમાં એમની સગવડ થઈ હશે, પણ એ રીતે જીવનને સમજવાની સગવડ વધી નથી પણ ઘટીજ છે.

શાસ્ત્ર વચનોમાં પરસ્પર વિરોધ દેખાય તો તે વચનો ભૂમિકા પરત્વે સાચાં છે, એમ કહેનારો એક પંથ છે. દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, બધીજ ભૂમિકાઓ સાચી છે,–પોતપોતાને ઠેકાણે સાચી છે, એમ કહીને અર્થ બેસાડવાનો પ્રયત્ન થાય છે. સ્વામી વિવેકાનન્દને આ પદ્ધતિ અનુકૂળ લાગી હતી. પ્રખર અદ્વૈતવાદી શંકરાચાર્ય પણ ગાય છે—

सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरङ्गः क्वचन समुद्रो न तारङ्गः ॥

રામભક્ત હનુમાને પણ એજ વૃત્તિનો સ્વીકાર કરી છેલ્લો નિર્ણય ભગવાન ઉપર જ છોડયો—

देहबुद्ध्या तु दासोऽहं जीवबुद्ध्या त्वदंशकः ।
आत्मबुद्ध्या त्वमेवाहं यथेच्छसि तथा कुरु ॥

આપણી ભાષ્યકારોની પરંપરામાં શ્રી પ્રતાપરાય મોદીને પણ સ્થાન હોવું જોઈએ. એમણે આ યુગની નવી પદ્ધતિ અપનાવી ગીતાના દરેક શ્લોકનો સ્વતંત્ર અર્થ કરવાનો પ્રયત્ન કર્યો છે એ નવી પદ્ધતિ શી છે, તે એમણે અનેક વાર વિશદ રીતે સમજાવ્યું છે એટલે અહીં ફરીવાર એ સ્પષ્ટ કરવાની મહેનત ન લઈએ

શ્રી. પ્રતાપરાય મોદીનું કહેવું છે કે ગીતાકારે આપણને એક જીવનયોગ આપ્યો છે ( જીવનયોગ એ એમનો શબ્દ નથી પણ હું માનું છું, તેઓ ખુશીથી આ શબ્દ સ્વીકારશે ) અને એ જીવનયોગ અનેક રીતે સમજાવવા માટે ગીતાકારે આઠ અથવા એથીયે વધારે અલગ અલગ યોગો અથવા સમજણો વાપરી છે ગીતાકારને આપણે ભગવાન કહીએ છીએ, એટલે લોકમાન્યની પેઠે ગીતાકારને આપણે ભગવાનને નામે જ ઓળખીએ શ્રી મોદીનું કહેવું છે કે ગીતામાં આવેલા આ બધા યોગો એક બીજાથી નોખા અને સ્વયંપૂર્ણ છે દરેકની ભૂમિકા જુદી. અને છતાં એ બધા યોગો એક જ શિખામણ આપે છે જેને મોદી સમત્વયોગ કહે છે અને ગાંધીજી અનાસક્તિયોગ કહે છે

આ રીતે વધારે નીતે ચકાસેલો આ ગીતોક્ત યોગ પૂર્ણયોગ છે, એમ જો શ્રી અરવિંદ કહે તો તેની સામે શ્રી. મોદી તો ન જ થઈ શકે.

શ્રી. મોદીએ પોતાની તર્કશક્તિ તીક્ષ્ણ રીતે ચલાવી છે શ્રી. શંકરાચાર્યના ભાષ્ય ઉપર અને તેથી એમના અર્થ સામે તેટલીજ તીક્ષ્ણ ટીકા ચલાવેલો સંભવ એમણે વહોરી લીધો છે. પોતાનો જ અર્થ સાચો છે એવો એમ તેઓ કહેતા નથી. પણ આ યુગની નવી વિવેચન પદ્ધતિ માન્ય હોવીજ જોઈએ એ એમનો આગ્રહ છે શ્રી ડોલરરાય માંકડ પ્રો. મોદીને એ માટે પ્રમાણપત્ર આપ્યું છે

હવે એક નાનકડી વાત શ્રી મોદીનું ગીતાનું સમગ્ર ભાષાંતર વાચના '...' શબ્દનો એમણે જે અર્થ કર્યો છે, તે તરફ મારું ધ્યાન જોરથી

ગયું. કેમકે " ચોવીસ કે પચીસ તત્ત્વની સંખ્યા સાથે સંબંધ ધરાવતું દર્શન તે સાંખ્ય દર્શન " એ રૂઢ ઉપપત્તિ મને ગમી ન હતી. મોદીની દલીલ ઘણી મજાની છે.

સંસ્કૃતમાં અને ગીતામાં પણ ' સંખ્ય ' શબ્દ યુદ્ધના અર્થમાં આવ્યો છે. સંખ્ય ઉપરથી વિશેષણ થાય છે સાંખ્ય, માટે સાંખ્ય એટલે યુદ્ધને પ્રસંગે જે શિખામણ આપવામાં આવી અને જે જીવન-દૃષ્ટિ ખીલવવામાં આવી તે સાંખ્યદૃષ્ટિ એમ તેઓ અર્થ કરે છે. આ ઉપપત્તિ એટલી મઝાની છે કે એ ઝટ સ્વીકારવાને મન લલચાય છે.—પણ ગીતાનું કે પાછળનું સાંખ્યદર્શન વાંચતાં તેમાં ક્યાય યુદ્ધનું વાતાવરણ કે યુદ્ધની મૂંઝવણ દેખાતી નથી. સાંખ્યદષ્ટિ યુદ્ધને કારણે ઉત્પન્ન થઇ હોય એમ પણ લાગતું નથી. કપિલ મહામુનિ તો ભગવાનની એક શ્રેષ્ઠ વિભૂતિના સિદ્ધરૂપે વિરાજે છે. છતાં એણે યુદ્ધનું ચિન્તન કર્યું હોય એવું ક્યાંય દેખાતું નથી.

મને પોતાને તો લાગે છે કે કાશ્મીરના રાજનિર્ઘણ્ટે કરેલો ' સંખ્યા ' એટલે બુદ્ધિ—એ અર્થ લઇને જ આપણે સાંખ્ય દૃષ્ટિની ઉપપત્તિ શોધવી જોઇએ. બુદ્ધચરિત્રમાં उदारसंख्यैः सचिवैरसंख्यैः । ઉદાર બુદ્ધિવાળા અનેકાનેક સચિવો દ્વારા એવા શબ્દો આવ્યા છે. સાંખ્યદર્શન અથવા સાંખ્યદષ્ટિ બુદ્ધિપ્રધાન વિવેચનમાંથી ઉદ્ભવી છે. કોઇ શાસ્ત્રગ્રંથ પ્રત્યેની શ્રદ્ધામાંથી નહીં પણ કેવળ તર્ક ચલાવીને એ દૃષ્ટિ ખીલવેલી છે. અને તેથી બુદ્ધિને એ તર્પે છે. તેથી એને સાંખ્ય કહે છે. એવો જો અર્થ બેસાડીએ તો વખતે એ બંધ બેસે. છતાં બુદ્ધિ કે તર્ક જેવો સીધો અને સહેલો શબ્દ છોડીને સાંખ્ય શબ્દ જ કેમ પસંદ કર્યો એનું સમાધાન કોઇ કરી શકે એમ લાગતું નથી. ગીતાકારે ગીતાના અંતમાં સાંખ્ય સાથે કૃતાંત શબ્દ વાપર્યો છે. એની મદદ લેવાનો શ્રી. મોદીએ સરસ પ્રયત્ન કર્યો છે. એ માટે એમનું અભિનંદન કરતાં છતાં આખી

સાંખ્ય વિચારણા યુદ્ધમાંથી ઉત્પન્ન થઇ અને યુદ્ધ દર્શન માટે વપરાઇ એમ સ્વીકારવા મન તૈયાર થતું નથી. પણ અહીં એ ચર્ચા લંબાવીને કોઇ ખાસ ફળ મળવાનું નથી. यत्रामयोः समो दोषः परिहारोपि वा समः એવે ઠેકાણે ચર્ચા ચલાવીને લાભ શો ?

શાંકરભાષ્ય બુદ્ધિપુરસ્સરઃ વાંચનારને શ્રી. મોદીની ટીકાનો વિચાર કર્યા વગર છૂટકો નથી.

*શ્રી. મોદીએ ગીતામાં જે અનેક યોગો જોયા છે,* તે દષ્ટિ પણ પરંપરાપૂત નથી એમ કહી ન શકાય. શ્રી. મોદીએ ભાષ્યકારોની પરંપરામાં એક નવી ભાત પાડી છે. અને એ પરંપરામાં પોતાને માટે એક સ્થાન મેળવ્યું છે. એ વિષે શંકા નથી.

ગીતા પાછળ શ્રી. પ્રતાપરાય મોદીએ પોતાની બુદ્ધિ આખો જન્મારો નીચોવી છે. હવે એમણે એ ચર્ચા, એ ટીકાઓ અને ખંડનમંડન બધું છોડી દઇ બધા ભાષ્યકારોનો ચિતાર્થ લઇ સમન્વય દષ્ટિથી ગીતાની શિખામણ અને એની અંદર આવેલી બધી સમજણો સાદી રીતે ગીતાભક્તો આગળ મૂકવી જોઇએ. એમને જે કહેવું છે તે ચર્ચાના જંગલમાંથી બહાર કાઢી એમણે પ્રાંજલ રૂપમાં મૂકવું જોઇએ. તો જ એમનું જીવનકાર્ય પૂર્ણરીતે સફળ થશે. અને આજના જમાનાની એક ઉત્તમ સેવા થશે.

શ્રી. પ્રતાપરાય મોદીનું ગીતાચિન્તન ખરેખર ઊંડું છે, બુદ્ધિયુકત છે અને શ્રદ્ધાને પોષક છે.

નવીદિલ્હી.
તા. ૨૦-૧૨-૬૩

काका कालेलकर

---

# અ ર્પ ણ

---

આચાર્યશ્રી ડોલરરાયભાઇ આર. માંકડ સાહેબ
જેમના તરફથી ગત અનેક વર્ષોમાં સદાકાળ
મારી અધ્યયન-અધ્યાપન-સંશોધનની પ્રવૃત્તિઓમાં

અવિરત નૈસર્ગિક સૌહાર્દનો
સંજીવક અનુભવ મને થયો છે,
તે સ્નેહી વર્યને

આ મારો એક અલ્પ પ્રયાસ સપ્રેમ
અર્પણ કરું છું.

પ્રતાપરાય મો. મોદી

# અનુક્રમણિકા



# ગીતાનાં મહાવાકયો



"ગીતા" એટલે ભગવાનથી "ગવાયેલી" (નારી જાતિ પ્ર. બહુ. વ.) ઉપનિષદો (નિષ્કામ કર્માચરણની ચાવીઓ)

गीताः=श्रीमद्‌भगवद्गीताः उपनिषदः।

ઉપનિષદ એટલે यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरम्–छा. उ. १. १. १० અનુસંધાન.

ગીતાનું આદ્ય ભાષ્ય: ગીતાની અધ્યાયવાર इतिश्री (અર્થાત્ इतिश्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादेऽर्जुनविषादयोगो नाम प्रथमोऽध्यायः। ઇત્યાદિ)

योगः (१) समत्वं योगः उच्यते (२.४८); (२) योगःकर्मसु कौशलम्; (३) तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् (६. २३). અહીં રૂઢ અર્થ છે, યૌગિક અર્થ ન થાય.

યોગના નામનિર્દિષ્ટ પ્રકારો : अर्जुनविषादयोग, सांख्ययोग, कर्मयोग. ઇત્યાદિ; છેલ્લો અઢારમો: मोक्षसन्न्यासयोगोनाम अष्टादशोऽध्यायः।

અનેક યોગો, અલગ અલગ અધિકારીઓ માટે છે; અને યોગીઓ અનેક પ્રકારના છે :–

(१) ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥
अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥ १३.२४–२६

(२) तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ६.४६

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥ ६.४७

(૩) ગીતા ૪.૨૩-૩૦ A માં अपरे, अन्ये ઇત્યાદિ, જેમકે,

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ ४.२६

(४) मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ १२.८

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनञ्जय ॥ १२.९

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन् सिद्धिमवाप्स्यसि ॥ १२.१०

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ १२.११

श्रेयो हि ज्ञानमभ्यासात् ज्ञानाद् ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस् त्यागाच्छान्तिरनन्तरम् ॥ १२.१२

તા. ક. અહીં ચાર યોગો કહ્યા છે; દરેકનું ફળ મોક્ષ જ છે. દરેક પાછલો યોગ દરેક આગલા કરતાં વધુ સહેલો છે.

(५) यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ॥ ५.५ ॥

તા. ક. સાંખ્યો પણ અનેક છે; ૨.૧૧-૩૮ માં એક સાંખ્ય છે ૧૮.૧૩-૧૮ માં બીજું સાંખ્ય છે.

## મૂળ શબ્દ યોગ છે:

( કર્મયોગ ભક્તિયોગ, વગેરે સમાસો છે, અર્થ, કર્મદ્વારા સમત્વ, ભક્તિ દ્વારા સમત્વ, ઇત્યાદિ ).

(१) बुद्धिर्योगे त्विमां शृणु २.३९

(२) योगस्थः कुरु कर्माणि २.४८

(३) समत्वं योग उच्यते २.४८

(४) योगः कर्मसु कौशलम् २.५०

(५) तदा योगमवाप्स्यसि २.५३

(६) इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् । ४.१

(७) स कालेनेह महता योगो नष्टः परंतप । ४.२

(८) स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ॥ ४.३

(९) तत्स्वयम् योगसंसिद्धः कालेनात्मनि विन्दति । ४.३८

(१०) योगसंन्यस्तकर्माणम् । ४.४१

(११) एकं सांख्य च योगं च यः पश्यति स पश्यति । ५.५

(१२) संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ५.६

इत्यादि इत्यादि

यत्र योगेश्वरः कृष्णः १८.७८ સુધી.

# નિવેદન

*

આ પુસ્તકનો 'પરિચય' પરમ પૂજ્ય પદ્મવિભૂષણ શ્રી કાકા સાહેબ કાલેલકરજીના પવિત્ર, પ્રેરક અને પોષક હસ્તે લખાયો છે. એમની વયોવૃદ્ધતાને એમની જ્ઞાનકર્મવૃદ્ધતાએ હરાવી છે. મારી વિનતિ સ્વીકારી એમની અનેકવિધ સતત પ્રવૃત્તિઓમાંથી સમય મેળવી એઓશ્રીએ આ 'પરિચય' લખ્યો છે. ગીતાજિજ્ઞાસુઓ સમક્ષ મારું પુસ્તક રજૂ કરવામાં મને પૂ. કાકા સાહેબ જેવા અપ્રતિમ વિદ્વાન અને સ્વયંગીતાર્થવ્યાખ્યાતા મળ્યા તેને હું મારું મહદ્ સદ્‌ભાગ્ય માનું છું. આ અગાઉ પણ પૂ. કાકા સાહેબ તરફથી મારા લખાણોમાં અને અભ્યાસમાં પ્રસંગોપાત મને સપ્રેમ પ્રોત્સાહન મળતું રહ્યું છે. ભારતીય સંસ્કૃતિના આ સમર્થ અર્થચિન્તક, સંરક્ષક અને એ દૃષ્ટિએ અર્વાચીન યુગના એક **મહાન આચાર્ય** પ્રતિ મારું આ ઋણ હું અહીં આભારદર્શનપૂર્વક સ્વીકારું છું. એમણે કરેલા અમૂલ્ય સૂચન પ્રમાણે ગીતા ઉપર પ્રાંજલ શૈલીથી હવે પછી બીજું પુસ્તક હું અવશ્ય લખીશ.

કુદરતી સંજોગોએ વિદ્યાપ્રાપ્તિ અને વિદ્યાવિતરણના કાર્યને મારો 'વ્યાપાર' અને જીવનરસનું ઉદ્‌ગમસ્થાન ( Source ) બનાવેલ છે. ગીતાનું આ સરળ ગુજરાતી ભાષાન્તર એ વ્યવસાયનું પરિણામ છે. આ પ્રવૃત્તિને આપણે વૃક્ષ કહી શકીએ, બલ્કે એ પ્રવૃત્તિ જ જીવનૌષધિ અને સંજીવનૌષધિ છે. મારી એ ઔષધિ ઉપર જેમણે છેલ્લાં ઘણાં વર્ષોથી અમૃતવારિસિંચન કર્યું છે—અને તે સિંચન પણ પ્રારંભનાં વર્ષોમાં તો મારા પ્રત્યક્ષ પરિચય વગર, માત્ર મારા ગ્રંથો કે લેખોના વાચન દ્વારા એમને થયેલા મારા પરિચય ઉપરથી શરૂ થયેલું—અને તે રીતે એ પ્રવૃત્તિવૃક્ષ જેમણે પલ્લવિત કર્યું છે તેવા મહાનુભાવોમાં મુ.

આચાર્ય ડોલરરાય માંકડ સાહેબ અગ્રસ્થાને છે. ઉપરાંત, એમનું માર્ગ-દર્શન સચોટ હોય છે, અને મારા જેવાને એ ખૂબ પ્રેરણાદાયી બની રહે છે. આ માર્ગદર્શન મને એમની પાસેથી સપ્રેમ મળતું રહ્યું છે. આ સર્વ હકીકતની સ્મૃતિ રાખવા આ મારો ગ્રન્થ તેઓ સાહેબને નમ્રભાવે 'સમર્પણ' કરવાનો વિચાર મને સ્ફુર્યો અને મારી એ ઇચ્છા હુ સફળ કરી શકયો અને તજ્જન્ય સંતોષ મેળવી શકયો તે માટે હું મુરબ્બી માંકડ સાહેબનો અત્યન્ત ઋણી છું.

આ પુસ્તકનું પ્રકાશન થવાનો યોગ સાંપડે છે તે સમયે સુદૈવે હું યુ. જી. સી. ની 'નિવૃત્ત પ્રાધ્યાપકોની સેવાને કામે લગાડવાની યોજના'-ના ઉપક્રમે મ. સ. યુની., વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિર જોડે સંલગ્ન છું, અને ફેકલ્ટી ઓફ આર્ટસના સંસ્કૃત વિભાગ તથા સંસ્કૃત મહાવિદ્યાલયના અનુસ્નાતક અભ્યાસમાં માનાર્હ પ્રાધ્યાપક તરીકે કામ કરું છું. આ સંજોગોમાં પ્રોફેસર ડૉ. અરૂણોદયભાઈ જાની તથા આચાર્ય શ્રી હરિપ્રસાદભાઇ મહેતા જોડે આ પુસ્તકના ઘણા પ્રસંગોની ચર્ચા કરવાની તક મને મળતી રહી છે, અને પ્રો. ડૉ. ભો. જી. સાંડેસરાએ તો એક પ્રસંગે વાતચીત દરમિયાન આ પુસ્તકનું મુદ્રણકાર્ય તુરત શરૂકરવામાં મને હિંમત અને પ્રેરણા આપ્યાં છે. ખરું કહું તો મારા વડોદરાના વાસ દરમિયાન આ મિત્રોએ મારી પ્રિય અને જીવનપ્રદ એવી અધ્યન-અધ્યાપન-પ્રવૃત્તિમાં અપૂર્વ સહકાર આપ્યો છે. એ સહકાર માટે હું એમનો અને પરોક્ષ રીતે પૂજ્ય શ્રી. ડૉ. જ્યોતીન્દ્ર મહેતા સાહેબ તથા મુ. ડૉ. સી. એસ. પટેલ સાહેબનો ઋણી છું.

આ ગ્રંન્થના પ્રકાશનમાં સારી આર્થિક સહાય શ્રી ભાવનગર દરબાર ગ્રન્થોત્તેજન ફંડતરફથી મળી છે. તદુપરાંત પ્રકાશન કાર્યમાં વિલંબ થતાં તે ગ્રાન્ટની મુદત પણ મને લંબાવી આપવામાં આવી છે. તે માટે તેની કમિટીનો અને વિશેષતઃ શિક્ષણસંચાલક શ્રી નાથાલાલભાઇ દવે સાહેબનો હું આભારી છું. એવી જ સારી આર્થિક મદદ ભાવનગર

રાજ્યના નામદાર મહારાજ સાહેબ શ્રી કૃષ્ણકુમાર સિંહજી સાહેબે આ પ્રકાશનમા ખરે અણીને સમયે મને કરી છે. નામદાર મહારાજા સાહેબની સહાય મળી ન હોત તો ઉપની સહાયનો લાભ કદાચ હુ લઇ શકત નહી. ખરુ જોતા આ બન્ને રૂપમા જે મદદ મળી તે નામદાર મહારાજા સાહેબ તરફની જ માનવી જોઇએ

ઉપરાત વિદ્યાપ્રેમી મુબઇ નિવાસી શેઠશ્રી વાડીલાલ ચતુર્ભુજ ગાધી તરફથી પણ સહાય મળી છે તે બદલ તેમનો પણ હુ ઋણી છુ

ઉપરાત, યુ જી સી ની ઉપર્યુક્ત યોજનામા મારો સ્વીકાર થવાથી જ આ પુસ્તકનુ પ્રકાશન હુ કરી શક્યો છુ, ને વાત પણ હુ ભૂલી શકુ નહી.

આ પુસ્તકની હસ્તપ્રતમા સુધારાવધારા કરવાના કાર્યમા અને મુદ્રણકાર્યમા મારા હમેશના મિત્રો ભાઇશ્રી કાન્તિલાલ મો ધ્રુવ, ડૉ ભાનુકૃષ્ણ મો ધ્રુવ, ચિ. સૌ ઊર્મિના ધ્રુવ અને તદુપરાત શ્રી ગોકળદાસ કે મહેતા—એ બધાઓ મને ખૂબ મદદગાર થયા છે એ ઋણનો સ્વીકાર આનન્દપૂર્વક કરુ છુ.

આ ગ્રન્થની રચનામા તો મારા વિદ્યાગુરુઓએ આપેલી વિદ્યા જ એક માતાની જેમ મને સહાયક નિવડી છે મારા સ્વાધ્યાયના જનકો, એ ઋષિઓનુ હુ હમેશા સ્મરણ કરુ છુ, અને અહી આ પ્રસગે તો વિશેષ ભક્તિભાવયુક્ત સ્મરણાજલિ અર્પુ છુ

ઉપરાન અનેક ગ્રન્થોમાથી પણ મને સહાય મળી છે, તે તે ગ્રન્થોના લેખકોનો પણ હુ આભારી છુ

આ ગ્રન્થનુ મુદ્રણકાર્ય મુખ્યત્વે "ભાવનગર સમાચાર" મા રા. રા જયન્તીલાલ મોરારજી મહેતાએ મહેનત અને ઉત્સાહથી કર્યુ છે એ પ્રેસમા મુદ્રિત થએના દરેક ફોર્મ ઉપર એમણે દૃષ્ટિક્ષેપ કરીને પછી છાપ્યુ છે, અને આ રીતે એમણે મારી ભાવનગરમાની ગેરહાજરીને અગે ઉભી થતી મુસીબતો સહન કરી છે એ સર્વ માટે

અને એમના તરફથી મળેલી સલાહ બદલ પણ હું એમનો ઋણી છું. વળી, આ મુદ્રણકાર્યની સુંદર સફળતા-પૂર્વક સંપૂર્તિ કરી આપવા માટે **ચેતન પ્રકાશન મંદિર**, વડોદરાના અધ્યક્ષ **વિદ્યાવિદ્વત્પ્રેમી શ્રી પંડિત મોતીદાસજીનો** હું અત્યન્ત ઋણી છું.

ઉપરાંત, વાચકને એક વિનતિ કરું છું. આ પુસ્તક જલદી છપાય તે માટે મારે તેના ત્રણ ભાગો પાડવા પડયા છે. **તેથી ભાષાન્તરમાં ત્રણવાર પાનું ૧ થી શરૂઆત થાય છે.** આવી શરૂઆતથી વાચકને તકલીફ પડે, પણ વાચકને મારી વિનતિ છે કે પાનાને મથાળે દર્શાવેલ અધ્યાય અને શ્લોકનું અનુસંધાન લઇને વાંચે, તો સુગમતા રહેશે. ત્રણ ભાગોના વિભાગ માટે હું વાચકની ક્ષમા માગું છું.

## નૂતનદૃષ્ટિ

ગીતાનો અર્થ સમજતી વખતે હમેશાં મારી સમક્ષ એક મુખ્ય પ્રશ્ન રહે છે કે "Cannot the Geetaa be its own Interpreter?" "શું ગીતા પોતે જ પોતાનો વ્યાખ્યાતા ન બની શકે?" આ ભાષાન્તરમાં જે વ્યાખ્યાન-શૈલી અપનાવી છે અને તેના પરિણામ રૂપે જે અર્થ લાધ્યો છે, તે આ મહાપ્રશ્નના સંદર્ભમાં છે. પશ્ચિમના વિદ્વાનો તેમજ માર્ટિન લ્યુથર તથા બીજા ધર્માચાર્યોએ પ્રાચીન ગ્રીક-લેટિન ગ્રન્થો અને બાઇબલનો અર્થ કરવામાં આ જ પદ્ધતિનો આશ્રય લીધો છે; તેથી તેવા નિષ્ણાતો આપણાં ગીતા-ઉપનિષદો વગેરે પુસ્તકોનો અર્થ તે પદ્ધતિથી કરવા પ્રેરાયા છે. આ વિવેચનાત્મક અભ્યાસશૈલી આપણા યુગની માનવ જાતને મળેલી એક અદ્ભુત ઇશ્વરીય બક્ષિશ છે. આ પદ્ધતિથી ધર્માંધતા દૂર થશે અને સર્વધર્મસમભાવ પ્રકટશે. આ શૈલીમાં અમુક દોષો છે; પણ ગુણો વધારે છે. મૂળભૂત સિદ્ધાન્તોમાં જ પરસ્પર વિરોધી, એવા અનેક સંપ્રદાયોની ઉત્પાદક-પોષક પ્રાચીન શૈલીથી આપણા ધર્મગ્રન્થોનું એક નવું ભાષ્ય રચનાર કે જૂના સાંપ્રદાયિક ભાષ્યોના વ્યાખ્યા-

નોને સંપૂર્ણ રીતે ન્યાયી ઠરાવનાર કોઇ સાંપ્રદાયિક આચાર્ય કે વિદ્વાન હવે પછી ભારત વર્ષમાં ઉત્પન્ન થાય અને વિદ્વાન જનતા એમને-અનુસરે, એ સ્થિતિ આ યુગમાં શકય રહી નથી. પ્રાચીન ભાષ્યોનો, સાંપ્રદાયિક તત્ત્વજ્ઞાનનો, અભ્યાસ ચાલુ રહેશે; પણ તેની સાંપ્રદાયિકતાની પોષક શૈલીનું અનુકરણ હવે આ વૈજ્ઞાનિક સંશોધનયુગ પછી શકય નહીં થાય. ભાષ્યકાર-આચાર્યોની પોતાના ધાર્યા અર્થો ઘટાવવા માટે છૂટે હાથે ઉમેરાઓ કરવાની અને શબ્દોને મરડવાની શૈલીને અમુક વિદ્વાનોએ "system-making method" કહી છે.[1] આવા

૧ આ શૈલીનું એક પ્રખ્યાત દૃષ્ટાન્ત 'तत्त्वमसि' શ્રુતિનું આચાર્યોએ કરેલું વ્યાખ્યાન છે: શ્રી શંકરાચાર્ય એ શ્રુતિને "મહાવાકય" કહે છે અને 'બ્રહ્મ જ જીવ છે; બ્રહ્મ અને જીવનો પૂરેપૂરો અભેદ છે' એમ અર્થ કરે છે; શ્રી રામાનુજાચાર્ય મુજબ 'तत्त्वम्' એક સમાસ છે; "तस्य त्वम्-तत्त्वम्" અર્થાત્ "તે ઈશ્વરનો તું (એટલે જીવ) છે" એટલે કે "જીવ ઈશ્વરનું શરીર છે," એમ વ્યાખ્યાન કરે છે; તો શ્રી મધ્વાચાર્ય "स आत्मा तत्त्वमसि" (એ મૂળવાકય) માં अतत्त्वमसि "તું તે નથી," 'જીવ અને બ્રહ્મ ભિન્ન છે,' દ્વૈત છે; એમ અર્થ કરે છે (आत्मा પછી अतत्त्वम् શબ્દ લઇ, अ નો અવગ્રહ થયો છે, એમ કહે છે). પશ્ચિમના અમુક વિદ્વાનો આ પરિસ્થિતિને 'Prostitution of the Srutis by the Acaryas' કહે છે. પણ આ શબ્દોમાં તથ્ય સાથે ધિક્કારનું સૂચન થયું છે; તે યોગ્ય નથી. કેમકે આચાર્યોએ એમના દેશકાળ અને એમની ધાર્મિક ફરજથી પ્રેરાઇ શ્રુતિસ્મૃતિસૂત્રોના અર્થો કર્યા છે. આચાર્યો માત્ર અભ્યાસક, વ્યાખ્યાતા કે સંશોધક ન હતાં; પણ તેઓ લોકોના પૂજ્ય ધર્મગુરુઓ હતા, અને લોકો પ્રસ્થાનત્રયીની એક-વાકયતા માનીને ધર્મમાં આગળ ચાલતા હતા. તેવી પરંપરાથી આચાર્યોનું કાર્ય મર્યાદિત હતું. આચાર્યોનું મૂલ્યાંકન જુદી રીતે કરવાનું છે.

સંજોગોમાં ગીતાનો મૂળ અર્થ શોધવા હું પ્રેરાયો, અને મેં યત્ન કર્યો, અને હજુ મારો યત્ન ચાલુ જ છે, તેના પરિણામે મેં આ ભાષાન્તર લખ્યું છે.

ઉપર કહ્યું તેમ અર્વાચીન પદ્ધતિથી કરેલા અર્થમાં પણ અમુક દોષો રહેવાના જ, કારણ કે ગમે તેવો વિદ્વાન હોય તો પણ તેની પોતાની જે અમુક માન્યતાઓ અને મર્યાદાઓ હશે તે મુજબ તે દોરાશે. પ્રસ્તુત પુસ્તકમાં વાચકને આવા કોઈ દોષો માલૂમ પડે તો તે બદલ હું ક્ષમા યાચું છું.

આવા કોઈ પણ દોષ વિશે મને સલાહ કે સૂચન મળશે તો હું ઉપકૃત થઈશ, અને એ બાબત વિશેષ સંશોધન કરવા યત્ન કરીશ.

ઉપરાંત મારા ભાષાન્તરમાં વચ્ચે વચ્ચે મેં ઉમેરા કર્યા છે. તે અર્થની સ્પષ્ટતા ખાતર કરવા પડયા છે. તેમાં મૂળ ગીતામાં વિવક્ષિત ન હોય પણ મારા કોઈ પૂર્વગ્રહથી ઉમેરા થઈ ગયા હોય તો તે દૂર કરવા હું તત્પર છું. મારા આ ઉમેરા મારી સમજ પ્રમાણે જરૂરી છે, છતાં તેથી વાચકને જો કંઈ તકલીફ પડે તો તે બદલ હું વાચકની ક્ષમા યાચું છું.

અહીં અર્વાચીન વ્યાખ્યાનપદ્ધતિના પ્રસંગમાં બે મુદ્દાઓ ખૂબ સ્પષ્ટ કરવા જોઈએ. સને ૧૯૩૫ ની સાલમાં હું પૂ. આચાર્ય આનન્દશંકર ધ્રુવ સાહેબ પાસે અમદાવાદમાં રહીને મારા બ્રહ્મસૂત્રના લેખો વાંચી-ચર્ચી ગયો હતો. તે વખતે એમણે બે મુદ્દાઓ મારા ગ્રન્થોમાં સ્પષ્ટ સમજાવવાનું મને સૂચન કર્યું હતું. એક તો એ કે ભાષ્યકાર-આચાર્યોના કર્તવ્ય અને ગીતાદિ ગ્રન્થોના આધુનિક વ્યાખ્યાતાઓના કર્તવ્ય વચ્ચે મહાન ભેદ છે. આચાર્યો પ્રસ્થાનત્રયીની એકવાકયતા સ્વીકારી લઈ પોતાના દેશકાળને ધ્યાનમાં રાખી, લોકસમુદાયને ધર્મના વિષયમાં પ્રગતિપ્રદ ઉપદેશ આપવા "ભાષ્યો" રચે છે. આધુનિક

વ્યાખ્યાતાનો ઉદ્દેશ દરેક ઉપનિષદ, દરેક શાસ્ત્ર, દરેક ગ્રન્થનો તે તે ગ્રન્થના દેશકાળ ધ્યાનમાં લઇ તે સંદર્ભમાં અભ્યાસ કરી અર્થ સમજાવવાનો અને તે અર્થ જેમને ઉપયોગી હોય તે વર્ગની સમક્ષ રજૂ કરવાનો છે. આમ, આચાર્ય તથા વ્યાખ્યાતાનાં કાર્યક્ષેત્ર, પદ્ધતિ તથા ઉદ્દેશ જુદાં જુદાં છે. બીજું એ કે જ્યારે આધુનિક વ્યાખ્યાતા આચાર્યોના ભાષ્યના અર્થની ચર્ચા કરે છે અને મતભેદ દર્શાવે છે ત્યારે ભાષ્યકાર આચાર્યના તત્ત્વજ્ઞાનની સત્યાસત્યતા કે ઉપયોગિતાની કિંમત આંકવાનો તેનો અધિકાર નથી તેમ ઉદ્દેશ પણ નથી, બલ્કે આચાર્યોનું તત્ત્વજ્ઞાન સત્ય જ રહે છે; માત્ર જે અમુક શ્રુતિ કે સ્મૃતિના અર્થની ચર્ચા રજૂ થાય છે, તે શ્રુતિ, તે સ્મૃતિ કે તે સૂત્રમાંથી તે અર્થ નિષ્પન્ન થાય છે કે નહીં, તેટલું જ વિચારવાનું હોય છે. કોઇ તત્ત્વજ્ઞાન કે તત્ત્વજ્ઞાનસંપ્રદાયનું ન્યાય્યપણું અને અમુક શાસ્ત્રવચનોમાંથી અમુક અર્થની તારવણી, એ બન્ને અલગ અલગ પ્રશ્નો છે. અહીં એક દૃષ્ટાન્ત આપું. શ્રી શંકરાચાર્ય સામાન્ય રીતે ગીતાના યોગને સાધન-કક્ષાનો કર્મયોગ માને છે, અને એ રીતે ઘણા શ્લોકોનો અર્થ ઘટાવે છે; તેથી તેઓ કહે છે કે "ગીતાનો યોગ સંન્યાસમાં સહાયક છે," તેમ છતાં તેઓ જનક જેવા જ્ઞાનીના નિષ્કામ કર્માચરણનો વિરોધ કરતા નથી; તેવાં કર્મોને તેઓ કર્માભાસ કહે છે. શ્રી શંકરાચાર્યના આ દાર્શનિક દૃષ્ટિબિન્દુને લો. ટિળકના અને અહીં પણ રજૂ થએલા ગીતાતાત્પર્યાર્થ સાથે વિરોધ નથી; માત્ર એટલું કે જે ઘણા શ્લોકોમાં શ્રી શંકરાચાર્ય સાધનયોગ જુએ છે, તે જ શ્લોકોનો અર્થ અહીં ફલયોગમાં ઘટાવ્યો છે.—હું મારા વાચક પાસે મારા પૂ. ગુરુજી સ્વ. ધ્રુવ સાહેબે જે બે મુદ્દાઓનો સ્પષ્ટ નિર્દેશ મારા ગ્રન્થમાં કરવાની મને આજ્ઞા કરી હતી તેની નોંધ તેમના પવિત્ર સ્મરણ સાથે અહીં લઉં છું.

ટૂંકમાં ગીતાનો અર્થ ગીતાજિજ્ઞાસુએ બે કક્ષાએ કરવો જોઇએ. પ્રથમ ગીતાની જ સહાયથી અર્થ કરવો, પછી ગીતાના પુરોગામી

વેદ–ઉપનિષદો અને ગીતાના પશ્ચાદ્‌ગામી મોક્ષધર્મપર્વ અને બ્રહ્મસૂત્રની સહાયથી ગીતાના અર્થનું સંશોધન થવું જોઈએ, એ બે પૈકી પ્રથમ કક્ષાએ ગીતાનો અભ્યાસ રજૂ કરવા અહીં યત્ન કર્યો છે; બીજી કક્ષાએ અર્થસંશુદ્ધિ કરવાનું બાકી રહે છે.

## ગીતાનો મુખ્ય બોધ

જે **પદ્ધતિથી** ગીતાનો અર્થ અહીં કર્યો છે તેના મુખ્ય મુદ્દાઓ અને તે દ્વારા નિષ્પન્ન થતા **ગીતાના અધ્યાય વાર શબ્દાર્થનો સંક્ષેપ** આ ગ્રન્થની પ્રસ્તાવનાના અનુક્રમે પા. ૧–૯, ૩૫–૪૪ અને ૧૧–૩૧ ઉપર આપેલ છે; તેમજ તે બન્નેની ટૂંક યાદીઓ એ પ્રસ્તાવનાના અન્તે અનુક્રમે પા. ૪૪–૪૭ અને પા. ૩૧–૩૪ ઉપર આપી છે. ફલિત થયેલો ગીતાનો શબ્દાનુસારી અર્થ મુખ્યત્વે આ છે : નિઃસ્વાર્થ રીતે કરેલા સ્વકર્માચરણ દ્વારા દરેક વ્યક્તિના જીવનમાં શાન્તિની પ્રાપ્તિ કેમ થાય અને વ્યક્તિના દૃષ્ટાન્ત ઉપરથી ( लोकसंग्रह અર્થાત્ ) સમષ્ટિના જીવનમાં પરસ્પર સુખમય વ્યવહાર માટે માર્ગદર્શન કેવી રીતે મળે; તે ઉપદેશ ગીતા આ રીતે આપે છે :—

(૧) " ગીતા " એટલે ' ગવાએલી; ' भगवद्गीता–ભગવાનથી ગવાએલી; गीता, એ गीताः उपनिषदः નું ટૂંકુ રૂપ છે; તેનો અર્થ " **ભગવાનથી ગવાએલી ઉપનિષદો,** " એમ થાય છે. અહીં उपनिषदः એટલે છાં. ૧. ૧. ૧૦ મુજબ " કર્મ કરવાની ગૂઢ સમજણો, જેથી કર્મ બંધન ન થાય. " भगवद्गीता શબ્દમાં गीता એટલે માત્ર Song ( ગીત ) કે Poem ( કાવ્ય ), એ અર્થ નથી જ. " अनुगीता " શબ્દ વપરાયા પછીથી ગીતા એટલે ' Song ' અર્થ શરૂ થયો હશે.

(૨) ગીતા योगशास्त्र છે; योग એટલે समत्व; समत्व એટલે સ્વકર્મની સફળતામાં હર્ષ નહીં અને નિષ્ફળતામાં શોક નહીં, તેવી મનોવૃત્તિ તેનાથી જીવનમાં શાન્તિ મળે છે.

(૩) આ યોગની બે કક્ષાઓ ગીતામાં કહી છે: સાધનકક્ષા અને ફલકક્ષા, સાધનકક્ષા પૂરી થાય ત્યારે નૈષ્કર્મ્યસિદ્ધિ મળે છે, **નૈષ્કર્મ્યસિદ્ધિ એટલે સંન્યાસ નહીં, પણ "કર્મો અવશ્ય કરવાં જ જોઇએ, તેવી ફરજમાંથી મુક્તિ."**

(૪) યોગની સાધનકક્ષા એટલે સાધનયોગને પૂરો કર્યા પછી સિદ્ધ થએલો સાધક ઔપનિષદિક સંન્યાસ લઇ શકે છે તેમજ ફલયોગ કક્ષામાં પ્રવેશી-રહીને યોગ ચાલુ રાખી શકે છે, ગીતા આ બીજો વિકલ્પ પસંદ કરે છે, ગીતા આ "ફલયોગ" નું જ યોગશાસ્ત્ર છે.

(૫) "જ્ઞાની માટે માત્ર સંન્યાસ એકજ જીવનનિષ્ઠા છે," એ મતનો વિરોધ ગીતા કરે છે. ગીતાનાં ઉપનિષદોના સંન્યાસનો વિરોધ નથી, પણ ગીતા પોતાના ઉપદેશ્ય યોગને, સંન્યાસને બદલે, પસંદગી આપે છે.

(૬) ગીતા નિષ્કામકર્મી સંન્યાસીને માન્ય રાખતી નથી, નિષ્કામ કર્મી તો યોગી જ થાય, એણે ગૃહસ્થ જ રહેવું જોઇએ.

(૭) ગીતા મુજબ સંન્યાસ અને યોગ, એ બે જીવનનિષ્ઠાઓ છે; આશ્રમો નથી.

(૮) ગીતા મુખ્યત્વે યોગશાસ્ત્ર છે; પણ ફલયોગીને મોક્ષ મળે છે, તે અર્થમાં ગૌણ રીતે ગીતાને મોક્ષશાસ્ત્ર કહેવાય.

(૯) યોગના અનેક પ્રકારો વિવિધ યોગમાર્ગીઓ માટે ગીતા આપે છે, 'સાંખ્ય' નામની સમજણ દ્વારા ફલયોગ તે સાંખ્યયોગ; કર્મ દ્વારા ફલયોગ તે કર્મયોગ; તે રીતે ભક્તિયોગ વગેરે યોગો સમજવા.

(૧૦) ગીતાની ઇતિશ્રી (પુષ્પિકા) માં દરેક અધ્યાય માટે એક એક નામ અર્જુનવિષાદયોગ વગેરે આપ્યું છે. એટલે ૧૮ અધ્યાયોમાં અઢાર યોગો તો આપ્યા જ છે. દરેક અધ્યાયના યોગને તે જ અધ્યાયના અમુક શ્લોકોમાં સમજાવ્યો છે.

(૧૧) ગીતાની ઇતિશ્રી ગીતાની પ્રાચીનતમ, ગીતા જેટલી જ જૂની, સૂચક ટીકા ગણી શકાય.

(૧૨) યોગ શબ્દનો સમત્વ, એ રૂઢ અર્થ જ લેવાય; યૌગિક ( युज्यते अनेन इति योगः ) અર્થ ન લેવાય.

(૧૩) જુદા જુદા અધ્યાયોના ફલયોગમાં, સાધનકક્ષાયોગ ઉપરાંત અમુક જ્ઞાન, અમુક પ્રકારની ભક્તિ, અમુક દલીલ, ધ્યાન, અમુક તર્ક કે યુક્તિ ઇત્યાદિ સાધનો સહાયક થાય છે.

(૧૪) કોઇ અધ્યાય મુજબ્ કોઇ પ્રકારના જ્ઞાન કે અન્ય કોઇ સાધન દ્વારા મનુષ્યને મોક્ષપ્રાપ્તિ થાય છે; એમ કહ્યું છે, તેવી રીતે મુક્ત ( જીવન્મુક્ત ) થએલો મનુષ્ય સંન્યાસ તેમજ યોગ, ઉભયનો અધિકારી છે; પણ ગીતા તે મુક્તના યોગને પસંદ કરે છે.

(૧૫) જે સાધનો, કર્મ, ભક્તિ, જ્ઞાન, વગેરે જુદા જુદા અધ્યાયના ફલયોગોમાં સહાયક તરીકે દર્શાવ્યા છે, તે બધાંનો નિર્દેશ તે તે અધ્યાયનાં નામમાં નથી થયો; પણ તે અધ્યાયમા અનેક સાધનો તો કહ્યાં છે. આવાં સાધનોની મુકરર કરેલી સંખ્યા, તથા અમુક યોગમાં ઉપયોગિતાનો કોઇ મુકરર કરેલો એકજ ક્રમ ગીતા આપતી નથી. માટે, જ્ઞાન, કર્મ, ભક્તિ, કોઇ દલીલ, યુક્તિ, તર્ક ઇત્યાદિ સાધનોનો અમુક સાંપ્રદાયિક ક્રમ ગીતામાં છે, એમ કહી શકાય નહીં.

(૧૬) ગીતામાં મોક્ષ આપનારાં જ્ઞાનો અને નિષ્કામ કર્મમાં સહાયક જ્ઞાનો વિવિધ છે; તે જ રીતે સહાયક ભક્તિના પ્રકારો પણ વિવિધ છે,

(૧૭) આવાં જ્ઞાનો પૈકી અમુક જ્ઞાનો સૃષ્ટિપ્રક્રિયાનાં છે.

(૧૮) ગીતામાં ચરાચર જગતની સૃષ્ટિપ્રક્રિયા એક જ નહીં, પણ વિવિધ છે, અર્થાત્ પર તત્ત્વ એક જ અદ્વિતીય આપીને તે પર તત્ત્વમાં અન્તર્ગત ધર્મો કે ઘટકોની સંખ્યા ( અધ્યાય ૭ માં ૩, અધ્યાય ૮ માં ૪, અધ્યાય ૯ માં માત્ર ૧, એમ ) જુદી જુદી છે. અધ્યાય ૧૦ મુજબ પર તત્ત્વના પોતાના અંશમાંથી, ચરાચર જગતની સૃષ્ટિ ઉત્પન્ન થવાને બદલે જગતનો આવિર્ભાવ (અનેક વિભૂતિઓ રૂપે) થયો છે.

(૧૯) ગીતામાં પર તત્ત્વનાં સ્વરૂપો જુદાં જુદાં છે. અધ્યાય ૧૨ મુજબ પર તત્ત્વ પોતે જ સમકક્ષાએ નિરાકાર બ્રહ્મ અને સાકાર શ્રીકૃષ્ણ, એમ ઉભયવિધ છે. ગીતા ૮ મુજબ સાકાર પર તત્ત્વમાં નિરાકાર બ્રહ્મ ધામ રૂપે અન્તર્ગત છે; તો ગીતા ૧૩.૧૨ મુજબ પર તત્ત્વ મુખ્યત્વે નિરાકાર બ્રહ્મ છે, અને તેમાં શ્રીકૃષ્ણરૂપ સાકાર સ્વરૂપ એક ધર્મ કે શક્તિ રૂપે છે (अनादि + मत्परं ब्रह्म).

(૨૦) ગીતામાં મેક્ષદશાનાં સ્વરૂપો અનેક છે; શ્રીકૃષ્ણનું સાધર્મ્ય તે અનેકમાંથી એક મોક્ષસ્વરૂપ છે.

(૨૧) ગીતા મુજબ નિરાકારની ઉપાસનાવાળા યોગીને શ્રીકૃષ્ણની પ્રાપ્તિ (૧૨.૪) અને શ્રીકૃષ્ણની ભક્તિવાળા યોગીને નિરાકાર બ્રહ્મની પ્રાપ્તિ ( ૧૪.૨૬–૨૭ ) મળે છે, ( જો તે યોગીની ઇચ્છા હોય તો ). તેમજ, નિરાકાર બ્રહ્મને પ્રાપ્ત થએલા આત્માને પાછળથી શ્રીકૃષ્ણની ભક્તિ પ્રાપ્ત થાય છે, અને પછી તે શ્રીકૃષ્ણમાં પ્રવેશે છે (ગીતા ૧૮.૫૫).

(૨૨) ગીતાના દાર્શનિક વિચારોમાં પ્રકૃતિનો વિચાર અને સાધન-વિષયક વિચારોમાં ભક્તિરૂપ સાધન મુખ્ય છે. તે બન્ને વિચારો ગીતાએ ભારતીય તત્ત્વજ્ઞાનમાં ગીતાના આપેલા મૌલિક ફાળારૂપે છે.

(૨૩) ગીતાની ભક્તિ અત્યન્ત સાદી (पत्रं पुष्पं ઇત્યાદિ અથવા પોતાના ભોજન માટે તૈયાર થએલા અન્નના અર્પણ રૂપે) છે.

(૨૪) ગીતાની ભક્તિ પ્રમાણે ભક્ત જે રીતે શ્રીકૃષ્ણ પાસે જાય છે, તે રીતે શ્રીકૃષ્ણ પણ સામેથી ભક્ત પાસે આવે છે.

(૨૫) ગીતાના યોગો વિવિધ છે, અર્થાત્ ગીતામાં સાંપ્રદાયિક સ્વરૂપનો યોગ નથી. તે રીતે ગીતાના યોગોમાં નવા યોગો ઉમેરવાની શક્યતા ગીતા સ્વીકારતી હોય, એવો ખ્યાલ ગીતા ઉપરથી ઉત્પન્ન થાય છે. તેમજ ગીતાની વિભૂતિઓમાં મહાભારત સુધીના પાત્રોનો સમાવેશ છે, તેથી ગાંધીજી, શિવાજી, જેવી વ્યક્તિઓને પણ ગીતા મુજબ વિભૂતિઓમાં માન્ય રાખી શકાય.

(૨૬) ગીતાનો દરેક અધ્યાય એક યોગ રજૂ કરે છે; તે યોગ તે જ અધ્યાયમાં સંપૂર્ણ રીતે રજૂ થાય છે. એ રીતે ગીતાનો દરેક અધ્યાય **એક એકમ** છે. અમુક વિષયો, જેમકે સંન્યાસ કરતાં યોગની ઉત્તમતા, શ્રીકૃષ્ણની પરાત્પરતા, સૃષ્ટિપ્રક્રિયા ઇત્યાદિ, જુદા જુદા અધ્યાયોમાં એક જ રૂપે અથવા પૃથક રૂપે આપેલા છે. જે વિષય એક જ રૂપે ફરીથી જ્યાં રજૂ થયો છે ત્યાં તેની ઉક્તિ પુનરુક્તિ રૂપ દોષ નથી. પણ દરેક અધ્યાય એક સ્વતઃપૂર્ણયોગ પ્રકાર આપે છે, માટે તે એક જરૂરી ઉક્તિરૂપે છે. તેમજ એક વિષય એક અધ્યાયમાં અગાઉ દર્શાવેલા રૂપ કરતાં રૂપાન્તરથી બીજા અધ્યાયોમાં ગીતા રજૂ કરે છે ત્યારે ગીતા 'પરસ્પર વિરોધી વિધાનો' કરતી નથી, પણ સૃષ્ટિપ્રક્રિયા કે ઇતર સિદ્ધાન્તમાં જુદો મત ધરાવનાર સાધક માટે ગીતા તે સાધકને રુચતી સૃષ્ટિ-પ્રક્રિયા કે રુચતા સિદ્ધાન્ત દ્વારા તેને ખાસ ઉપયોગી એક વિશિષ્ટ યોગ પ્રકાર રજૂ કરે છે.

(૨૭) ગીતા નિષ્કામ પ્રવૃત્તિ (યોગ) નો ઉપદેશ આપે છે, માટે તે પ્રવૃત્તિરૂપે જ ગીતાનું તત્ત્વજ્ઞાન રજૂ થયું છે, એમ જો કોઇ કહે તો કહી શકે.

(૨૮) ગીતા નિરાકાર પર તત્ત્વ સ્વરૂપને બદલે સાકાર પર તત્ત્વ સ્વરૂપને પસંદ કરે છે. પણ નિરાકારનો વિરોધ કરતી નથી. બન્ને સ્વરૂપો સગુણ તેમજ નિર્ગુણ છે.

(૩૦) ગીતામાં કર્મયોગ કરતાં ભક્તિયોગ વધારે સારો કહ્યો છે, જો કે કર્મયોગ કરતાં ભક્તિયોગ વધારે અઘરો છે (૧૨.૮-૧૧). એ રીતે કર્મયોગી સ્થિતપ્રજ્ઞ કરતાં ભક્તિયોગી ભક્ત વધારે ઉત્તમ છે, એમ ગીતા માને છે, સ્થિતપ્રજ્ઞને સર્વશ્રેષ્ઠ યોગી નથી કહ્યો.

(૩૧) ગીતામાં અમુક યોગ પ્રકારો એવા છે જેમાં ઇશ્વરમાં માન્યતા કે ઇશ્વરની ભક્તિ આવશ્યક અંગ કે સાધન રૂપે નથી; જેમકે સ્થિતપ્રજ્ઞવાળો કર્મયોગ **જેની નિષ્કામકર્મજન્ય જીવનશાન્તિને જ ગીતાએ બ્રાહ્મી સ્થિતિ કહી છે** (૨.૭૧). જુઓ ગીતા ૭.૩. ગી. ૧૭

માં Duty for Duty's Sake નો સાદો ઉપદેશ છે. ગીતાના અમુક યોગોમાં પ્રકૃતિના જ કર્તૃત્વમાં માનીને યોગનો ઉપદેશ આપ્યો છે. તે પ્રકૃતિ ઈશ્વરની છે, એમ પણ ગીતા નથી કહેતી.

(૩૨) ગીતા વૈદિક કામ્યકર્મધર્મની કામ્યતા ત્યજીને કર્મપ્રવૃત્તિને સ્વીકારે છે, ઔપનિષદિક સંન્યાસમાંથી કર્મસંન્યાસને ત્યજીને ફલસંન્યાસને માન્ય રાખે છે; તદુપરાંત વૈદિક યજ્ઞ અને યજ્ઞની ભાવનાને તેમજ ઔપનિષદિક સૃષ્ટિપ્રક્રિયાઓ, તથા તપ, શ્રદ્ધા વગેરેને પણ સ્વીકારે છે. ગીતા ધર્મશાસ્ત્રોના જીવગત મૌલિક કર્તૃત્વને ત્યજે છે પણ તેની જન્મપ્રાપ્તકર્મપરાયણતાને ગીતા કબુલ રાખે છે. પ્રાચીન પૌરાણિક દેવો, તેમના પૂજનવિધિઓ, અને કામ્યફલપ્રાપ્તિને રૂપાન્તર આપીને ગીતા માન્ય રાખે છે. વૈદિક સંસ્કૃતિની કામ્યતાનો પણ સ્વીકાર આર્ત અને અર્થાર્થીની ભક્તિ રૂપે અને (વૈદિક દેવને બદલે) શ્રીકૃષ્ણને અર્પિત થએલા યજ્ઞરૂપે ગીતામાં દેખાય છે.વર્ણધર્મની કામ્યતાનો "धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ" માં અપ્રતિષેધ ગીતાએ કર્યો છે.—આમ ગીતાએ અનેક રીતે ગીતાની સમકાલીન વૈદિક, ઔપનિષદિક, ધર્મશાસ્ત્રની વર્ણધર્મીય અને પૌરાણિક સંસ્કૃતિઓ સાથે સહકાર, સમાધાન, સહઅસ્તિત્વ અને સહાનુભૂતિવાળું વલણ દાખવ્યું છે, ભાગવતાદિ પુરાણોનો તીર્થયાત્રા, વ્રતનિયમ, જપતપ, ભગવાનના જન્મોત્સવ મંદિરમાં દેવદર્શન, કુટુમ્બિજનો પ્રતિ વૈરાગ્યઉપેક્ષાવાળો ધર્મ ગીતામાં નથી, પણ ગીતા ૧૨ માં સંન્યાસી ભક્ત (યોગી ભક્ત સાથે) કહેવામાં આવ્યો છે.

(૩૩) ગીતાએ અનેક સૃષ્ટિપ્રક્રિયાઓ, અનેકવિધ મોક્ષસ્વરૂપો પર તત્ત્વના ઉભયવિધ સ્વરૂપો, તેમજ તે ઉભય રૂપોમાં પરસ્પર ગૌણ પ્રાધાન્યવાળાં બે બીજાં સ્વરૂપો, ખુદ યોગ—જે ગીતાનો મુખ્ય વક્તવ્ય વિષય જ છે તેના જ અનેક પ્રકારો સ્વીકાર્યા છે; તે રીતે ગીતા તદ્દન બિન સાંપ્રદાયિક છે. ગીતા પોતાના વિરોધી સંન્યાસને પણ એક શક્ય (મોક્ષ

આપનારી ) જીવનનિષ્ઠા તરીકે માન્ય રાખે છે. તે સર્વમાં ગીતાની બિનસાંપ્રદાયિકતા જ સિદ્ધ થાય છે.

(૩૪) ગીતા મુજબ થએલું યુદ્ધ અને તેમાં થએલી હિંસા નીતિ–અનીતિના સિદ્ધાન્તોથી પર છે. તે હિંસા આપ્તકામ શ્રીકૃષ્ણ પોતાના અવતાર કાર્યોમાં જે હિંસા કરે છે તે છે. તે હિંસા સશસ્ત્ર બનીને, યુયુત્સુ થઇને, આવેલાઓની હિંસા છે.—"હું મારી નાંખું" એવા અહંકાર પૂર્વક, સશસ્ત્ર કે નિઃશસ્ત્ર શત્રુની હિંસા કરવાની ગીતામાં મનાઇ છે.— ગીતામાં આવતી, જીવાત્મા અજરઅમર છે, જીવાત્મા નિત્ય જન્મેમરેછે, જીવાત્માનાં જન્મમરણ અજ્ઞેય છે, એ ત્રિવિધ ચર્ચા ઉપરથી ગીતા શત્રુઓની અથવા ઇતરની હિંસાને સંમતિ કે પ્રેરણા નથી આપતી; તે ત્રિવિધ ચર્ચા તો યુદ્ધમાં થતી પ્રાણીઓની કતલ અને તેથી થતાં મરણ માટે થએલા અર્જુનના શોકને દૂર કરવા માટે છે; કતલ કરવાને તેને ઉત્સાહિત કરવા માટે નથી. સાંખ્યયોગનો પાયો નિષ્કામ અને નિરહંકાર યુદ્ધમાં છે.

( ૩૫ ) ગીતામાં સાંખ્ય, યોગ, વેદાન્ત, પૂર્વમીમાંસા, એ પૈકી કોઈ એકપણ 'દર્શન' રૂપે દેખાતું નથી. ગીતા પોતે કોઈ સાંપ્રદાયિક 'દર્શન' આપતી નથી. અમે અન્યત્ર સિદ્ધ કર્યું છે કે ગીતાની ( અ. ૭ ની ) બે પ્રકૃતિઓ અને ( અ. ૮ ના ) બે અવ્યક્તોની જગાએ એક પ્રકૃતિ અને એક અવ્યક્ત તત્ત્વ પૂરતું છે, એમ દલીલ કરીને સાંખ્ય દર્શનનો એક પ્રવાહ ઉત્પન્ન થતો હોય તેમ મોક્ષધર્મપર્વમાં ( સૌથી પ્રથમ સાંખ્ય નામથી ) દેખાય છે. તે પર્વમાં સાંખ્ય અને યોગ નામથી જાણીતા પ્રવાહો છે, 'દર્શન' નથી. તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં પ્રથમ વેદાન્ત, સાંખ્ય વગેરે નામના 'પ્રવાહો' હતા; પછી 'દર્શનો' બન્યાં છે.

( ૩૮ ) ગીતામાં કામ શબ્દ વૈદિક સંસ્કૃતિમાંથી આવ્યો છે; તેનો અર્થ સ્વર્ગ, પશુ વગેરે ફલની કામના થાય છે, માટે સકામકર્મ એટલે આપણું સ્વાર્થ માટે કરેલું કર્મ. ગીતામાં કામ એટલે ઇન્દ્રિયજન્ય-વિષયસુખેચ્છા ( Lust ) એવો અર્થ નથી. ગીતાના 'કામ' ની જગાએ પાછળથી બૌદ્ધોએ વિશાળ અર્થમાં તૃષ્ણા શબ્દ વાપર્યો હતો.

( ૩૯ ) ગીતા 'જ્ઞાની' ને માટે બ્રહ્મવિદ્ ઉપરાંત વિદ્વાન્, મુનિ, પંડિત, તત્ત્વવિદ્, વગેરે શબ્દો વાપરે છે.

( ૪૦ ) 'ગીતા' પોતે **ગવાયેલી ઉપનિષદો** છે. અને **જુદા અર્થમાં**, ગીતામાં ઉપનિષદોનો અર્થ ( સાર ) ગવાએલો પણ છે. આ બન્ને વસ્તુઓ અલગ અલગ છે.

ઉપર દર્શાવેલા ગીતાબોધના અંશો વેદો, ઉપનિષદો, માનવધર્મ-શાસ્ત્ર જેવી સ્મૃતિઓ, પુરાણો, વગેરેથી ગીતાની વિશિષ્ટતા રજૂ કરે છે. ગીતા મુજબ કેવળ કામકામી ( અધ્યાય ૧૬ ), અને કેવળ સંશયાત્મા, એ બે સિવાય બીજા બધા માનવોનો ઉદ્ધાર સહેલો છે. આ ગીતાનો ભવ્ય બોધ છે.

આ નિવેદન પૂરું કરું છું ત્યારે મને એક બે સ્મરણો થાય છે. ૧-૬-૪૧ ના અરસામાં હું નીમ્બાળમાં પૂ. ગુરુવર પ્રો. આર. ડી. રાનડે સાહેબના સાંનિધ્યમાં લાંબો સમય રહ્યો હતો. અમે ઉપનિષદો-ગીતા-બ્રહ્મસૂત્રના આચાર્યોના અર્થો વિશે ખૂબ ચર્ચા કરી હતી. મને એમની પાસેથી જાણવાનું ઘણું મળ્યું હતું. બ્રહ્મસૂત્રના મૂળ અર્થ સંબંધી એમનાં ભાષણો ( કલકત્તા યુની. માં આપેલાં ?) એમણે મને બતાવ્યાં હતાં. સૂત્રાર્થ વિશે હું જે લખાને લઇ ગયો હતો, તેના જેવું એમણે કરેલા સૂત્રોના અર્થમાં પણ હતું. હું મારા કરેલા અર્થોમાં ખૂબ-જરા વધારે પડતો-ઉત્સાહ ધરાવતો હતો. પછી એક દિવસ મને એમણે કહ્યું: Modi, it is alright. Saukara says this; Ramanuja says this; we have discussed a good deal. But what do you say about God?-પૂ. રાનડે સાહેબના આ પ્રશ્નનો તાત્કાલિક ઉત્તર તો મેં એવો આપ્યો કે I have not yet thought of it but I like the view of Madhusudana Sarasvati, અને પછી ध्यानाभ्यासवशीकृतेन मनसा तन्निष्क्रियं निर्गुणम् तथा सर्वं ज्ञानमद्वयसुखम् यद्ब्रह्म गत्वा गुरुम्-

એ બે શ્લોકો ઉત્સાહપૂર્વક પૂ. રાનડે સાહેબને મુખપાઠથી સંભળાવ્યા. પણ એમના ઉપલા પ્રશ્ને મને વિચારમગ્ન કર્યો. પૂ. **રાનડે સાહેબનો આ પ્રશ્ન ૧૯૪૧થી મને વારંવાર યાદ આવ્યા કરે છે.** એ પ્રશ્ન જ બધા પ્રશ્નોમાં સૌથી વધુ અગત્યનો છે.

## પ્રાર્થના

૧૯૪૮થી ૧૯૫૩ માં હું અમુક બાબત અંગે ખૂબ મુઝવણ અનુભવી રહ્યો હતો. પૂ. રાનડે સાહેબના ઉપલા પ્રશ્ન પહેલાં, તેમજ પછી પણ, હું હમેશાં મને ગમતું થોડું વાચન મુખપાઠની જેમ–ગીતા–ભાગવત–ઉપનિષદોમાંથી કરી જતો અને મનમાં આનન્દ અને શાન્તિ અનુભવતો. પણ આ વર્ષોમાં જાણે કે તે શ્રદ્ધા–શાન્તિની કસોટી થઇ. હું અહીં વિશેષ વર્ણનમાં નહીં ઊતરું; પણ બરાબર આ સમયે મારા જાણવામાં શ્રીસાઇ-સચ્ચરિત્ર આવ્યું. ગીતા–ઉપનિષદોના અર્થ મુજબ મને સમજાયેલ પરબ્રહ્મના મૂર્તિમાન સ્વરૂપ તરીકે જ માની શ્રી સાઇબાબાની સ્તુતિ મેં કરી. હું કસોટીમાંથી સહીસલામત પાર ઊતરી ગયો અને મને લાગ્યું કે મારાં લખાણોવિચારોમાં તેમજ ઇતર ઐહિક બાબતોમાં અક્ષર તથા પુરુષ ઉભયાત્મક પર તત્ત્વના પ્રત્યક્ષ આવિર્ભાવરૂપ સાઇબાબા જ વર્ષોથી, કદાચ જન્માન્તરોથી, મારું રક્ષણ કરી રહ્યા છે. આજે આ મારી ભાવના હવે તો સવિશેષ દૃઢ છે. નિવેદનના અન્તે હું વાચક પાસે આ પ્રસંગો રજૂ કરું છું કેમકે તેમ કર્યા વગર મારું આ ' નિવેદન ' અધૂરું રહી જતું હતું, એમ મને થયું છે. જે પુસ્તક આ નિવેદન સાથે પ્રકટ થાય છે તેની પ્રેરણા અને તે પછીની બીજી બધી અનુકૂળતા અને મારા જીવનની સર્વ સરળતા જેનાથી હું મારો અધ્યયન–અધ્યાપનનો તથા ઇતર વ્યવહાર અવિચ્છિન્ન ચાલુ રાખી શકું છું–તેના સંજોગો " भक्तावनप्रतिज्ञ " અને " शरणागतवत्सल " શ્રી સાઇબાબા પાસેથી મને પ્રાપ્ત થયા છે. આ પુસ્તકનો સર્વ સદ્અંશ એમનો સ્ફુરાવેલો જ છે, એવીમારી દૃઢ શ્રદ્ધા છે. એ દિવ્ય શક્તિને

આ મારી વાક્યપુષ્પાંજલિ અર્પું છુ મને એ શકિતનુ પ્રથમ જ્ઞાન જેમની દ્વારા થયુ છે તે વ્યકિતઓમા મારા નિકટના સ્નેહી શ્રી જયન્તીલાલ પારેખ મુખ્ય છે, તેમનો પણ હું ઋણી છુ શ્રી પૂજ્યતમ સાઈબાબાની પ્રાર્થનામા હમેશા સવારસાંજ સહકાર આપનાર મારા કુટુમ્બીજનોનો નિર્દેશ અહીં કરવો જરૂરી ન હોય એ સૌની સાથે થતી મારી દૈનિક પ્રાર્થનાની વિનતિ પૂ સાઈબાબાને કરી હુ અહીં વિરમીશ —

> भवे भवे यथा भक्तिः पादयोस्तव जायते ।
> तथा कुरुष्व देवेश नाथस्त्व नो यत प्रभो ॥

મહાશિવરાત્રિ
વડોદરા
૧૧-૨-૬૪*

પ્રતાપરાય મો. મોદી

---

* આ પુસ્તકનુ શોધપત્ર આપવાનું બાકી છે મુદ્રણની તથા બીજી ભૂલો સુધારીને વાચવા સુજ્ઞ વાચકને વિનંતી છે.

# પ્રસ્તાવના

આ સાથે ગીતાના બોધમાં સામાન્ય રસ ધરાવનાર પરંતુ ગીતાનાં વચનોના પૌર્વાપર્યની વિચારણાપૂર્વક ગીતાનો અભ્યાસ કરનાર ગીતા-જિજ્ઞાસુ માટે ગીતાનું એક સરળ ભાષાન્તર રજૂ કરવામાં આવે છે.

ધર્મ–તત્ત્વજ્ઞાનના ગ્રન્થોમાં ગીતાનું સ્થાન અનન્ય છે. તેનું મુખ્ય કારણ ગીતા પોતે જ છે. ગીતાના ' નિષ્કામ કર્માચરણ ' માં એક એવી વિશિષ્ટતા છે કે અલ્પજ્ઞ અથવા અજ્ઞ વાચક પણ ગીતાના વાચન માત્રથી ગીતાનો મૂળભૂત ભાવાર્થ, શ્રીકૃષ્ણની ભક્તિપૂર્વક સ્વવર્ણધર્માચરણ, સ્વતઃ સમજી જાય છે, તદનુસાર આચરણ કરે છે અને પરિણામે જીવનમાં શાન્તિનો અનુભવ કરે છે. પણ ગીતાનો શબ્દશઃ અર્થ સમજવા પ્રયત્ન કરનારને તેના પ્રયત્નના બદલામાં અધિક અને ચિરસ્થાયી આનન્દ મળે છે કેમકે તે આનંદ બુધ્ધિ અને હૃદય બંનેમાં દૃઢ થએલો હોય છે. ગીતાના શબ્દાર્થની સમજણ દ્વારા લોકોમાંથી ધર્માંધતા, સાંપ્રદાયિકતા દૂર થાય છે અને સર્વધર્મસમભાવ પ્રકટ થાય છે.

ગીતાનો શબ્દાર્થ સમજવા માટે અમુક બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ : (૧) ગીતાના દરેક અધ્યાયને અન્તે એક *ઇતિશ્રી* છે. એ *ઇતિશ્રી* શ્રીશંકરાચાર્યના ભાષ્યની પહેલાની છે. જેણે ભીષ્મપર્વમાં "ગીતાપર્વ" દાખલ કર્યું તેને પણ મૂળગીતાના અધ્યાયોની આ *ઇતિશ્રી* પ્રાચીન પરંપરાથી મળેલી.

(૨) આ ઇતિશ્રીમાં દરેક અધ્યાયને એક અમુક યોગ જેમકે અર્જુનવિષાદયોગ, સંખ્યયોગ ઇત્યાદિનું નામ આપવામાં આવ્યું છે. કોઈ હસ્તપ્રતમાં અર્જુનવિષાદયોગ નામની જગાએ અર્જુનવિષાદ એટલું

જ નામ છે; પણ તે નામ આપનારે પૂરી સમજણ વગર યોગ શબ્દ કાઢી નાખ્યો લાગે છે. આ દરેક નામને તે જ અધ્યાયના અમુક શ્લોકોના વિષય સાથે ગાઢ સંબંધ પણ છે. તે સંબંધ ઉપરથી તે નામ સમજવાનું અઘરું નથી. (જુઓ જુદા જુદા અધ્યાયની અમારી નોંધ.)

(૩) ભીષ્મપર્વના જે વિભાગમાં મૂળગીતા છે તેને **ગીતાપર્વ** કહ્યું છે. પણ તે વિભાગને श्रीमद्भगवद्गीतानां उपनिषदां पर्व અથવા श्रीमद्भगवद्गीतोपनिषत्पर्व (ભગવાનથી ગવાએલી ઉપનિષદોનું પર્વ) એ નામ આપવું જોઇતું હતુ. મૂળગીતાની મૂળભૂત ' इतिश्री'માં श्रीमद्भगवद्गीतायाम् " અથવા માત્ર " गीतायाम् " શબ્દ ( જેમકે पाण्डवगीतायाम्, अवधूतगीतायाम्, अनुगीता याम् વગેરેમાં છે તેમ ) નથી; પણ " श्रीमद्भगवद्गीतासु " ઉપરાંત "उपनिषत्सु " છે. જે સમયે भीष्मपर्व બનાવાયું તે સમયે મૂળગીતા એટલે श्रीमद्भगवद्गीता. उपनिषदःને ટૂંકમાં " गीता" નામ અપાઇ ગયું હશે; અને ખૂબ પ્રચારમાં પણ આવી ગયું હશે; તેથી જ્યારે ' મહાભારત ' બન્યું ત્યારે 'गीतापर्व', 'अनुगीता' અને એવા 'गीता' પ્રયોગવાળા શબ્દો મહાભારતમાં વપરાયા. ગીતાનો અર્થ કરનારાઓ "ગીતા" એટલે માત્ર 'song' 'ગીત' એમ અર્થ ન જ કરી શકે. 'ગીતા' શબ્દનો મૂળગીતામાં અર્થ 'ગવાએલી' (સ્ત્રીલિંગ) લઇને, બહુવચનનું રૂપ લઇને, 'उपनिषदः' શબ્દ (સ્ત્રીલિંગ)ના વિશેષણ તરીકે સમજીને, 'ભગવાનથી ગવાએલી (ઉપનિષદો)' એમ અર્થ જ કરી શકાય. અહીં उपनिषद् શબ્દ 'यदेव विद्यया करोति श्रद्धया उपनिषदा (છા.૧.૧.૧૦) તથા यदेव विद्यया इति हि (બ્ર.સૂ.૪.૧.૧૮) ને અનુસરીને સમજાવવો જોઇએ, અર્થાત્ उपनिषदा करोति પ્રમાણે ઉપનિષદ એટલે 'કર્મ કરવાની ચાવી', કર્મ કરવાની સમજણ, कर्मसु कौशलम्, સ્વકર્મ, યુદ્ધ જેવું પણ કર્મ, નિર્લેપ રહીને કરવાની આવડત, એમ અર્થ લેવો જોઇએ. ગીતાના જુદા જુદા અધ્યાયો જુદા જુદા મનુષ્યને માટે આવી જુદી જુદી સમજણ આપે છે.

(૪) આ ઇતિશ્રીમાં દરેક અધ્યાયને, પ્રથમ અધ્યાયને પણ, "બ્રહ્મવિદ્યા" કહી છે. ગીતા ૨.૭૧માં બ્રહ્મજ્ઞાન ન મેળવ્યું હોય છતાં નિષ્કામ કર્મ કરનારની મનની સ્થિતિને જ "બ્રાહ્મી સ્થિતિ" કહી છે. એ રીતે ખરા ઊંડા વિષાદથી મળતી શાન્તિની મનોદશાને (યોગને) ગીતા ૧ની ઇતિશ્રીમાં બ્રહ્મવિદ્યા જ મૂળગીતાકાર કહે છે.

(૫) મૂળ ગીતાનું બીજું નામ જ યોગશાસ્ત્ર છે. અને આ યોગશબ્દ ગીતામાં સમત્વ (૨.૪૮) વગેરે શબ્દ દ્વારા અનેક વાર સમજાવવામાં આવ્યો છે. યોગ શબ્દ ગીતામાં રૂઢ અર્થમાં વપરાયો છે, કેમકે "સમત્વં યોગ ઉચ્યતે"માં ઉચ્યતે દ્વારા કહ્યું છે કે સમત્વને યોગનું નામ અપાયું છે. માટે ગીતામાં "યોગ" એક પારિભાષિક શબ્દ અથવા 'સંજ્ઞા' છે (૬.૨૩). તેથી 'યોગ'ને યૌગિક રીતે ન જ સમજાવાય.

ભાષ્યકાર આચાર્યો તેમજ બીજા વિદ્વાનો પણ "યુજ્યતે અનેન (જીવઃ બ્રહ્મણા સહ અનેન જ્ઞાનેન અથવા સાધનાન્તરેણ યુજ્યતે) ઇતિ યોગઃ" એમ યૌગિક અર્થ બનાવી સ્વસાંપ્રદાયિક અર્થ કરે છે; તે રીતે પોતાનાં જ્ઞાન, ભક્તિ વગેરેના સંપ્રદાયને પુષ્ટ કરે છે. પણ ગીતામાં 'યોગ' એક રૂઢ શબ્દ છે અને ગીતામાં 'યોગ' શબ્દની જે સમજુતિઓ આપી છે તે બધી ઉપરથી એક અર્થ "સમત્વ (હર્ષશોકરહિતપણું)" કહ્યો છે.

(૬) ઉપરાંત, ગીતાનું એક નામ શ્રીકૃષ્ણાર્જુનસંવાદ પણ છે; પણ ગીતામાં અર્જુન ઉવાચ આવે છે; 'શ્રી કૃષ્ણ ઉવાચ' નથી આવતું; શ્રી ભગવાનુવાચ આવે છે; અને અર્જુન શ્રીકૃષ્ણને અચ્યુત, ગોવિંદ. મધુસદન, જનાર્દન વગેરે નામોથી સંબોધે છે. વળી. સંવાદને બદલે કેટલાક અધ્યાયોમાં (૧૫,૧૬, વગેરેમાં) અર્જુન બોલતો જ નથી અને આખો અધ્યાય શ્રીભગવાન બોલે જાય છે (આપણે કલ્પના કરવાની કે અર્જુન સાંભળે છે!) –આ રીતે ભગવાનથી ગવાએલી ઉપનિષદો એક પછી એક આપવાનો જ ગીતોપનિષત્કારનો ઉદ્દેશ સ્પષ્ટ થાય છે. શ્રીભગવાન્, અચ્યુત, જનાર્દન, હૃષીકેશ, ગોવિંદ, પુરુષોત્તમ

વગેરે શબ્દો ભાગવત અથવા પાંચરાત્ર નામના, શ્રીમદ્ભગવદ્ગીતાઃ ઉપનિષદઃની પછી ઘણે કાળે થએલા, એક ભક્તિ ''સંપ્રદાયમાં'' પરાત્પર તત્ત્વ માટે વપરાયા છે. ગીતામાં ભક્તિ છે, પણ ભક્તિનો એકે સંપ્રદાય નથી. માટે ''પાંચરાત્ર સંપ્રદાય'' બન્યો હશે તે અગાઉ ઘણા કાળ સુધી જનાર્દન, ભગવાન, ગોવિંદ વગેરે શબ્દો પુરુષ અથવા શ્રી કૃષ્ણ જે 'પરાત્પર' તત્ત્વ જ મનાતા હતા, તેને માટે વપરાયેલા હતા. ગીતાના સમયમાં ગોવિન્દ, માધવ, અચ્યુત વગેરે શબ્દો ''વૈષ્ણવ સંપ્રદાય''નાં નહીં પણ શ્રીકૃષ્ણ શબ્દની જેમ માત્ર 'પુરુષ' (=સાકાર) રૂપ પર તત્ત્વનો જ વાચક છે

(૭) ઉપર કહ્યું તેમ ગીતાના જુદા જુદા અધ્યાયોને અર્જુનવિષાદ-યોગ, સાંખ્યયોગ, કર્મયોગ એમ નામો આપવામાં આવ્યાં છે. આ નામોને ''તે જ અધ્યાયના'' અમુક શ્લોકો સાથે ગાઢ સંબંધ છે. માટે જ એ દરેક નામ સાર્થક છે. આ નામો મૂળ 'યોગ' શબ્દ સાથે અમુક શબ્દો-નો સમાસ કરીને બનાવેલા છે, માટે કર્મ દ્વારા સમત્વ અથવા યોગ એટલે કર્મયોગ, ભક્તિ દ્વારા સમત્વ એટલે યોગ તેનું નામ ભક્તિયોગ, એમ અઢાર અધ્યાયનાં નામો સમજવા જોઇએ

(૮) ગીતામાં મુખ્ય વક્તવ્ય યોગ જ છે, એમ અનેકવાર સ્પષ્ટ કહ્યુ છે તે હકીકત સાથે યોગ શબ્દવાળા કર્મયોગ (=કર્મ દ્વારા યોગ) વગેરે સમાસો બંધ બેસે છે.

(૯) અર્જુન જેવો ઊંડો વિષાદ મનુષ્યને થાય અને તે દ્વારા જ તે મનુષ્ય નિષ્કામ કર્માચરણ એટલે સમત્વ (=યોગ) પ્રાપ્ત કરે તો તે અર્જુનવિષાદયોગ કહેવાય. કોઇ વિશિષ્ટ જનના ''વિષાદમાંથી'' ઘણાઓને સંન્યાસ તરફ વૃત્તિ ઉપનિષદસમયમાં થતી. અને એ પ્રવાહમાં પાછળથી બુદ્ધ ભગવાન થયા તેમના ''વિષાદસંન્યાસ''ની જગાએ મનુષ્યે વિષાદયોગ ગ્રહણ કરવો અને અર્જુન જેવા વિષાદ દ્વારા યોગ (=અર્જુનવિષાદયોગ) મનુષ્યે પ્રાપ્ત કરીને સંસારમાં રહેવું, એમ ગીતા કહેવા ઇચ્છતી લાગે

છે. ' रामविषाद ' પછી રામને યોગનો બોધ વસિષ્ઠ ઋષિએ આપેલો ( યોગવાસિષ્ઠ વૈરાગ્ય પ્રકરણ).

(૧૦) ગીતા મુજબ નિષ્કામ કર્માચરણ કરતા કરતા મનુષ્ય કોઈ વાર સકામ કર્મો પણ કદાચ કરી નાંખે; પણ મનુષ્યે પ્રયત્ન ચાલુ રાખવાનો છે. જો મનુષ્ય સકામ કર્મ જ કરે તો તે નિન્દાપાત્ર છે, જો નિષ્કામતા પ્રાપ્ત કર્યા પહેલાં સંન્યાસ લે તો તે મનુષ્ય મિથ્યાચારી છે પણ નિષ્કામ કર્મ કરતાં કરતાં અમુક સમય પછી એટલો વિકાસ સધાય કે જેથી મનુષ્ય સ્વાભાવિક રીતે બધાં કર્મો ફલાસક્તિ વગર જ કરતો થઈ જાય તો તે વિકાસકક્ષાને नैष्कर्म्यसिद्धि કહેવાય છે नैष्कर्म्यसिद्धिએ પહોચ્યા પછી જ મનુષ્યને "સંન્યાસ ગ્રહણ કરવાનો અથવા નિષ્કામ કર્માચરણ ચાલુ રાખવાનો", વિકલ્પ મળે છે, ગીતા નિષ્કામકર્માચરણ ચાલુ રાખવાના વિકલ્પને "પસંદગી આપે છે," અને તેને જ योग કહે છે; તે योग સંન્યાસ કરતાં ઘણો ઉત્તમ છે એમ ગીતા કહે છે. (અને તેના ઘણાં કારણો તથા સાધનો ગીતા આપે છે.) આ योगને આપણે "फलयोग" કહેવો, અને नैष्कर्म्यसिद्धि "પહેલાના" નિષ્કામ કર્મને "સાધનયોગ" કહેવો. સાધનયોગથી ચિત્ત નિષ્કામ બને છે (ચિત્તશુદ્ધિ થાય છે); ફલયોગથી જનકની જેમ લોકસંગ્રહ કરાય છે ગીતા "योगशास्त्र" છે અર્થાત् फलयोगનુ શાસ્ત્ર છે.

(૧૧) ગીતાના योगो જેમકે ध्यानयोग, साख्ययोग, कर्मयोग, भक्तियोग વગેરે જુદી જુદી વ્યક્તિઓ માટે છે, એમ ગીતા પોતે જ (૧૩.૨૪-૨૫ केचित्, अन्ये, अपरे, अन्ये तु) કહે છે. "अपरे योगिनः (૪.૨૪-૩૦)" દ્વારા પણ ઘણા પ્રકારના યોગીઓ કહ્યા છે. "સર્વ પ્રકારના યોગીઓમાં" ભક્તિયોગી ઉત્તમ છે (૬.૪૭) અર્થાત્ યોગીઓ "અનેક પ્રકારના" છે; અને

(૧૨) 'કર્મયોગી' (ગીતા ૨.૪૦-૭૨ અને ગીતા ૩.૧-૯) જેનુ નામ स्थितप्रज्ञ છે તેનાં કરતા પણ "भक्तियोगी" (જેનું વર્ણન ખાસ

કરીને ૧૨.૧૨-૨૦માં છે તે) ઉત્તમ છે. ૧૨.૮-૧૧ અને ૧૨માં પણ ભક્તિયોગવાળાને કર્મયોગવાળા કરતાં ઘણો ઉત્તમ કહ્યો છે.

(૧૩) ગીતામાં નજર નાંખીએ તો ગીતાના અધ્યાયો પરસ્પર સ્વતંત્ર જ લાગે છે અમુક અધ્યાયોના પ્રારંભો જ સ્વતંત્ર છે. "દરેક આગલા અધ્યાયમાંથી દરેક પાછલો અધ્યાય ઉત્પન્ન થતો" નથી; તેમજ, એક વાર એક બાબત આવી ગઇ હોય તેની જ વિશેષ વિગત જેમ આચાર્યો કહે છે તેમ પાછળથી કોઇ અધ્યાયમાં આપવાનો ઉદ્દેશ ગીતામા નથી.

(૧૪) પણ ગીતાનો દરેક અધ્યાય એક **સ્વતઃસંપૂર્ણ** યોગ-પ્રકાર આપે છે. તે કારણને લીધે અમુક બાબતો (अ) સંન્યાસ અને યોગની તુલના, (आ) કામનો (ફલાસક્તિનો) ત્યાગ, (इ) વૈદિક કામ્ય કર્મ સાથે નિષ્કામ કર્મની સરખામણી, (ई) શ્રીકૃષ્ણની સર્વોત્તમતા, ઇત્યાદિ બાબતો, ઘણા અધ્યાયોમાં ફરીફરીને આપી છે. તે પૂર્વોક્તના સ્પષ્ટીકરણરૂપે નથી કે પુનરુક્તિદોષ રૂપે પણ નથી. ગીતા પશ્ચિમના વિદ્વાનો માને છે તેવા પુનરૂક્તિદોષોથી તદ્દન મુક્ત છે.

(૧૫) નિષ્કામકર્મઆચરણ કેવી રીતે કરી શકાય તે પ્રશ્નના અનેક ઉત્તરો જુદા જુદા અધ્યાયોમાં ગીતામાં આપ્યા છે. તે ઉત્તરો ભિન્નભિન્ન છે, અને કોઇ કોઈ ઉત્તરો પરસ્પર વિરોધી પણ છે, જેમકે (अ) "મનુષ્યની અને કુદરતની પ્રવૃત્તિનું ઉદ્‌ભવ કારણ સ્વભાવ કે પ્રકૃતિ છે અને ઇશ્વર નથી" એમ એકવાર કહ્યું છે, તો બીજીવાર (अ) "શ્રીકૃષ્ણ જ બધું કરી ગયા છે; મનુષ્ય નિમિત્તમાત્ર જ છે," એમ પણ કહ્યું છે, પણ આ જુદા જુદા યોગો જુદા જુદા મનુષ્યો માટે કહ્યા છે. આજ કારણથી ગીતામાં સૃષ્ટિપ્રક્રિયાઓ અને મોક્ષાવસ્થામાં મુક્તની સ્થિતિની માન્યતાઓ અનેક છે.

(૧૬) ગીતા મુખ્યત્વે સમત્વ (યોગ) શાસ્ત્ર છે. પણ દરેક શાસ્ત્રનું, કામશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, વ્યાકરણશાસ્ત્ર, વગેરેનું ધ્યેય મોક્ષ

જ હોઇ શકે એવી આપણી પ્રાચીન સંસ્કૃતિના નિયમે જ ગીતા એક મોક્ષશાસ્ત્ર છે. "મોક્ષ" વિશે ગીતામાં અનેક વિધાનો છે.

(૧૭) ગીતામાં જ્ઞાનો અનેક છે. અમુક જ્ઞાનથી મોક્ષ મળી જાય છે. તે રીતે મુક્ત થએલાને પણ સંન્યાસ લેવાને બદલે યોગ જ ચાલુ રાખવાની સ્પષ્ટ આજ્ઞા ગીતા આપે છે.

(૧૮) વળી ગીતાનાં ઘણાં જ્ઞાનો નિષ્કામકર્મ (એટલે સમત્વ)માં સાધન, સમત્વ પ્રાપ્ત કરવાની એક દલીલ, તરીકે જ આપ્યાં છે. આ રીતે અમુક જ્ઞાનો (જ્ઞાનની અમુક પ્રક્રિયાઓ) યોગમાં "શેષ" એટલે ગૌણ (સાધન) છે.

(૧૯) ગીતામાં એકેય "જ્ઞાન", કોઇ દર્શનની સ્થાપના કરવા, વેદાન્તદર્શન કે સાંખ્યદર્શન રજૂ કરવા, માટે નથી આપ્યું.

(૨૦) ગીતામાં કૃપણ, બ્રાહ્મણ, અક્ષર, વગેરે અમુક શબ્દો રૂ અર્થમાં પ્રાચીન પરંપરાથી આવેલા છે. ઉપનિષદોમાં બ્રાહ્મણ એટલે અક્ષરજ્ઞાની અને કૃપણ એટલે અક્ષર–અજ્ઞાની એમ અર્થ હતો, પણ ઉપનિષદ પછીની ગીતામાં તે શબ્દ निष्कामकर्मा અને सकामकर्मी (कृपणाः फलहेतवः) માટે વપરાયા છે, અને 'कृपण' શબ્દમાંથી "कार्पण्यदोष" શબ્દ બનેલો છે. कार्पण्य એટલે "ફલની આશાથી સ્વકર્મ કરવા તે."

(૨૧) ગીતામાં, જગતમાં સર્વત્ર ચાલતી પ્રવૃત્તિ (કર્તૃત્વ)નું મૂળ શું છે, તે લગભગ દરેક અધ્યાયનો એક મુખ્ય પ્રશ્ન છે. જીવાત્મા કર્તા નથી, એમ ગીતા કહે છે અને કર્તૃત્વનાં અનેક મૂળો ગીતા વિવિધ પ્રકારના યોગો અને યોગીઓ માટે બતાવે છે.

(૨૨) ગીતામાં, જ્ઞાન, કર્મ, ભક્તિ, (ધ્યાન)–એ સાધનો એક, અમુક નક્કી કરેલા ક્રમમાં જ બધા મનુષ્યોને ઉપયોગી થાય છે, એમ કહ્યું જ નથી. સાધનોનું સૂક્ષ્મ પૃથક્કરણ કરતાં જણાશે કે આમાં જ [illegible] દરેક [illegible] નથી. તે [illegible] યોગમાં જ્યારે

એકથી વધુ સાધનો ઉપયોગી હોય છે ત્યારે તેમનો વિવિધ ક્રમ વિવિધ મનુષ્યો માટે ગીતાએ કહ્યો છે. કોઇ યોગમાં જ્ઞાન બિનઉપયોગી હોય તો કોઇમાં ભક્તિની જરૂર ન હોય; તો વળી, કોઇ યોગમાં બન્નેની જરૂર હોય; કોઇ યોગમાં પહેલા ભક્તિ અને પછી જ્ઞાન ઉપયોગી હોય, કોઇમાં તેથી ઊલટો ક્રમ હોય.

(૨૩) વળી, ગીતાની પહેલાં ઉપનિષદો હતાં; તેમાંથી ગીતાએ ઘણા શબ્દો, વિચારો અને સિધ્ધાન્તો લીધા છે. પણ ગીતાએ પોતે પ્રકૃતિ તત્ત્વ અને ભક્તિ સાધન, એ બે સિધ્ધાન્તો ભારતીય દર્શન શાસ્ત્રમાં સ્પષ્ટ રીતે પ્રથમ વાર જ રજૂ કર્યા છે.

(૨૪) ગીતાના જ દાર્શનિક વિચારોનો અભ્યાસ સાવધાન રહીને કરવા માટે જે અનેક નોંધો આ ભાષાન્તરમાં જુદા જુદા પ્રસંગોએ રજૂ કરી છે, તેમાંથી અમુક મુદ્દાઓ અહીં દર્શાવીએ. ગીતામાં પર તત્ત્વનું નિરાકાર સ્વરૂપ અક્ષર અને સાકાર (પુરૂષાકાર) સ્વરૂપ પુરુષ કે શ્રીકૃષ્ણ—એ બે વચ્ચેનો સંબંધ જુદા જુદા અધ્યાયોમાં જુદી જુદી રીતે આપ્યો છે. ગીતા ૧૨ મુજબ બન્ને સમકક્ષ મુક્તપ્રાપ્ય ધ્યેય છે, અર્થાત્ એક જ પર તત્ત્વ કોઇ ઉપાસકને સાકાર તરીકે તો અન્યને નિરાકાર તરીકે દેખાય છે; એક સ્વરૂપ બીજાથી ન્યૂન કે અધિક બારમા અધ્યાયમાં નથી કહ્યું. પણ ગીતા ૮.૨૧ મુજબ અક્ષર, શ્રીકૃષ્ણનું ધામ છે અને પુરુષથી અપર (નીચું) છે (૮.૨૨). વળી, મુક્તદશામાં આ બન્ને પ્રાપ્ય છે, અને જે ભક્ત અથવા જ્ઞાની જે સ્વરૂપની ઉપાસના કરે તે જ સ્વરૂપ તે મેળવે, એવો સાધારણ નિયમ છે. પણ અક્ષરનો ભક્ત (ઇચ્છા કરે તો) સાકાર શ્રીકૃષ્ણને મેળવે છે (૧૨.૪-૫) અને શ્રીકૃષ્ણનો ભક્ત (ઇચ્છા કરે તો) નિરાકાર બ્રહ્મરૂપ બને છે (૧૪.૨૬–૨૭), એમ પણ ગીતા કહે છે. આ બે વિધાનો શાંકરમત (જેમાં પુરુષ કે શ્રીકૃષ્ણ પર બ્રહ્મથી ન્યૂન છે) અને વાલ્લભ મત (જેમાં અક્ષર રૂપી ધામ શ્રીકૃષ્ણ અથવા પુરુષથી ન્યૂન છે, તે બન્નેથી

ભિન્ન છે. ગીતામાં એક સ્થળે ( ૧૩. ૧૨ ) પર તત્ત્વ નિરાકાર બ્રહ્મ છે એમ કહ્યું છે અને તે **બ્રહ્મમાં** શ્રીકૃષ્ણ *પર* એટલે *પરા* શક્તિ રૂપે છે, એમ ઉમેર્યું છે ( જુઓ શ્રીશંકરના પુરોગામીનો મત ), આવા નવાઇ પમાડે તેવા દાર્શનિક વિચારો ગીતામાં છે, તે શબ્દાર્થને વળગી રહેવાથી જ સમજાય છે.

(૨૫) આપણા પ્રાચીન ગ્રન્થોનો અર્થ કરવાની નૂતન પદ્ધતિનું એક અગત્યનું અંગ મૂળ વાક્યના **સંદર્ભ** ઉપર ધ્યાન આપવાનો નિયમ છે. જેમ સમગ્ર ગીતાનો મુખ્ય ઉદ્દેશ યોગ છે અને દરેક અધ્યાય એક યોગપ્રકાર આપે છે, અને તે રીતે સમગ્ર ગીતાના ધ્યેય અને પ્રત્યેક અધ્યાયના ધ્યેય વચ્ચે સંબંધ છે, તેમ દરેક અધ્યાય અને અધ્યાયના શ્લોકો વચ્ચે પણ સંબંધ છે. આ રીતે તપાસતાં જ અમે નીચે ગીતાના સંક્ષિપ્ત શબ્દાર્થમાં અધ્યાયના શ્લોકોના ' અધિકરણ ' જેવા સમુદાયો ( groupings ) કર્યા છે. ત્રીજા અધ્યાયમાં કર્મયોગના જુદા જુદા પ્રકારો છે, ચોથા અધ્યાયમાં જ્ઞાનકર્મસંન્યાસના પ્રકારો છે, આઠમા અધ્યાયમાં શ્રીકૃષ્ણનો યોગ અને પુરુષનો યોગ અક્ષરબ્રહ્મના યોગ સાથે તુલના કરવા માટે આપ્યા છે, તેરમા અધ્યાયમાં ત્રણ યોગો છે; તે બધી રચના અધ્યાયગત શ્લોકોના સંદર્ભ ઉપરથી જ સમજાય છે. ગીતામાં વર્ણોની સૃષ્ટિ કહી છે, પણ ' વર્ણસૃષ્ટિ ' શ્રીકૃષ્ણનું એક નિષ્કામ કર્મ છે, તે કહેવાનો મુખ્ય ઉદ્દેશ છે. " સ્થિતપ્રજ્ઞ " નામ અસ્થિરમનબુદ્ધિવાળા વૈદિકો જે કામ્ય ફળો અને કામ્ય કર્મોની પાછળ દોડતા હતા અને વારાફરથી એક પછી એક કામનાથી જેમનું મન પ્રચલિત હતું, તેના ઉપરથી બન્યું છે. *કાર્પણ્ય* દોષ એટલે સ્વાર્થ ખાતર, ફલની આશાથી કર્મો કરવાથી થતો દોષ, કેમકે કૃપણાઃ ફલહેતવઃ કહ્યું છે. —આમ વિચારવાથી ખબર પડશે કે ' યોગઃ કર્મસુ કૌશલમ્ ' એટલે ' બીજા અશિક્ષિતને જે કર્મ કરતાં ૧૦ દિવસ લાગે તે કર્મ બે કલાકમાં કરવાની શક્તિ ', એમ અર્થ થતો નથી. ઉદ્ધરેદાત્મનાત્માનમ્ એટલે

આત્માના ઉદ્ધારમાં ગુરૂ જેવાની મદદ લેવાની મનાઇ અથવા તેવી બાહ્ય મદદની નિરૂપયોગિતા વિવક્ષિત નથી. આવાં અનેક દૃષ્ટાન્તો ભાષાન્તરમાં, નોધમાં અમે આપ્યાં છે.

ગીતાનો અર્થ ઘટાવવામાં ધ્યાન પર લેવાના અમુક મુદ્દાઓ ઉપર મુજબ છે. બીજા થોડા વધુ મુદ્દાઓ આ પ્રસ્તાવનામાં ગીતાનો (અઢારે અધ્યાયોનો) શબ્દાર્થ આપ્યા પછી છેવટના ભાગમાં રજૂ કરવામાં આવશે. તદુપરાંત બીજાં સૂચનો ભાષાન્તરમાં વચ્ચે વચ્ચે નોંધમાં આપ્યાં છે. એ બધાં ઉપરથી ગીતાનો અર્થ કરવાની નૂતન પદ્ધતિનો ખ્યાલ મળશે.

આ ગ્રંથમાં આપેલા સરળ અનુવાદમાં નવી અર્થકરણ પદ્ધતિથી ફલિત થતો ગીતાનો અર્થ ટૂંકમાં યોગ છે; અર્થાત્ દરેક મનુષ્યે નિષ્કામ બની સ્વકર્મો કરવા, તો જ તે "કર્મબંધનથી મુક્ત" રહી શકશે, એટલે આપણી સાદી ભાષામાં, જીવનમાં આનન્દ અને શાન્તિ, સંતોષ, અનુભવી શકશે. ગીતા "નિઃસ્વાર્થ બનવું," એમ કહેવાને બદલે "નિષ્કામ," "ફલાસક્તિરહિત" થવું, એમ ભાષા વાપરે છે કેમકે તે શબ્દપ્રયોગ ગીતાપૂર્વની, વૈદિક સંસ્કૃતિની કામ્યતા માંથી ગીતાને મળ્યો છે. આ નિઃસ્વાર્થતા કે નિષ્કામતા સમજવા અને જીવનમાં અનુભવવા માટે જે દલીલ, જે માન્યતા, જે વાદ ( Theory ), જે શ્રદ્ધા, જે સ્થલેથી મનુષ્યને ગળે ઉતરે તે દલીલ કે તે માન્યતા તે સ્થળેથી, તે વ્યક્તિપાસેથી, તે સંસ્કૃતિમાંથી, સ્વઇચ્છાનુસાર સ્વીકારી લેવાની છૂટ ગીતાના જુદા જુદા અધ્યાયોમાં જુદા જુદા મનુષ્યો માટે આ પ્રમાણે હોઇ શકે:— (૧) કોઇ કારણસર મનુષ્યને **સ્વાર્થ ખાતર સ્વકર્મો કરવામાં** ( કાર્પણ્યમાં; કૃપણાઃ ફલહેતવ. ) જ દોષ ( મનની અશાન્તિનું મૂળ કારણ, પાપ ) છે એવું ભાન થાય, અર્થાત્ એક પ્રકારનો ઊંડો વિષાદ થાય; ત્યારે અર્જુન જેવા વિષાદ ઉપરથી ઉપનિષદોના સંન્યાસીઓની જેમ "સંન્યાસનિષ્ઠા"માં જવાને બદલે મનુષ્યે "યોગનિષ્ઠા"માં રહેવું,

એમ ગીતા કહે છે; તેને જ ગીતા "અર્જુનવિષાદયોગ" નામ આપે છે (ગીતા ૧ થી ૨.૧૦). (૨) યુદ્ધ જેવું કરાલ કર્મ દરેક મનુષ્યે, ક્ષત્રિયે પણ, **નિષ્કામ બનીને**, જયપરાજયને સરખા માનીને, કરવું (ગીતા ૨.૧૧–૩૮). "યુદ્ધ" કર્મમાં અહિંસાધર્મનો ભંગ થતો હોય એમ મનુષ્યને લાગે; પણ સશસ્ત્ર શત્રુ સાથે નિઃસ્વાર્થ, નિષ્કામ યુદ્ધકર્મ અહંકારત્યજીને કરનાર(સાંખ્યયોગી)ને ગીતા "અહિંસાધર્મના ભંગથી થતા શોક" ના નિવારણ માટે ત્રણ દલીલો આપે છે– (અ) જીવાત્માને જન્મમરણ નથી, (આ) જીવાત્મા નિત્ય જન્મે છે અને નિત્ય મરે છે, (ઇ) જીવાત્માનાં જન્મમરણ જાણી શકાતાં નથી. આ ત્રણમાંથી કોઇપણ એક દલીલથી જીવાત્માનો "નાશ (હિંસા)" થવાથી પાપ લાગશે એવી શાસ્ત્રભીતિ નિષ્કામયુદ્ધ કરનારના મનમાંથી દૂર થશે. તદુપરાંત, નિષ્કામ–નિઃસ્વાર્થ યુદ્ધ કરનાર મનુષ્ય જો અર્જુનની જેમ ક્ષત્રિય હોય તો તેણે "યુદ્ધમાં મરણ થવાથી સ્વર્ગ મળશે; અને જીતવાથી પૃથ્વીનું રાજ્ય મળશે." એવી વર્ણધર્મમાં સ્વીકૃત **કામના** પણ ત્યજી દેવી, અને પછી યુદ્ધ કરવું, એમ ગીતા (૨.૩૮) કહે છે. સંખ્ય એટલે યુદ્ધ; "**સંખ્ય સંબંધી**" એટલે યુદ્ધમાં જીવાત્માની હિંસા થાય છે કે નહીં, તે સંબંધી **જ્ઞાન** તેનું નામ "સાંખ્ય;" તે જ્ઞાનદ્વારા યુદ્ધકર્મ તેમજ બીજાં કર્મો પણ નિષ્કામ રીતે કરવામાં રહેલા સમત્વને ગીતા સાંખ્યયોગ કહે છે. આ યુદ્ધમાં માનવસ્થાપિત નીતિ–અનીતિની મર્યાદાથી પર, એવી નિષ્કામ કર્મની ભૂમિકા છે. (*It is neither moral nor immoral, but above morality.*) (૩) (અ) પ્રાચીન કાળના વૈદિકો સકામતા (સ્વાર્થસાધકતા)થી સ્વકર્મો કરતા હતા. તેઓ (અને તેમના જેવા સ્વાર્થીઓ)ની અશાંત જિન્દગી સાથે ગીતોક્ત આદર્શ નિષ્કામકર્મી સ્થિતપ્રજ્ઞની શાંત સુખમય જિન્દગીની **તુલના** (૨.૪૦–૭૨), (આ) ઉપનિષદોના સંન્યાસ કરતાં ગીતાનો કર્મયોગ વધારે ઉત્તમ છે તેની **સમજણ** (૩. ૧–૮), (ઇ) વૈદિક યજ્ઞો દ્વારા પોતાના સ્વાર્થની, પુત્ર,

सर्ववातु कर्म–४ १३ આ બધા કર્મો કરવા છતા શ્રીકૃષ્ણ **નિર્લિપ્ત રહે છે. તે દૃષ્ટાન્ત મુજબ સ્વકર્મો કરના,** તે પણ कर्मयोगनो જ એક વધુ પ્રકાર છે ( ४ १–१५ ) (४) (अ) દરેક નિષ્કામ કર્મ अकर्म (સન્યાસ) છે અને દરેક સકામ अकर्म ( સન્યાસ ) ખરૂ જોતા कर्म ( જેટલુ જ બધનકારક ) છે– એ જ્ઞાન ( સમજણ ) દ્વારા **કર્મો કરતી વખતે જ મનુષ્ય સંન્યાસનો અનુભવ કરી શકે છે.** તે રીતે એક નવો યોગ ज्ञानकर्मसंन्यासयोग મળે છે ( ४ १८–२२ ) ( आ ) ઘણા પ્રકારના यज्ञो ( રૂપક, આધ્યાત્મિક સમજણવાળા यज्ञो ) બ્રહ્મના મુખમા અપાય છે ( જેમ સામાન્ય યજ્ઞ અગ્નિના મુખમા અપાય છે તેમ ), તેમાથી કોઇપણ એક **રૂપક યજ્ઞ કરવા ખાતર મનુષ્ય સ્વકર્મ કરે** તો તે મનુષ્ય સન્યાસનો જ અનુભવ કરે છે તવુ જ્ઞાન હોય તો તે **જ્ઞાન વડે कर्म संन्यासना** થતા માનસિક અનુભવ **દ્વારા समत्व** ( યોગ ) મળે છે ( ४ २२–३३A ), ( **इ** ) બીજુ પણ એક જ્ઞાન ( સર્વભૂતો પોતામા અને શ્રીકૃષ્ણમા જોવા, એ સમજણ, ४ ३५ ) છે તે જ્ઞાન મેળ યા પછી તે મુજબ **વર્તન રાખી** સ્વકર્મો કરનારને, તે જ્ઞાનને લીધે કર્મસન્યાસ ( કર્મો કરવા છતા હુ સન્યાસી છુ, એવો અનુભવ ) જ અનુભવાય છે, અને તે રીતે समत्व મળે છે ( ४ ३३B–४२ ) [ અહી જે ત્રણ ( अ, आ, इ ) જ્ઞાનો કહ્યા તેમાથી એક પણ જ્ઞાન મળે પછી મનુષ્ય કર્મો કરવાની ફરજમાથી મુક્ત થાય છે નિષ્કામતા અથવા ચિત્તશુદ્ધિ મળે ત્યાસુધી સ્વકર્મો કરવાની દરેક મનુષ્યની ફરજ છે, તે ફરજ એટલે ફરજીયાત કર્માચરણ, " જ્ઞાન મળતા " સમાપ્ત થાય છે ( *सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते* ) અર્થાત્ તે ભૂમિકામા પહોચનાર મનુષ્ય વિકલ્પે સન્યાસ લઇ શકે, છતા " ફલયોગ " ચાલુ રાખે એમ ગીતા ઇચ્છે છે આ હકીકત જ ४ ३४–४२ અને ५. १–६ મા કહી છે ] ( ५ ) ગીતા ५ अ सर्व પ્રાણીઓનો આત્મા જ મારો આત્મા છે, એવો અનુભવ *ધરાવનાર, ' હુ કઇ પણ કરતો નથી ' એમ અનુભવ કરે, અને સ્વભાવ*

તત્ત્વ (પરમેશ્વર નહીં જ) બધી પ્રવૃત્તિઓ કરે છે, એમ સમજે (૫.૧૪) અને પોતે **કર્મોનો મનથી સંન્યાસ** અનુભવે (૫.૧૩); તો તે કર્મોના (માનસિક) સંન્યાસ દ્વારા समत्व (कर्मसन्यासयोग) મેળવે છે. **અધ્યાય ૫ના નામનો શ્લોક ૫. ૧૩–૧૪ સાથે સંબંધ છે.** આવા યોગીને (૫.૨૪) સંન્યાસી (યતિ) થવાની છૂટ છે (૫. ૨૬–૨૮). (૬) ગીતા ૬. મનને નિષ્કામ બનાવવાને માટે, (કોઇ જ્ઞાન કે કર્મોના માનસિક સંન્યાસ કે એવા કોઇ બીજા સાધનને બદલે) અમુક રીતે **શાન્તિથી બેસીને,** પોતાની ઇચ્છાઓને બાદ કરી કરીને દરેક ઇચ્છાને ત્યજી દેવાનો (૬. ૨૪), **એક નવો પ્રયોગ** ગીતા આપે છે. જ્યારે બધી ઇચ્છાઓ આ રીતે શાન્ત થાય છે ત્યારે **બ્રહ્મજ્ઞાન ન ધરાવતા** યોગી પાસે પણ બ્રહ્મરૂપ **સુખ** એની મેળે હાજર થાય છે (૬. ૨૭–૨૮). **પછી** તેને અમુક **જ્ઞાન** (૬. ૨૯–૩૦) પણ એની મેળે પ્રાપ્ત થાય છે. હવે, તે યોગી ઇચ્છે તો સંન્યાસી થઈ શકે, પણ ગીતા તેને યોગી તરીકે ચાલુ રહેવા જ સલાહ આપે છે (૬. ૩૧). આ છઠ્ઠા અધ્યાયમાં એક રીતે એક સ્થળે, હાલ્યા ચાલ્યા વગર, દેહની સ્થિરતાથી **બેસી** જઇને મનને 'નિઃસ્પૃહ' (નિષ્કામ) કરવાનું કહ્યું છે. તેના ઉપરથી, મહાભારત (મોક્ષધર્મપર્વ) પછી પાછળથી પાતંજલયોગમાં આઠ અંગોમાંથી આસનનામનું એક અંગ બન્યુ હશે. ગીતામાં તો માત્ર શાંતિથી બેસવાની રીત **નિષ્કામતા મેળવવા માટે** એક સાધનરૂપે કહી છે. (૭) ગીતા ૭. શ્રીકૃષ્ણથી શ્રેષ્ઠ (પર) તત્ત્વ છે જ નહીં, તેની સમજણ (૭.૭**A**) એટલે એક નવું જ્ઞાન; અને એજ શ્રીકૃષ્ણ જળમાં રસ, શશિ-સૂર્યમાં પ્રભા, ઇત્યાદિ છે તેવી વિશિષ્ટ સમજણ, તે વિજ્ઞાન (૭.૭B–૧૨). 'શ્રીકૃષ્ણ સર્વથી શ્રેષ્ઠ છે' એ પ્રકારનું જે **જ્ઞાન** ૭.૭**A** માં છે, તે જ બાકીના (૭. ૧૬–૨૮) શ્લોકોમાં પણ આપ્યું છે, કેમ કે (અ) શ્લોક ૧૮ મુજબ શ્રીકૃષ્ણ સર્વોત્તમ ગતિ છે (અર્થાત્ સર્વોચ્ચ ગતિ છે) અને (આ) શ્લોક ૧૯ માં वासुदेवः सर्वम् (એટલે પણ શ્રીકૃષ્ણ ઉપરાંત કોઇ છે જ

નહીં ), એમ કહીને, તથા ( इ ) બીજા દેવો જે શુભફલ આપે છે તેના ખરા દેનાર શ્રીકૃષ્ણ જ કહ્યા છે (૭. ૨૨); તથા ( ई ) ભગવાનને કોઇ જાણી શકતું નથી, એ કથન; એમ અનેક કથનો દ્વારા **શ્રીકૃષ્ણની સર્વોત્તમતા**ની સમજણને જ જ્ઞાન કહેલ છે. આમ એક પ્રકારનાં જ્ઞાન અને વિજ્ઞાન દ્વારા સમત્વ( યોગ ) ની પ્રાપ્તિ; તેનું નામ જ્ઞાનવિજ્ઞાનયોગ. ગીતાના સમયમાં " જ્ઞાનવિજ્ઞાન " નામવાળા અનેક જ્ઞાન–વાદો હતા; આ સાતમા અધ્યાયનું જ્ઞાનવિજ્ઞાન તેમાંનું એક છે. ( ૮ ) ગીતા ૮. આ આધ્યાયમાં (अ) શ્રીકૃષ્ણ-અધિયજ્ઞ-યોગ ( શ્રીકૃષ્ણ જે પરતત્ત્વનું અધિયજ્ઞરૂપ છે તેનું સ્મરણ કરીને અર્જુન જેવાએ યુદ્ધ અને બીજાઓએ પોતાનાં જે કર્મો હોય તે કરવાં; તે રીતે પ્રાપ્ત કરવાનું સમત્વ ), ( आ ) પુરુષઅધિદૈવયોગ ( પુરુષ જે પરતત્ત્વ શ્રીકૃષ્ણનું અધિદૈવત રૂપ છે તેનું સ્મરણ કરીને સ્વકર્મો કરવાં; તે રીતે સમત્વની પ્રાપ્તિ, ૮. ૮–૧૦ ), અને ( इ ) અક્ષર જે પરતત્ત્વનું બ્રહ્મનામનું સ્વરૂપ છે તેનું સ્મરણ કરીને સ્વકર્મો કરવાં; તે રીતે સમત્વની પ્રાપ્તિ, (૮. ૧૧–૨૮); એમ ત્રણ યોગો કહ્યા છે; તેમાં, છેવટ ત્રીજો અક્ષરબ્રહ્મયોગ મુખ્ય વક્તવ્ય આ આધ્યાયમાં છે; તેથી આ અધ્યાયનું નામ પણ તેજ છે. તેની સમજણ આપવા ખાતર જ બીજા બે ( अ અને आ ) યોગો અહીં દાખલ કર્યા છે. આ અક્ષરબ્રહ્મયોગવાળા યોગીએ બે વાત જાણવી જરૂરી છે; એક–આ યોગીનો દેહ **અમુક સમયે છૂટે તોજ તેને " બ્રહ્મ "ની પ્રાપ્તિ થાય, અને બીજી–** અક્ષરબ્રહ્મયોગ કરતાં બીજા બે ( अ અને आ ) યોગો વધારે સારા છે કેમકે બીજા બે યોગોના યોગીયોને બ્રહ્મપ્રાપ્તિમાટે સમયકૃત મર્યાદા છે જ નહીં. અક્ષરબ્રહ્મનો યોગી આ બન્ને વાતો જાણે છે ને ડરતો નથી; તે તો દૃઢ રહે છે કે " ભલે શ્રીકૃષ્ણ અને પુરુષના યોગીઓને શુકલકૃષ્ણ ગતિનો બાદ ન આવતો હોય, ને ભલે મને તે ગતિના નિયમ અનુસાર કદાચ દક્ષિણાયનમાં દેહ છૂટવાથી પુનર્જન્મ મળે, છતાં હું તો અક્ષરબ્રહ્મની જ ઉપાસનાને વળગી રહીશ. " ( ૯ ) ગીતા ૯. ગીતાના

સમયમાં "જ્ઞાનવિજ્ઞાન" ના નામથી જુદા જુદા જ્ઞાનો પ્રચલિત હતા એવું એક 'જ્ઞાનવિજ્ઞાન' નામનું જ્ઞાન ગીતા ૭મા આપ્યુ છે, એવું બીજું અહીં ગીતા ૯મા છે અહીં જ્ઞાનવિજ્ઞાન ઉપરાંત રાજવિદ્યારાજગુહ્ય નામનુ યોગનુ એક નવુ "સાધન" પણ છે એમ લાગે છે કે "શ્રીકૃષ્ણ ભૂતોને ઉત્પન્ન કરે છે છતા ભૂતોમાં આસક્તિ રાખતા નથી (न चाहं तेष्ववस्थित અને न च मत्स्थानि भूतानि), માટે ભૂતોની ઉત્પત્તિનુ કાર્ય શ્રીકૃષ્ણનુ એક નિષ્કામ કર્મ (योग-पश्य मे योगमैश्वरम्–૯ ૫) છે (અને ૯ ૬મા आकाश એને નિર્લેપતાનું દૃષ્ટાન્ત છે)" – એ 'જ્ઞાન' તરીકે છે, અને આ નિષ્કામ કર્મ (योग) શ્રીકૃષ્ણ, 'प्रकृति' ના માત્ર अध्यक्ष (દ્રષ્ટા)રહીને કરે છે (૫ ૭–૧૦), તે હકીકત 'विज्ञान' છે આવા ભૂતાદિ અને યોગી શ્રીકૃષ્ણની ભક્તિ કરવી (જે ભક્તિથી ભક્ત પણ યોગની પ્રાપ્તિ કરશે), એમ અહીં કહ્યુ છે, અને આ ભક્તિ પત્રપુષ્પ રૂપ સાધનથી તથા જે કંઇ કર્મ કે જે કંઇ ભોજન મનુષ્ય રોજ કરે તે સાધનથી થઇ શકે છે (૯ ૨ –૨૭), તેથી આ 'ભક્તિસાધન' અત્યન્ત સરલ, મહાન છે, માટે આ સાધન "राजविद्या (અત્યન્ત મહાન વિદ્યા) राजगुह्य (અત્યન્ત સરળ સિદ્ધાન્ત)" છે આ સાધનમા (ભૂતાદિ–અને) **યોગી (નિષ્કામ કર્મી) શ્રીકૃષ્ણનું અર્ચન થાય છે તેથી સાધકને પણ** નિષ્કામકર્મ (समत्व) મળે છે (પૂજ્યનો, ધ્યેયનો, ગુણ પૂજકમા આવે છે) તે રીતે, આ અધ્યાયના ઉપદેશનુ નામ राजविद्य–राजगुह्य योग છે [ગીતા આ અધ્યાયમા, આવી ભક્તિનો આ ઉપદેશ આપતી વેળા, **યોગના બીજાં સાધનો**–ज्ञानयज्ञ (૯ ૧૫ જેમા प्रकृतिना अध्यक्षत्व સિવાયનુ શ્રીકૃષ્ણનુ ચાર પ્રકારે જ્ઞાન કહ્યુ છે), અને कर्म અથવા વૈદિક યજ્ઞનુ એક પરિવર્તન (૯ ૧૬–૧૯)–ને વિકલ્પ તરીકે **જુદા પ્રકારના યોગીઓ માટે સ્વીકારે છે** તથા જે લોકો નિષ્કામકર્મના અનુયાયીઓ ન હોય પણ શ્રીકૃષ્ણને કામ્ય યજ્ઞથી પૂજતા હોય (૯ ૨૦–૨૧), તેમજ બીજાઓ જે શ્રીકૃષ્ણ સિવાય અન્યદેવતાઓનુ યજ્ઞથી યજન કરતા હો

( ૯. ૨૩–૨૫ ), તેમના પ્રતિ પણ અહીં ગીતા સહાનુભૂતિ બતાવે છે. પરંતુ આ અધ્યાયનો મુખ્ય ઉદ્દેશ તો યોગી શ્રીકૃષ્ણની ભક્તિ ( જે તદ્દન સરળ હોવાથી જેને અહીં राजविद्याराजगुह्य નામ આપ્યું છે, તેના ) દ્વારા અમુક લોકોને યોગ શીખવવાનો છે. ]

( ૧૦ ) ગીતા ૧૦. આ અધ્યાયમાં પણ શ્રીકૃષ્ણનું નિષ્કામકર્માચરણ ( योग ) કહ્યું છે. અને શ્રીકૃષ્ણને યોગી ( ૧૦.૧૭ ) કહ્યા છે. શ્રીકૃષ્ણ बुद्धि. ज्ञान, असंमोह, क्षमा વગેરે ગુણો–લાગણીઓ ઉત્પન્ન કરે છે અને પ્રાણીઓને આપે છે ( भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः:— ૧૦. ૪–૫ ), આ લાગણીઓ શ્રીકૃષ્ણના પ્રગટ રૂપો ( વિભૂતિઓ ) છે. ઉપરાંત, વેદના મહર્ષિયો, વેદોમાં કહેલા **ચાર** મનુઓ ( સી. વી. વૈદ્ય સિદ્ધ કર્યું છે કે વેદો **ચાર** જ મનુઓનો નિર્દેશ કરે છે ), તેમજ, બીજી અનેક **વ્યક્તિઓ** તથા હિમાલય વગેરે **કુદરતી પ્રદેશો**, ઇત્યાદિ રૂપે શ્રીકૃષ્ણ પોતાના મનોબળથી પ્રગટ થઈને રહ્યા છે. આખું જગત જ શ્રીકૃષ્ણનાં વિવિધ પ્રકટરૂપોનું ( વિભૂતિઓનું ) બનેલું છે; અને જે જે કર્મો આ વિભૂતિઓ કરે છે તે ખરી રીતે શ્રીકૃષ્ણ જ કરે છે, અને શ્રીકૃષ્ણનાં કર્મો નિષ્કામ જ હોય છે; તેથી તેમની વિભૂતઓનાં કર્મો નિષ્કામ જ છે. આ રીતે શ્રીકૃષ્ણની વિભૂતિ ( =વિભૂતિઓ ) જાણવી; તેનો જ અર્થ " શ્રીકૃષ્ણનો યોગ " જાણવો. શ્લોક ૪–૬ માં શ્રીકૃષ્ણ **વિભૂતિ તેમજ યોગ પણ** કહી છે (શ્લોક ૭), કેમકે શ્રીકૃષ્ણ પોતાની વિભૂતિઓ દ્વારા નિષ્કામ કર્મો કરી રહ્યા છે. આ રીતે સમસ્ત જગત ( ની વ્યક્તિઓ તથા સ્થળો, લાગણીઓ, તત્ત્વો ઇત્યાદિ ) શ્રીકૃષ્ણના એક અંશમાંથી પ્રકટ થઈને નિષ્કામ કર્મ ( योग ) કરી રહ્યું છે; શ્રીકૃષ્ણ જગત રૂપે યોગનું આચરણ કરી રહ્યા છે. બધા જગતની **પ્રવૃત્તિ** શ્રીકૃષ્ણમાંથી આવી છે ( मत्तः सर्वं प्रवर्तते–૧૦.૮ ). મનુષ્યોએ આ જ્ઞાન ( ૧૦.૭ માં एतां विभूति योगं च मम यो वेत्ति तत्त्वतः ) મેળવી શ્રીકૃષ્ણની [illegible] ઓમની પરસ્પર કથા કરવી, અને બીજી રીતે પણ ભક્તિ

કરવી ( ૧૦. ૯–૧૧ ); તો પોતપોતાનાં સર્વ કર્મોમા દરેકને એવી ભાવના થશે કે "હુ શ્રીકૃષ્ણનું એક રૂપ ( વિભૂતિ ) છું અને તે રીતે મારાં કર્મો નિષ્કામ છે." જ્યારે આ ભાવના પરિપક્વ થશે ત્યારે તેને વિભૂતિયોગ મળશે. અમુક પ્રકારના યોગીઓને આ યોગ જ સાધન તરીકે પસંદ પડશે; તેથી ગીતાએ આ યોગ આપ્યો છે.

( ૧૧ ) અધ્યાય ૯ અને ૧૦માં શ્રીકૃષ્ણનો પોતાનો યોગ કહ્યો છે અને શ્રીકૃષ્ણને યોગી કહ્યા છે, અને તે ઉપરથી બે નવા યોગો કહ્યા છે. તે જ રીતે અ. ૧૧મા પણ, શ્રીકૃષ્ણનાં **નિષ્કામ કર્મો કરવામાં આવતાં** અર્જુન જુએ છે અર્થાત્ શ્રીકૃષ્ણને **યોગી તરીકે પ્રવૃત્તિ કરતાં** નજરે જુએ છે, અને આખા જગતમા થતાં બધાં કર્મો શ્રીકૃષ્ણ પોતે જ પોતામાં નિષ્કામ ભાવે કરી રહ્યા છે, એમ દિવ્ય ચક્ષુ દ્વારા નજરોનજર જુએ છે શ્રીકૃષ્ણનું રૂપ વિશ્વ જેવડું મોટું છે ખરૂં જોતાં શ્રીકૃષ્ણના **અનેક આકારો** અર્જુન જુએ છે; તેમાંથી **ચારનું જ** વર્ણન અર્જુન કરે છે:— (અ) અનેકબાહૂદરવક્ત્રનેત્રવાળું **એક** (૧૫–૧૬), ( આ ) ચતુર્ભુજ રૂપ, **બીજું** ( ૧૭–૧૮ ), ( ઇ ) જેના બે કરો અન્તરહિત છે, જેની બે આંખો શશિસૂર્ય છે, તેવું પુરુષ રૂપ, **ત્રીજું** (૧૯), તથા (ઈ) એક ઉગ્રરૂપ, **ચોથું** (૨૦–૩૪). **આ અધ્યાયનો યોગ આ ચોથા, ઉગ્રરૂપ ઉપરથી આપવામાં આવ્યો છે.** આ ઉગ્ર રૂપમા શ્રીકૃષ્ણ જ મહાભારતનું યુદ્ધ પાંડવો તથા કૌરવો અને બન્ને પક્ષોના **યોદ્ધાઓના આકારો ધારણ કરીને** ચલાવી રહ્યા છે, એમ અર્જુન જુએ છે. અર્જુન સમજે છે કે પોતે '**નિમિત્ત-માત્ર**' છે કેમકે **શ્રીકૃષ્ણે હણેલાઓને પોતે હણવાનો છે, હણશે;** અર્જુન શ્રીકૃષ્ણના ( કરેલાં ) કર્મો ( ફરીથી ) કરી રહ્યો છે ( મત્કર્મકૃત્ ૧૧. ૫૫ ): જો મનુષ્યને સ્વકર્મો કરતાં સમયે આવી "પોતે નિમિત્ત હોવાની" ભાવના રહે તો તે 'વિશ્વરૂપદર્શન દ્વારા નિષ્કામ કર્મ ( સમત્વ =યોગ )' પ્રાપ્ત કરે, કેમકે **પોતે તેમજ બીજા બધાં શ્રીકૃષ્ણનાં જ**

**કરેલાં કર્મો કરે છે, એમ તે સમજી શકે છે.** માટે આ પ્રકારના ભક્તિયોગને "વિશ્વરૂપદર્શન દ્વારા મળતો યોગ" નામ આપ્યું છે.

(૧૨) ગીતા ૧૨. શ્રીકૃષ્ણની ભક્તિ કરીને શ્રીકૃષ્ણનોજ સર્વ કર્મો અર્પણ કરતા રહીને સર્વ કર્મોનું આચરણ કરવું (अनन्येनैव योगेन) એમ અહીં કહ્યું છે (૧૨.૬–૮) આ રીતે ભક્તિ દ્વારા નિષ્કામ કર્મ (समत्व=योग)ની પ્રાપ્તિ થશે. આ યોગ અક્ષરબ્રહ્મની ભક્તિ (૧૨. ૩–૪) કરીને અક્ષરબ્રહ્મને કર્મો અર્પણ કરવાના યોગથી વધારે સહેલો (અને તે જ કારણથી વધારે સારો) છે; વળી આ ભક્તિયોગ **"બીજા બધા યોગો"** (અહીં બીજા ત્રણ યોગો કહ્યા છે; अभ्यासयोग, છઠ્ઠા કે આઠમા અધ્યાયનો; मत्कर्मयोग= વિશ્વરૂપ દર્શન યોગ–૧૧મા અધ્યાયનો; અને માત્ર કર્મફલત્યાગ એટલે कर्मयोग, ત્રીજા અધ્યાયનો) **કરતાં પણ સહેલો, ને તેથી વધુ સારો છે.** માટે આ યોગના જાણનારને योगवित्तर ને બદલે योगवित्तम કહ્યો છે.(૧૨.૧). બધા યોગો, સીધા જ, એક સરખું જ ફલ (મોક્ષ) આપે છે, તે રીતે બધા યોગો સમાન્તર, સરખા જ છે; પણ **ભક્તિયોગ** સૌથી શ્રેષ્ઠ છે. ગીતા ૬.૪૭માં પણ કહ્યું છે કે "સર્વ પ્રકારના યોગીઓ" માં "શ્રીકૃષ્ણની ભક્તિવાળો યોગી" શ્રેષ્ઠ છે, આ રીતે 'સ્થિતપ્રજ્ઞ' યોગી જે કેવળ કર્મયોગી છે તેના કરતાં પણ ભક્તિયોગવાળો યોગી ઉત્તમ છે (સ્થિતપ્રજ્ઞ કરતાં ભક્ત ઉત્તમ છે). ભક્ત (૧૨.૧૨–૨૦) 'સંન્યાસી' બની શકે છે; પણ ગીતા ભક્તને "યોગી" રહેવા સલાહ આપે છે. કેમકે આ અધ્યાયને 'ભક્તિયોગ' નામ આપ્યું છે. ભક્તોના વિશેષણોમાથી થોડાં વિશેષણો સંન્યાસીના વાચક છે, પણ બીજાં ઘણાં વિશેષણો "યોગી" વાચક છે.

(૧૩) ગીતા ૧૩. આ અધ્યાયમાં **ત્રણ દાર્શનિક યુગલો,** **(અ) ક્ષેત્રક્ષેત્રજ્ઞ, (આ) જ્ઞાનજ્ઞેય, (ઇ) પ્રકૃતિપુરુષ** આપ્યાં છે. કેટલાક ગીતાવ્યાખ્યાતાઓ ક્ષેત્ર અને પ્રકૃતિ બે એક જ લેવા જોઇએ, ઇત્યાદિ માન્યતાથી **ત્રણ સ્વતંત્ર** યુગલોનો નિર્દેશ અહીં સ્વીકારતા

નથી પણ જે રીતે અહીં અમુક વિષયો પુરા થાય છે અને બીજા શરૂ થાય છે તે શૈલી જ બતાવેછે કે ત્રણ પરસ્પર **સ્વતંત્ર યુગલ તત્ત્વો અહીં કહ્યાં છે. તદુપરાત મારા મતમાં તે દરેક યુગલમાંથી એક એક યોગ અહીં કહ્યો છે.** (अ) ક્ષેત્રજ્ઞ એટલે જીવાત્મારૂપે શ્રીકૃષ્ણ જ છે, ક્ષેત્ર એટલે બ્રહ્મ, જે બ્રહ્મસૂત્રપદોથી કહેવાયું છે (૪), **મહાભૂતો તથા મન** ( पञ्चम શ્લોક ૫ )**ની જેમ જ ક્ષેત્રમાંથી** જ ઇચ્છા, દ્વેષ, વગેરે વિકારો ઉત્પન્ન થયા છે. જો મનુષ્ય આ હકીકત સ્વીકારે તો તેના બધા કર્મોથી તે નિર્લિપ્ત રહેશે, समत्व મેળવશે, માટે એક **નવો યોગ**, ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ અહીં કહ્યો છે. નોંધ—ક્ષેત્રમાંથી अव्यक्त ( એટલે જડ પ્રકૃતિ ) એક વિકારરૂપે ઉત્પન્ન થાય છે (आ) ગીતાના સમયમાં અહીં કહેલા ત્રણ યુગલો તે જ નામોથી તત્ત્વજ્ઞાનીઓમા પ્રખ્યાત હશે. તે ત્રણ પ્રખ્યાત દાર્શનિક તત્ત્વયુગલો- માંથી ગીતા ત્રણ યોગો કરે છે અમુક, પ્રાપ્ત કરેના, સદ્‌ગુણોને જ ગીતા ' ज्ञान ' નામનુ તત્ત્વ કહે છે એ જ્ઞાનમા સામાન્ય રીતે અનાસક્તિ, પુત્ર વગેરેમા વિશેષ રીતે અનાસક્તિ, અને નિત્યસમચિત્તપણું આવી જાય છે. તેથી ज्ञानज्ञेय દ્વારા તે બે તત્ત્વોમાં માનનારા મનુષ્યો " યોગ " પ્રાપ્ત કરી શકે છે જ્ઞેય પણ પરબ્રહ્મ (**જેમાં** શ્રીકૃષ્ણ એક **શક્તિ** રૂપે છે તે બ્રહ્મ) છે અને તેનું વર્ણન પણ असक्त गुणभर्तृ એમ તે તત્ત્વ સ્વયં યોગયુક્ત હોય તેવુ અહીં કહ્યું છે. (इ) પ્રકૃતિપુરૂષનુ अनादि યુગલ કહ્યું છે. શરીર તથા ઇન્દ્રિયો જ બધુ कर्तृत्व ધરાવે છે, પણ તે કર્તૃત્વ આપણા શરીરઇન્દ્રિયોમાં प्रकृतिમાંથી આવે છે કેમકે મૂળ ક્રિયાશીલતા, સર્વ કર્મો કરવાની મૂળ શક્તિ, માત્ર प्रकृतिની જ છે ગીતાના બીજા બધા અધ્યાયોમાં, જીવાત્માનું કંઇ પણ કર્તૃત્વ તેમજ ભોક્તૃત્વ નથી, એટલું જ કહ્યું છે, પણ અહીં કહે છે કે " જીવાત્મા (પુરુષ) **ભોક્તા છે**, અને ધારે તો અનાસક્ત રહીને પ્રકૃતિના ગુણો ( વિષયો )ના ઉપભોગની ક્રિયા કરી શકે છે; પણ જો તેને

ગુણોપભોગમાં આસક્તિ થાય તો તે સંસારચક્રમાં પડે છે " આ રીતે અહીં પ્રકૃતિપુરુષના જ્ઞાન દ્વારા એક નવો યોગ ( સમત્વ ) કહ્યો છે. અહીં તત્ત્વો કે સૃષ્ટિની ઉત્પત્તિ કહેવાનો ઉદ્દેશ નથી, પણ ત્રણ નવા નિષ્કામકર્મના પ્રકારો ( યોગોનો ) ઉપદેશ દેવા માટે, તે સમયે પ્રચલિત દાર્શનિક યુગલોનો ઉપયોગ–તે તત્ત્વોમાં માનનારા મનુષ્યો માટે ગીતાએ કર્યો છે. શ્લોક ૨૦ અને શ્લોક ૨૯, બન્ને મુજબ પ્રકૃતિ જ બધાં કર્મો કરે છે; જીવાત્મા અકર્તૃ છતાં માત્ર અનાસક્ત ભોક્તૃ છે (શ્લોક ૩૧–૩૨).

(૧૪) ગીતા ૧૪. ગીતામાં સત્ત્વ, રજસ્, તમસ્, એ ત્રણ ગુણો ઉપરથી સમત્વનો બોધ ( યોગનો નવો ઉપદેશ ) આપ્યો છે. એમ લાગે છે કે જેમ હાલ પણ ઘણા હિંદુઓ 'સાત્ત્વિક', રાજસિક', 'તમોગુણી', એ શબ્દો વારંવાર વ્યવહારમાં બોલે છે; તેમ ગીતાના સમયમાં પણ વ્યવહારમાં લોકો **એ જ વર્ગીકરણનો** છૂટથી ઉપયોગ કરતાં. તેમજ સત્વ–રજસ્–તમસ્નો ઉપયોગ દાર્શનિક સિદ્ધાન્તોની સમજૂતિ પૂરતો લોકો કરતાં; પણ ગીતા તેનો જ ઉપયોગ કરીને બે નવા યોગો શીખવે છે ( અધ્યાય ૧૪ અને અ૦ ૧૭–૧૮માં ). એ પૈકી, અહીં ગીતા ૧૪ મુજબ સત્ત્વગુણ પણ ત્યાજ્ય છે, કેમકે તે ગુણ સુખાસક્તિ અને જ્ઞાનાસક્તિ ઉત્પન્ન કરે છે. જેમ રજોગુણ અને તમોગુણને મનુષ્યે ઓળંગી જવાની જરૂર છે તેમ, આ પ્રકારના સત્ત્વગુણથી પણ પર ( અતીત ) થવું જોઇએ, 'સત્ત્વનિષ્ઠ' ન થવું જોઇએ, કેમકે અધ્યાય ૧૪ મુજબ સત્ત્વનિષ્ઠામાં 'સુખસંગ' અને 'જ્ઞાનસંગ' રહ્યા છે. અહીં નોંધવું જોઇએ કે ગીતા ૧૭ અને ૧૮ મુજબ 'સત્ત્વગુણમાં સ્થિર' થનાર સમત્વ ( યોગ ) મેળવે છે; પણ ગીતા ૧૪નો સત્ત્વગુણ તેથી ઊલટો છે. **બીજું**–ગીતા ૧૪માં પ્રસ્તુત મુખ્ય વિષય **સત્વગુણનો પરિચય દેવાને** કહ્યું છે કે સત્ત્વ વગેરે ગુણો પ્રકૃતિમાંથી જન્મ્યા છે; અને તે પ્રકૃતિનો પરિચય દેવાને માટે જ કહ્યું કે

શ્રીકૃષ્ણ અને મહદ્‌બ્રહ્મ—જેમાથી ભૂતોની ઉત્પત્તિ થાય છે–તે બે તત્ત્વોની સાથે પ્રકૃતિ તત્ત્વ ત્રીજુ રહે છે અને તે ત્રણે મળીને પરતત્ત્વ બને છે, અર્થાત્ પ્રકૃતિ પરતત્ત્વાન્તર્ગત એક ઘટક છે અહીં "સૃષ્ટિપ્રક્રિયા" કહેવાનો ગીતાનો ઉદ્દેશ નથી

(૧૫) ગીતા ૧૫ શ્રીકૃષ્ણ જ પુરુષ (૧૫.૪) અને પુરુષોત્તમ (૧૫.૧૮) છે, અને જગતના બધા 'કર્મો' એજ કરે છે; **જગતમાં જે કંઇ પ્રવૃત્તિ દેખાય છે તે તે શ્રીકૃષ્ણરૂપ પુરુષ માંથી ફેલાએલી** ( પ્રસૃતા ) થઇ છે. "પ્રકૃતિ જ સર્વ પ્રવૃત્તિ કરે છે" એમ માનનારો એક વર્ગ હતો; તેમજ બીજો વર્ગ પુરુષ ( કે પુરુષોત્તમ ) રૂપે શ્રીકૃષ્ણ જગતની સર્વ મહાન પ્રવૃત્તિઓ કરે છે, એમ માનનાર પણ હતો **જીવાત્મા** દેહાન્તરમા જવાની અને બીજી પ્રવૃત્તિઓ કરે છે, પણ જીવાત્મા શ્રીકૃષ્ણનો અંશ છે, માટે એ દેહાન્તરગમનની ક્રિયા તેમજ બીજી ક્રિયાઓ શ્રીકૃષ્ણ જ માનવ દેહમાં પોતાના અંશ દ્વારા રહીને કરે છે ઉપરાન્ત **સૂર્ય, ચંદ્ર,** અગ્નિરૂપે જગદ્‌ભાસન વગેરે ક્રિયાઓ શ્રીકૃષ્ણ જ કરે છે કેમકે સૂર્યમાં રહેલું તેજ— જે તેજથી જગદ્‌ભાસન ક્રિયા થાય છે તે તેજ શ્રીકૃષ્ણનું જ છે. એ જ રીતે પૃથ્વીની ભૂતધારણ પ્રવૃત્તિ, ચન્દ્રની ઓષધિપોષણ પ્રવૃત્તિ, વૈશ્વાનરની અન્નપાચન પ્રવૃત્તિ, – એ બધી અને બીજી પ્રવૃત્તિઓ (૧૫.૧૫) પણ શ્રીકૃષ્ણ જ, પુરુષોત્તમજ, કરે છે શ્રીકૃષ્ણનુ પુરુષોત્તમ રૂપ જ જગતમા બધાં કર્મો કરે છે, જીવાત્મા તથા સૂર્યચંદ્ર વગેરે અકર્તૃ—અભોક્તૃ છે, એ જ્ઞાન ( અને શ્રીકૃષ્ણની ભક્તિરૂપ પ્રપત્તિ )થી જો મનુષ્યનાં કર્મોમાં એને "હું કરું છું" એવો અહંકાર ન રહે, અને સ્વકર્મની સિદ્ધિ અસિદ્ધિમાં સમત્વ જાગે તો તે પુરુષોત્તમયોગ પ્રાપ્ત કરે.

(૧૬) ગીતા ૧૬) અમુક ઉપનિષદોમાં પ્રજાપતિએ સૃષ્ટિ જ દૈવી, માનવ, અને આસુરી,-એમ ત્રિવિધ કરી; એમ કહ્યુ છે. બીજા લોકોની માન્યતા હશે કે **જીવોની સૃષ્ટિ બે પ્રકારની છે.** ગીતાના બીજા

બધા અધ્યાયો મુજબ બધા જીવો સરખા જ ( જુદા જુદા જગત-ભેદવાળા વતત્ત્વમાંથી ) ઉત્પન્ન (પ્રકટ ) થયા છે; અને જુદા જુદા જ્વાત્માઓમાં જે ઉચ્ચનીચત્વ દેખાય છે, તેનું કારણ દરેક જીવે કરેલા કર્મો વિશે " હું આ કર્મનો કરનારો છું, " એવું જીવાત્માનું અભિમાન અથવા અહંકાર છે

પરંતુ આ અધ્યાય ૧૬મા ભૂતોની સૃષ્ટિ જ બે પ્રકારની થઇ છે, એવો એક નવો જ સિદ્ધાન્ત આપ્યો છે સંભવ છે કે ગીતાના સમયમા ભૂતસૃષ્ટિ વિશે આવી એક દાર્શનિક માન્યતા હતી, અને જેમ બીજી વિવિધ દાર્શનિક માન્યતાઓનો ઉપયોગ ગીતા નવા નવા પ્રકારના યોગો આપવા માટે કરે છે અને એ રીતે તેવી દરેક માન્યતાવાળા વર્ગને પોતાના યોગોના નવા ઉપદેશને ગ્રહણ કરવા આકર્ષે છે, તેમ આ " બે પ્રકારની ભૂતસૃષ્ટિ " મા માનનારાઓને આ રીતે ગીતા પોતાના યોગ તરફ ખેંચે છે —અહીં આસુરી, સંપદમા સર્જાએલાઓએ સૃષ્ટિને કામના-મય કહી છે, જગત્ ઉત્પન્ન થવાનું કારણ ' काम ' જીવોની જુદી જુદી ઇચ્છાઓ હતી, એવો સિદ્ધાન્ત તેઓ ધરાવે છે ( વેદના એક સૂક્તમા कामस्तदग्रे आसीत् કહ્યું છે ),, રોજ રોજ નવા નવા કામની તૃપ્તિની જ યોજનાઓ કરે છે, કામની તૃપ્તિ માટે જ મરજાદતનો વૈદિક ધર્મ પાળે છે, પણ બીજા વૈદિકોની જેમ " દેવતાઓ અને મનુષ્યો વચ્ચેના પરસ્પર સબંધથી જગત ઉત્પન્ન થયું છે અને ચાલુ રહ્યું છે " એમ તેઓ માનતા નથી ( अपरस्परसम्भूतम् ), પરંતુ દેવોને " काम " રૂપ ( યજમાનની વિવિધકામનારૂપ ) જ માને છે, જગતને સત્યબ્રહ્મ તત્ત્વ વગરનું ( असत्यम् ) અને કોઇ અન્તિમ પાયા ( આધાર ) વગરનું ( अप्रतिष्ठम् ) માને છે આ પ્રમાણે વિચારતા જણાશે કે આ " આસુરીસૃષ્ટિ " મા માનનારો વર્ગ મૂળ વૈદિક કામ્ય ધર્મીઓનો એક પેટા વિભાગ જ હતો, પણ આ વિભાગ " काम " ના છેલ્લે છેડે જઇને બેઠો હતો આથી ઉલટું, દૈવીસંપદમા સર્જાએલા મનુષ્યોમાં, બીજા ઉત્તમ ગુણો

સાથે, નિષ્કામતા અને " समत्व " ( योग ) ના ગુણો ગીતા કહે છે, એ વર્ગમા ચિત્તની શુદ્ધિ એટલે નિષ્કામતા, શુદ્ધ ज्ञानयोग ( જ્ઞાનદ્વારા સમત્વ ) મા દૃઢ માન્યતા ( ज्ञानयोगव्यवस्थिति ) અને ત્યાગ (૧૬ ૨) એ ને ગીતા ૧૮ ૨ મુજબ सर्वकर्मफलत्यागના ગુણો છે આ રીતે ગીતા दैव सुरासुर्ના વિભાગ દ્વારા योग (समत्व) શીખવે છે જે મનુષ્ય પોતાને દેવીસંપદમા સર્જાએલો માની જગતમા નિષ્કામ પ્રવૃત્તિ કરે તો તે મનુષ્ય એક પ્રકારનુ समत्व (योग) પ્રાપ્ત કરે આ યોગમા માનનારાઓ ઈશ્વરમા માન્યતા કરતા મુખ્યત્વે " સદ્ગુણી જીવન " મા વધારે માન્યતા ધરાવે છે, મનુષ્યે સદ્ગુણમય જીવન જીવવુ જોઇએ, એમ કહે છે ગીતા મુજબ આ સદ્ગુણમા " समत्व " આપનારા ગુણો મુખ્ય છે

(૧૭) ગીતા ૧૭ અને ૧૮ ૧-૧૮ (अ) ગીતાના ૧ થી ૧૬ અધ્યાયોમા યજ્ઞની જુદી જુદી સમજણો ( અધ્યાય ૩-૪), જગતની સૃષ્ટિ અને શ્રીકૃષ્ણ વિશે જ્ઞાન (૭, ૮ ૯, ૧૦), પ્રકૃતિનુ જ કર્તૃત્વ અથવા શ્રીકૃષ્ણનુ જ સર્વ કર્તૃત્વ (૩, ૫, ૧૧, ૧૨), શ્રીકૃષ્ણની ભક્તિ (૯), શ્રીકૃષ્ણ જ જ ગતરૂપે પ્રકટયા છે તે જ્ઞાન (૧૦), વગેરે તર્કો, યુક્તિઓ, વાદો, બૌદ્ધિક દલીલો દ્વારા समत्व અથવા योगो શીખવ્યા છે પણ જગતમા એવો માનવસમુદાય પણ છે કે જે એવી દલીલો કે ઇશ્વરના અસ્તિત્વના પણ સ્વીકાર વગર જ ' મારૂ કર્તવ્ય છે માટે હુ આ કાર્ય કરૂ છુ ' એવા Duty for Duty's Sake ના આદર્શથી જ પ્રેરાઇને નિ સ્વાર્થપણે સર્વ કર્મ કરે છે આ વર્ગને પોતાની ફરજ અદા કરવાના આદર્શમા જ શ્રદ્ધા છે. यज्ञ જેવુ કર્મ કરતી વેળા, यज्ञ અક્ષર બ્રહ્મમા અને આ દૃશ્યમાન પ્રાણીજગતરૂપી બ્રહ્મ યજ્ઞમા પ્રતિષ્ઠિત છે, એવુ चक्र ચાલુ રાખવા માટે (ગીતા ૩) અથવા "यज्ञ" એક રૂપક, ભાવનામય કર્તવ્ય છે ( ગીતા ૪ ), અથવા ભગવાન પોતેજ यज्ञ રૂપી દેહ ધારણ કરે છે એવી સમજણ (૪ ૨૪-ब्रह्मार्पणम्, ૯ ૧૬-अहं क्रतु), અથવા શ્રીકૃષ્ણ જ સર્વ યજ્ઞના ભોક્તા છે (૫ ૨૯)-આવી કોઇ દલીલની

જરૂર આ વર્ગને રહેતી નથી. આવો યોગી, 'યજ્ઞ કરવાનો જ છે, યજ્ઞ મારી એક ફરજ છે' માટે જ યજ્ઞ કરે છે (૧૭.૧૧-यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ), આ સાત્ત્વિકી શ્રદ્ધા છે. 'ફલ' ખાતર યજ્ઞ કરનારની શ્રદ્ધા રાજસિકી છે; અને વિધિહીન-મંત્રહીન અને 'યજ્ઞ' માં પણ માન્યતા વગર કરેલો યજ્ઞ તામસિકી શ્રદ્ધાથી કરેલો યજ્ઞ છે (૧૭.૧૩). એજ પ્રમાણે **તપ** (श्रद्धया परया तप्तम् ૧૭.૧૭) અને **દાન** ( दातव्यमिति-व यद्दानंदीयतेऽनुपकारिणे ), અથવા **બીજું** કંઇ પણ **કર્મ** (कार्यमित्येव यत्कर्म ૧૮.૯) **જો માત્ર ફરજ સમજીને કરાય તો** તે કેવળ સ્વકર્તવ્યમાં શ્રદ્ધા (Duty for the Sake of Duty)ના આદર્શથી જ કરાય છે, આ માત્ર 'શ્રદ્ધાનો' વિષય છે. અને ગીતાકારે ( આ એક ) સત્તરમા અધ્યાયમાં તે વિષયને અલગ સ્થાન આપ્યું છે. **આ યોગમાં ઇશ્વરમાં માન્યતા કે કોઇ બીજી યુક્તિ કે દલીલથી સ્વકર્મમાં પ્રેરણા મળતી નથી.** (આ) ઉપરાંત, પ્રાચીન કાળથી, વેદકાળથી, યજ્ઞ વગેરે કર્મ કરતાં પ્રારંભમાં " ॐ तत्सत् " નો ઉચ્ચાર કરાતો, જે આજ સુધી આપણામાં ચાલુ છે. ગીતા ૧૭. ૨૩-૨૮ મુજબ ॐ, तत् અને सत् ના દરેકના ઉચ્ચારણમાં ફલનિરપેક્ષના ( तदित्यनभि-सन्धाय फलम् ૧૭.૨૫) ની ભાવના રાખી ( જીવનનાં મુખ્ય કર્મો ) યજ્ઞ, દાન, તપઃનાં કર્મ કરનારને એ કર્મો બંધન કરતાં નથી. **આ ભાવના એક શ્રદ્ધાનો વિષય છે.** તેથી ગીતાએ શ્રદ્ધાના ( ગીતા ૧૭મા ) અધ્યાયમાં તે 'ॐ तत्सत्' ની શક્તિથી समत्व ( નિર્લેપતા ) મળે છે, એમ કહી તેને સ્થાન આપ્યું છે; તે બરાબર છે.—સત્તરમા અધ્યાયના આહાર, વગેરે વિષયોને શ્રદ્ધા ( आहारशुद्धौ सत्त्वशुद्धिः અને सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा ) સાથે કેવી રીતે સંબંધ છે; તે અમે ભાષાન્તરમાં જણાવ્યું છે. ઉપરાંત ગીતા ૧૮. ૧-૧૨માં પણ 'श्रद्धा' નો વિષય જ ચાલુ છે, એમ અમને જણાય છે; તેથી તે શ્લોકો પણ ગીતા ૧૭ સાથે જ અહીં વિચારી લીધા છે.—ઉપનિષદોના સમયમાં જ 'श्रद्धा'

એટલે Duty for Duty's sake વાળો એક વર્ગ હતો, જેનો નિર્દેશ य इमे अरण्ये " श्रद्धा " तप इत्युपासते ( छा ५ १० १ ) તથા तप.श्रद्धे ये ह्युपवसन्त्यरण्ये ( मु १ २ ११)મા છે આ ' શ્રદ્ધા 'વાળો વર્ગ ગ્રામજીવન ત્યજી અરણ્યવાસી બન્યો હતો અને માત્ર અમુક કર્મો જ શ્રદ્ધાથી બીજી દલીલો કે ઈશ્વિરમાન્યતાની જરૂર વગર-કરતો હશે ગીતા કહે છે કે એવા વર્ગે બધાં કર્મો શ્રદ્ધાથી જ કરવા અને સસારમા રહેવુ, એમ અમને લાગે છે —"આસ્તિક શ્રદ્ધા" વાળાઓ 'ફલ કામના,' કે "ઈશ્વિરમાન્યતા" કે ઇતર કોઇ યુક્તિ કે દલીલથી પ્રેરાએલા ન હતા અને સ્વકર્મપરાયણ હતા, તે ચોકક્સ છે, સન્યાસી ન હતા सात्त्विकी श्रद्धा એટલે સ્વકર્મો કરવા છતા નિર્લેપતા ( समत्त्व ), राजसिकी श्रद्धा એટલે ફ્લાસક્તિ અને तामसिकी श्रद्धा એટલે યજ્ઞના અનુષ્ઠાનમા જ અશ્રદ્ધા-એમ श्रद्धात्रय-विभागनी સમજણ દ્વારા समत्त्व મળે, તે જ श्रद्धात्रयविभाग योग

(૧૮) ગીતા ૧૮ અહી પ્રથમ ૧૨ શ્લોકોમા " संन्यास " અને " त्याग, " એ બે રૂઢ પારિભાષિક શબ્દોના અર્થની ચર્ચા દ્વારા ઉપનિષદોના સન્યાસથી ગીતાના યોગને જુદો પડીને સમજાવ્યો છે ઉપરાત અહી " कार्यमित्येव यत्कर्म " (૧૮ ૯)મા श्रद्धात्रयविभागयोगवाळो બોધ ચાલુ જ છે, એમ પણ લાગે છે ( જુઓ ઉપર ૧૭ ૧૧, ૧૭, ૨૦) બાકીના ૧૮ ૧૩ થી શરૂ થતા શ્લોકોમા ગીતા જુદા જુદા પ્રકારના લોકોની જુદી જુદી દાર્શનિક ( અથવા બીજી ) માન્યતાઓ જાણીને તે તે માન્યતા દ્વારા તે તે લોકોને યાગનો પ્રેરણા કેવી રીતે મળે, તે સમજાવે છે આ હકીકત અમે ગીતા ૧૮ ના ભાષાન્તરની જુદી જુદી નોધમા સવિસ્તર દર્શાવી છે (अ) ૧૮ ૧૩-૧૭ દરેક કર્મની સિદ્ધિ એટલે દરેક કર્મ પ્રારભથી અન્ત સુધી પરિપૂર્ણ થવામા "પાચ સયુક્ત" કારણો હોય છે, એમ માનનારો એક વર્ગ હશે, આ વર્ગ તે સમયના " સાખ્ય " નો એક પેટા ભાગ અથવા એક પ્રકારનો " સાખ્ય " ( બુદ્ધ સમયની ) મતવાદી વર્ગ હતો ગીતા કહે છે આવી " સાખ્ય "

માન્યતા જો મનુષ્યમાં હોય તો એ મનુષ્ય વધુમાં વધુ એમ કહી શકે કે "પાંચ સંયુક્ત કર્તાઓ જ કંઇપણ કર્મ કરી શકે, મારો આત્મા જો બીજા ચાર કર્તાઓ સાથે સંયુક્ત રહીને પાંચ પૈકી એક તરીકે કંઇ કર્મ કરવામાં જોડાય તો મને એક **પંચમાંશ સંયુક્ત કર્તૃત્વ** મળે, પણ હું એકલો કંઇ કરી શકું જ નહીં." જો આ સાંખ્યનો, "પાંચ સયુક્ત કર્તાઓ" માં માનનાર મનુષ્ય ગીતાની ઉપલી દલીલ સમજે તો એક પ્રકારનું સમત્વ તેને યુદ્ધધર્મમાં પણ મળે (ગીતા ૧૮.૧૭). ખરૂં જોતા આ ૧૮.૧૩–૧૭નું "સાંખ્ય", સંખ્ય એટલે યુદ્ધમાં થતાં દરેક કર્મ માટે, (૧) જ્યાં કર્મ થાય તે અધિષ્ઠાન (સ્થળ), (૨) જે વ્યક્તિ કર્મ કરે તે કર્તા, (૩) જે તરવાર વગેરે સાધનથી કર્મ થાય તે કરણ, (૪) જે જે ચેષ્ટાઓ (હલનચલન) કરવું પડે તે અને (૫) મારનાર તથા જેને મારવા માટે યત્ન કરાય તે બન્નેનું દૈવ (પ્રારબ્ધ), એ પાંચની જવાબદારીનો સિદ્ધાન્ત. (આ) કંઇપણ કર્મ કરવા મનુષ્ય કેમ પ્રેરાય છે (કર્મચોદના) અને કેવી રીતે એ કર્મ પૂરૂં કરી શકાય છે (કર્મસંગ્રહ), એ વિષયની એક માન્યતા ગીતાના સમયમાં પ્રચલિત હશે; આ સમજણમાં રસ લેનારા મનુષ્યોને ગીતા કહે છે કે કર્મના આ પૃથક્કરણ મુજબ કોઇપણ કર્મ પાછળ તમે જે ત્રણ પ્રેરક કહોછો તે ત્રણમાંથી એક 'જ્ઞાન,' જ, ખરૂં અગત્યનું પ્રેરક છે; અને જે ત્રણ કર્મસંગ્રાહક કહો છો તેમાંથી બે, કર્મ અને કર્તા જ, ખરા કર્મસંગ્રાહક છે; અને આ, જ્ઞાન, કર્મ અને કર્તા, ત્રણમાંથી દરેક ગુણભેદથી ત્રિવિધ છે (૧૮.૧૯). ગુણસંખ્યાનવાદીના આ પૃથક્કરણમાં જો સાત્વિક જ્ઞાન કર્મપ્રેરક હોય અને સાત્વિક કર્મ તથા સાત્વિક કર્તા જો કર્મસંગ્રાહક (કર્મનું આચરણ અર્થાત્ કંઇપણ કર્મ પૂરૂં કરનાર તત્વો) હોય તો, મનુષ્ય સમત્વ મેળવે (૧૮.૧૮–૨૪). ભૂતમાત્રમાં એક અવ્યય અવિભાજ્ય તત્ત્વ છે, એવું જ્ઞાન દરેક કર્મ કરતી વેળા મનુષ્યને પ્રેરણા આપતું હોય,(૧૮.૨૪), કર્માચરણ દરમિયાન નિષ્કામતા હોય અને કર્તા નિર્વિકાર રહેતો હોય તો તેની ઉપર્યુક્ત કર્મચોદના–કર્મસંગ્રહની સમજણ દ્વારા

તે મનુષ્યને યોગ ( समत्व ) મળે જ ( આ યોગને कर्मबोदकज्ञान–कर्म सग्राहक कर्मकर्तृ विभाग योग–નામ આપી શકાય )

(ç) કોઇ મનુષ્ય એમ માને કે "કોઇ ઇશ્વરવાદ, કોઇ સૃષ્ટિવાદ, યજ્ઞ-ધર્મ, ભક્તિના પ્રકારો, અનેક જ્ઞાનોમાથી એકની પસંદગી, વગેરે પ્રશ્નોમા મારે પડવુ નથી, **મારે તો માત્ર શુદ્ધ બુદ્ધિ અને શુદ્ધ ધીરજ (ધૃતિ)થી મારાં કર્મો કરીને જીવન જીવવુ છે.**" આવી માન્યતા-વાળા મનુષ્યને ગીતા ઉત્તમ બુદ્ધિ અને ઉત્તમ પ્રકારની ધૃતિની પોતાની સ્વતત્ર સમજણ આપે છે, જે દ્વારા એનુ જીવન समत्व–युक्त પમાય થાય જ 'શુદ્ધ બુદ્ધિ' દ્વારા એને ગીતા સમજાવે છે કે નિષ્કામ પ્રવૃત્તિ, એજ ખરી નિવૃત્તિ છે (૧૮ ૩૦) અને નિષ્કામ કર્મજ કરવા યોગ્ય કર્મ (कार्य) છે (૧૮ ૩૦), જે બુદ્ધિથી આમ સમજાય છે તે શુદ્ધ બુદ્ધિ છે, એમ કહેવાય જે ધૃતિથી ફલાકાક્ષા વગર કર્મ પુરૂ કરી શકાય તેજ ખરી ધૃતિ છે (૧૮ ૩૪) આ રીતે માત્ર "બુદ્ધિધૃતિ" નો જ વિચાર કરનાર વ્યક્તિઓને बुद्धिधृतिविभाग દ્વારા યોગ મળે

(ई) કોઇ મનુષ્ય એટલુ જ સમજે કે 'મારા કર્મો દ્વારા મને સુખ મળે, એટલુ મારે જીવનમા ધ્યાન રાખવુ છે' આવો પણ એક માનવ સમુદાય હોય છે ખરૂ જોતા દરેક સામાન્ય મનુષ્ય "સુખ" ની પ્રાપ્તિના ઉદ્દેશથી જ કર્મ કરે છે તેને ગીતા કહે છે કે "જો તારૂં સુખ કામના રૂપી કચરાથી રહિત (એટલે પ્રસન્ન, સ્વચ્છ, શુદ્ધ મન અને શુદ્ધ બુદ્ધિમાથી ઉત્પન્ન થએલું) હશે, તો તને ખરૂં સુખ મળશે, વિષયેન્દ્રિયસયોગ અથવા નિદ્રાઆલસ્યમાથી તારૂં સુખ ઉત્પન્ન થયુ હશે તો તે ખરૂ સુખ નથી ખરૂં સુખ મેળવવા સખ્ત મહેનત કરવી પડશે અને મહામહેનતને **પરિણામે** જ ખરૂં સુખ મળશે, **શરૂઆતથી** જ સુખ મળી જાય તેવું સુખ વિષયોનુ છે, પણ તેમા **પરિણામે** તો દુખ જ રહેશે "—આમ માત્ર સુખ શોધક મનુષ્યને ગીતા ત્રિવિધસુખ વિભાગની સમજણ દ્વારા समत्व બતાવે છે (सुखत्रयविभागयोग)

(૩) વર્ણ ધર્મની (મનુ ની નહી પણ મનુ જેવી કાઇ બીજી) માન્યતાનો પ્રચાર ગીતાના સમયમા ચોક્કસ બહુ મોટો હતો ખુદ અર્જુન પણ વર્ણ-ધર્મની માન્યતાનો નિર્દેશ કર્યો છે, એટલ જ નહી, પણ ત માન્યતામાથી જ અર્જુનની મુસીબત ઊભી થઇ છે, એમ એકરાર તો પોત કર્યો છે (ગીતા ૧ પણ, " વર્ણધર્મો દરેક મનુષ્યના અનાદિ જન્મોથી કરવા અનાદિ મ ચિત કર્મોમાથી આવેલા છે અને જીવાત્મા સ્વગત કર્તૃત્વ ધરાવે છે," તેવા મનુના સિદ્ધાન્તને ગીતામાથી ટેકો મળતો નથી ગીતા મુજબ મનુષ્યને (જીવને) વર્ણધર્મો **સ્વભાવ તત્ત્વ પાસેથી આવીને** વળગ્યા છે, જીવ પોતે અકર્તા છે. આ રીતે પોતાની જવાબદારી સિવાય આવી વળગેલા કર્મો મનુષ્ય કરે રાખે, તો તે કર્મોના આચરણમા જે પાપ થાય તેમાથી મનુષ્ય મુક્ત રહે, પણ જો ઇતરવર્ણકર્મો મનુષ્ય પસંદ કરે, તો પાપભાગી થાય હવે, "સ્વભાવતત્ત્વને ઉત્પન્ન કરનાર ઇશ્વર છે, એ રીતે મારી પ્રવૃત્તિઓ અન્તતોગત્વા એ ઇશ્વરે જ મને વળગાડી છે, માટે મારી પ્રવૃત્તિઓની ભેટ દ્વારા હુ એજ ઈશ્વરનુ અર્ચન કરુ, હુ ફ્લાશા ન જ રાખુ " આવો નિશ્ચય કરીને મનુષ્યે સ્વવર્ણકર્મો જ કરવા જોઇએ તો, વર્ણચતુષ્ટયવિભાગની સમજણ દ્વારા તે મનુષ્યને સમત્વ (=યોગ) મળે મનુસ્મૃતિ પ્રમાણે भूतानां प्राणिनः श्रेष्ठा प्राणिनां बुद्धिजीविनः । बुद्धिमत्सु नराः श्रेष्ठा नरेषु ब्राह्मणाः स्मृताः ॥ ब्राह्मणेषु च विद्वांसो विद्वत्सु कृतबुद्धयः कृतबुद्धिषु कर्तारः कर्तृषु ब्रह्मवेदिनः (મનુ ૨ ૯ –૯૭), એ રીતે મનુષ્ય શૂદ્રમા, પછી વૈશ્યવર્ણમા, પછી ક્ષત્રિય વર્ણમા, પછી બ્રાહ્મણ વર્ણમા, પછી વેદપાઠીબ્રાહ્મણ તરીકે, પછી કૃતબુદ્ધિ બ્રાહ્મણ તરીકે, પછી સમજણપૂર્વ ક્રિયા કરનાર બ્રાહ્મણ તરીકે અને છેલ્લે ક્રિયાકાડી છતા બ્રહ્મજ્ઞ બ્રાહ્મણ તરીકે જન્મ થાય પછી જ મોક્ષ થાય પણ ગીતા ૧૮ ૪૧–૪૮ મુજબ શૂદ્ર મનુષ્ય જો સ્વભાવપ્રાપ્ત કર્મોથી શ્રીકૃષ્ણનુ અર્ચન કરે તો તત્ક્ષણ મોક્ષ મેળવે છે

[ ગીતા ૧૮ ૪૯–૫૫મા એક વાર ફરીથી, છેલ્લા છેલ્લા ગીતા, ઔપનિષદિકોના સન્યાસનો એક વિકલ્પ તરીકે નિર્દેશ કરે છે અને ૫ –૬૨મા

ગીતા પોતાના યોગને—અહી ૧૮ ૪૧-૪૮મા કહેલા સ્વવર્ણકર્મ નિરતિ દ્વારા શ્રીકૃષ્ણાર્ચનકરી સિદ્ધિ મેળવવાના (હમણાજ કહેલા) યોગને ઉપનિષદોના સંન્યાસની સામે મૂકીને, આ યોગને વધુ સારો કહે છે. શ્લોક ૧૮.૫૬મા જે अपि (सर्वकर्माण्यपि सदा कुर्वाण) છે, તેનો અર્થ યોગને પસંદગી આપવાનો છે. શ્લોક ૬૦મા स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा કહ્યુ છે, તે ઉપરથી જણાય છે કે ૧૮.૫૬-૬૨માં પણ સ્વ એટલે સ્વવર્ણના કર્મોજ સ્વભાવમાથી મૂલતઃ નિર્વર્ણ જીવને મળ્યાં છે, અને જે ૧૮ ૪૧-૪૮મા મુખ્ય વિષય છે, **તેનો જ વિષય ચાલુ છે.** —અહીં એક વસ્તુ ખાસ નોધવી જોઇએ, કે ૧૮.૪૯-૫૫માં સંન્યાસીને " ध्यानयोगपरः " કહ્યા છે, એટલે જેમ સંન્યાસી (यतयः) ને स्वाध्याय-ज्ञानयज्ञाः યોગીઓ (ગીતા ૪ ૨૮) કહ્યા છે, તેવી રીતે ૧૮.૫૨માં સંન્યાસીના (સ્વાધ્યાય અને પ્રવચન કર્મોને બદલે) ધ્યાનરૂપી કર્મને નિષ્કામ કર્મ ગણીને ' ध्यानयोग ' શબ્દ વપરાયો છે. ઉપરાંત, **બીજી નોંધપાત્ર વાત** અહીં, એ છે કે નિરાકાર બ્રહ્મરૂપ થએલો (સંન્યાસીનો) જીવાત્મા પાછળથી શ્રીકૃષ્ણની ભક્તિ પ્રાપ્ત કરીને શ્રીકૃષ્ણમા પ્રવેશરૂપ મોક્ષ મેળવે છે, એવો એક નવો સિદ્ધાન્ત આખી ગીતામાં માત્ર આ સ્થળેજ આપવામા આવ્યો છે]

(ऊ) ૧૮.૬૪-૬૬માં **ભક્તિયોગનું એક સર્વોચ્ચ સ્વરૂપ** કહ્યુ છે ૧૮.૬૩-૬૮મા શ્રીકૃષ્ણના શબ્દો મુજબ ભક્તિયોગનો આ પ્રકાર सर्वगुह्यतम એટલે સર્વોત્કૃષ્ટ રહસ્ય અથવા **ઉપનિષદ** છે. (ગીતાના સમયમાં गुह्य, रहस्य, વગેરે શબ્દો ઉપનિષદના અર્થમાં વપરાતા હતા) શ્રીકૃષ્ણ એક વાર તો પોતાનુ કથન પૂરૂં કરે છે અને કહે છે કે " इति ते ज्ञानमाख्यातम् " અને હવે " यथेच्छसि तथा कुरु " (૧૮.૬૩); આમ કહ્યા પછી **પરમકારુણિક ભગવાનને અર્જુન જેવા ભક્ત માટે અધિક કરુણા ઉદ્ભવે છે, અને સર્વોચ્ચ પ્રકારનો** ભક્તિયોગ શ્લોક ૧૮.૬૪-૬૫માં પ્રિયભક્ત અર્જુનને કહે

છે, આ ભક્તિયોગમા **ભગવાન** મનુષ્યને તેના હિંસાત્મક યુદ્ધ જેવા કર્મના " પાપમાથી મોક્ષ, " એટલે જ મોક્ષ, અપાવે છે (નહી કે સ્વમાત્ર તત્ત્વમાથી કર્મો આવ્યા છે અને તેમા અહ કાર ત્યજવાથી પાપથી મુક્ત રહેવાય છે, ૧૮ ૪૭ની જેમ), અને **તેવો મોક્ષ મળે તે માટે** મનુએ (મનુસ્મૃતિમા જેવા વર્ણધર્મ, કુલધર્મ, જાતિધર્મ, ગુરશિષ્યધર્મ કહ્યા છે અને જેનો નિર્દેશ અર્જુને અધ્યાય ૧મા કર્યો છે તે) સર્વ ધર્મોનો (એટલે તે ધર્મોના વિચાર-ચર્ચાનો) ત્યાગ એટલે સન્યાસ કરવાનો છે, આ પ્રકારના મોક્ષ માટે આ પ્રકારનો સન્યાસ કરવાથી અમુક યોગ્યતા-વાળા મનુષ્યને સમત્વ એટલે યોગ મળે (એક પ્રકારનો ભક્તિયોગ મળે), તેનુ નામ " **મોક્ષસંન્યાસયોગ** " અને તેને જ આ અધ્યાયનો મુખ્ય વક્તવ્ય યોગ ગીતાકાર ગણે છે કેમકે **તેનું નામ આ અધ્યાયના યોગ તરીકે ઇતિશ્રીમાં આપ્યું છે.** આ રીતે આ અધ્યાયમા કુલ છ યોગો અથવા યોગપ્રકારો છે, તે બધામાથી છેલ્લો યોગ મુખ્ય વિષય છે આ શ્લોક ૬૬ના " સર્વધર્મો " અને " સર્વપાપો " ને **ગીતા ૧માં અર્જુને કહેલા ધર્મો અને તેના અપાલન (ઉલ્લઘન) થી થતાં પાપો**-જેનાથી અર્જુન બચવા માગે છે-**તેની સાથે સંબંધ** છે અને તેનો એક પૂરતો ઉપાય શ્રીકૃષ્ણની માત્ર શરણાગતિ છે, એમ સિદ્ધાન્ત છે " મા શુચ " ને પણ ગીતા ૧ની સાથે સ બધ છે ભગવાનનો અનન્ય (મામ્ અને एक) આશ્રય જ સર્વોત્તમ સાધન છે, અને તે પ્રમાણે શાન્તિ, સમત્વ મેળવવુ તે જ સર્વોત્તમ યોગ છે

## ગીતાના યોગો

**સંક્ષેપમાં યોગો આમ ગણાવી શકાય : (૧)** અર્જુનવિષાદ-યોગ અર્જુન જેવા વિષાદ દ્વારા સન્યાસને બદલે '**સમત્વ**' (૧ થી ૨.૧૦) **(૨)** સંગ્રામ (યુદ્ધ) મા થતી જીવહિંસાની શક્યાશક્યતાના-ત્રિવિધ વિચાર પછી નિષ્કામ યુદ્ધ કર્મ દ્વારા **સમત્વ,** સાખ્યયોગ (૨ ૧૧ થી ૨ ૩૯), **(૩)** વૈદિક અથવા બીજા કામ્ય (સ્વાર્થ ખાતર)

કર્મો કરનારની અશાન્તિ અને નિષ્કામ કર્મીની શાન્તિની વિચારણાથી કર્મયોગ નો એક પ્રકાર (૨ ૪૦ થી ૭૨), (૪) ઉપનિષદોના સન્યાસ કરતા ગીતાના નિષ્કામ કર્મની ઉત્તમતાની સમજણથી કર્મયોગનો બીજો પ્રકાર (૩ ૧-૮), (૫) પર્જન્ય દ્વારા અન્નોત્પત્તિ રૂપ સાર્વજનિક હિત કરનારો યજ્ઞ ચાલુ રાખવા ખાતર સ્વકર્મો કરવા (ગૃહસ્થ રહેવુ), ત્રીજા પ્રકારના કર્મયોગ (૩ ૯-૧૬), (૬) ઔપનિષદિક આત્મરતિને અકર્મનુ ખાસ પ્રયોજન નથી, માટે તેણે કર્માચરણ કરવુ-ચોથા પ્રકારનો કર્મયોગ (૩ ૧૭-૨૦A), (૭) શિષ્ટોએ દૃષ્ટાન્ત રૂપ થઇ સ્વકર્મો કરવા-પાચમા પ્રકારનો કર્મયોગ (૩ ૨૦B થી ૨૬), (૮) પ્રકૃતિના ગુણોજ કર્મો કરે છે, જીવ અકર્તા છે,-કર્મયોગનો છઠ્ઠો પ્રકાર (૩ ૨૭-૨૯), (૯) શ્રીકૃષ્ણને કર્મો અર્પણ કરવા-કર્મયોગનો સાતમો પ્રકાર (૩ ૩૦-૩૨), (૧૦) સ્વવર્ણકર્મ સ્વભાવ તત્ત્વ તરફથી મનુષ્યને મળેલ છે માટે જો મનુષ્ય તે જ કર્મો કરે તો કર્મબંધનથી મુક્ત રહે-કર્મયોગનો આઠમો પ્રકાર (૩ ૩૩-૩૫), (૧૧) શ્રીકૃષ્ણ આદર્શ યોગી (નિષ્કામ કર્મ કરનાર) છે તેથી તેનુ દૃષ્ટાન્ત અનુસરવુ, કર્મયોગનો નવમો પ્રકાર (૪ ૧-૧૫)-આમ, ગીતા ૨ ૪૦ થી ૪ ૧૫મા **કર્મયોગના નવ પ્રકારો** **આપ્યા** છે, તે વિકલ્પે જ લેવાય, (૧૨) દરેક નિષ્કામ કર્મ અકર્મ એટલે સન્યાસ જ છે, તેવી **સમજણથી** કર્મ કરવા-જ્ઞાનકર્મ સન્યાસ યોગ (૪ ૧ -૨૨), (૧૩) સ્વકર્માચરણમા ભાવનામય યજ્ઞની સમજણ અથવા જ્ઞાનથી કર્મો કરવા-જ્ઞાનકર્મસન્યાસનો એક પ્રકાર (૪ ૨૨B-૪ ૩૩A), (૧૪) સર્વભૂતવિષયક એક પ્રકારનુ બીજુ જ્ઞાન-જ્ઞાનકર્મસન્યાસનો જ બીજો પ્રકાર (૪ ૩૩B-૪૨), (૧૫) અમુક વિશિષ્ટ જ્ઞાન પૂર્વક સ્વમાયતત્ત્વની જ પ્રવૃત્તિ માત્ર છે તેવુ જ્ઞાન મેળવીને '૬ કર્મસન્યાસી છુ' એમ માની કર્મો કરવા, કર્મસન્યાસયોગ (ગીતા ૫), (૧૬) શાન્તિથી એક આસન ઉપર બેસી જઇ અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા મનની દરેક કામના ત્યજીને નિઃસ્પૃહતા કેળવવી-આત્મસંયમયોગ (ગીતા ૬), (૧૭)

અમુક ચાર (अ થી ई) દલીલો દ્વારા સ્થાપિત થતી શ્રીકૃષ્ણની પરાત્પરતાનું જ્ઞાન અને બીજું અમુક વિજ્ઞાન (ગીતા ૭)–ज्ञानविज्ञानयोग, (૧૮) अधियज्ञश्रीकृष्णयोग (૮ ૫ અને ૭), (૧૯) अधिदैवतपुरुषयोग (૮ ૮–૧૦), (૨૦) अक्षरब्रह्मयोग (૮ ૧૧–૨૮), (૨૧) ભૂતોના આદિ અને એક પ્રકૃતિની પ્રવૃત્તિના અધ્યક્ષ શ્રીકૃષ્ણનું પત્રપુષ્પથી અને યથાઉપસ્થિત સ્વભોજનાર્પણથી પૂજન ( ગીતા ૯), (૨૨) શ્રીકૃષ્ણના વિશિષ્ટ આવિર્ભાવો રૂપી બુદ્ધિ, જ્ઞાન વગેરે મનુષ્યોમા આવીને રહે છે, તેમ જ જગતની સર્વ વિશિષ્ટ વ્યક્તિઓ અને વિશિષ્ટ સ્થાનો પણ શ્રીકૃષ્ણના પ્રકટરૂપો વિભૂતિઓ છે એવુ જ્ઞાન ( ગીતા ૧૦ ), (૨૩) આ સમગ્ર વિશ્વ શ્રીકૃષ્ણ સ્વરૂપમા છે અને વિશ્વની પ્રવૃત્તિઓ શ્રીકૃષ્ણની જ પ્રવૃત્તિઓ છે, મનુષ્ય નિમિત્તમાત્ર છે, તેવી જ્ઞાનપૂર્વક ભક્તિ ( ગીતા ૧૧ ), (૨૪) અક્ષરની ભક્તિ કરતા શ્રીકૃષ્ણની ભક્તિ વધારે મહેની હોવાથી સારી છે તે જ્ઞાન-વાળો ભક્તિયોગ બીજા યોગો કરતા સહેલો અને તેથી સારો છે તે જ્ઞાન, સન્યાસી ભક્ત કરતા યોગી ભક્ત થવુ સારૂ છે તે જ્ઞાન, એમ ત્રિવિધ જ્ઞાન દ્વારા भक्तियोग ( ગીતા ૧૨ ), (૨૫) क्षेत्रक्षेत्रज्ञविभागयोग, (૨૬) ज्ञानज्ञेयविभागयोग, (૨૭) प्रकृतिपुरुषविभागयोग–એમ પ્રચલિત દાર્શનિક વિચારોમાથી ( સન્યાસને બદલે ) ત્રણ યોગો (ગીતા ૧૩), (૨૮) सत्त्व-ગુણાતીત થવાનો ગુણત્રયવિભાગયોગ, જેમા ગુણોવાળી પ્રકૃતિ અને તે પ્રકૃતિવાળા પર તત્ત્વના પરિચય માટે મહદ્ બ્રહ્મ જ કહ્યા છે–(ગીતા ૧૪), (૨૯) જીવાત્માની, સૂર્યની, ચદ્રની, પૃથ્વીની, વૈશ્વાનર અગ્નિની, બધાની પ્રવૃત્તિઓ શ્રીકૃષ્ણ રૂપ પુરુષ જ કરે છે તેવા જ્ઞાનવાળો પુરુષોત્તમ યોગ (ગીતા ૧૫), (૩૦) સકામતાથી, સ્વાર્થ માટે કર્મો કરનારાની આસુરી સૃષ્ટિ અને નિષ્કામભાવે કર્મો કરનારાની દૈવી સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે તે સમજણ (ગીતા ૧૬), (૩૧) કોઈ પણ દલીલ, ઈશ્વરના અસ્તિત્વમા માન્યતા, વૈદિક યજ્ઞ-દ્વારા સાર્વજનિક કલ્યાણ થવાની સમજ, અથવા એવી કોઈ બીજી યુક્તિ નહી, પણ "સ્વકર્મ કરવાની મારી પવિત્ર ફરજ છે, માટે જ

૨

હું કર્મ કરીશ " એની કેવળ કર્તવ્યમા જ સાત્ત્વિકી શ્રદ્ધા (ગીતા ૧૭ ૧-૨૨ અને ૧૮ ૧-૧૨), (૩૨) ૐ તત્સત્ના ઉચ્ચારણ માત્રથી કર્મબંધન દૂર થાય છે તેવી માન્યતાથી તેના ઉચ્ચારણપૂર્વક સ્વકર્માચરણ (૧૭ ૨૩-૨૮), (૩૩) જીવાત્મા અમુક પાંચ સયુકત કર્મકર્તાઓ પૈકી એક છે, જીવાત્માનુ જ કર્તૃત્વ હોઈ શકે, પણ બીજા ચારથી અસયુકત જીવનુ બીલકુલ કર્તૃત્વ નથી, તેવી, (ગીતા ૭ ૧૧-૩૯ ની સાખ્ય સમજથી જુદી) બીજી નવી એક સાખ્ય સમજ (૧૮ ૧૩-૧૮), (૩૪) ગુણસખ્યાન મુજબ જ્ઞાન, કર્મ અને કર્તાની સમજ (૧૮ ૧૯-૨૮), (૩૫) જે મનુષ્યને કોઈ સૃષ્ટિવાદ વગેરેમા ઊડા ઉતરવાની માથાકુટ કરવી ન ગમે પણ " હુ માત્ર બુદ્ધિ અને ધૃતિથી જ સર્વ કર્મો કરીશ ' એવી જ ઇચ્છા હોય તેને માટે સાત્વિક બુદ્ધિધૃતિની સમજ (૧૮ ૨૯-૩૫), (૩૬) ' હુ બીજી કોઈ વાતમા નહી પડુ, પણ હુ માત્ર સુખ ખાતર જ બધું કરીશ ', એમ કહેનાર માણસને ખરા સુખની સમજણ દ્વારા યોગનો ઉપદેશ (૧૮ ૩૬-૩૯), (૩૭) " મારા વર્ણકર્મો ' સ્વભાવ ' તત્ત્વમાથી જ ઉત્પન્ન થયા છે, માટે હુ તે જ કર્મો કરીશ અને તે દ્વારા ભગવાનનુ અર્ચન કરીશ "- એવો એક નવો સ્વવર્ણકર્મનિર્ગતિયોગ (૧૮ ૩૯-૪૮), (૩૮) એક ભગવાનનો માત્ર આશ્રય (શરણ) લઇ, હુ સર્વ કર્મો કરૂ, ભગવાન જ કર્મોના આચરણમા રહેલા પાપોથી મારો બચાવ (મોક્ષ) કરશે, હુ વર્ણધર્મ-કુલધર્મ-જાતિધર્મ-પિતૃધર્મ વગેરેનો વિચાર છોડી દઉં છું (કર્મસંન્યાસ), તેવી માન્યતા- મોક્ષસન્યાસયોગ (૧૮ ૫૭-૬૬)

હવે, આપણે આ પ્રસ્તાવનાના પા ૯ ઉપરની ગીતા વ્યાખ્યાનની નૂતનપદ્ધતિની સૂચના રૂપને ફરીથી યાદ કરીએ ગીતાના અધ્યાયવાર અર્થના સશોધનમા અધ્યાયાન્તર્ગત શ્લોકોનો પરસ્પર સંદર્ભ વિચારવો જોઇએ તે મુજબ વિચારતા શ્લોકોના ' અધિકરણો ' (Sec tions) પાડવા જોઇએ મારા અભ્યાસને પરિણામે હુ મારા વાચક

પાસે નોકોનુ ઉપર દર્શાવેનુ વિભાગીકરણ રજુ કરૂ છુ (અને વધુ અભ્યાસ–મ ગોધનને પરિણામે ભવિષ્યમા આ શ્લોકવિભાગીકરણમા વત્તેઓછે અ શે ફેરફાર કરવા તત્પર રહુ છુ )

આ "સ દર્ભ"ને અનુસરવાથી ગીતાના અર્થબોધ ઉપરાત બીજી પુષ્કળ માહીતી વાચકને મળે છે; તે પણ ઉપર આપેલા સ ક્ષિપ્ત અર્થ ઉપરથી જોઈ શકાશે એ તારવવા માટે વિષયવાર (topic wise) જુદુ પુસ્તક તૈયાર કરવુ જોઇએ

## ગીતાના અર્થકરણ માટે વધુ મુદ્દાઓ

**(૨૬) સમુચ્ચય તથા વિકલ્પનો નિયમ:**—ઉપર મુજબ ગીતાનો મુખ્ય ઉપદેશ યોગ (=નિષ્કામ કર્માચરણ અથવા સ્વકાર્યની સિદ્ધિ અસિદ્ધિમા સમત્વ) છે દરેક અધ્યાયમા આ યોગનો **ઓછામાં ઓછો એક પ્રકાર** જેનો નિર્દેશ તે અધ્યાયના નામ દ્વારા કર્યો છે તે આપ્યો છે કોઈ અધ્યાયમા આવા એક જ યોગ પ્રકાર માટે વિકલ્પે અનેક પેટપ્રકારો અથવા દલીલો આપી છે, જેમકે અધ્યાય ત્રીજામા કર્મયોગ માટે જુદી જુદી અનેક (નવ) દલીલો વિકલ્પે આપી છે, કેમકે દરેક દલીલ સ્વત પૂર્ણ છે, એ દરેક દલીલ **સરખુ જ ફલ (કર્મયોગ) આપે છે;** માટે त्रिफलोऽर्विशिष्टफलत्वात्–મ સૂ ૩ ૩ ૫૯ (જ્યા અનેક પ્રકારે એક જ ફલ કહ્યુ હોય ત્યા તે પ્રકારો વિકલ્પ તરીકે લેવા, સમુચ્ચય ન લેવાય, એ મીમાસાનો નિયમ છે તે) પ્રમાણે તે દલીલો વિકલ્પ રૂપે છે વળી, કોઈ અધ્યાયમા યોગના જ અનેક પ્રકાર આપ્યા છે, જેમકે અધ્યાય ૧૩ ( क्षेत्रक्षेत्रज्ञविभागयोग, प्रकृतिपुरुषविभागयोग અને ज्ञानज्ञेयविभागयोग ), અધ્યાય ૧૮ (જુઓ ભાષાન્તર) વગેરેમા ત્યા પણ विकल्पोऽविशिष्टफलत्वात् એ નિયમ અનુસાર **વિકલ્પ** સમજવાનો છે મીમાસા પ્રમાણે જ્યા જુદા જુદા કર્મો (યજ્ઞો કે ઉપાસનાઓ) દ્વારા **જુદાં જુદા ફલોની પ્રાપ્તિ** હોય ત્યા સાધકે ઇષ્ટ વિષયોની સ ખ્યાનુસાર તે કર્મો કે ઉપાસનાઓનો સમુચ્ચય કરવાનો (જેની ઇચ્છા ન હોય તેનો અસમુચ્ચય ન કરવાનો) નિયમ હોય

હું કર્મ કરીશ " એવી કેવળ કર્તવ્યમાં જ સાત્ત્વિકી શ્રદ્ધા (ગીતા ૧૭ ૧-૨૨ અને ૧૮ ૧-૧૨), (૩૨) ॐ તત્સત્‌ના ઉચ્ચારણ માત્રથી કર્મબંધન દૂર થાય છે તેવી માન્યતાથી તેના ઉચ્ચારણપૂર્વક સ્વકર્માચરણ (૧૭ ૨૩-૨૮), (૩૩) જીવાત્મા અમુક **પાંચ** સંયુકત કર્મકર્તાઓ **પૈકી એક છે, જીવાત્માનું જ કર્તૃત્વ હોઈ શકે, પણ બીજા ચારથી** અસંયુકત જીવનું બીલકુલ કર્તૃત્વ નથી, તેવી, (ગીતા ૨ ૧૧-૩૯ ની સાંખ્ય સમજથી જુદી) બીજી નવી એક સાંખ્ય સમજ (૧૮ ૧૩-૧૮), (૩૪) ગુણસંખ્યાન મુજબ જ્ઞાન, કર્મ અને કર્તાની સમજ (૧૮ ૧૯-૨૮), (૩૫) જે મનુષ્યને કોઈ સૃષ્ટિવાદ વગેરેમાં ઊંડા ઉતરવાની માથાકુટ કરવી ન ગમે પણ ' હું માત્ર બુદ્ધિ અને ધૃતિથી જ સર્વ કર્મો કરીશ ' એવી જ ઇચ્છા હોય તેને માટે સાત્વિક બુદ્ધિધૃતિની સમજ (૧૮ ૨૯-૩૫), (૩૬) ' હું બીજી કોઈ વાતમાં નહી પડું, પણ હું **મારા સુખ ખાતર જ બધું કરીશ '**, એમ કહેનાર માણસને ખરા સુખની સમજણ દ્વારા યોગનો ઉપદેશ (૧૮ ૩૬-૩૯), (૩૭) ' મારા વર્ણકર્મો ' સ્વભાવ ' તત્ત્વમાંથી જ ઉત્પન્ન થયા છે, માટે હું તે જ કર્મો કરીશ અને તે દ્વારા ભગવાનનું અર્ચન કરીશ "– એવો એક નવો स्ववणकर्मनिरतियोग (૧૮ ૩૯-૪૮), (૩૮) એક ભગવાનનો માત્ર આશ્રય (શરણ) લઈ, હું સર્વ કર્મો કરું, ભગવાન જ કર્મોના આચરણમાં **રહેલા પાપોથી મારો બચાવ** (મોક્ષ) **કરશે, હું વર્ણધર્મ–કુલધર્મ –જાતિધર્મ–પિતૃધર્મ વગેરેનો વિચાર છોડી દઉં છું** (क्रमस याद), તેવી માન્યતા– મોક્ષસંન્યાસયોગ (૧૮ ૫૭–૬૬)

હવે આપણે આ પ્રસ્તાવનાના પા ૯ ઉપરની ગીતા વ્યાખ્યાનની નૂતનપદ્ધતિની **સૂચના રપને** ફરીથી યાદ કરીએ ગીતાના અધ્યાયવાર અર્થના સંશોધનમાં **અધ્યાયાન્તર્ગત શ્લોકોનો પરસ્પર સંદર્ભ** વિચારવો જોઈએ તે મુજબ વિચારતાં શ્લોકોનાં અધિકરણો" ( Sec tions ) પાડવા જોઈએ મારા અભ્યાસને પરિણામે હું મારા વાચક

પાસે શ્લોકોનું ઉપર દર્શાવેલું વિભાગીકરણ રજુ કરૂં છું (અને વધુ અભ્યાસ-સંશોધનને પરિણામે ભવિષ્યમાં આ શ્લોકવિભાગીકરણમાં વત્તેઓછે અંશે ફેરફાર કરવા તત્પર રહું છું )

આ "સંદર્ભ"ને અનુસરવાથી ગીતાના અર્થબોધ ઉપરાંત બીજી પુષ્કળ માહીતી વાચકને મળે છે, તે પણ ઉપર આપેલા સંક્ષિપ્ત અર્થ ઉપરથી જોઈ શકાશે એ તારવવા માટે વિષયવાર (topic wise) જુદું પુસ્તક તૈયાર કરવું જોઇએ

## ગીતાના અર્થકરણ માટે વધુ મુદ્દાઓ

**(૨૬) સમુચ્ચય તથા વિકલ્પનો નિયમ:—**ઉપર મુજબ ગીતાનો મુખ્ય ઉપદેશ યોગ (=નિષ્કામ કર્માચરણ અથવા સ્વકાર્યની સિદ્ધિ અસિદ્ધિમાં સમત્વ) છે દરેક અધ્યાયમાં આ યોગનો **ઓછામાં ઓછો એક પ્રકાર** જેનો નિર્દેશ તે અધ્યાયના નામ દ્વારા કર્યો છે તે આપ્યો છે કોઈ અધ્યાયમાં આવા એક જ યોગ પ્રકાર માટે વિકલ્પે અનેક પેટપ્રકારો અથવા દલીલો આપી છે, જેમકે અધ્યાય ત્રીજામાં કર્મયોગ માટે જુદી જુદી અનેક (નવ) દલીલો વિકલ્પે આપી છે, કેમકે દરેક દલીલ સ્વતઃપૂર્ણ છે, એ દરેક દલીલ **સરખું જ ફલ** (કર્મયોગ) **આપે છે;** માટે विकल्पोऽविशिष्टफलत्वात्–પૂ મ સૂ ૩ ૩ ૫૯ (જ્યાં અનેક પ્રકારે એક જ ફલ કહ્યું હોય ત્યાં તે પ્રકારો વિકલ્પ તરીકે લેવા, સમુચ્ચય ન લેવાય, એ મીમાંસાનો નિયમ છે તે) પ્રમાણે તે દલીલો વિકલ્પ રૂપે છે વળી, કોઈ અધ્યાયમાં યોગના જ અનેક પ્રકાર આપ્યા છે, જેમકે અધ્યાય ૧૩ ( क्षेत्रक्षेत्रज्ञविभागयोग, प्रकृतिपुरुषविभागयोग અને ज्ञानज्ञेयविभागयोग ), અધ્યાય ૧૮ (જુઓ ભાષાન્તર) વગેરેમાં ત્યાં પણ विकल्पोऽविशिष्टफलत्वात् એ નિયમ અનુસાર વિકલ્પ સમજવાનો છે મીમાંસા પ્રમાણે જ્યાં જુદાં જુદાં કર્મો (યજ્ઞો કે ઉપાસનાઓ) દ્વારા **જુદાં જુદાં ફલોની પ્રાપ્તિ** હોય ત્યાં સાધકે ઇષ્ટ વિષયોની સંખ્યાનુસાર તે કર્મો કે ઉપાસનાઓનો સમુચ્ચય કરવાનો (જેની ઇચ્છા ન હોય તેનો સમુચ્ચય ન કરવાનો) નિયમ હોય

છે (જુઓ काम्यास्तु यथाकामं समुच्चीयेरन् वा બ્ર.સૂ. ૩.૩.૬૦); **જેટલાં** ફ્લોની ઇચ્છા હોય **તેટલી** ઉપાસનાઓનો **સમુચ્ચય** કરવાનો હોય છે. બાકીની ઉપાસનાઓનો સમુચ્ચય કરવાનો નથી. ગીતામાં બધા યોગોનું ફ્લ એકજ છે માટે ગીતામાં જે જે અનેક યોગો, **યોગપ્રકારો** અથવા એકજ યોગપ્રકારના **પેટાપ્રકારો** આપ્યા છે તે બધાનો "વિકલ્પ" જ સમજવો જોઇએ, અર્થાત્ સમુચ્ચય નહીં જ. જુદા જુદા **મનુષ્યો માટે જુદા જુદા યોગો છે. યોગના દરેક વિકલ્પને ઉપનિષદ્ કહી શકાય કેમકે નિષ્કામ કર્મ કરવાની "ચાવીઓ"રૂપ એ વિકલ્પો છે. આ બધી ઉપનિષદો ભગવાનથી ગવાએલી (કહેવાએલી) છે. માટે ગીતા એટલે શ્રીમદ્ ભગવાનથી ગવાએલી ઉપનિષદો (ચાવીઓ) સમજવી.**

**(૨૭) ગીતામાં સમકાલીન સંસ્કૃતિઓ સાથે સહઅસ્તિત્વ:** ગીતાની પદ્ધતિ વિશે એક વધુ નોંધ અહીં લેવી જોઇએ. ગીતાની શૈલી સહકાર, સમાધાન અને સહઅસ્તિત્વની છે. (अ) **વૈદિકસંસ્કૃતિ** કામ્ય કર્મો હતી. ઉપનિષદોએ (છાં. ૭.૧; બૃ. ઉપ. ૩.૫) વેદોનો ત્યાગ કર્યો હતો. મું. ઉપ.૧. ૧.૫માં અમુક **વેદાન્તીઓનો** મત છે, તે મુજબ "વેદો" अपरा विद्या (**નીચી વિદ્યા**) છે અને દ્વિજોએ એ अपरा विद्या પણ ઉપનિષદોની परा विद्या (**ઉચ્ચ વિદ્યા**) સાથે શીખવાની છે. પણ મુ. ઉપ.નો **પોતાનો** મત વેદોને प्लवा ह्यदृढाः (મું. ૧.૨.૭) કહીને વેદાનુયાયીઓને अन्धेनैव नीयमाना यथान्धाः (મું. ૧.૨.૮) કહેવાનો છે. ઇશાવાસ્ય ઉપ. ૧૦-૧૧ મુજબ વેદો 'अविद्या' છે અને તેનાથી मृत्युतरण અને ઉપનિષદોની વિદ્યાથી अमृतप्राप्ति ફ્લ મળે છે. ગીતા વેદોને કામ્ય-કર્મકાંડ તરીકે અને વેદના દેવોને સ્વતંત્ર દેવો તરીકે ત્યજી દે છે. પણ બીજો, નવો પોતાનો મત આપીને વેદોમાં બ્રહ્મનું કથન, વેદો પોતેજ બ્રહ્મ અથવા શ્રીકૃષ્ણરૂપ, યજ્ઞ પણ એજ રૂપ છે; એમ કહ્યું છે. ઉપરાંત યજ્ઞને પર્જન્યરૂપ સાર્વજનિક હિતના સાધન તરીકે સ્વીકાર્યો છે; અને

તે यज्ञ કરી શકાય માટે મનુષ્યે ગૃહસ્થ રહી સ્વકર્મો કરવાનું કહ્યું છે. તેમજ ભાવનાત્મક યજ્ઞોનો બોધ આપ્યો છે. તથા શ્રીકૃષ્ણને अधियज्ञ કહ્યા છે. વગેરે અનેક રીતો દ્વારા પણ વેદ, ત્રૈવિદ્યો, સાથે સહકાર કર્યો છે અને વૈદિકોની 'પ્રવૃત્તિ' (એની કામ્યતા ત્યજીને) સ્વીકારીને વૈદિકો સાથે સહઅસ્તિત્વ સ્થાપ્યું છે.

(આ) **ગીતાયે ઔપનિષદિકોનો સાચો** સંન્યાસ સ્વીકાર્યો છે; પણ તે એક વિકલ્પ તરીકે માન્ય છે, અને योग જે બીજો વિકલ્પ છે તેનાથી સન્યાસ ઊતરતો ગણ્યો છે, સાચા સંન્યાસમાંથી फलसंकल्पसंन्यास ગીતાએ સ્વીકાર કર્યો છે. ઉપરાંત ઉપનિષદોની સૃષ્ટિપ્રક્રિયાઓ દ્વારા આત્માની પૂર્ણતા સિદ્ધ કરીને ઔપનિષદિકોએ 'સંન્યાસ' શીખવ્યો હશે; તેની જગાએ ગીતા તેજ પ્રક્રિયાઓ દ્વારા योग શીખવતી હોય એમ લાગે છે. જ્યારે ગીતા આ યોગને પસંદગી આપે છે ત્યારે ધીમેથી કહે છે કે **"એકલા સંન્યાસથી જ સિદ્ધિ મળે છે; એમ નહીં, પણ યોગથી પણ મળે છે"** (૩.૪) અથવા 'સંન્યાસથી મોક્ષ મળે છે, પણ योगથી પણ મળે છે' એમ કહે છે અને તે અર્થ દર્શાવવા अपिનો ઉપયોગ ગીતા (૬.૩૧; ૧૩.૨૩; ૧૮.૫૬;) કરે છે. **ઉપનિષદોના સમયની જ તપ: અને શ્રદ્ધાની સંસ્કૃતિઓને પણ ગીતા સ્વીકારે છે.**

ઇ) **ધર્મશાસ્ત્રની વર્ણવ્યવસ્થાની સંસ્કૃતિ** સ્વવર્ણકર્મ ઉપર આગ્રહ રાખતી; ગીતા પણ જન્મપ્રાપ્ત વર્ણકર્મના આચરણ માટે જ આગ્રહ રાખે છે. વર્ણવ્યવસ્થાવાળાઓ જીવના સ્વગત કર્તૃત્વમાં માનતા અને ગીતાએ કહેલું નિષ્કામ કર્મ થઈ શકે જ નહીં એમ માનતા (સરખાવો મનુ-अकामस्य क्रिया काचिन्नैव विद्यते कर्हिचित्); શૂદ્રમાંથી વૈશ્ય વગેરે યોનિયોમાં પસાર થઈ **જન્મજન્માન્તરો પછી** બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ થયા પછી મોક્ષની પ્રાપ્તિમાં માનતા. પણ ગીતા સ્વવર્ણકર્મ જ કરવાનું કહીને તેજ કર્મો શ્રીકૃષ્ણને અર્પણ કરવાથી જીવાત્માને તત્કાળ મોક્ષ

મળે છે, જીવાત્મા સ્વયં અકર્તૃ છે, નિષ્કામ કર્મો જ કરવા જોઇએ, એમ માને છે. છતાં ઇતરવર્ણના કર્મો કરનારને, સ્વભાવથી પ્રાપ્ત કર્મો ત્યજનારને બન્ધન એટલે પાપ અને સંસાર વળગે છે એમ ગીતા માને છે, તે રીતે વર્ણવ્યવસ્થાની સમાજરચના સાથે સહઅસ્તિત્વ રાખે છે. આ રીતે ગીતાની પદ્ધતિ વિવિધ ઇતર મન્તવ્યો સાથે સહકાર અને સમાધાનની છે.

**નોંધ:**—(૧) અહીં એક વાત નોંધવી જોઇએ કે ગીતા મુજબ સંન્યાસીઓ અને યોગીઓ, બન્ને **શુદ્ધ સંન્યાસી** અને **શુદ્ધ યોગી જ હોઇ શકેછે.** જે સંન્યાસીઓ સંન્યાસી બન્યા પછી સંસ્થાઓ ચલાવવાના સાચા હેતુથી પણ લોકો પાસેથી ફંડો ઊઘરાવે ને બેન્કોમાં પોતાના નામે ખાતા ઊઘાડે, અને કદાચ બીજા ગૃહસ્થોના નામો સાથે રાખે, તે ગીતામુજબ શુદ્ધ સંન્યાસી નથી. જે યોગી થોડાંક પણ કામ્ય કર્મો કરી નાખે તે શુદ્ધ યોગી નથી. ગીતા મુજબ બન્ને મિથ્યાચારી છે. નિષ્કામના પ્રાપ્ત કર્યા પછી, એટલે નૈષ્કર્મ્યસિદ્ધયે પહોંચ્યા **પછી જો લોકકલ્યાણ માટે પણ ફંડો ભેગા કરવા તરફ વૃત્તિ હોય, અને માત્ર જ્ઞાનવિતરણમાં જ વૃત્તિ ન હોય; તો ગીતા મુજબ તેણે યોગી જ થવું જોઇએ.** નહીં તો તે પતિત સંન્યાસી જ ગણાય ( स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रता ને જ ગીતા માન્ય રાખે છે ). કપડાં પહેરવા સંન્યાસીના અને કામો કરવાં ગૃહસ્થના, તેવા મનુષ્યો સમાજ માટે ભાર રૂપ છે ( મિથ્યાચારી જ છે ). ગીતા મુજબ "નિષ્કામ કર્મી સંન્યાસી" જેવો કોઇ સંન્યાસી વર્ગ જ નથી જ. ગીતાને ઉપનિષદોની શુદ્ધ સંન્યાસનિષ્ઠા જ માન્ય છે. (૨) ગીતાના સમયમાં વર્ણવ્યવસ્થા હતી; પણ આશ્રમ વ્યવસ્થા ઘણે ભાગે ન હતી. ગીતા મુજબ 'બ્રહ્મચર્ય' એક ગુણ છે અને સંન્યાસ એટલે જીવન પસાર કરવાની **સંન્યાસ નિષ્ઠા** અને યોગ એટલે આજીવન નિષ્કામકર્મની **યોગનિષ્ઠા.**

(૬) ગીતાના સમયમા પૌરાણિક સંસ્કૃતિનો આરભ જ હશે. હાલ જે પુરાણો છે તેવા પુરાણો તે સમયે ન હતા **ગીતામા એકેય સંપ્રદાય – વિષ્ણુ સંપ્રદાય પણ, નથી,** કેમકે ગીતામા બ્રહ્મા-વિષ્ણુ -મહેશની ત્રિમૂર્તિનો સિદ્ધાન્ત નથી ગીતામા કામને તથા ક્રોધલોભને શત્રુ કહ્યા છે, પણ ગીતામા 'ષડરિપુ' નો નિર્દેશ નથી ગીતામા 'ચાર જ મનુઓ'નો નિર્દેશ છે, રામચંદ્ર અવતાર નથી પણ વિભૂતિ છે બીજા ઘણા કારણોસર ગીતા ઉપલબ્ધ પુરાણોથી ઘણી જૂની છે ગીતામા ગણપતિ, સરસ્વતી વગેરે દેવીઓ, હનુમાન વગેરે દેવોનો નિર્દેશ નથી, પણ અમુક દેવોના વ્રતનિયમો પાળનારા અવિધિપૂર્વક પાળે છે કેમકે શ્રીકૃષ્ણ જ એ દેવો રૂપે છે અને એ વ્રતનિયમોનુ વિધાન પણ શ્રીકૃષ્ણે જ કર્યું છે, એમ તેઓ સમજતા નથી, અને તે રીતે સ્વલ્પ અને અનિત્ય ફળ તે લોકોને મળે છે, એમ ગીતામા કહ્યુ છે પણ, પૌરાણિક દેવો જ જુદા છે, ત્યાજ્ય છે, એમ ગીતા કહેતી નથી તે દેવોને માન્ય રાખીને તે જ વિધિ દ્વારા શ્રીકૃષ્ણનુ અર્ચન કરાય છે તેવી ભાવનાથી તે વ્રતનિયમો જો પળાય તો ચિર શાન્તિરૂપ ફળ મળે, એમ ગીતા માનતી લાગે છે, તે રીતે ગીતા પૌરાણિક સંસ્કૃતિ–જેવી તે સમયે હતી તે રૂપમા–તેની સાથે પણ સહ-અસ્તિત્વના સિદ્ધાન્તથી વર્તે છે

**નોધ– ગીતા ત્યાગ કોનો કરે છે?** ગીતા કહે છે *અજ્ઞશ્ચાશ્રદ્દધાનશ્ચ સંશયાત્મા વિનશ્યતિ.* અજ્ઞ લોકોને જે અશ્રદ્ધા અને સંશય જ રાખ્યા કરે છે તે લોકો પ્રતિ ગીતા અભાવ, નિરાશા દર્શાવે છે (૪ ૪૦) તેમજ, જે લોકો ત્રામાત્માન ( તદ્દન સ્વાર્થી ) જ છે અને જગતને કામહૈતુક માને છે તેને ગીતા નિત્ય નરકના અધિકારી કહે છે

બાકી ગીતા, તદ્દન નિષ્કામતાનો ઉપદેશ દેનારી ગીતા, ભક્તને આર્ત અને અર્થાર્થી હોવા છતા ભક્ત તરીકે અને વર્ણધર્મીઓના ધર્મઅવિરુદ્ધ-કામને શ્રીકૃષ્ણની એક વિભૂતિ તરીકે સ્વીકારે છે ઉપરાત, સામાન્ય રીતે

मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः (૪ ૧૧) દ્વારા દરેક મનુષ્ય પ્રભુ પાસે જ ગતિ કરી રહ્યો છે, એમ સ્વીકારે છે

(૨૮) **ગીતા અને "દર્શનશાસ્ત્રો"**– ગીતામા "સાખ્ય" શબ્દ અને પ્રકૃતિ, ગુણ પુરુષ શબ્દો, યોગ શબ્દ–ગીતા પોતે योगशास्त्र જ છે, વિભૂતિઓ, સમાધિ, પ્રાણાયામ, આસન જેવુ કઇક, વગેરે આવે છે નિર્વાણ શબ્દ પણ છે તા પ્રશ્ન થાય છે કે ગીતા અને દર્શનશાસ્ત્રોનો સબંધ શો ? 'સાખ્ય' એટલે સાખ્ય દર્શનની ઉત્પત્તિ કયારે થઈ ? **ખુદ મોક્ષધર્મપર્વ** (મહાભારત ૧૨)મા **'સાંખ્ય' નામના અનેક દાર્શનિક પ્રવાહો છે પણ 'દર્શનશાસ્ત્ર' નથી.** ત્યા "સાખ્ય", ગીતાની બે प्रकृतिઓ (ગીતા ૭) અથવા બે अव्यक्ता (ગીતા ૮)ની જગાએ એક જ તત્વની જરૂર છે, એમ કહી ગીતા સાથે અસમતિ દર્શાવી, આપણા તત્વજ્ઞાનના ઇતિહાસમા પહેલી વાર સાખ્યના દાર્શનિક નામથી દેખાય છે, અને જુદી જુદી વ્યક્તિઓ પચશિખ, સુલભા વગેરે, પોતપોતાના "સાખ્યો" રજૂ કરે છે. એક સુસ્થાપિત સાખ્યદર્શન ત્યા પણ દેખાતુ નથી તે જ રીતે મોક્ષધર્મપર્વમા ધ્યાનવાળા યોગીઓ સાખ્યોની તત્વોની યાદી સ્વીકારીને એક પગનુ આગળ જાય છે, ને ઉપનિષદોની જીવ બ્રહ્મની ( अहंब्रह्मास्मि, तत्त्वमसि વગેરેમા છે તે ) એકતા ત્યજી દે છે કેમકે 'જીવ જન્મમરણશીલ છે અને ઈશ્વર અથવા બ્રહ્મ જન્મમરણરહિત જ હોઈ શકે' આ રીતે યોગના બે પ્રવાહો મોક્ષ-ધર્મપર્વમા જ છે બ્રહ્મસૂત્રકાર પણ "સાખ્યોમા પોતામા જ તત્વોની સખ્યા વિશે અથવા બીજી સૈદ્ધાન્તિક બાબતોમા પણ એક દૃઢ નિશ્ચય નથી, विप्रतिषेध છે," એમ કહીને 'સાખ્ય'ને કાઢી મૂકે છે, અને તે જ ઉત્તર બ્રહ્મસૂત્રકાર પાચરાત્રને આપે છે. તે બતાવે છે કે બ્રહ્મસૂત્રકારના સમયમા પણ "સાખ્ય" અને "યોગ" નામના "દર્શનો" ન હતા આખા મોક્ષધર્મપર્વમા અનેક વેદાન્તપ્રવાહો, અનેક સાખ્યપ્રવાહો વિવિધ યોગપ્રવાહો, અને પાચરાત્રપ્રવાહો જ છે વળી બ્રહ્મસૂત્રમા

બૌદ્ધ જૈનદર્શનોવાળા આર્યોથી અલગ નથી પડી ગયાં કેમકે તેઓનો નિર્દેશ સાંખ્ય અને પાંચરાત્રના નિર્દેશની વચ્ચે આવે છે.

ગીતામાં **બ્રહ્મસૂત્ર પદૈ:** (૧૩.૫) વાળા શ્લોકમાં પૂર્વાર્ધમાં વૈદિક સૂક્તો અને ઉત્તરાર્ધમાં 'બ્રહ્મસૂત્રપદો' શબ્દ દ્વારા ઉપનિષદોનાં જે વાક્યો બ્રહ્મસૂત્રકારે ચર્ચ્યાં છે તેનો નિર્દેશ છે; અને જે "હેતુઓ" બ્રહ્મસૂત્રકારે આપ્યા છે તે તેણે ઉપનિષદોમાંથી જ લઇને આપ્યા છે; **એટલે ઉપનિષદોનાં વાક્યો જ 'હેતુ' નો નિર્દેશ કરે છે.**–વળી, ગીતા ૨.૪૧ મુજબ ગીતાના સમયમાં તો *बहुशाखाः ह्यनन्ताश्च बुद्धयो ह्यव्यवसायिनाम्* હતી, એટલે કે એક જ ફલની પ્રાપ્તિ માટે અનેક શાખાઓમાં અનેક જુદી જુદી રીતે એક જ કર્મ કહ્યું હતું; અને તેમાંથી કયું સાચું ફલ આપશે ? તેજ નિશ્ચિત ન હતું; વૈદિક કર્મો (ક્રિયા, યજ્ઞો)નું સ્વરૂપ કલ્પસૂત્રો કે જૈમિનિસૂત્રોની જેમ નક્કી કરાયું ન હતું, અર્થાત્ તે સૂત્રો જ ન હતાં, મીમાંસા સૂત્રો જ ન હતા. તો પછી વેદાન્ત, સાંખ્ય વગેરે સૂત્રો કે દર્શનો કયાંથી હોય? 'આસુરી સંપદ' (ગીતા ૧૬) દ્વારા એક પ્રકારના "વૈદિકો" કહ્યા છે. "આસુરી સંપદવાળા" કહેવાએલા વૈદિકોનુ જીવન કેવળ કામનામય હતું. ગીતામાં વૈદિક કર્મી, ઔપનિષદિક જ્ઞાની અને તપસ્વી, વગેરે કરતા ગીતાનો યોગી વધારે સારો છે (૬.૪૬), એમ કહ્યું છે; પણ ગીતાનું 'દર્શન' બીજા કોઇ 'દર્શન' કરતાં વધારે સારૂં છે એમ કદી કહ્યું નથી.

આ વિષયમાં ખુદ ગીતામાં શું છે? ગીતા (અ. ૨)માં 'સાંખ્ય' શબ્દને 'સંખ્ય' (યુદ્ધ) સાથે (યુદ્ધમાં જીવોની હિંસાના પ્રશ્ન સાથે) સંબંધ છે; અને ગીતા ૧૮.૧૩–૧૮માં પણ 'પાંચના સંયુક્ત કર્તૃત્વ'–ના સિદ્ધાન્ત અને યુદ્ધની હિંસા (૧૮.૧૮) સાથે સંબંધ છે. "યોગ"નો અર્થ કર્મની સિદ્ધિઅસિદ્ધિમાં સમત્વ થાય છે. અને તે અર્થ દ્વારા યોગને નિષ્કામ કર્મ સાથે સંબંધ છે; ગીતાની વિભૂતિઓ યોગની વિભૂતિઓથી

તદ્દન જૂદી જ છે ગીતામા 'નિર્વાણ' શબ્દ નથી, પણ બ્રહ્મનિર્વાણ શબ્દ છે ગીતાનો 'સ્થિતપ્રજ્ઞ' એ ને વૈદિક કામ્ય કર્મોની જેમ ફલ પ્રાપ્તિને માટે અસ્થિર ચિત્તથી વૈદિક કર્મો પાછળ ન દોડનારો, એમ અર્થ છે જો માખન વગેરે શબ્દો પારિભાષિક-દાર્શનિક હોય તો શુ ગીતા તેના અર્થમા પરિવર્તન કરી શકત? ગીતામા સૃષ્ટિપ્રક્રિયા કોઇવાર ચાર ઘટકોવાળા (અધ્યય ૮), ત્રણ ઘટકવાળા (અધ્યાય૭), બે ઘટકોવાળા (અધ્યાય૯), તો કોઇવાર માત્ર શ્રીકૃષ્ણરૂપી સ્વગતઘટકોરહિત તત્ત્વમાથી-એમ અનેક સૃષ્ટિપ્રક્રિયાઓ ગીતામા છે મોક્ષના વિચારે, કોઇવાર **સ્થાન** કે પદની પ્રાપ્તિ, કોઇવાર માત્ર **શાન્તિ**, તો કોઇવાર બ્રહ્મની પ્રાપ્તિ, કોઇવાર **શ્રીકૃષ્ણના ભાવની** (તદ્રૂપતાની) પ્રાપ્તિ, તો અન્વાર શ્રીકૃષ્ણના **સાધર્મ્યની** પ્રાપ્તિ (૧૪૨)-એમ અનેક છે—ગીતાનો "જ્ઞાની" ખાસ 'બ્રહ્મવિદ્' જ નથી, પણ પંડિત, ધીર, મુનિ, વિદ્વાન, તત્ત્વવિદ્ એમ વેદાન્તીથી ઇતર પ્રકારના અનેક **નામો** વાળો છે—ગીતાનો આદર્શ સિદ્ધ એક નહી પણ **ચાર** પ્રકારનો, સ્થિતપ્રજ્ઞ, ધ્યાની, ભક્ત, ત્રિગુણાતીત છે ગીતામા અક્ષરના ઉપાસકને શ્રીકૃષ્ણની પ્રાપ્તિ (૧૨ ૮-૫), 'શ્રીકૃષ્ણ' ના ભક્તને 'બ્રહ્મ' ની પ્રાપ્તિ (૧૪ ૨ -૨૭) થાય છે બ્રહ્મને કોઇવાર શ્રીકૃષ્ણનુ ધામ, તો કોઇવાર શ્રીકૃષ્ણ જેવુ જ પર તત્ત્વનુ જ સ્વરૂપ કહ્યુ છે—વળી, લગભગ દરેક જ્ઞાન નિષ્કામ કર્મમા "શેષ" એટલે મદદગાર સાધન છે, અને તેવા સૃષ્ટિપ્રક્રિયા વગેરેના જ્ઞાનો **અનેક** છે, જ્ઞાનવિજ્ઞાન પણ બે છે (અધ્યાય૭ અને અધ્યાય૯) જો કોઇ જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે, તો તે જ્ઞાનથી મોક્ષ મળ્યા **પછી** પણ સન્યાસને બદલે યોગ ચાલુ રાખવાનુ ગીતા વધુ પસદ કરે છે સત્ત્વગુણના બે **પ્રકારો**—એકથી જ્ઞાનાસક્તિ અને **બીજામાં** નિષ્ઠા થવાથી અનાસક્તિ મદે લેવા-માન્યા છે

(૨૯) ગીતાનુ 'દર્શન' નિષ્કામ પ્રવૃત્તિનુ છે. ગીતામા ષડ્દર્શનમાથી એકેય 'દર્શન' નથી, નિષ્કામતાની સ્થિતિને જ

બ્રાહ્મીસ્થિતિ કહી છે, શ્રીકૃષ્ણના તાત્ત્વિક જ્ઞાન વગર ' સિદ્ધ ' " મુક્ત " થઇ શકાય છે એમ પણ સ્પષ્ટ કહ્યુ છે (ગીતા ૭ ૩) ગીતાનુ દર્શન પ્રવૃત્તિ, નિષ્કામ, નિ સ્વાર્થ, પ્રવૃત્તિનુ છે, અર્જુનને જે વિષાદ થયો તેના ઉપરથી સન્યાસને બદલે નિષ્કામ પ્રવૃત્તિનો બોધ ગીતા તારવે છે, ગીતા નિષ્કામ યુદ્ધની પ્રવૃત્તિ કરવાનુ કહે છે, પ્રાચીન યજ્ઞ પર્જન્ય માટે ચાલુ રહે, તે માટે ગૃહસ્થનુ પ્રવૃત્તિમય જીવન જીવવાનુ ગીતા (અ ૩)મા કહ્યુ છે, જનક-શ્રીકૃષ્ણના પ્રવૃત્તિમય જીવનના દૃષ્ટાન્તને અનુસરવુ, ભાવનાત્મક યજ્ઞોમાથી એક યજ્ઞ કરવાથી નિષ્કામ કર્મો કરી શકાય છે, શ્રીકૃષ્ણની પરાત્પરતા સમજીને મનુષ્યે નિષ્કામ કર્મો કરવા જોઇએ, માત્ર શ્રદ્ધા (कार्यमित्येव यत्कर्म १८ ૯) જેમા ઇશ્વરમા પણ માનવાની જરૂર નથી કહી, પણ Duty for Duty's Sakeનો સિદ્ધાન્ત કહ્યો છે, વગેરે વગેરે સમજણો, દલીલો, કોઇવાર સૂક્તિવાદો, યુક્તિઓ, વગેરે દ્વારા પ્રવૃત્તિ, નિષ્કામ પ્રવૃત્તિ એટલે યોગના સિદ્ધાન્તની સ્થાપના ગીતામા છે આ ઉપરથી અમે દરેક અધ્યાયની નોધમા સિદ્ધ કર્યુ છે કે ગીતા કર્મ-પરતાનો બોધ આપે છે, તેને ગીતાનુ દર્શન કહેવુ હોય તો કહી શકાય એ નિષ્કામ પ્રવૃત્તિનુ નિમિત્ત ગીતામા દરેક અધ્યાયમા જુદુ જુદુ છે કોઇકાઇ અધ્યાયમા પ્રવૃત્તિનુ ઉત્પત્તિ સ્થાન પ્રકૃતિ, શ્રીકૃષ્ણ અથવા કઇ બીજુ કહ્યુ છે

ગીતામા ' દર્શન ' ની આવી સ્થિતિ હોવાથી પ્રો ગાર્બેનો મત કે ગીતા શિષ્ટ રૂપમા પ્રાપ્ત દર્શનશાસ્ત્રો પછીની છે, અને પ્રો હર્મન યાકોબીનો અભિપ્રાય કે ગીતા અતિપ્રાચીન સ્વરૂપવાળા દર્શનશાસ્ત્રો પછીની છે, તે બન્ને મતો ઠીક નથી અને તે કારણે એ અને બીજા વિદ્વાનોનો મત કે ' ગીતાકારે દરેક દર્શનમાથી ઉત્તમ, ઉત્તમ અ શ લઇને એક નવુ દર્શન આપવાનો યત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયો કેમકે ગીતામા ' વિરોધી (દાર્શનિક) વિધાનો રહી ગયા છે '–તે મત પણ ઠીક નથી, ગીતામા " વિરોધી વિધાનો " છે, પણ નિષ્કામ કર્મ અથવા યોગનુ આચરણ

કરવું, એ વિધાનની વિરુદ્ધમાં એકેય વિધાન નથી; જે " વિરોધી વિધાનો છે " તે તો નિષ્કામ કર્મ તરફ લઈ જવાને જુદી જુદી અને કોઈવાર વિરોધી દલીલો રૂપે છે; પણ તેનો ઉપયોગ જુદી જુદી વ્યક્તિઓને અનુકૂળ યોગો આપવા માટે છે. એટલે તે એકજ વ્યક્તિને માટે વિરોધી વિધાનો માર્ગદર્શનરૂપે નથી આપ્યાં. માટે તે ખરેખર 'પરસ્પર વિરોધી' નથી. 'પ્રકૃતિ' જ બધી પ્રવૃત્તિ કરે છે, તે જ્ઞાન દ્વારા કર્મયોગીને યોગની પ્રાપ્તિ થાય છે; શ્રીકૃષ્ણ જ બધી પ્રવૃત્તિ કરે છે, તે જ્ઞાનનો ઉપયોગ ભક્તિયોગના અનુયાયીએ કરવાનો છે; તેમાં વિરોધ ક્યાં આવ્યો? બીજા વિરોધો પણ, જુદી જુદી યોગ્યતા ધરાવનાર સાધકોના વિષયમાં જુદા જુદા યોગ છે તે કારણથી, ગીતામાં દેખાય છે; વસ્તુતઃ વિરોધ નથી. અમુક દાર્શનિક, अक्षरब्रह्म તથા श्रीकृष्ण બે રૂપે પર તત્ત્વનો, નિર્દેશ ગીતામાં છે; તેને " એક વિરોધી વિધાન " ગણીને શાંકર વેદાન્ત કે ઇતર વેદાન્ત સંપ્રદાય મુજબ તેનું સમાધાન કરી શકાતું નથી; તે હકીકત અમે તે તે અધ્યાયની નોંધમાં બતાવી છે.

આ રીતે ગીતા બધાં દર્શનોની ઉત્પત્તિ પૂર્વે લખાએલી છે.

હવે સંક્ષેપમાં એકવાર ફરીથી ગીતાનો અર્થ શોધવા–સમજવા માટે જે તુલનાત્મક વિવેચનાત્મક ઐતિહાસિક પદ્ધતિનો અહીં ઉપયોગ કર્યો છે તેના મુખ્ય મુદ્દાઓ દર્શાવીએ :–(૧) ગીતાના અધ્યાયોની ઇતિઓ એક રીતે ગીતાનું મૂળભૂત ગીતા સાથે જ લખાએલું ભાષ્ય છે. (૨) તે ઇતિઓમાં ગીતાને યોગશાસ્ત્ર અને દરેક અધ્યાયને અમુક યોગ, અર્જુનવિષાદયોગ ઇત્યાદિ નામો આપ્યાં છે. (૩) ' યોગ ' શબ્દ રૂઢ હતો અને તેનો અર્થ સ્વકર્મની સફળતા–નિષ્ફળતામાં હર્ષશોકરહિતપણું અર્થાત્ समत्व (બીજી રીતે कर्मसु कौशलम् અને दुःखसंयोगवियोग) ગીતા પોતે જ આપે છે. (૪) અધ્યાયોનાં નામો कर्मयोग, भक्तियोग ઇત્યાદિનો અર્થ कर्म દ્વારા समत्व, भक्ति દ્વારા समत्व, ઇત્યાદિ સમજવાનો છે. (૫) ઇતિઓમાં ' ગીતા ' નામ નથી પણ " ભગવાનથી ગવાએલી ઉપનિષદો " એમ

નામ છે, અને ઉપનિષદ એટલે કર્મ, નિર્લેપ રહીને, કરવાની એક સમજ—એ અર્થ છાન્દોગ્યશ્રુતિ પ્રમાણે થાય છે "ગીતા" નારી જાતિ બહુવચનમા 'ઉપનિષદો'નુ વિશેષણ છે (૬) નિષ્કામ કર્મ કરવાની સમજને ગીતા બ્રહ્મવિદ્યા કહે છે (૭) ગીતાને શ્રીકૃષ્ણાર્જુન–સવાદ કહ્યો છે, પણ શ્રીકૃષ્ણને બદલે ભગવાન બોલે છે, અને અમુક અધ્યાયોમા અર્જુન બીલકુલ બોલતો નથી, તે અધ્યાયોનો પ્રારભ જ શ્રીભગવાન કરે છે (૮) ગીતામા શ્રીભગવાન, શ્રીકૃષ્ણ, ગોવિન્દ, મધુસૂદન વગેરે નામો કોઇ સાપ્રદાયિક—વિષ્ણુસપ્રદાયના—નામો નથી, પણ પરાત્પર પુરુષના નામો છે (૯) યોગની બે ભૂમિકાઓ છે સાધનયોગ દ્વારા નૈષ્કર્મ્યસિદ્ધિ (કર્માચરણ કરવાની ફરજમાથી મુક્તિ)—એ પહોચ્યા પછી ફલયોગની ભૂમિકા શરૂ થાય છે, ગીતાનો યોગ ફલયોગ છે (૧૦) ફલયોગને બદલે સન્યાસ લઇ શકાય છે, પણ ગીતા યોગ (ફલયોગ) પસદ કરે છે (૧૧) ગીતાના વિવિધ યોગો વિવિધ મનુષ્યો માટે છે, એમ ગીતા સ્પષ્ટ કહે છે (ગીતા ૧૩.૨૪–૨૫, ૬.૪૭, ૪.૨૪–૩૦, ૧૨.૮–૧૧), (૧૨) કર્મયોગી સ્થિતપ્રજ્ઞ કરતા ભક્તિયોગવાળો ભકત વધારે ઉત્તમ છે (૬.૪૭, ૧૨.૮–૧૧), (૧૩) ગીતાનો અર્થ કરવામા અધ્યાયોના પ્રારભો, અમુક અધ્યાયો દરમિયાન અર્જુન બોલતો નથી તે હકીકત, દરેક અધ્યાયના નામને દરેક અધ્યાયમાના અમુક શ્લોકો સાથે સબધ છે તે, અમુક (૮,૧૩,૧૮ વગેરે) અધ્યાયોમા નવા નવા વિષયો (યોગો) વચ્ચેથી શરૂ થયા છે તે શ્લોકવિભાગરચના, અમુક (૩,૪,૧૭ વગેરે) અધ્યાયોમા એક જ યોગની વિવિધ દલીલો આપી છે તે હકીકત—એ સર્વનો વિચાર કરવો જોઇએ દરેક અધ્યાય એક સ્વતત્ર યોગ રજૂ કરે છે (૧૪) વૈદિક કામ્ય કર્મ સાથે યોગના નિષ્કામ કર્મની તુલના, શ્રીકૃષ્ણની સર્વોચ્ચતા, ઇત્યાદિ વિષયો જુદા જુદા અધ્યાયોમા વારવાર આવે છે, તે 'પુનરુક્તિ' દોષરૂપે નથી, પણ દરેક અધ્યાય એક સ્વતત્ર **એકમ, Unit,** એક છે તે કારણથી છે, (૧૫) ગીતામા સૃષ્ટિપ્રક્રિયાઓ,

મોક્ષદશાના સ્વરૂપો, શ્રીકૃષ્ણ અને અક્ષરના સબધની સમજુતીઓ, જીવાત્માનુ સ્વરૂપ, સત્ત્વગુણ નો ખ્યાલ વગેરે દરેક વિષયમા એક જ નહી, પણ અનેક મતો આપ્યા છે આદર્શ પુરુષ, 'સિદ્ધ' ના વર્ણનો ચાર આપ્યા છે (૧૬) આમ ગીતામા જ્ઞાન એક અમુક જ નથી આપ્યુ પણ અનેક જ્ઞાનો આપ્યા છે (૧૭) આ પૈકી ઘણા જ્ઞાનો નિષ્કામ કર્મ માટે દલીલ રૂપે છ, માત્ર અમુક જ્ઞાનથી કે અમુક ભક્તિથી મનુષ્યને મુક્તિ મળી જાય છે, છતા તેવી રીતે મુક્ત (જીવન્મુક્ત) થયા પછી પણ યોગમા રહેવાનુ ગીતા (સન્યાસને બદલે) પસંદ કરે છે (૧૮) ગીતામા ઉપનિષદોમાથી ઘણા શબ્દ, બ્રાહ્મણ, કૃપણ વગેરે અને ઘણા વિચારો સંન્યાસ, પુરુષ, અક્ષર વગેરે લીધા છે (૧૯) ઉપનિષદોમા નથી અથવા સ્પષ્ટ રૂપે નથી તેવા અમુક સિદ્ધાન્તો ગીતાએ જ સૌથી પ્રથમ આપણા તત્ત્વજ્ઞાનમા દાખલ કર્યા છે, જેમ કે પ્રકૃતિનું તત્ત્વ, ભક્તિનુ સાધન, નિષ્કામકર્મ એટલે જ બ્રાહ્મી સ્થિતિ, વગેરે (૨૦) પર તત્ત્વમા અન્તર્ગત ઘટક એક, બે, કે વધારે માનીને પરના અનેક પ્રકારો ગીતામા આપ્યા છે (૨૧) જ્ઞાન, કર્મ, ભક્તિ, ધ્યાન, ૐ તત્સતનુ ઉચ્ચારણ માત્ર, નિષ્કામ યજ્ઞ, ભાવનામય યજ્ઞ વગેરે અનેક સાધનો ગીતા આપે છે. તેમાથી જુદા જુદા મનુષ્યો માટે, કોઇ માટે એક તો કોઇ માટે વધારે, ઉપયોગી છે, જ્યા અનેક સાધનો કામ કરે છે ત્યા સાધનોનો ક્રમ જુદી જુદી વ્યક્તિઓ માટે જુદો જુદો છે (૨૨) પુરુષની ઉપાસનાપૂર્વક યોગ દ્વારા પુરુષ અથવા અક્ષરની પણ પ્રાપ્તિ થાય છે, તેવી જ રીતે અક્ષરની ઉપાસનાપૂર્વક યોગદ્વારા પુરુષ પ્રાપ્તિ થાય છે (૨૩) ગીતાની **પૂર્વકાલીન** (એટલે ગીતાની પૂર્વે સ્થપાએલી) અમુક સંસ્કૃતિઓ હતી, વૈદિક કામ્ય કર્મ, ઔપનિષદિક જ્ઞાનપૂર્વક સંન્યાસ, ઔપનિષદિક તપ, ઔપનિષદિક શ્રદ્ધા, વર્ણધર્મ, અને જૂની પૌરાણિક ગીતાએ બધા સાથે સહકાર-સહઅસ્તિત્વ સ્વીકાર્યું છે (૨૪) ગીતા **પછીનો** તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ મોક્ષધર્મપર્વમાથી મળે છે, જેમકે ગીતાની બે પ્રકૃતિઓને એક કરીને

સાખ્ય નામના પ્રવાહો દેખાય છે મોક્ષધર્મપર્વમા (બ્રહ્મસૂત્ર મુજબ) સાખ્ય, યોગ, પાચરાત્ર વગેરેના દરેકના અનેક પ્રવાહો છે, સાખ્ય વગેરે 'દર્શન શાસ્ત્ર' ની કોટિએ નથી પહોચ્યા ગીતાને વૈદિક, ઔપનિષદિક, ચાતુર્વર્ણિક, પૌરાણિક સસ્કૃતિઓનુ જ્ઞાન છે, પણ દર્શનશાસ્ત્રોના અસ્તિત્વનુ જ્ઞાન નથી (૬૪૬) ગીતામા સાખ્ય, યોગ વગેરે શબ્દો તેમજ બ્રહ્મસૂત્રપદ વગેરે શબ્દો સિદ્ધ કરે છે કે ગીતા દર્શનશાસ્ત્રોથી પૂર્વકાલીન છે (૨૫) ગીતાનુ તત્ત્વજ્ઞાન નિષ્કામ પ્રવૃત્તિનુ છે, અને તે કારણે ગીતાને પ્રવૃત્તિ એટલે કર્તૃત્વ, ક્રિયાશક્તિના મૂળ શોધવામા રસ છે, પણ તે અનેક મૂળો, ક્રિયાશક્તિની ઉત્પત્તિના તત્ત્વો અને ખ્યાલોમાથી કયો ખ્યાલ સાચો, તેનો નિર્ણય ગીતા કરતી નથી દરેક ખ્યાલ સાચો છે–સાધકની રુચિ અનુસાર સ્વીકાર્ય છે–એમ માની ગીતા દરેક ઉપરથી એક યોગ રચી કાઢે છે (૨૬) ગીતાની પ્રવૃત્તિ જેમા અર્જુનની નિષ્કામ –નિરહકાર યુદ્ધ–પ્રવૃત્તિનો સમાવેશ થઇ જાય છે તે પ્રવૃત્તિ નીતિ અને અનીતિ બન્નેથી પર, ઇશ્વરીય પ્રવૃત્તિ છે

## ગીતાનું તાત્પર્ય

ગીતા મુજબ નિરાકાર બ્રહ્મ કે અક્ષર અને સાકાર પુરુષ કે શ્રીકૃષ્ણ, બન્ને, સમકક્ષાના, સત્ય, એક જ પર તત્ત્વના, સ્વરૂપો છે, દરેકના આશ્રયથી, તેમજ એ પૈકી કોઇના પણ આશ્રય વગર, કોઇ જુદી જ રીતની સમજણ–જેવી સમજણો (જાનો) અનેક છે–તેમાની કોઇ એકથી, નિષ્કામ કર્મ કરતા કરતા મનુષ્ય નૈષ્કર્મ્યસિદ્ધિએ પહોચી, પછી સન્યાસ અને (ફલ) યોગ, એમાથી એક નિષ્ઠા લઇ શકે છે ગીતા યોગનિષ્ઠાને પસદ કરે છે; અને તેના જ અનેક પ્રકારો વિવિધ મનુષ્યો માટે આપે છે

## ગીતાતાત્પર્ય વિશે પ્રચલિત મતો

ગીતાના બોધ વિષે મતો (૧) શ્રીશકરાચાર્ય—ગીતામા સર્વકર્મસન્યાસપૂર્વક આત્મજ્ઞાનનિષ્ઠામાત્રથી મોક્ષ કહ્યો છે (૨) ભક્તિમાર્ગીય

આચાર્યો—ગીતામાં (પોતાની સાંપ્રદાયિક) જ્ઞાનપદ્ધતિ વડે ઉત્પન્ન થતી (પોતાની સાંપ્રદાયિક) ભક્તિ દ્વારા મોક્ષ કહ્યો છે. જે ગીતામાં સાકાર શ્રીકૃષ્ણને પરાત્પર તત્ત્વ કહ્યા છે, શ્રીકૃષ્ણની ભક્તિને સર્વોત્તમ સાધન કહ્યું છે, અને સંન્યાસને બદલે યોગને ઉત્તમ કહ્યો છે, તેમાં શાંકરભાષ્ય એ સર્વથી વિપરીત સિદ્ધાન્ત જુએ છે! સૂક્ષ્મતાથી તપાસતાં જણાશે કે ગીતામા સાધન કક્ષાએ કર્મ, જ્ઞાન, ભક્તિ, ધ્યાન, વગેરે વગેરેમાંથી, એક અથવા વધારે સાધનો (સાધનસમુદાયો) વિવિધ ક્રમોમાં (કોઇ માટે જ્ઞાન પ્રથમ અને પછી ભક્તિ, તો કોઇ માટે ભક્તિ પ્રથમ અને પછી જ્ઞાન, એવા ક્રમોમા) ઉપયોગી થાય છે, એમ ગીતા કહે છે.-"મોક્ષ" નાં સ્વરૂપનો, એક, નક્કી કરેલો, સિદ્ધાન્ત ગીતામાં નથી; પણ વિવિધ મનુષ્યો માટે વિવિધ સ્વરૂપો ગીતા દર્શાવે છે!

પૃ. ગાંધીજી પ્રમાણે ગીતામાં અનાસક્તિયોગ છે અને ગીતાનું યુદ્ધ અહિંસાવાળું માનવહૃદયમાં ચાલતું દુર્ગુણો અને સદ્‌ગુણો વચ્ચેનું યુદ્ધ છે.—પણ ગીતાના "યોગમાં" જ 'અનાસક્તિ' આવી જાય છે; ખરૂં જોતાં ગીતાનું મુખ્ય કથન અનાસક્તિપૂર્વક કર્માચરણ **અથવા બીજી રીતે** યોગ છે. તેમજ, ગીતામાં "હું હણી શકું છું," માટે પોતાના સ્વાર્થ ખાતર અથવા લોકોના હિત ખાતર પણ અહંકારથી, "હું મારી શકું છું" એવી માન્યતાથી, કરાતી યુદ્ધની હિંસાનો પૂર્ણ વિરોધ છે; પણ અર્જુન જેવી સશસ્ત્ર મનુષ્યોની નિષ્કામ હિંસાને, આપ્તકામ શ્રીકૃષ્ણના જેવી દુષ્ટોના વિનાશની હિંસાને, ગીતા "અહિંસા અને હિંસાથી પર" એવું નિષ્કામ કર્મ માને છે. એવી હિંસાવાળું કર્મ જ અર્જુને ગીતા સાંભળીને પછી કર્યું હતું.

શ્રીટિળક ગીતામા શાંકર વેદાન્ત જુએ છે, અને તેના જ્ઞાનને મુખ્ય સાધન, ભક્તિને જરા ગૌણસાધન અને તે બન્ને સાધનવાળા કર્મયોગને મોક્ષનું સાધન માને છે. પણ ગીતામા કોઇપણ એક સાંપ્રદાયિક જ્ઞાનનો આગ્રહ નથી; તેમજ જ્ઞાન, ભક્તિ અને કર્મનાં સ્વરૂપો અને ક્રમો

વિવિધ છે, અને **યોગના ઘણા પ્રકારોમાં** (કર્મ દ્વારા યોગ રૂપ) કર્મયોગ નામનો માત્ર **એક પ્રકાર** છે, જે ત્રીજા અધ્યાયમા ખાસ કહ્યો છે પણ બીજા ઘણા યોગો (યોગપ્રકારો) ગીતામા છે

ડૉ રાધાકૃષ્ણન ગીતાને તત્ત્વદર્શન (Philosophy)ને બદલે "ધર્મ" (Religion)નુ પુસ્તક માને છે, એટલે તત્ત્વદર્શન માટે અયોગ્ય (અનધિકારી) સાધક માટે ગીતા છે, એમ તેઓ માને છે આ માન્યતા સાકાર શ્રીકૃષ્ણની સર્વોત્તમતા (પરાત્પરતા)ની વિરુદ્ધ અને ભક્તિરૂપ સાધનની સર્વસાધનોમા સર્વોત્કૃષ્ટતાની પણ વિરુદ્ધ છે ગીતામા નિરાકાર નિર્ગુણ બ્રહ્મ–જે પોતે જ શ્રીકૃષ્ણ સ્વરૂપ છે–તેની પ્રાપ્તિ ભક્તિ દ્વારા કહી છે, એવો મત **અદ્વૈતસિદ્ધિકાર** મધુસૂદન સરસ્વતી જેવા પ્રખર અદ્વૈતવાદી વેદાન્તીનો છે, તે હકીકત અહી નોધવી જોઇએ

શ્રી અરવિન્દ મહર્ષિ પ્રમાણે ગીતામા 'કર્મ', જ્ઞાન અને ભક્તિ એ ત્રણના દર્શનોના તત્ત્વોનો અને એ ત્રણેની સાધનાની પદ્ધતિઓનો–યોગમાર્ગોનો–સમન્વય એ ગીતાની અનેક વિશિષ્ટતાઓમાની એક છે. સકલ્પશક્તિ, બુદ્ધિ અને ભાવ યાને ઊર્મિ એ ત્રણ માનવ અન્તરના મુખ્ય કરણો હોઈ એમાની કેવળ એક શક્તિને અન્યને ભોગે ખીલવવી એ માણસના સર્વાગીણ વિકાસમા ખામી રૂપ થઈ પડે છે, અને એવી વ્યક્તિ એક પક્ષી–એકાગ કે એક આખવાળી બને છે, માનવની સઘળી શક્તિઓમાની,–એના સર્વે કરણોમાથી,–એક પણ અપૂર્ણ રહેવી ન જોઇએ ગીતામા એ ત્રણે માર્ગોનો સમન્વય વિવક્ષિત છે એ પણ આ નિબધો વાચનાર જોઈ શકશે' (શ્રી અરવિન્દ, ગીતા નિબધો ગ્રથ ૧, અનુવાદક અબાલાલ પુરાણી, ભૂમિકા પા ૧૨) –ઉપરાત, "આ નિબધોના ત્રણ ભાગ છે, તેમા **'ગીતાના છ અધ્યાયનો એક એક ષટ્ક કરવાની યોજના છે.'** આમ પહેલો ગ્રથ (ગીતા નિબધોનો ગ્રથ ૧) ગીતાના પહેલા છ અધ્યાયોની વસ્તુ વિષેનો છે આ બીજો ગ્રથ બે ભાગમા વહેંચાએલો છે, એના પહેલા ભાગમા આ ગ્રથ (ગીતા નિબધો ગ્રથ ૨)-

ના (પહેલા) બાર પ્રકરણોનો અને બીજા ભાગમાં છેલ્લા બાર પ્રકરણોનો સમાવેશ થાય છે. પહેલા ભાગનું નામ 'કર્મ, જ્ઞાન અને ભકિતનો સમન્વય' અને બીજાનું નામ 'પરમ રહસ્ય' છે" (ગીતા નિબંધો ગ્રંથ ૨, નિવેદન).

ઉપલો મત લો. ટિળકના મત જેવો છે; પણ તેમાં થોડો ભેદ છે. લો. ટિળક મુજબ જ્ઞાન અને ભકિત એ બે વધારે તથા ઓછે અંશે જે કર્મયોગના સાધન છે તેવો કર્મયોગ ગીતામાં છે. શ્રી અરવિન્દ મુજબ ત્રણે **સમકક્ષાએ** રહે, તેવો **યોગ** ગીતામાં છે; અને દરેક માનવ વ્યકિતમાં તે ત્રણે (કર્મ, જ્ઞાન, ભકિતનો અર્થાત્ માનવ અન્તઃકરણના ત્રણ પાસાઓ)નો સમકક્ષાએ વિકાસ થવો જોઇએ; દરેક મનુષ્યમાં, જેટલે અંશે જ્ઞાન તેટલે જ અંશે ભકિત અને કર્મનો વિકાસ થવો જોઇએ, એમ ગીતામાં એ ત્રણ યોગમાર્ગોના સમન્વયરૂપ એક યોગ છે. આ મત મુજબ જ્ઞાન, કર્મ, ભકિત **સમકક્ષાએ વિકસે, તેનું નામ 'સમન્વય'** (અને योग એટલે "समत्व" જ નહીં પણ ઇશ્વર સાથે જોડાણ?) એમ સમજવાનું છે. પણ ખરું જોતાં, ગીતામાં **જુદી જુદી વ્યક્તિઓ, અર્થાત્ જુદા જુદા યોગીઓ (યોગીવર્ગો) માટે જુદા જુદા અંશોમાં** જ્ઞાન, કર્મ, ભકિત, ધ્યાન, ॐ तत्सत्, તેમજ જ્ઞાનના અનેક પ્રકારો, ભકિતના અનેક સ્વરૂપો વગેરેના समन्वयो રૂપ તેમજ **કેવળ કર્મ, કેવળ જ્ઞાન કે કેવળ ભક્તિ દ્વારા શકય એવા** योगप्रकारो છે, જેનાં ૧૮ થી વધુ નામો પણ ગીતા આપે છે, તેમાંથી ચાર વિશે ગીતા ૧૩.૨૪–૨૫ (अन्ये सांख्येनयोगेन कर्मयोगेन चापरे ईत्यादि) સ્વમુખે નિર્દેશ (केचित्, अन्ये, अपरे, अन्ये तु દ્વારા) કરે છે. (જુઓ ૬.૪૬–૪૭.) એટલે શ્રી અરવિન્દનો योग શબ્દનો અર્થ, "સમન્વય" નો ખ્યાલ, ત્રણ ષટ્કનો ખ્યાલ, તે સર્વ ગીતાના શબ્દોમાંથી ફલિત થતું નથી.

ઉપરાંત, ગીતા નિબંધો, ગ્રંથ ૧, પ્રકરણ પહેલું (ગીતા પ્રત્યે આપણી માગણી અને જરૂરિયાત, પા. ૧૫); તેમાં શ્રી અરવિન્દ ગીતાનો

અર્થ કેવી પદ્ધતિથી કરવો જોઇએ, તે વિશે પોતાનો મત આપે છે, અને તેમા સ્પષ્ટ કહે છે કે "ગીતાના તત્ત્વજ્ઞાનનું દાર્શનિક વાદોના ઇતિહાસમા સ્થાન ક્રમબદ્ધ રીતે ગોઠવી આપવુ એ પણ આપણો ઉદ્દેશ નથી. વળી, પૃથક્કરણવાળી તર્ક પદ્ધતિની દૃષ્ટિએ પણ આપણે ગીતાને જોઈશુ નહિ" આમ કહ્યા પછી તેઓશ્રી કહે છે કે "આપણો ઉદ્દેશ ગીતાનો મૂળનો અને જીવંત છે તે સંદેશો છૂટો પાડવાનો છે" આ ઉદ્દેશ દાર્શનિક ઇતિહાસ અને પૃથક્કરણવાળી પદ્ધતિ સિવાય છૂટો પડે ? અને આચાર્યોએ "ઉદ્દેશ" છૂટો પાડવા જે યત્નો કર્યા છે, તેના પરિણામો કેવા આવ્યા છે, તે જાણીતું છે.

ડૉ. આર. ડી રાનડે સાહેબે કહ્યુ છે કે ગીતામા "નિષ્કામ કર્મયોગ" નો વિષય મુખ્ય નથી, પણ ઈશ્વર સાક્ષાત્કાર (God-Realization) નો ગ્રંથ ગીતા છે. તેઓશ્રી ગીતાના **જુદા જુદા અધ્યાયોમાં જે જે 'સાધનો' આપ્યાં છે,** તે બધાને ચઢઊતર ક્રમમાં ગોઠવે છે અને એક ક્રમિક સાધનામાર્ગ બનાવે છે. પણ ગીતાકારે પોતે જ આ ક્રમિક વાદીના રૂપમાં સાધનો કેમ નથી આપ્યા, તેનો ખુલાસો તેઓશ્રી કરતાં નથી.

પૂજ્ય શ્રી કાકા સાહેબ કાલેલકરજી ગીતાના શ્લોકોના લગભગ ૫૪ યોજો રચે છે. આ યોજના એઓ સાહેબે સમજણની સરળતા માટે બનાવી છે. એમની અનેક યોગોની માન્યતા એક રીતે આ ગ્રન્થમાં દર્શાવેલા મતને ખૂબ મળતી આવે છે.

**લગભગ બધા વિદ્વાનો** ગીતામાં એક જ સૃષ્ટિવાદ અને એક જ મોક્ષવાદ માને છે, (અને પછી કોઈ વિદ્વાનો ગીતાના આ જુદા જુદા કથનોમાં 'વિરોધ' જુએ છે) પરંતુ ગીતામાં સૃષ્ટિપ્રક્રિયા વિશે વિવિધ વિચારો તે તે માન્યતાવાળાઓને ચોકમા વાળવા માટે આપ્યા છે. આ સૃષ્ટિવાદોની એકવાક્યતા (કોઈ એક વેદાન્ત સંપ્રદાયને અનુસરીને)

કરવાનું ગીતાકારે ધાર્યું નથી સૃષ્ટિવાદ કે મોક્ષવાદ, એ ગીતામા ગૌણ વિષય છે, ને તે વાદમા માનનારાઓને પોતાનો યોગ શીખવવા ગીતા દરેક વાદનો ઉપયોગ કરે છે

ગીતાને ભાગવત અથવા પાચરાત્ર સંપ્રદાયનું પુસ્તક કેટલાક વિદ્વાનો ગણે છે, અને અમુક વિદ્વાનો મહાભારતના ભાગવત–પાચરાત્રને વૈષ્ણવ સંપ્રદાય કહે છે તે રીતે અથવા બીજી રીતે ગીતાના શ્રીકૃષ્ણને શિવથી ભિન્ન વિષ્ણુ માને છે પણ ગીતામા ચતુર્વ્યૂહ સિદ્ધાન્ત નથી (महर्षयः सप्त पूर्वे અને चत्वारो मनवस्तथा ગીતા ૧૦ ૬ મા ચાર મનુઓનો નિર્દેશ છે, એમ શબ્દ ઉપરથી જણાય છે, અને સી વી વૈદ્યે નક્કી કર્યું છે) ગીતામા સામાન્યત ઔપનિષદિક પુરુષને શ્રીકૃષ્ણ કહ્યા છે અને એજ શ્રીકૃષ્ણના ગોવિન્દ, મધુસૂદન, અચ્યુત, હૃષીકેશ, પુરુષોત્તમ, જનાર્દન, વગેરે નામો આપ્યા છે મોક્ષધર્મપર્વના શ્રીકૃષ્ણમા અક્ષર તત્ત્વ એક શક્તિરૂપે છે (एकाकी रमते विद्यया सार्धम्–મહા ૧૨.૩૩૯.૬૮,૭૨, જુઓ Aksara A Forgotten Chapter પા ૮૫) પણ, જેમ મુખ્ય (૧૨ કે ૧૩) ઉપનિષદોમા વેદાન્તના પ્રવાહો છે, (વેદાન્તદર્શન નથી), તેમ ગીતામા એક "શ્રીકૃષ્ણ" ના પ્રવાહો છે શ્રીકૃષ્ણ અને અક્ષર સમકક્ષ સ્વરૂપો (પર તત્ત્વનાં) છે, શ્રીકૃષ્ણનુ ધામ અક્ષર છે, શ્રીકૃષ્ણ જ પુરુષ છે, શ્રીકૃષ્ણ અધિયજ્ઞ અને પુરુષ શ્રીકૃષ્ણથી ભિન્ન અધિદૈવત છે, વગેરે શ્રીકૃષ્ણની વિવિધ માન્યતાઓ ગીતામા છે ગીતાના શ્રીકૃષ્ણ મહાભારત પાચરાત્રના શ્રીકૃષ્ણથી ભિન્ન છે, અને તે ભિન્ન શ્રીકૃષ્ણને અચ્યુત, જનાર્દન વગેરે નામો ગીતામા અપાયા છે પાછળથી, જ્યારે મોક્ષધર્મપર્વનો ભાગવત પ્રવાહ થયો ત્યારે તે ભાગવત પ્રવાહમા પણ શ્રીકૃષ્ણના અચ્યુત વગેરે નામો થયા. વળી, ગીતાના સમયમા " શિવથી ભિન્ન વિષ્ણુ " ન હોય, તો ગીતાના શ્રીકૃષ્ણ " શિવભિન્ન વિષ્ણુ " કેમ ગણાય ? અને ગીતા "વૈષ્ણવ" ગ્રન્થ કેમ કહેવાય ? ગીતામા કેશવ, પુરુષોત્તમ, અચ્યુત વગેરે નામો શિવથી જુદા (વિરોધમા) મનાએલા વિષ્ણુના નામો નથી.

માટે ગીતા શ્રીકૃષ્ણનું પુસ્તક હોવા છતાં વિષ્ણુ સમ્પ્રદાયનું પુસ્તક નથી ગીતા (તથા મોક્ષધર્મપર્વનું ભાગવત-પાંચરાત્ર) "વૈષ્ણવપુરાણો" ની જેમ વૈષ્ણવ નથી (અને શ્વેતાશ્વતર ઉપ૦ શૈવ પુરાણોની જેમ શૈવ નથી) માટે પ્રો એડજર્ટન વગેરેનું મન્તવ્ય કે ગીતા 'વૈષ્ણવ' ગ્રન્થ છે તે ઠીક નથી

અમુક વિદ્વાનો ખાસ કરીને શાસ્ત્રીવર્ગની માન્યતા છે કે ગીતા અને ભાગવત પુરાણ બન્નેમા એક જ બોધ છે, ગીતા ઉપર એક ભાષ્ય-રૂપે જ ભાગવત પુરાણ છે. પણ ભાગવત પુના મહાત્મ્યમા કહ્યુ કે નારદજીએ ભક્તિના પુત્રો જ્ઞાન અને વૈરાગ્યને જાગ્રત કરવા વેદો, ઉપનિષદો અને ગીતાના પાઠ કર્યા પણ તેઓ જાગ્યા નહી પછી ભાગવત પુના સપ્તાહ વાચનથી જ્ઞાન અને વૈરાગ્ય જાગ્યા તેમજ, ભાગવતમા તીર્થયાત્રા, જપ તપ, વ્રતનિયમ, પૂજનઅર્ચન (ષોડશોપચાર સાથે), વગેરે તેમજ સ્વગૃહ કુટુમ્બના તેમજ ઇતર જગતના કાર્યોમા એક પ્રકારના ઔદાસિન્ય (વૈરાગ્ય) નો બોધ છ, તે ગીતામા નથી, ગીતામા તો પોતાના સર્વ સાથેના વ્યવહારને ઈશ્વરદત્ત ટ્રસ્ટ તરીકે સમજી અથવા બીજી રીતે નિષ્કામ થઇને સૌની સેવામા રસ લેવાનો ધર્મ સ્પષ્ટ કહ્યો છે ભાગવતનો ભક્ત સન્યાસધર્મી છે, ગીતાનો ભક્ત યોગી છે, બન્નેમાથી કોઇ સંન્યાસી નથી

કેટલાક આધુનિકો 'अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि' 'તુ યુદ્ધ કરે રાખ, કતલ કર, હુ તને તેના પાપોથી મુક્તિ અપાવીશ'— તે ઉપરથી તેમજ ગીતાના બીજા અધ્યાયમા આત્માની અમરતા (જન્મમરણરહિતપણું) નો બોધ અર્જુનને આપ્યો છે અને આત્માનો વધ (હિંસા) શક્ય નથી, એમ કહ્યુ છે તે ઉપરથી ગીતા પ્રમાણે 'શત્રુ માનેલી વ્યક્તિ કે વ્યક્તિઓની કતલ કરવામા ગીતાની સંમતિ છે, અને ખાસ કરીને, ભૂખ્યા દરિદ્રોનુ ભરણપોષણ (અન્નદાન) કરવા માટે ધનિકોની હિંસા કરવામા પાપ નથી,' એમ માને છે પણ

દાનધર્મનો અનાદર કરનાર નિ શસ્ત્ર ધનિકોનો શસ્ત્રથી વિનાશ કરવામા ગીતાનો વિરોધ છે, ગીતા સંપૂર્ણ અહિંસા (૧૦ ૫, ૧૩ ૭-૧૦, ૧ ૭, ૧૦ ૧૪ ૧૫, ૧૭ ૧૪, ૧૮ ૨૭) નો બોધ આપે છે, એમ અમે અઢારમા અધ્યાય શ્લોક ની નોધમા બતાવ્યુ છે જે કૌરવ સૈન્ય સાથે અર્જુને ગીતા સાભળ્યા પછી યુદ્ધ કર્યું તેણે પણ ગીતા સાભળી હતી અને તે સૈન્ય શસ્ત્રમજ્જ ઊભુ જ હતુ, તે દ્દષ્ટાન્ત છે ગીતા ગ્મા આત્મા અમર છે, તે એક પક્ષ છે (કદાચ ગીતાકારનો મત હશે), પણ તેની સાથે જ **બીજા બે પક્ષો** છે, એક, આત્મા રોજ મરે છે અને જન્મે છે, અને **બીજો**, આત્માના જન્મમરણ અજ્ઞેય છે અને એ ત્રણ મતો ઉપરથી કઇ અર્જુન લડતો નથી, **તે ત્રણ મતોનો વિચાર કરીને માત્ર વિષાદ (શોક) બંધ કરવાની દલીલ** અર્જુનને શ્રીકૃષ્ણે આપી છે પછી " सुखदु खे समे कृत्वा " ઇત્યાદિ શ્લોકમા સામ્ય નામના યોગ દ્વારા લડવાની સલાહ શ્રીકૃષ્ણે આપી છે પ્રો વિન્ટરનીટઝ અને પ્રો એડજર્ટન (Vol II Page 38) પ્રમાણે "ગીતામા શત્રુસૈન્યની કતલની છૂટ છે અને કોઇનો પણ વધ કરવામા પાપ નથી, કેમકે **આત્મા અમર છે અને શરીર તો વિનાશી છે "** એવો બોધ માનેલ છે, તે યોગ્ય નથી

ઘણા ખરા આધુનિક વિદેશીય વિદ્વાનો ગીતાની શૈલીમા **પુનરુક્તિ-દોષ** જુએ છે કેમકે સંન્યાસ અને યોગ (નિષ્કામ કર્મ) ની સરખામણી, સૃષ્ટિવાદ, નિષ્કામ કર્મ અને નિષ્કામ યુદ્ધ કરવાની સલાહ, વગેરે વિષયો વારંવાર ગીતામા પુનરુક્ત થયા છે. અને ઘણા ભારતીય વિદ્વાનો 'ગીતાકાર એક મહાન કવિ હતો અને તેથી કોઇવાર પુનરુક્તિ આવે છે,' એમ કહી બચાવ કરે છે આચાર્યો મુજબ પુનરુક્તિ स्थूणानिखननन्यायें છે પણ, ગીતામા સૃષ્ટિવાદો વિવિધ છે, એક જ સૃષ્ટિવાદની પુનરુક્તિ નથી, સન્યાસ અને યોગની તુલના દરેક યોગની સમજણ આપવા અમુક અંશે ફરીથી કરવી પડી છે, જેથી દરેક અધ્યા-

વનુ યોગવિષયક કથન સ્વત પૂર્ણ એકમ થાય વળી, ગીતામા "**વિધાનો વિરોધી**" છે એમ દોષ કાઢવામા આવે છે, પરતુ જુદા જુદા પ્રકારના સાધકો માટે તે વિધાનો છે, માટે તે 'વિરોધી' નથી, ઉપનિષદમાથી વાક્યો પણ ગીતામા ઊંચકી લીધા છે, પરતુ તે વાક્યો જુદા અર્થમા અને જુદા સદર્ભમા છે યોગનો મુખ્ય સિદ્ધાન્ત ગીતાનો જ છે કેટલાક વિદ્વાનો ગીતાના યોગનુ જ ભાષાન્તર Renunciation (સંન્યાસ) ત્યાગ, Ecstacy (સમાધિ), Practice (as distinguished from Theory), Harmony (સવાદિતા), વગેરે શબ્દોથી કરે છે ઘણીવાર ભગવદગીતા એને Lord's Song Song Celestial, Song Divine, Philosophical Poem જેમા 'ગીતા' એટલે "Song" અથવા Poem માનવામા આવે છે, તેવો અનુવાદ કરાયો છે પણ "ગીતા" શબ્દ સાથે "ઉપનિષદ (બહુવચન) શબ્દ રાખીને જ ખરુ ભાષાન્તર થાય, અર્થાત્ ગીતાના વિષયમા ગીતાનો શબ્દાર્થ "ભગવાન શ્રીકૃષ્ણ મુખથી ગવાએલી (નિષ્કામ કર્મયોગની) રહસ્યમય અથવા ગુપ્ત ચાવીઓ," એમ જ કરવો જોઇએ

"વેદો, ઉપનિષદો, ગીતા વગેરે ગ્રન્થોના **મૂળ અર્થનુ** સશોધન શુ કામનુ છે? એ ગ્રન્થો લખાયા તે જમાનો ગયો, યુગો ચાલી ગયા, આપણા યુગની પરિસ્થિતિ પલટાઇ ગઇ છે" "વેદોનો અર્થ આપણા યુગની જરૂરત પ્રમાણે કરવો, વેદનો અગ્નિ મારા હૃદયમા રહેલુ આત્માનુ તેજ છે, સ્થૂળ અગ્નિ નથી" "ગીતા મે અનેકવાર વાચી છે ગીતાના સિદ્ધાન્તનો મે મારા આત્મામા અનુભવ કર્યો છે હવે મારા અનુભવ પ્રમાણે ગીતાનો અર્થ કરૂ છુ" "વેદો, ઉપનિષદો, ગીતા, પુરાણો, બધામા એક જ તત્ત્વનો ઉપદેશ એક જ રીતે આપેલો છે, બધા શાસ્ત્રો એક જ ઉપદેશ આપે છે, તેમા મતભેદ હોય જ નહી" "શાસ્ત્રો મૂળથી જ એવી રીતે લખાયા છે, બ્રહ્મસૂત્ર લખતી વખતે વ્યાસનો જ ઇરાદો એવો હતો, કે તેના અનેક અર્થ થાય, દરેક વ્યક્તિ પોતાને જોઇતુ

મેળવી લે" "વેદમાં તો "બધુ" છે; હવે દુનિયામાં એવું કંઈ જાણવાનું નથી જે વેદોમા ન હોય જે 'નવુ' કહેવાય છે તે પણ વેદોમાં છે જ, જોઈ લેતા આવડવું જોઇએ" કેટલાક વિદ્વાનો શાસ્ત્રસંશોધનના કાર્યને "મરેલા મડદાને ચીરવાનું કાર્ય" (Cutting the dead into pieces)કહે છે આવા વચનો આપણે ઘણીવાર અને કેટલીકવાર સારા વિદ્વાનો પાસેથી પણ સાભળીએ છીએ કેટલાક વિદ્વાનો તો એમ પણ કહે છે કે "વેદનો કે ગીતાનો અને ખાસ કરીને બ્રહ્મસૂત્રનો અર્થ જાણવાનો જ નથી," અથવા "શ્રી શંકરાચાર્યે જે અર્થ કર્યો છે તેનાથી જુદો અર્થ કરાય જ નહીં" યાસ્કના વખતમા પણ એવી માન્યતા હતી કે "વેદાઃ અનર્થકાઃ" "વેદનો અર્થ થઇ શકતો જ નથી"

## "ગીતાના મૂળ અર્થની આપણા યુગમાં ઉપયોગિતા"

આપણા શાસ્ત્રોના અર્થ કરવાના વિષયમા આવા અભિપ્રાયો જાણવા મળે છે, પણ આપણું વલણ કોઇ પણ માન્યતાથી દૂર રહી, શાસ્ત્રના કોઇ પણ ગ્રન્થના વચનો તેના મૂળ સમય, મૂળ સંસ્કૃતિ અને મૂળ સંદર્ભને અનુસરીને સમજવાનું અને જે અર્થ નિષ્પન્ન થાય તેમાથી આપણા યુગ માટે અને દરેક જીવન્ત વ્યક્તિ માટે જે હિતકર હોય તે શ્રદ્ધાપૂર્વક સ્વીકારવાનુ અને અનુસરવાનું હોવુ જોઇએ ગીતામા વૈદિક કામ્ય કર્મકાંડના વિષયમા જે કહ્યુ છે તે આ યુગમા લગભગ દરેક વ્યક્તિને ઉપયોગી છે કામ્યકર્મ કરનાર પોતાના **સ્વાર્થની કામનાથી** વૈદિક કર્મો કરતા હતો, તેથી ગીતાએ "નિષ્કામ થઇને કર્મો કરવાં," એમ કહ્યું, પણ તેનો અર્થ "નિઃસ્વાર્થ બનીને કર્મો કરવા," એમ થાય છે ગીતાના સમયમાં 'કર્મબંધન' લાગે છે, કર્મથી 'પાપ' ઉત્પન્ન થાય છે, એમ લોકો માનતા, અને હજુ પણ માને છે, તેથી ગીતા કહે છે કે અમુક રીતે કર્મ કરવાથી 'બંધનથી નિર્લેપ રહેવાશે,' 'પાપ નહીં લાગે,' એનો અર્થ એટલો કે "એ રીતે કર્મ કરનારને (પ્રકૃતિતત્ત્વથી કર્મો ઉત્પન્ન થયા છે અથવા બીજી માન્યતાથી અથવા

'કર્મ કરવાની મારી ફરજ છે, માટે કર્મ કરવાં' એવી પ્રતીતિથી, કર્મ કરનારને ) રોજીંદા જીવનમાં શાન્તિ મળશે. આ રીતે ગીતામાંથી પોતાના જીવનમાં શાન્તિ ઘણા વર્ષોથી ઘણી વ્યક્તિઓએ અને પ્રજાએ મેળવી જ છે. તે હકીકત જ ગીતાના **મૂળ અર્થની** ઉપયોગીતા સિદ્ધ કરે છે. ગીતામાં સંન્યાસ, ખરા જ્ઞાનપૂર્વક સંન્યાસની સામે યોગ (કાર્યની સફળતા–નિષ્ફળતા બન્નેમા મનનું સમતોલપણુ) શીખવ્યો છે, અને યોગનિષ્ઠાને પસંદગી આપી છે; તે જાણીને ઘણા વિદ્વાનો–આ યુગમાં પણ–સંન્યાસને બદલે વ્યવહારમાં નિર્લેપજીવન વીતાવી શકે છે; તે ઉપરથી ઉપનિષદોની સંન્યાસપ્રધાન સંસ્કૃતિ સામે ગીતાના દૃષ્ટિબિન્દુની આપણા જમાનામા ઉપયોગિતા જણાય છે. માટે **ગીતાનો તત્કાલીન અર્થ ખરેખર આધુનિક જનતાને ઘણો ઉપયોગી છે જ.** ગીતાનો ભક્તિમાર્ગ સમગ્ર વિશ્વમાં ઉપયોગી નિવડ્યો છે, એમા શંકા નથી. ઉપરાંત, જ્યારે આપણે સમજીએ કે પૂરતા ધન વગર યજ્ઞો થઈ શકતા નથી, તેથી ભક્તિપ્રધાન અલ્પધનિક મનુષ્યો માટે ગીતાએ વૈદિક કર્મકાંડના પ્રબળ પ્રચારના યુગમાં અને તેની સામે पत्रं पुष्पं फलं तोयम् ઇત્યાદિ ઉપદેશ આપ્યો છે, ત્યારે તે ઐતિહાસિક સમજણથી ગીતાના બોધ માટે આપણામાં અપૂર્વ માન ઉત્પન્ન થાય છે, ગીતાની મહત્તા સમજાય છે. ઉપરાંત વેદ, ઉપનિષદ, ગીતા, ભાગવત વગેરેમાં **સિદ્ધાન્તોનું જે પરિવર્તન અને પ્રગતિ** દેખાય છે, તે સર્વ ઐતિહાસિક રીતે સિદ્ધ થયું છે, અને તે રીતે ઉત્પન્ન થએલો બોધ પૂર્વાપર સંબંધ સાથે જો મનુષ્યને ગળે ઊતરે તો સાંપ્રદાયિકતાથી મનુષ્ય દૂર રહે અને જુદી જુદી માન્યતાઓ માટે સહિષ્ણુતા ધારણ કરે. પોતાની યોગ્યતા મનુસ્મૃતિના વર્ણધર્મ માટે છે કે શૂદ્રને પણ સમાવી લેતા ગીતાના ભક્તિધર્મ માટે છે, તે જો મનુષ્ય વિચારી લે તો આધ્યાત્મિક પ્રગતિમાં સમજણપૂર્વક આગળ વધે. આપણાં શાસ્ત્રો 'રાઘવપાંડવીય' કાવ્યની જેમ દ્વિઅર્થી કે અનેકાર્થી નથી. દરેક જણ અનુભવ પ્રમાણે અર્થ કરે તેને બદલે અર્થ

પ્રમાણે અનુભવ કરવા યત્ન કરે તો તેણે શાસ્ત્રને સ્વીકાર્યું" કહેવાય અને તોજ શાસ્ત્રમા શ્રદ્ધા રાખી ગણાય દરેક વ્યક્તિની શક્તિ (અને ચિત્તશુદ્ધિ) પ્રમાણે તેને મૂળ અર્થ સમજાય અને આચરણમા સફળતા તેને મળે.' તે નિર્વિવાદ છે આ "મૂળ અર્થ" પણ એક પ્રકારનો નિશ્ચયાત્મક નહીં થાય, છતા **અર્થની પદ્ધતિના નિયમોથી જો નક્કી થયો હોય** તો અર્થ વિષે મતાન્તરોનુ સમાધાન મહદ્અંશે થઇ શકે અને તે રીતે સ્થાપિત અર્થ મનુષ્યના હૃદયમા જેટલો ઊતરી શકે, તેટલો લાભ તેને અવશ્યથાય

ટુંકમા ગીતાનો બોધ સમજાવવા માટે આપણે એમ નથી કહેવાનુ કે "ભીમ ગીતાના બોધને પાત્ર ન હતો, તેથી શ્રીકૃષ્ણે એને ઉપદેશ ન આપ્યો, યુધિષ્ઠિરને ગીતાના બોધની જરૂર ન હતી, તેથી શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર આગળ પોતાનુ પ્રવચન કર્યું નથી, અને અર્જુન સામાન્ય મનુષ્ય હોવાથી, સામાન્ય અધિકારી હોવાથી, એને શ્રીકૃષ્ણે ગીતા સંભળાવી છે" ગીતાનો ઉપદેશ સમજાવવા માટે આપણે એમ કહેવુ જોઇએ કે "ભીમનો પ્રશ્ન જ નહી, પરન્તુ યુધિષ્ઠિર સામાન્ય માનવની જેમ વર્ણધર્મી હતા, પણ અર્જુનને એ વર્ણધર્મના નિયમોથી સંતોષ ન થયો, તેથી એણે પ્રશ્ન કર્યો, અને, વર્ણધર્મના શાસ્ત્રથી પણ ઉચ્ચકક્ષાએ,–નીતિમય નહીં, અનીતિમય પણ નહીં, પરન્તુ નીતિઅનીતિના ક્ષેત્રથી પર,–ઉચ્ચ, અવતારરૂપ શ્રીકૃષ્ણ અથવા જીવન્મુક્ત જનકના આદર્શને અનુસરનારો ધર્મ ગીતામા શ્રીકૃષ્ણે ભક્ત અર્જુનને શીખવ્યો છે 'मामनुस्मर युध्य च' એ સલાહ અને सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज। अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः। એ પ્રેમમય આજ્ઞા ભગવાન શ્રીકૃષ્ણે પોતાના પ્રિયજન અર્જુનને કરી છે, તે અનીતિથી તો પર છે જ પણ નીતિશાસ્ત્રથી પણ પર છે, એ વચનમા શ્રીકૃષ્ણ અર્જુનને પોતાની કક્ષાએ પહોચાડી પોતાની ધર્મસંસ્થાપનની યોજનામા ભક્તને ભાગીદારીનો ઉપદેશ આપી રહ્યા છે ગીતાનો બોધ વેદો, ઉપનિષદો, માનવ વગેરે ધર્મશાસ્ત્રો, ભાગવતાદિ પુરાણોમા કહેલા કેવળ ભક્તિનો સિદ્ધાન્ત, એ સર્વથી પણ પર છે.

# ગીતા : એક સરળ ભાષાન્તર

## અધ્યાય પહેલો.

પ્રસ્તાવના—મહાભારતનું પ્રથમ પર્વ આદિપર્વ છે, બીજું પર્વ સભાપર્વ—એમાં દ્યૂત રમાય છે; અને પાંડવો બાર વર્ષ વનવાસ અને એક (તેરમું) વર્ષ ગુપ્તવાસની શરતો કબૂલીને હારે છે. ત્રીજું પર્વ વનપર્વ અને ચોથું વિરાટપર્વ. વિરાટ-નગરમાં પાંડવો ગુપ્તવાસનું વર્ષ પસાર કરીને છતા થાય છે અને ઉદ્યોગપર્વમાં બન્ને પક્ષો યુદ્ધનો ઉદ્યોગ (તૈયારી) કરે છે. છઠ્ઠું પર્વ ભીષ્મપર્વ, જેમાં યુદ્ધ શરૂ થયા પછી ભીષ્મ પડે છે. આ ભીષ્મ પર્વમાં યુદ્ધ માટે બન્ને પક્ષનાં લશ્કરો સામસામા ઊભાં હોય છે. ત્યારે અર્જુનની મનોવૃત્તિ બદલાઈ જાય છે. સ્વાર્થ ખાતર, રાજ્યનો પોતાનો ભાગ મેળવવા ખાતર, સ્વજનોની હિંસા કરવી, તેને બદલે ભિક્ષાથી પેટ ભરવું, એ અર્જુનને વધારે સારું લાગે છે. અર્જુનના આ વિચારો ગીતાના પ્રથમ અધ્યાયમાં અને બીજા અધ્યાયના પહેલા ૧૦ શ્લોકોમાં જણાવ્યા છે. (ભીષ્મ પર્વના ૨૫ થી ૪૨ અધ્યાયો ગીતાના અઢાર અધ્યાયો છે.)

## गीता १ : १-११

### धृतराष्ट्र उवाच

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः।
मामकाः पाण्डवाश्चैव किमकुर्वत संजय ॥१॥

### संजय उवाच

दृष्ट्वा तु पाण्डवानीकं व्यूढं दुर्योधनस्तदा।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥२॥

### दुर्योधन उवाच

पश्यैतां पाण्डुपुत्राणामाचार्य महतीं चमूम्।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥३॥
अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥४॥
धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान्।
पुरुजित्कुन्तिभोजश्च शैब्यश्च नरपुङ्गवः ॥५॥
युधामन्युश्च विक्रान्त उत्तमौजाश्च वीर्यवान्।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥६॥
अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥[illegible]
भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥८॥

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥९॥

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥१०॥

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्व एव हि ॥११॥

ભાષાન્તર—ધૃતરાષ્ટ્ર બોલ્યા—હે સંજય! પવિત્ર તીર્થ મનાતા કુરુક્ષેત્ર તીર્થમાં એકત્ર થએલા અને યુદ્ધ લડવા આતુર બનેલા મારા પુત્રો અને મારા ભાઈ પાંડુના પુત્રોએ શું કર્યું? (૧) સંજય બોલ્યા—પાંડવોના સૈન્યને યુદ્ધશાસ્ત્ર પ્રમાણે વ્યૂહો નામથી ઓળખાતા ક્રમમાં ગોઠવાએલું જોઈને, તે વખતે દુર્યોધન રાજા આચાર્ય દ્રોણ–જે કૌરવોના સૈન્યમાં લડવા હાજર હતા તેમની પાસે જઈને નીચે પ્રમાણે બોલ્યા (૨). દુર્યોધન બોલ્યા—આચાર્ય! પાંડવોની આ (ઊભેલી) મહાન્ સેના, જે દ્રૌપદીના ભાઇ અને તમારા બુદ્ધિમન્ત શિષ્ય (દ્રુપદપુત્ર) ધૃષ્ટદ્યુમ્ને વ્યૂહોમાં ગોઠવી છે તે તમે જુઓ (૩). આ સૈન્યમાં યુદ્ધમાં શૂરવીર, મહા "ધનુર્ધારી" ભીમ અને અર્જુન જેવાઓ છે, અને (તદુપરાંત) યાદવવીર યુયુધાનસાત્યકિ, અભિમન્યુની પત્ની ઉત્તરાના પિતા વિરાટ અને ખુદ દ્રૌપદીના પિતા મહારથી દ્રુપદ છે (૪). શિશુપાલપુત્ર ધૃષ્ટકેતુ, યાદવ કુંવર ચેકિતાન અને ધૃતરાષ્ટ્ર તથા પાંડુના માતામહ બહાદૂર કાશિરાજ, યુધિષ્ઠિર, ભીમ, અર્જુન

નો મામો અને કુંતિભોજ રાજાનો પુત્ર પુરુજિત્, અને નરશ્રેષ્ઠ શિબિરાજા (૫), પરાક્રમી યુધામન્યુ અને બહાદુર ઉત્તમૌજા, અર્જુન-સુભદ્રાપુત્ર અભિમન્યુ અને દ્રૌપદીના પાંચ પુત્રો, એ બધા મહારથીઓ પાંડવ સૈન્યમાં છે (૬). હે બ્રાહ્મણ શ્રેષ્ઠ દ્રોણાચાર્ય, હવે આપણા જે વિશિષ્ટ યોદ્ધાઓ છે તેનાં નામો સાંભળો. આ મારી સેનાના નાયકો છે. તેમનાં નામો તમારા ધ્યાન ઉપર લાવવા માટે હું તે બોલું છું (૭). પ્રથમ તો આપ જ, પછી ભીષ્મ, (એકરીતે કુન્તીપુત્ર) કર્ણ, અને દ્રોણનો સાળો અને અશ્વત્થામાનો મામો યુદ્ધોનો જેતા કૃપ, દ્રોણ-કૃપીનો પુત્ર અશ્વત્થામા, દુર્યોધનના સો ભાઈ-ઓમાંથી એક વિકર્ણ, તથા સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા (૮). આ ઉપરાંત બીજા ઘણા શૂરવીરો છે, જે મારે ખાતર જીંદગી ત્યજીને હાજર થયા છે. તેઓ વિવિધ શસ્ત્ર અને આયુધો-વાળા છે, અને તે બધા યુદ્ધમાં નિષ્ણાત છે (૯). આ પાછળથી કહ્યું તે સેનાપતિ ભીષ્મથી રક્ષાએલું આપણું સૈન્ય અપાર (ગણી શકાય નહીં તેવું) છે. પણ તે પાંડવોનું સૈન્ય જે સેનાપતિ ભીમથી રક્ષાયેલું છે ને મર્યાદિત છે (૧૦). આપણા સૈન્યની બધી હારોમાં સૌ સૌની જગાએ રહીને તમો બધા ભીષ્મનું જ રક્ષણ કરજો (૧૧).

નોંધ :—(૧) ધર્મક્ષેત્ર-ક્ષેત્ર શબ્દ ગીતા ૧૩. ૧ માં 'શરીર'ના અર્થમાં સમજાવ્યો છે, શરીર ધર્મ તથા અધર્મ (પાપપુણ્ય)નું ફળ અનુભવવાનું સાધન (વાવેલાં બીજનાં ફળ મેળવવાનું ખેતર) છે. તથા અર્જુન અને શ્રીકૃષ્ણ શ્વેત

ઘ'માં બેઠા છે અને આ શરીરને કઠ ઉપનિષદમાં રથ કહેલ છે. આ બે પ્રસંગો ઉપરથી અમુક ગીતાવ્યાખ્યાતાઓ, પૂજ્ય ગાંધીજી અને બીજાઓ, ગીતાને એક રૂપક, સદ્ગુણો અને દુર્ગુણો વચ્ચે માનવદેહમાં ચાલી રહેલા યુદ્ધના વિષયનું પુસ્તક માને છે. પણ धर्मक्षेत्र નો અર્થ ધર્મ-અધર્મ ના ફળનું ક્ષેત્ર થાય જ નહીં. તેમજ શ્વેત અશ્વો વાળો રથ દરેક માણસનું શરીર છે, એમ કહેવાય નહીં. તથા પાંડવો સદ્ગુણો અને કૌરવો દુર્ગુણો છે, એમ બે સારા-ખરાબ પક્ષો તો દરેક યુદ્ધમાં કહી શકાય, માટે ધર્મક્ષેત્ર વગેરે શબ્દો ઉપરથી ગીતા રૂપક ઠરતી નથી.

(૨) દ્રોણ આચાર્ય હતા, ભીષ્મ કૌરવપાંડવોના પિતામહ હતા, એ અને બીજા યોદ્ધાઓ પણ સગાં સંબંધીઓ (स्वजन) હતા; તેની અસર અર્જુન ઉપર થઈ છે.

(૩) દ્રુપદને महारथ કહ્યો છે. રથી, મહારથી, અતિરથી, એવી યોદ્ધાઓની કક્ષાઓ હતી.

## ગીતા ૧ : ૧૨–૧૯

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शङ्खं दध्मौ प्रतापवान् ॥१२॥

ततः शङ्खाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यन्त स शब्दस्तुमुलोऽभवत् ॥१३॥

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ ।
माधवः पाण्डवश्चैव दिव्यौ शङ्खौ प्रदध्मतुः ॥१४॥

पाञ्चजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौण्ड्रं दध्मौ महाशङ्खं भीमकर्मा वृकोदरः ॥१५॥

अनन्तविजयं राजा कुन्तीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥१६॥

काश्यश्च परमेष्वासः शिखण्डी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥१७॥

द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शङ्खान्दध्मुः पृथक्पृथक् ॥१८॥

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥१९॥

ભાષાન્તર—સંજય બોલ્યા–તે દુર્યોધનને હર્ષિત કરત
કુરુઓના વડા, પરાક્રમી ભીષ્મ પિતામહે સિંહનાદ જેવ
ગર્જના કરીને શંખધ્વનિ કર્યો (૧૨). પછી, બીજા અને
શંખો, ભેરીઓ, નોબતો (પણવ) અને બીજા આનક અં
ગોમુખ નામનાં યુદ્ધવાજિંત્રો એકીસાથે (सहसा एव) વગાડ
વામાં આવ્યાં, તે ધ્વનિ મહાભયંકર થયો (૧૩). પછી
શ્વેત અશ્વો જોડેલા મોટા રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ (माधव

કર્યો (૧૪). પાઞ્ચજન્ય નામના શંખનો ધ્વનિ શ્રીકૃષ્ણે (હૃષીકેશે) અને દેવદત્ત નામના શંખનો ધ્વનિ અર્જુને કર્યો. ભયંકર કર્મો કરનાર ભીમે પૌંડ્ર નામનો મહાશંખ વગાડ્યો (૧૫). કુન્તીપુત્ર યુધિષ્ઠિર રાજાએ અનન્તવિજય નામે શંખ વગાડ્યો. નકુલ અને સહદેવે સુઘોષ અને મણિપુષ્પક નામના શંખો વગાડ્યા (૧૬). મહાધનુર્ધારી કાશિરાજ અને મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, અને અપરાજિત સાત્યકિ (૧૭), દ્રુપદ અને દ્રૌપદીના પાંચ પુત્રો, મહાબાહુ સુભદ્રાપુત્ર (અભિમન્યુ), એ બધાએ, હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર, દરેકે એક એક શંખ વગાડ્યો (૧૮). આકાશ અને પૃથિવીને ગજાવતા તે ભયંકર ઘોષે ધૃતરાષ્ટ્રના પુત્રો (તમારા પુત્રો!) નાં હૃદયો ચીરી નાખ્યાં (૧૯).

નોંધ :—શ્રીકૃષ્ણનાં સંબોધનો માટે માધવ, મધુસૂદન, ગોવિન્દ વગેરે નામો વપરાયાં છે. તે વૈષ્ણવધર્મની અસર બતાવે છે. પણ ગીતાના કૃષ્ણ, ઉપનિષદોના પુરુષ છે, સાકાર પર તત્ત્વ છે, મહાભારત મોક્ષધર્મના પાંચરાત્ર પર્વના અધ્યક્ષ દેવ નથી. (જુઓ Aksara : A Forgotten Chapter in the History of Indian Philosophy).

## ગીતા ૧. : ૨૦–૨૫

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान् कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पाण्डवः ॥२०॥
हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

अर्जुन उवाच

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥२१॥

यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥२२॥

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥२३॥

संजय उवाच

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥२४॥

भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥२५॥

ભાષાન્તર—પછી ધૃતરાષ્ટ્રના પુત્રોને (તમારા પુત્રોને) પંક્તિપૂર્વક ગોઠવાએલા જોઈને હનુમાન્-વાનર જેના ઉપર બેસે છે તેવી ધ્વજા (વાળો રથ) ધરાવનાર અર્જુને, જ્યારે સામા પક્ષે શસ્ત્રપ્રહાર કર્યો (પ્રવૃત્તે શસ્ત્ર સંપાતે) ત્યારે, પોતાનું ધનુષ ઉંચું કર્યું અને શ્રીકૃષ્ણને તે સમયે નીચેના શબ્દો કહ્યા (૨૦ અને ૨૧A). અર્જુન બોલ્યા—હે અચ્યુત શ્રીકૃષ્ણ! બન્ને સેનાઓની મધ્યમાં મારો રથ સ્થિર કરો. (૨૧). જેથી પહેલાં (યાવત્) આ યુદ્ધ કરવા ઇચ્છતા, મક્કમ ઊભેલાઓને હું જોઉં; આ મહાન યુદ્ધમાં કોણ કોણ મારી સાથે લડવા તૈયાર થયા છે?

(૨૨). જે આ અહીં એકઠા થઇને આવ્યા છે તે યુદ્ધની રાહ જોતા યોદ્ધાઓને હું જોઈ લઉં, કે જે યોદ્ધાઓ દુર્બુદ્ધિ ધૃતરાષ્ટ્રનું (તમારૂં) પ્રિય કરવાની ઈચ્છા ધરાવે છે (૨૩). સંજય બોલ્યા— હે ભરતવંશજ ધૃતરાષ્ટ્ર ! અર્જુનથી એ રીતે સંબોધાએલા શ્રીકૃષ્ણે (હૃષીકેશે) બન્ને સેનાઓની વચ્ચે ઉત્તમ રથને સ્થિર કરીને (૨૪), ભીષ્મ, દ્રોણ અને સર્વ રાજાઓની સન્મુખ કહ્યું :—હે પૃથાપુત્ર, આ એકઠા થએલા કુરુના વંશજોને તું જોઈ લે (૨૫).

## ગીતા ૧ : ૨૬–૩૯

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥२६॥
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।
तान्समीक्ष्य स कौन्तेयः सर्वान्बन्धूनवस्थितान् ॥२७॥
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ।

अर्जुन उवाच

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥२८॥
सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥२९॥
गाण्डीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥३०॥

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥३१॥
न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा ॥३२॥
येषामर्थे काङ्क्षितं नो राज्यं भोगाः सुखानि च ।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥३३॥
आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाः श्वशुराः पौत्राःश्यालाःसंबन्धिनस्तथा ।३४।
एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥३५॥
निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः॥३६॥
तस्मान्नार्हा वयं हन्तुं धार्तराष्ट्रान्स्वबान्धवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥३७॥
यद्यप्येते न पश्यन्ति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥३८॥
कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥३९॥

ભાષાન્તર—ત્યાં અર્જુને આ બધાને ઊભેલા જોયા-

વડીલો, વડીલોના વડીલો (पितामहान्), આચાર્યો, મામાઓ, ભાઇઓ, પુત્રો, પૌત્રો, સખાઓ, સસરાઓ, મિત્રો. બન્ને પક્ષની સેનાઓમાં આવા જ બધાને ઊભેલા જોયા (૨૬, ૨૭A). તે સર્વ સગાઓને ઊભેલા જોઇને, ઘણી દયાથી આવિષ્ટ થએલો, શોક કરતો અર્જુન નીચે પ્રમાણે શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો (૨૭B-૨૮A). અર્જુન બોલ્યો—હે કૃષ્ણ, યુદ્ધ કરવા તૈયાર થઈ હાજર થએલા મારા આ સગાએ ને જોઇને મારાં શરીરના અવયવોમાં પીડા થાય છે, અને મારું મુખ સૂકાય છે; મારા શરીરમાં કંપારી થાય છે અને રુવાં ઊભા થઈ જાય છે (૨૮B-૨૯). ગાંડીવ ધનુષ હાથમાંથી પડી જાય છે; અને ચામડી બધી બાજુથી બળે છે; હું સ્થિર ઊભો રહી શકતો નથી; મારું મન જાણે કે ચક્કરની જેમ ભમે છે (૩૦). હે કેશવ! હું અશુભ ચિહ્નો જોઉં છું. લડાઈમાં મારા સગાઓને હણીને (हत्वा) પછી પરિણામમાં કલ્યાણ થશે એમ મને જણાતું નથી (૩૧). હે કૃષ્ણ, મને તો હવે યુદ્ધ દ્વારા જીતની ઇચ્છા રહી નથી, તેમજ રાજ્યની અને સુખની પણ ઇચ્છા નથી; હે ગોવિન્દ, અમારે રાજ્યનું શું પ્રયોજન છે? અને ભોગો કે જીવિતનું પણ શું કામ છે? (૩૨). જેઓના ઉપયોગ માટે અમે રાજ્ય, ભોગો અને સુખ, લડીને મેળવવા ઇચ્છા રાખી હતી તેઓ આ અમારી નજર સામે યુદ્ધમાં પ્રાણ અને ધન જાય તો ભલે જાય એમ વિચારીને ઊભા છે (૩૩). આચાર્યો, વડીલો, પુત્રો, તેમજ વડીલોના વડીલો, મામાઓ, શ્વસુરો,

પૌત્રો, સાળાઓ, સગાઓ (૩૪), એ બધા અમને હણી નાખે તો પણ હું એમને હણવા ઇચ્છતો નથી, હે મધુસૂદન! ત્રણે લોકોનું રાજ્ય કદાચ મળતું હોય તો પણ હું એમને હણવા ઇચ્છતો નથી; તો, પછી, માત્ર પૃથ્વીના રાજ્યને ખાતર (ન જ હણું) (૩૫). હે જનાર્દન ધૃતરાષ્ટ્રપુત્રોને (અમારા કાકાના દીકરાઓને) હણીને અમને શો આનન્દ થાય? એ આતતાયીઓ છે (છતાં ભાઈઓ હોવાથી) એમને હણીને (हत्वा) અમે પાપના જ ભાગી બનીએ (૩૬). માટે અમારા બાંધવો ધૃતરાષ્ટ્રપુત્રોને હણવાનું કામ અમારે કરવાની ઇચ્છા નથી. કેમકે સગાઓને હણીને અમે કેવી રીતે સુખી થઇએ ઓ માધવ! (૩૭). લોભથી બગડેલા મનવાળા આ ધૃતરાષ્ટ્રપુત્રો જો કે (યુદ્ધ દ્વારા થનારા) વંશ-વિનાશના પાપને અને મિત્રદ્રોહના પાપને જોઇ શકતા નથી છતાં, હે જનાર્દન, કુલક્ષયથી થતા દોષ (પાપ) ને અમે જાણીએ છીએ તો અમારે આ પાપમાંથી પાછું વળી જવાનું કેમ ન સમજી લેવું? (૩૯).

નોંધ—(૧) બન્ને પક્ષોમાં સગાસંબંધીઓ તથા વડીલોને અર્જુન જુએ છે; તેની અસર તેના ઉપર થાય છે. (૨) બીજી હકીકત એ છે કે આ બધા મારાથી હણાઇ જશે, એમ અર્જુન માને છે; પોતે હણનારો છે અને બીજાઓ હન્તવ્ય છે અને હત (હણાએલા) થશે, એમ માને છે. (૩) શ્લોક ૩૬ અને પછીના શ્લોકોમાં પાપ નો વિચાર અર્જુનના

મનમાં આવે છે. સમગ્ર ગીતામાં 'પાપ નહીં લાગે', 'હું તને પાપથી બચાવીશ'-વગેરે પાપના સંબંધમાં દરેક સ્થળે કંઈ કંઇ કહે છે.

## ગીતા ૧ : ૪૦-૪૪

कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥४०॥
अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥४१॥
संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतन्ति पितरो ह्येषां लुप्तपिण्डोदकक्रियाः ॥४२॥
दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥४३॥
उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥४४॥

ભાષાન્તર—હે કૃષ્ણ, અત્યાર સુધી મેં તમને યુદ્ધમાં સગાઓને **હણવાથી** જે **પાપ** લાગશે તે કહ્યું. પણ યુદ્ધમાં પરસ્પર હણવાથી અમારા કુટુમ્બનો-વંશનો નાશ થશે અને તેના માઠાં પરિણામો આવશે તે તમારી આગળ હવે કહું છું, તે સાંભળો; (આમ અર્જુન હવે મોટી ડાહી ડાહી વાતો

કરે છે). જ્યારે કુટુમ્બીઓ સામસામા લડે ત્યારે વંશનો નાશ થાય અને કુલનો નાશ થાય ત્યારે કુલમાં પરંપરાથી ચાલ્યા આવેલા કુલધર્મો (કુલમાં પળાતી મર્યાદાઓ અને નિયમવ્રતો) નાશ પામે છે; જ્યારે કુલધર્મનો નાશ થાય ત્યારે આખા વંશ ઉપર અધર્મનો પ્રભાવ થાય છે (૪૦). હે કૃષ્ણ! કુલ ઉપર જ્યારે અધર્મનું જોર જામે છે ત્યારે કુલની સ્ત્રીઓમાં (વ્યભિચારાદિ) દોષો આવે છે; જ્યારે કુલની સ્ત્રીઓ દૂષિત બને છે ત્યારે, વૃષ્ણિ નામના એક યાદવના કુળમાં જન્મેલા હે કૃષ્ણ! કુલમાં વર્ણસંકર (જુદા જુદા વર્ણોનું મિશ્રણ) ઊભો થાય છે. આ વર્ણસંકરનું પરિણામ કુલના નાશ કરનારાઓને અને કુલને નરકમાં નાખે છે, કારણ કે વર્ણસંકર પ્રજામાં પિતૃઓને પિંડ અને ઉદક દેવાની ક્રિયારૂપી શ્રાદ્ધક્રિયાઓ થતી નથી અને એ શ્રાદ્ધ-ક્રિયાઓનો લોપ જે પિતૃઓના વિષયમાં થાય છે તે પિતૃઓ (નરકમાં) પડે છે (૪૧-૪૨). (હું જાણું છું તેથી તમને ફરીથી કહું છું), કે કુલમાં વર્ણસંકર ઉત્પન્ન કરનારાં, કુલ-વિનાશકોએ કરેલાં આ પાપોથી પરંપરાગત જાતિધર્મો અને વંશધર્મોનો નાશ થાય છે (૪૩). હે જનાર્દન, અમે એવું શાસ્ત્રવચન શીખ્યા છીએ કે (અનુશુશ્રુમ; સરખાવો શ્રુતસ્ય-ગીતા ૨. ૫૨-૬૩) જે મનુષ્યોના વંશધર્મોનો નાશ થઇ ગયો છે તેવા મનુષ્યોનો વાસ નરકમાં નિશ્ચિત રીતે થાય છે (૪૪).

નોંધ:—(૧) આ શ્લોકોમાં અર્જુન જે બોલે છે તેને

ગીતા ૨.૧૧માં શ્રી કૃષ્ણ પ્રજ્ઞાવાદાન્ કહે છે. શાસ્ત્ર (અહીં ધર્મશાસ્ત્ર) માંથી પોતે શું સાંભળ્યું છે, તે શ્રી કૃષ્ણ (જેવા ગુરુ)ને અર્જુન કહી બતાવે છે.

(૨) વર્ણસંકર પ્રજાને પ્રાચીન ભારતમાં વારસા હક હતો; પણ ધર્મક્રિયાનો અધિકાર ન હતો, માટે "लुप्तपिण्डोदक क्रियाः" કહ્યું છે.

(૩) શ્લોક ૪૪માં इत्यनुशुश्रुम—શ્રી કૃષ્ણ પાછળથી એવો બોધ આપે છે કે જેના ઉપર શ્રોતવ્ય અને શ્રુત બન્ને માટે અર્જુનને નિર્વેદ થાય. અર્થાત્ ગીતાના કર્મમાર્ગ (યોગ) પાસે ધર્મશાસ્ત્રના પાપપુણ્યનો વિચાર તુચ્છ છે, ઉપયોગી નથી.

## ગીતા ૧ : ૪૫–૪૭

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः ॥४५॥
यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥४६॥

संजय उवाच

एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥४७॥
ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु

ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादेऽर्जुनविषादयोगो नाम
प्रथमोऽध्यायः ॥ १ ॥

**ભાષાન્તર**:—અરે, અફસોસ, કે અત્યાર સુધી અમે (પૂરો વિચાર કર્યા વગર) મહાન પાપ કર્મ કરવાનો નિશ્ચય કર્યો હતો, કારણ કે (**यत्**) રાજ્યસુખના લોભથી દોરાઇને અમારા સગાઓને હણવા અમે તૈયારીઓ કરી (૪૫). સામેથી સામનો ન કરનાર અને શસ્ત્રત્યાગ કરનાર મને જો હાથમાં શસ્ત્રો જેમણે લીધાં છે તે ધૃતરાષ્ટ્રપુત્રો યુદ્ધક્ષેત્ર ઉપર, હણીનાંખે, તો મારુ ભલું વધારે થાય (૪૬). સંજય બોલ્યા—યુદ્ધના સમયમાં (**संख्ये**) ઉપર મુજબ બોલીને, બાણોસહિત ધનુષ ફેંકી દઇને, શોકથી ઉદ્વિગ્ન મનવાળો અર્જુન રથમાં આગલા ભાગમાં પોતાની જગાએ બરાબર બેસી ગયો (**उपाविशत्**).

ઇતિ શ્રીમદ્ ભગવાનથી ગવાએલી કર્મ નિષ્કામ રીતે કરવાની ચાવીઓ (**उपनिषदो**) વિશે, બ્રહ્મવિદ્યા વિશે, "**योग**" એટલે સમત્વના શાસ્ત્રમાં શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદમાં "અર્જુન જેવા વિષાદના અનુભવ દ્વારા સમત્વ" નામનો અધ્યાય પહેલો સંપૂર્ણ.

**નોંધ**:—(૧) આ વૃત્તિથી શ્રીશંકરાચાર્ય પૂર્વેની છે

અને તેમાં દરેક અધ્યાયને એક એક નામ આપેલું છે. અઢાર અધ્યાય સાથે દરેકની ઇતિશ્રી છે; તે ગીતાની મૂળ ટીકા રૂપે ગણી શકાય. અને તે રીતે દરેક અધ્યાયમાં એક અમુક યોગ કહેલો છે, એમ દૃઢ થાય છે.

(૨) ભગવાનથી ગવાએલી ઉપનિષદો—બહુવચન છે.

## વિશિષ્ટ નોંધ

(૧) અર્જુનનાં વાક્યો :—લડવાની બહુ મોટી તૈયારી કરીને આવેલો અર્જુન યુયુત્સુઓમાં સ્વજનોને જોઇને ઉત્તમ કૃપાથી આવિષ્ટ થાય છે, "સ્વજનોને હણીને શ્રેય નહીં થાય (૧-૩૧); મને મારી નાખવાને તેઓ તૈયાર હોવા છતાં હું આ બધાને હણવા ઇચ્છતો નથી (૧-૩૫), ધૃતરાષ્ટ્રપુત્રોને હણીને અમને શો આનન્દ થાય (૧-૩૬)?, આ આનતાયીઓને હણીને અમને પાપ જ લાગે (૧-૩૬), સ્વબાન્ધવોને હણવા અમારે માટે યોગ્ય નથી; સ્વજનોને હણીને અમે સુખી કેમ થઇએ? (૧-૩૭); મિત્રદ્રોહમાં પાતક છે, અમારે આ પાપકર્મમાંથી પાછા વળવાનું કેમ ન સમજવું (૧-૩૯)? ખરેખર મહાન પાપ કરવાનો અમે નિશ્ચય કર્યો છે, કેમકે રાજ્યસુખના લોભને લીધે સ્વ-જનોને હણવા અમે તૈયારી કરી છે (૧-૪૫), જો તેઓ મને રણમાં હણે તો વધારે સારું થાય (૧-૪૬); હું કેવી રીતે ભીષ્મ અને દ્રોણની સામે રહીને યુદ્ધમાં (संख्ये) બાણોથી

લડું (૨-૪), અર્થાત્ કેવી રીતે એમને હણવા યત્ન કરું? મહાનુભાવ વડીલોને ન હણતાં ભિક્ષાન્ન જમવું, એ આ લોકમાં વધારે સારું છે; અર્થકામ વડીલોને હણીને લોહીથી ખરડાએલ ભોગો જ અમે ભોગવીએ (૨-૫); કૌરવોને હણીને અમે જીવતા રહેવાની ઇચ્છા કરતા નથી (૨-૬).

(૨) આ વાકયોના મુદ્દાઓ :—(૧) અમે વડીલોને, સ્વજનોને હણવા માગતા નથી, ભલે તેઓ અમને હણે. (૨) હણવાથી અમને પાપ લાગશે. અમે **પાપ** કરવા માગતા નથી; **પાપ** કરવાથી નરકવાસ થશે. (૩) **સ્વાર્થ** ખાતર હિંસા, યુદ્ધ, કરવા માગતા નથી. (૪) અને યુદ્ધની હિંસા ત્યજીને ભિક્ષા માગીને પેટ ભરવું વધારે સારું છે; સંન્યાસ લેવો વધારે સારો છે.

(૩) ખુલાસા :—(૧) ગીતામાં અર્જુન માને છે, તેવી હિંસાનો સખ્ત વિરોધ છે. અહંકારથી કરેલા દરેક કર્મનો અને અહંકારપૂર્વક કરેલી હિંસાનો વિરોધ ગીતામાં મુખ્ય વિષય છે. અહિંસા અને સત્ય દૈવી સંપત્તિમાં જન્મેલાને મળે છે; આ શત્રુને મેં માર્યો, બીજા શત્રુઓને પણ હું હણીશ, એ વિચારો આસુરી સંપત્તિવાળાના છે (૧૬-૨-૧૪). અદંભિત્વ, અહિંસા, ક્ષાન્તિ, આર્જવ વગેરેને "જ્ઞાન" કહ્યું છે (૧૩-૭-૧૧). "मया हतांस्त्वं जहि" (૧૧-૩૪) "મેં મારેલાને તું મારી નાંખ"—માં એક જુદા પ્રકારની હિંસા ગીતા કહે છે.—પણ અર્જુનના

પ્રશ્નનો ગીતાનો મુખ્ય ખુલાસો તો અધ્યાય બીજામાં છે; અને તે એ છે કે **આત્મા હણતો નથી અને હણાતો નથી,** માટે અર્જુને શોક ત્યજીને જયપરાજયમાં સમત્વ રાખીને યુદ્ધ કરવું. (૨) પોતાનાથી થતાં **પાપમાંથી** કેવી રીતે મનુષ્યે બચવું, તેને માટે આખી ગીતામાં વારંવાર **જુદી જુદી અનેક રીતો,** સમજુતીઓ, દલીલો, જ્ઞાનપદ્ધતિઓ, શરણાગતિ વગેરે સાધનો આપ્યાં છે; "પાપ" **કરતાં છતાં** "પાપ" થી અલિપ્ત રહેવાના અનેક રસ્તાઓ ગીતાએ કહ્યા છે. (૩) સ્વાર્થ માટે કરેલું કર્મ બંધનકારક છે; સ્વાર્થ માટે એક પણ કર્મ ન જ કરવું, એમ ગીતા દરેક અધ્યાયમાં કહે છે; ફલની ઇચ્છાનો ત્યાગ એટલે જ સ્વાર્થનો ત્યાગ. ફલની ઇચ્છાના ત્યાગપૂર્વક કર્મ (**યોગ**) એ જ ગીતાનો મુખ્ય વિષય છે. (૪) ભિક્ષા માગવાનો (એટલે સંન્યાસ લેવાનો) ગીતા વિરોધ કરે છે. જ્ઞાનીનો કર્મસંન્યાસ ભલે મોક્ષ આપે, પણ ગીતા મુજબ **યોગ** એટલે ફલસંકલ્પ-સંન્યાસ વધારે સારો છે. એમ જ ગીતા કહે છે.

(૪) આ ઉપરાંત ગીતા એક **યોગશાસ્ત્ર** છે; **યોગ** એટલે **સમત્વ** (૨-૪૮) અને દરેક અધ્યાય એક અમુક **યોગ** (અથવા **યોગ નો** પ્રકાર) આપે છે. અને પ્રથમ અધ્યાય **અર્જુનવિષાદયોગ** અર્થાત્ "અર્જુન જેવા (હૃદયવેધી) વિષાદ દ્વારા સમત્વ" આપે છે. પરંતુ ગીતાના અનેક વ્યાખ્યાતાઓ "અર્જુનનો વિષાદ" પ્રથમ અધ્યાયનો વિષય

છે, એમ 'અર્જુનવિષાદયોગ' નો અર્થ માને છે; અને તેમ કરતાં તેઓ "योग" શબ્દને છોડી દે છે; योग શબ્દ સહિત "अर्जुनविषादयोग" સમાસ શબ્દનો અર્થ કરી શકતા નથી, વળી, કોઈ હસ્તપ્રતોમાં તો આ અધ્યાયની ઈતિશ્રીમાં अर्जुनविषाद જ નામ આપીને योग શબ્દ ઉડાવી દેવામાં આવ્યો છે. પરંતુ, દરેક કર્મ, દારુણ કર્મના આચરણમાં ખરી ગ્લાનિ થાય તો समत्व (=योग) નો પાઠ માનવ શીખે જ. योगवासिष्ठના વૈરાગ્યપ્રકરણમાં रामविषाद નામનો સર્ગ (દશમો) છે; પણ અહીં ગીતામાં अर्जुनविषादयोग છે. (ગીતા પણ બીજા અધ્યાયોમાં दुःखदोषानुदर्शन ઉપર, પાછલા બૌદ્ધ ધર્મની જેમ ભાર મૂકે છે.) (૫) ગીતાના શાંકરભાષ્યમાં પ્રથમ અધ્યાયને સંસાર પ્રતિ વૈરાગ્યવૃત્તિ રાખવાની અને સંન્યાસ લેવાની આવશ્યકતા શીખવવાનો અધ્યાય માને છે. પણ ગીતાના વક્તવ્ય સાથે પ્રથમ અધ્યાયનું તે પ્રકારનું તાત્પર્ય બંધ બેસતું નથી, ફલકામનાપૂર્વક કર્માચરણ કરનારની જાણીને સમયે થતી મનોદશાનું પ્રદર્શન કરવાનો જ હેતુ પ્રથમ અધ્યાયમાં ગીતાકારનો હોવો જોઈએ. ફલેચ્છાથી સ્વકર્માચરણ કરનારને कृपण (૨-૪૯) કહ્યો છે; અને ગીતાનો પ્રથમ અધ્યાય कार्पण्यदोषનું દર્શન કરાવે છે. શાંકરવેદાન્ત માને છે તેવા વૈરાગ્ય અને સંન્યાસ કરતાં નિષ્કામકર્મને જ ગીતા પસંદગી આપે છે.

---

# અધ્યાય બીજો

પ્રસ્તાવના—ગીતાનો અર્થ કરવામાં ઉત્તરોત્તર આવતા કોઈ પણ બે અધ્યાયો વચ્ચે કેવો સંબંધ છે, તે એક અગત્યનો પ્રશ્ન છે. ગીતાના અ૦ ૧ અને અ૦ ૨ વચ્ચે બીજા કોઇપણ એક પછી એક આવતા બે અધ્યાયો કરતાં અતિગાઢ સંબંધ છે; તે નિર્વિવાદ છે. પહેલા અધ્યાયને અન્તે અર્જુન રથના આગલા ભાગ ઉપર, શોકાતુર બનીને ધનુષ-બાણ ત્યજીને બેસી જાય છે, અને બીજા અ૦ ની શરૂઆતમાં શ્રીકૃષ્ણ અર્જુનને સલાહ આપે છે. જો ગીતા ૨. ૧૧ થી શરૂ થતી સલાહ અર્જુનને આપવામાં ન આવે તો પ્રસંગ અધૂરો જ રહી જાય. વળી, ગીતા ૨. ૧૧-૭૨ માં એવો એકે ય ભાગ નથી, જે સળંગ ચાલી આવતી શ્રી કૃષ્ણની સલાહમાં જરૂરી ન હોય; માટે આખો બીજો અધ્યાય—શ્લો. ૧૧-૭૨ પણ-મૂળ ગીતાના ભાગમાં હોવો જોઇએ. પણ આવી સ્થિતિ ત્રીજા અધ્યાયની નથી, કેમકે ૩. ૧-૮ ને ગીતા ૨. ૩૯-૭૨ સાથે ગાઢ સંબંધ છે એમ માનીએ તો પણ, ૩. ૯ થી યજ્ઞનો જે ઉપદેશ શરૂ થાય છે, તેને ગીતાના બીજા અધ્યાય સાથે ભાગ્યે જ બહુ સીધો સંબંધ હોય. જો ત્રીજા અધ્યાયના ૧-૮ શ્લોકો ગીતાકારે ગીતા ૨. ૭૨ ની પછી તુરત જ લઈ લીધા હોત અને અધ્યાય ત્રીજો ગીતા ૩. ૯ થી શરૂ કર્યો હોત તો કંઇ વાંધો આવત જ નહીં.

---

## गीता २. १-१०

संजय उवाच

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः ॥१॥

श्रीभगवानुवाच

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥
क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥३॥

अर्जुन उवाच

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥४॥
गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव भुञ्जीय भोगान्रुधिरप्रदिग्धान् ॥५॥
न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ६
कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्७

न हि प्रपश्यामि ममापनुद्याद्यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८॥

संजय उवाच

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।
न योत्स्य इति गोविन्दमुक्त्वा तूष्णीं बभूव ह ॥९॥
तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदन्तमिदं वचः ॥१०॥

ભાષાન્તર :—સંજય કહે છે—ગીતા ૧. ૨૭ (कृपया परयाविष्टः) અને તે પછીના શ્લોકોમાં (૧. ૪૭ સુધી) કહ્યું છે તે રીતે કૃપાની લાગણીથી પ્રેરાએલા, આંસુથી ભરેલા-અને-પીડિત નેત્રોવાળા, શોકાતુર અર્જુનને શ્રી કૃષ્ણે નીચેનાં વચનો કહ્યાં (૧). શ્રી ભગવાન કહે છે—હે અર્જુન, વિષમ, કટોકટીને સમયે અને સ્થળે, આર્યોએ નહીં સેવેલું, નરક આપનારું, અપયશ કરનારું, આ બીકણપણું (कश्मलम्) તને ક્યાથી થઈ આવ્યું? (૨). હે પૃથાપુત્ર, નપુંસક ન બન. આ નપુંસકપણું તને યોગ્ય નથી. આ તિરસ્કારપાત્ર (क्षुद्र) માનસિક નિર્બળતા ત્યજીને ઊભો થા, હે શત્રુવિનાશક અર્જુન (૩). અર્જુન કહે છે: 'હે મધુસૂદન, હે અરિસૂદન, પૂજવા યોગ્ય ભીષ્મ અને દ્રોણની સામે હું યુદ્ધમાં (संख्ये) બાણોવડે શી રીતે લડી શકું? (૪), કેમકે (हि) મહાનુભાવ (પૂજનીય) વડીલોને હણવા કરતાં ભિક્ષાથી પણ

જીવન જીવવું આ દુનિયામાં વધારે સારું છે. વડીલો ભલે ધનસંપત્તિની ઈચ્છાવાળા હોય તો પણ તેમને હણીને તો અમે આ લોકમાં જ રક્તથી ખરડાએલા ભોગોને ભોગવીએ (૫). અને અમે એ નથી સમજી શકતા કે, અમારે માટે બેમાંથી કયું "વધારે સારું?" કૌરવોને અમે હરાવીએ તે, કે અમારી ઈચ્છાથી અમને તેઓ હરાવે તે? કારણ કે જેમને હણીને અમે જીવવા ઇચ્છતા જ નથી તે ધૃતરાષ્ટ્રપુત્રો રણાંગણમાં જ (प्रमुखे) ઊભા છે (૬). ફલના પ્રયોજનથી જે લોકો સ્વકર્મ કરે છે તે કૃપણ કહેવાય છે (૨. ૪૯) અને "હું યુદ્ધ કરી, જીતી, રાજ્ય ભોગવું" એવી ફલેચ્છારૂપ માનસિક દોષથી (कार्पण्यथी) દૂષિત સ્વભાવવાળો અને 'મારો ધર્મ શો છે' તેની પૂરી સમજણના અભાવે ભ્રમિત મનવાળો હું તમને વિનતિ કરું છું કે ઉપલા બે વિકલ્પો માંથી એક, જેના વડે મને શ્રેયની પ્રાપ્તિ થાય તે, વિકલ્પ નક્કી કરીને મને કહો; હું તમારો શિષ્ય છું; સલાહ માટે તમારે શરણે આવેલા મને તમે આજ્ઞા કરો—[ભક્ત શિષ્યભાવે, સખ્યભાવે, દાસ્યભાવે, વગેરે ભાવથી ભગવાનને શરણે જાય છે], હું શિષ્ય ભાવે તમારે શરણે આવ્યો છું, તો મને હુકમ કરો (૭). હું તમને શરણે થાઉં છું કેમકે (हि) હું મારી મેળે તે (સિદ્ધાન્ત) વિચારી જોઈ શકતો નથી, જે (ધર્માચરણનો નિયમ) પૃથ્વી ઉપર શત્રુરહિત, સમૃદ્ધ રાજ્ય મેળવ્યા પછી અને દેવોના પણ ઉપરીપણા (જેવું આધિપત્ય પૃથ્વી ઉપર) મેળવ્યા પછી પણ ઇન્દ્રિયોને સૂકવી

નાખતો જે શોક મને અવશ્ય થશે તે મારો શોક દૂર કરે, (મને શાન્તિ આપે, મારા યુદ્ધકર્મ માટે મને પાછળથી પશ્ચાત્તાપ ન કરાવે, મારા આવા વર્તનને ન્યાયી તરીકે સમજાવે. સ્વાર્થ માટે હું યુદ્ધ કરું, સફળતા મેળવું, **પછી** મેં જ કરેલો વડીલો, સગાંઓનો સંહાર જોઇને મને શોક થાય તે દૂર કરે એવો, નિર્લિપ્ત રહેવાનો, પ્રભુ પ્રીત્યર્થ યુદ્ધ કરવાનો કે બીજો કોઇ સિદ્ધાન્ત હું મારી સમજણથી સમજી શકતો નથી. માટે જ હું તમારે શરણે આવ્યો છું) (૮). સંજય કહે છે—હે પરંતપ ધૃતરાષ્ટ્ર, હૃષીકેશ શ્રી કૃષ્ણને ઉપર મુજબ કહીને, "હું યુદ્ધ કરીશ નહીં" એમ ગોવિન્દને જણાવીને અર્જુન મૂંગો થઇને બેઠો (૯). હે ભરતવંશજ ધૃતરાષ્ટ્ર, બહારથી હસતા દેખાતા શ્રી કૃષ્ણે, તે બન્ને સૈન્યોની વચ્ચે શોક કરતા અર્જુનને નીચેના શબ્દો કહ્યા (૧૦).

**નોંધ**—(૧) ગીતાના અધ્યાયોમાંથી માત્ર **પહેલા** બે અધ્યાયો વચ્ચે જ ગાઢ સંબંધ છે; અને તેમ છતાં પણ પ્રથમ અધ્યાયને અર્જુનવિષાદયોગ નામ આપીને તે પ્રથમ અધ્યાયમાં યોગ (=સમત્વ) **નો એક પ્રકાર** સમજાવવા ગીતાકાર ઇચ્છે છે.

(૨) ૨. ૨-૩ શ્રી કૃષ્ણ નક્કી કરે છે કે અર્જુનનો શોક ઊંડો છે.

(૩) ભૈક્ષ્યમપિ—અર્જુનને રાજ્યનો હક્ક જતો કરવાની જ નહીં, પણ **ભિક્ષાથી** નિર્વાહ કરવાની પણ ઇચ્છા થાય

છે. ગીતાના સમયમાં સર્વેચ્છાઓ ત્યજી સંન્યાસી થવાની, એક પ્રકારની ઔપનિષદિક સંસ્કૃતિ બહુ પ્રસરેલી હતી, આ ઈચ્છાને દૂર કરવા શ્રી કૃષ્ણ અર્જુનને કહે છે કે "તને સંન્યાસમાં આસક્તિ ન થાઓ" (मा ते सङ्गोऽस्त्वकर्मणि ૨. ૪૭). લોહીથી, અને તેમાં પણ વડીલોના લોહીથી, ખરડાએલા વિષયો દ્વારા જીવન જીવવા કરતાં સંન્યાસીજીવન વધારે સારું એમ અર્જુન માને છે.

(૪) શ્લોક ૬ ના પૂર્વાર્ધનો અર્થ કોઇ ગીતાવ્યાખ્યાતા આમ કરે છે: 'અમને ખબર નથી, કે, "અમારા બેમાંથી કયો પક્ષ ગરીયઃ, વધારે બળવાન" છે; અમે કૌરવોને જીતીશું કે કૌરવો અમને જીતશે?' આ અર્થ તદ્દન ખોટો છે, કેમકે "જેને હણીને અમે જીવવાની ઈચ્છા રાખતા નથી તે ધૃતરાષ્ટ્ર-પુત્રો રણક્ષેત્રને મોખરે ઊભા છે"—તે કથન સાથે "અમે વધારે બળવાન છીયે? અમે એમને જીતીશું ને?" આવો પ્રશ્ન કે ઇચ્છા, બંધ બેસતી નથી

(૫) कार्पण्यदोष— ઉપનિષતકાળમાં અક્ષરબ્રહ્મના જ્ઞાનવાળાને બ્રાહ્મણ કહેતા હતા, અને તે ન જાણનારને કૃપણ કહેતા હતા, ગીતાએ ઉપનિષદના જ આ શબ્દો જુદા અર્થમાં વાપર્યા છે. ગીતામાં બ્રાહ્મણ એટલે "ફલાશા રહિત બનીને સ્વકર્મો કરનાર" અને 'કૃપણ' નો અર્થ ફલાશાના ઉદ્દેશથી જ સ્વકર્મ કરનાર", એમ થાય છે. અને ફલાશાથી સ્વકર્મો કરવાં એ એક દોષ જ છે. કેટલાક ગીતાવ્યાખ્યાતાઓ

कार्पण्यदोष ને કૃપા-દયાની લાગણી-જે અર્જુનમાં ખરેખર હતી જ—તેની સાથે જોડે છે, પણ તે બરાબર નથી, કૃપા અને કૃપણ કે કાર્પણ્ય, એ બે શબ્દોને જોડી શકાય નહીં; એક જ શબ્દમાંથી બન્નેની વ્યુત્પત્તિ સમજાવાય નહીં; વળી, કૃપા કરવી તે કંઈ દોષ નથી.

(૬) यच्छ्रेयः स्यान्निश्चितं तन्मे ब्रूहि: આ વાક્ય कतरन्नो गरीयः ના અનુસંધાનમાં જ કહ્યું છે. બન્ને વાક્યો દ્વારા અર્જુન પૂછે છે કે—અમારે માટે શું સારું; કૌરવો સાથે લડાઈ કરવી એ કે અમારે લડાઈ ન કરવી ને હાર સ્વીકારવી એ? આમ "कतरन्नो गरीयः" નો જે ખરો અર્થ છે, તે यच्छ्रेयः स्यात् ઉપરથી પણ નક્કી થાય છે.

(૭) शिष्यस्तेऽहम्...प्रपन्नम्–અર્જુને શ્રીકૃષ્ણને મધુસૂદન (૨. ૪) વગેરે શબ્દોથી સંબોધ્યા છે, શ્રી કૃષ્ણને વિષ્ણુ સ્વરૂપ માનીને અર્જુન શિષ્યભાવથી તેમને શરણે જાય છે (प्रपन्नम्). પરમાત્મા પ્રતિ કેવા દીન-નમ્રભાવથી ભક્તે શરણે જવું તે વિશે ગીતામાં જુદાં જુદાં રૂપકો છે; અહીં શિષ્યભાવનું રૂપક છે, ૪. ૩ (भक्तोऽसि मे सखा चेति) માં સખ્યભાવ, ૧૧. ૪૪ માં (पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम्) વાત્સલ્યભાવ અને માધુર્યભાવ (प्रियः प्रियायाः) થી प्रपत्ति-भक्ति ની ભાવના કહી છે. ભારતના "ભક્તિશાસ્ત્ર"ના ઇતિહાસમાં, જે વિવિધ ઉપમાઓ ભક્ત અને ભગવાન વચ્ચેનો ગાઢ સંબંધ દર્શાવવા ગીતામાં વપરાઈ

**છે, તે દરેક ઉપરથી એક એક પ્રકારની ભક્તિનો સિદ્ધાન્ત ગીતાની પછીના સમયમાં થયો છે.**

(૮) પ્રપન્નમ્-ગીતામાં નહીં, પણ પાછળથી ભક્તિના બે પ્રકારો, **ભક્તિ** અને **પ્રપત્તિ** શબ્દોથી નિર્દિષ્ટ, ઉત્પન્ન થયા છે; "ભક્તિ" નામનો પ્રકાર **मर्कटन्याय** થી સમજાવ્યો છે; વાંદરી એક ઝાડથી કૂદીને બીજા ઝાડ પર જાય ત્યારે તેનું બચ્ચું તેને **વળગી** રહે છે, તેમ ભક્ત **પોતાના પ્રયત્નવડે** (જ્ઞાનવડે) ભગવાનને વળગી રહે, ત્યારે તે "ભક્તિ" કહેવાય છે; બીજો પ્રકાર **मार्जारन्याय** થી સમજાવ્યો છે; જેમ બિલાડી એક સ્થળેથી બીજે સ્થળે જાય ત્યારે તેનું બચ્ચું **કંઇપણ પ્રયત્ન કરતું નથી** પણ પોતાની માના મોઢામાં સંતાઇ રહે છે, તેમ ભક્ત પૂરેપૂરી શરણાગતિ સિવાય કંઈ પણ પ્રયત્ન—ઈશ્વર પાસે જવાને-કરતો નથી, ત્યારે તે "**प्रपत्ति**" કહેવાય છે. ભક્તિના આ બે પ્રકારો સૌથી પહેલા શ્રી રામાનુજાચાર્યના મતમાં સ્થપાયા છે.

(૯) "**હું તે** જોતો નથી, જે વિજય પછી થનાર શોકને દૂર કરે" અહીં અર્જુન લડતાં પહેલાં એક **સિદ્ધાન્ત** જાણી લેવા માગે છે અથવા "આવો સિદ્ધાન્ત હું નથી જાણતો" એમ કબૂલ કરે છે; એવો સિદ્ધાંત જેને અનુસરીને તે લડે, તો લડાઇ પછી હર્ષ કે શોક થાય નહીં. આ સિદ્ધાન્ત તે **समत्व** નો, એટલે ગીતાના **योग** નો જ છે.

(૧૦) પહેલા અધ્યાયને "**अर्जुनविषादयोग**" કહ્યો છે.

તે નામ માટે ૧. ૧ થી ૨. ૧૦ સુધીના શ્લોકો ધ્યાનમાં લેવા જોઈએ. અર્જુનના "જેવો" સાચો વિષાદ મનુષ્યને પોતાના કર્તવ્ય વિશે થાય, તો એની મેળે, (ભગવાને જે સલાહ અથવા બોધ ૨. ૧૧ થી શરૂ કર્યો છે તે વગર પણ) તે મનુષ્યને સમત્વ મળી જાય.

## ગીતા ૨ : ૧૧-૩૮

**પ્રસ્તાવના**—(૧) ગીતા ૨. ૩૯ માં કહ્યું છે તેમ, ૨. ૧૧-૩૮ માં સાંખ્ય બુદ્ધિ કહી છે. **एषा तेऽभिहिता** *सांख्ये बुद्धिः*, "**આ ૨ ૧૧ થી ૨. ૩૮ સુધી** મેં તને સાંખ્ય નામની નિષ્ઠામાં જે દષ્ટિબિન્દુ છે તે કહ્યું." હવે, ૨. ૧૧-૩૮ માં **ચાર** વસ્તુઓ શ્રીકૃષ્ણે કહી છે. (અ) ૨. ૧૧-૨૫ માં જીવાત્મા અજરઅમર એટલે ન હણાય તેવો (અહન્ય) છે **માટે,** યુદ્ધમાં હિંસા થશે (ને પાપ લાગશે), એવો અર્જુનનો શોક ખોટો છે, **તેથી અર્જુને સમત્વ રાખીને યુદ્ધ કરવું**. (આ) ૨. ૧૧-૨૫ મુજબ જીવાત્મા એક એવું તત્ત્વ છે કે જે **અવિકારીનિત્ય,** નિત્યજન્મ-મરણ રહિત જ છે; જેને પાછલા વેદાન્તમાં **कूटस्थनित्य** કહે છે તેવું તત્ત્વ છે. પણ જો જીવાત્માને **વિકારીનિત્ય,** નિત્ય-જન્મ-નિત્ય-મરણવાળું, જેને પાછલા વેદાન્તની પરિભાષામાં "**परिणामिनित्य**" કહ્યું છે તેવું, તત્ત્વ માનીએ (૨. ૨૬) તો પણ જીવાત્મા નાશરહિત, અવિનાશી, હોવાથી અર્જુને શોક કરવો ઉચિત નથી, **માટે અર્જુને** નિષ્કામ રહી

યુદ્ધ કરવું જોઇએ (૨. ૨૬-૨૭). (ઇ) હવે ત્રીજો વિચાર. જીવાત્મા ક્યાંથી જન્મ્યો ? અને મરણ પછી ક્યાં જશે ? તે બેની માણસને સમજણ પડતી નથી; પણ એક સમજણ પડે છે કે અમુક સમય, જન્મથી મરણ પર્યન્ત, જીવાત્માની સ્થિતિ છે. તો પછી "મારાથી ભીષ્મ, દ્રોણ વગેરેનો **નાશ** થશે" એમ કહી જીવાત્માનો **નાશ** થાય છે, એમ માન્યતા રાખવી, તે પણ યોગ્ય નથી. જીવાત્મા **ક્યાં જાય છે** તે આપણે જાણતા નથી, અથવા તેનો નાશ થાય છે તે પણ સાબીત થતું નથી. માટે **જીવાત્માનાં જન્મમરણ બન્ને 'અજ્ઞેય' છે**, એમ માનીને, જીવાત્માની હિંસાનો ભય અને શોક ત્યજીને (तत्र का परिदेवना ૨. ૨૮) અર્જુને યુદ્ધ કરવું જોઇએ. (ઇ) સંખ્ય (યુદ્ધ) વિષયક બુદ્ધિમાં આ ત્રણ ઉપરાંત (अपि) એક ચોથું દૃષ્ટિબિન્દુ છે; તે ક્ષાત્રધર્મ સંબંધી છે. ગીતાથી જૂનું ક્ષાત્રધર્મનું દૃષ્ટિબિન્દુ હશે; તે મનુસ્મૃતિ જેવું હશે; **તેમાં સુધારો કરીને, ગીતા ક્ષાત્રધર્મ વિશે પોતાનું समत्व નું એક દૃષ્ટિબિન્દુ બનાવી રજુ કરે છે.** અને તેનો સમાવેશ પણ "સાંખ્ય" માં જ કરે છે. જૂના ક્ષાત્રધર્મ મુજબ ક્ષત્રિયે "હણાઇશ તો સ્વર્ગ મળશે અને હણીશ તો પૃથ્વીનું રાજ્ય મળશે " એમ સ્વર્ગ અથવા પૃથ્વીના રાજ્યની "**આશાથી યુદ્ધ કરવાનું**" **હતું. તેમાં ગીતા સુધારો કરે છે.** તે કહે છે કે "ક્ષાત્રધર્મ બજાવતાં જે બનવાનું હોય, સ્વર્ગ મળો કે પૃથ્વીનું રાજ્ય મળો, મારે એ ફળ સાથે સંબંધ નથી, હું

તો ફલનિરપેક્ષ થઈ, જય પરાજયમાં સમત્વ રાખીને લડીશ," એમ સાંખ્યનું સમત્વ (સાંખ્ય અથવા યુદ્ધની વિચારણામાંથી થતું સમત્વ) ચિત્તમાં રાખીને યુદ્ધ કરવું. ૨. ૩૯માં "પણ" દ્વારા આ **ચારેયના સરવાળાથી** ઉત્પન્ન થતા દૃષ્ટિબિન્દુને ગીતા "सांख्ये बुद्धिः" "યુદ્ધ-વિષયક ગીતાનું દૃષ્ટિબિન્દુ" કહે છે.

(૨) અહીં એક બીજી ઘણી અગત્યની વાત પણ નોંધવી જોઇએ. ગીતાના ઘણા વ્યાખ્યાતાઓ અને સામાન્ય વાચકો, લગભગ બધા, એમ માને છે કે અહીં, ૨. ૧૧-૩૦ માં **"બધું, પૂરેપૂરું આત્મજ્ઞાન-બ્રહ્મજ્ઞાન આપ્યું છે"** પણ જરા સૂક્ષ્મ વિચાર કરતાં, અને કોઈ સામાન્ય ભાષાન્તર પણ ધ્યાનપૂર્વક વાંચવાથી ખબર પડશે કે શ્લોક ૧૧-૩૦માં જીવાત્માના "જન્મ-મરણ" ની ચર્ચા દ્વારા માત્ર જીવાત્માનું "હનન" શક્ય છે કે કેમ, તે એક પ્રશ્ન જ વિચાર્યો છે, કેમકે અર્જુને માન્યું હતું કે **"મારાથી હનન થશે ને મને મોટું પાપ લાગશે"** (જુઓ **हत्वा १. ३१, एतान्न हन्तुमिच्छामि १ ३५** ઇત્યાદિ; અને **पापमेवाश्रयेदस्मान् १. ३६, मित्रद्रोहे च पातकम् १. ३८, अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् १. ४५**). અહીં **ब्रह्मज्ञान** તો છે જ નહીં (અને, ગીતાના વાચકને આગળ જતાં સમજાશે કે ગીતા "બ્રહ્મજ્ઞાન" વિશે આગ્રહ રાખતી જ નથી); તેમ જ જીવાત્માનું પૂરું જ્ઞાન બ્રહ્મસૂત્ર ૨. ૩. ૧૭-૫૩માં આપ્યું છે તેવું જ્ઞાન-પણ આપ્યું નથી; અહીં માત્ર 'જીવાત્માનો **વધ** (હનન) થઈ શકે છે

સાથે જોડાય (युज् એટલે જોડવું) તે યોગ, એમ વ્યુત્પત્તિ દ્વારા સમજાવે છે.

પણ ગીતામાં सांख्य, योग વગેરે શબ્દોને વ્યુત્પત્તિ દ્વારા સમજાવવા, તે ખોટું છે. તે શબ્દો તેમજ બીજા ઘણા, જેવા કે अक्षर, अव्यक्त, संन्यास, વગેરે શબ્દો ગીતામાં પારિભાષિક અથવા રૂઢ છે. समत्वं योग उच्यते (૨. ૪૮) योगसंज्ञितम् (૬. ૨૩), अक्षरकोऽक्षरइत्युक्तः (૮. ૨૧), यं संन्यासमिति प्राहु. (૬. ૨), प्रथितः पुरुषोत्तमः (૧૫. ૧૮) એ બધા રૂઢ શબ્દો છે. एषा तेऽभिहिता सांख्ये बुद्धिः બતાવે છે કે "સાંખ્ય" રૂઢ શબ્દ છે. માટે વ્યુત્પત્તિદ્વારા થતો અર્થ રૂઢ અર્થનો વિરોધી ન જ હોવો જોઇએ.

ગીતામાં યુદ્ધને માટે સંખ્ય શબ્દ (૧. ૪૭; ૨. ૪) વપરાયો છે; ગીતા ૨. ૧૧-૩૮ માં યુદ્ધનો સંદર્ભ છે. न हन्यते हन्यमाने शरीरे વગેરે શ્લોકોમાં જીવાત્માનાં જન્મ-મરણ ખરેખર થાય છે કે નથી થતાં અને જન્મમરણમાં જીવાત્મા ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે, વગેરે વિચારણા દ્વારા યુદ્ધમાં હણાએલા જીવાત્માના હનનના પાપની જે ભીતિ અર્જુનમાં હતી, તેનો શ્રીકૃષ્ણે અનેક રીતે (ચાર મુખ્ય રીતે) ઉત્તર આપ્યો છે ને અર્જુન પાસે યુદ્ધ નિષ્કામપણે કરાવવા શ્રીકૃષ્ણ ઇચ્છે છે અને તેના અનુસંધાનમાં જ કહે છે કે "આ તને, સાંખ્યમાં દૃષ્ટિ કહી," "નિષ્કામ યુદ્ધની વિચારણા કહી."

ગીતા ૧૮. ૧૩-૧૭ માં એક જુદું સાંખ્ય આપ્યું છે. તેમાં દરેક કર્મ (અને યુદ્ધકર્મ પણ) પાંચ સંયુક્ત કર્તાએ (પાંચ કારણો) થી કરાય છે; એમ કહીને પછી તુરત જ કહ્યું છે કે 'જેને 'હું કરું છું' એવો વિચાર નથી...તે આ લોકોનો નાશ (હનન) કરવા છતાં નાશ કરતો નથી અને કર્મબંધનમાં પડતો નથી;' તે પણ બતાવે છે કે ગીતા ૧૮. ૧૩-૧૭ ના સાંખ્યને સંખ્ય એટલે યુદ્ધ સાથે મૌલિક સંબંધ છે.

यत्सांख्यैः प्राप्यते स्थानम् (ગીતા ૫. ૫) મુજબ સાંખ્યો અનેક હતા; અને યોગો પણ અનેક હતા.

માટે ગીતા ૨. ૩૧-૩૮ માત્ર વ્યાવહારિક વિષય એટલે ધર્મશાસ્ત્રમાં કહેલા ક્ષાત્રધર્મનો વિષય નથી, પણ તેમાં સુધારો કરીને ગીતાએ રજૂ કરેલી સાંખ્યદૃષ્ટિનો એક અંશ છે અને ગીતા ૨. ૧૧ થી ૩૮માં એ સાંખ્ય દૃષ્ટિ છે.

સાંખ્ય દર્શનની ઉત્પત્તિ ગીતા પછી, ગીતાની બે પ્રકૃતિ (અધ્યાય ૭)ને એક કરીને થઈ છે, (જુઓ Akṣara : A Forgotten Chapter, P. 43-45).

(૪) એક વધુ મુદ્દો "સાંખ્ય" વિશે નોંધવો જોઈએ. અહીં જીવાત્માના જન્મમરણનો જે વિચાર કર્યો છે, તેમાં એક અમુક જ, દૃઢ, નિશ્ચિત, વિચાર નથી આપ્યો; પણ ત્રણ—અને ત્રણ જ શક્ય હતાં—દૃષ્ટિબિન્દુઓ આપ્યાં

છે: (૧) જીવાત્માને જન્મમરણ નથી, (૨) જીવને જન્મ-મરણ હમેશાં છે, છતાં જીવ અવિનાશી છે, (૩) જીવાત્માનાં જન્મમરણ "અજ્ઞેય" છે. આ ત્રણ સાથે રણક્ષેત્ર ઉપર નિષ્કામભાવે યુદ્ધ કરવું, તે ચોથો મુદ્દો ઉમેરીને "સાંખ્ય" વિચાર બને છે, અને આ સાંખ્ય વિચાર પ્રમાણે સમત્વ મળે, અને એ સમત્વ વડે ક્ષત્રિય (અથવા બીજાઓ પણ) યુદ્ધનું કર્મ કરે તેને સાંખ્યયોગ કહ્યો છે, જે આ બીજા અધ્યાયનું નામ છે.

(૫) જીવાત્માને જન્મમરણ નથી, એમ અહીં કહ્યું નથી, પણ જન્મમરણ શું છે? તે પ્રશ્ન ઉપરથી યુદ્ધમાં જીવાત્માનું હનન થાય છે કે કેમ? તે પ્રશ્ન રૂપી સાંખ્ય વિચારણા અહીં આપી છે.

## ગીતા ૨. : ૧૧-૨૫

श्रीभगवानुवाच

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ॥११॥
न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥१२॥
देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥१३॥

मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥१४॥
यं हि न व्यथयन्त्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥१५॥
नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥१६॥
अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥१७॥
अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥१८॥
य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥१९॥
न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥२०॥
वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥२१॥
वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही २२
नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥२३॥

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥
अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥२५॥

ભાષાન્તર—શ્રીભગવાન કહે છે : તેં પિતામહ ભીષ્મ, આચાર્ય દ્રોણ (૨. ૪, ૧. ૩૪) તથા માતુલ, શ્વશુર વગેરેની યુદ્ધમાં હિંસા થશે, અને તને પાપ લાગશે, એવો શોક કર્યો. પણ તેઓનો નાશ કે હિંસા શક્ય નથી, અને તેમનાં મરણજન્મ થતાં નથી, માટે નિત્ય જીવન્ત હોવાથી જે અશોચ્ય છે તેઓ વિશે તેં શોક કર્યો, અને, બીજી બાજુ, તેં ધર્મશાસ્ત્રની અને પાપ લાગવાની ડાહીડાહી વાતો કરી. [પણ] ખરા **પંડિતો,** મરેલાં કે જીવતાં, એ બન્ને માટે શોક કરતા નથી (તેમ હર્ષ પણ કરતા નથી). (૧૧). ન તો હું કોઈવાર ન હતો, ન તો તું અને ન તો આ એકઠા થએલા રાજાઓ કોઈવાર ન હતા (અને કોઈ બીજી જગાથી તાજા અહીં આવ્યા છે); તેમજ [આપણે બધાં અત્યારે અહીં છીએ, પણ ભવિષ્યમાં] આ જિંદગી પછી આપણે નહીં રહીએ (નાશ પામશું)—એમ પણ નથી. ટૂંકમાં આપણે બધાં જન્મમરણરહિત જ છીએ (૧૨). આ દેહમાં જેમ આત્માને કુમારાવસ્થા, યૌવન અને વૃદ્ધાવસ્થા છે, તેવી જ રીતે નવા દેહની પ્રાપ્તિ પણ છે; ડાહ્યો માણસ એ બાબતમાં મૂંઝાતો નથી (૧૩). પણ, હે કુન્તાપુત્ર, વિષયો સાથે ઇન્દ્રિયોના

સંબંધો દેહીને શીત-ઉષ્ણ, સુખદુઃખ દેનારા છે; તે શીત-ઉષ્ણ, વગેરે દ્વન્દ્વો આવે છે ને જાય છે, નિત્ય રહેતા નથી, [માટે, તે જતા રહેશે એમ વિચારીને] તે શીતઉષ્ણ દ્વન્દ્વો તું સહન કરી લે, હે ભરતવંશોત્પન્ન અર્જુન (૧૪). હે ઉત્તમ નર, સુખદુઃખ વગેરે દ્વન્દ્વો માં જે સમાન છે, તેવા જે મનુષ્યને આ દ્વન્દ્વો પીડી શકતાં નથી તે [સમત્વવાળો] મનુષ્ય અમરપણાને લાયક બને છે (૧૫). (સુખદુઃખ અસત્ છે, અને) અસત્ નો ભાવ ("અસ્તિત્વ") નથી. (જીવાત્મા સત્ છે, અને) સત્ નો અભાવ-નાશ-હોતો નથી, પણ સુખ અને દુઃખ એ બંનેનો નાશ (અન્ત) તત્ત્વદર્શીઓએ (વિચાર્યો) જોયો છે. પણ જેનાથી આ સર્વ જગત્ (કાપડના તાકાની જેમ) પ્રસારવામાં આવ્યું છે [અને જે પોતે જીવાત્મા બનેલ છે] તે તત્ત્વને તું અવિનાશી જાણ. આ આત્મતત્ત્વ વ્યયરહિત છે. તેનો વિનાશ કરવા કોઇ સમર્થ નથી, (માટે તારાથી આત્મતત્ત્વનો નાશ થઇ જશે અને તને હિંસાનો દોષ લાગશે, એવી ભીતિ તું નહીં રાખીશ (૧૬-૧૭). નાશવાન આ દેહો નિત્ય, અવિનાશી, અપ્રમેય આત્માના કહેવાય છે; તેથી (=આત્માનો વિનાશ નથી, માટે), હે ભરતવંશી અર્જુન, (હનન અને પાપ થવાનો વિચાર છોડીને) તું યુદ્ધ કર (૧૮). તેં કહ્યું કે હું આ બધાને નહીં હણું (૧. ૩૫), આ આતતાયીઓને. હણવાથી અમને પાપ લાગે (૧. ૩૬) વગેરે. તેં ઘણીવાર કહ્યું કે તું આ લોકોને નહીં હણે; તો તને કહેવાનું કે જે મનુષ્ય આ

જીવાત્માને બીજા જીવાત્માનો હન્તા જાણે છે અને જે પોતાના જીવાત્માવડે બીજા જીવાત્માને હણાએલો માને છે—જેમ તું તારી જાતને કૌરવોનો હન્તા માને છે અને કૌરવો તારાથી હણાશે એમ માને છે—તે બન્ને માન્યતાવાળાઓ જાણતા નથી કે આ જીવાત્મા બીજા જીવાત્માને હણતો નથી, તેમ બીજો જીવાત્મા આ જીવાત્માથી હણાતો નથી (૧૯). હે અર્જુન, અહીં મુખ્ય વાત તો આત્માના **હનનની** (વધની) છે, કેમકે તું માને છે કે તું ભીષ્મ વગેરેને "હણીશ" અને તેઓ તારાથી 'હણાશે"; પણ "હણાવું" એટલે "મરી જવું"; એમ અર્થ થાય. માટે તને કહું છું કે આ જીવાત્મા કદી પણ જન્મ લેતો નથી કે મરતો નથી. આ આત્મા એક વાર અસ્તિત્વ ધરાવીને ફરીથી (અસ્તિત્વ ન ધરાવે) ન હોય એમ નથી જ. આ આત્મા અજ, નિત્ય, શાશ્વત અને પુરાણ (પુરાતન, સનાતન) છે; જ્યારે દેહ હણાતો હોય છે ત્યારે આ આત્મા હણાતો નથી (૨૦). હે પૃથાપુત્ર, જે મનુષ્ય આ આત્માને અવિનાશી, નિત્ય, અજ અને અવ્યય સમજે છે તે કેવી રીતે કોને (કયા આત્માને) બીજા પાસે મરાવે કે પોતે કોને મારી નાખે? આત્માના હનન વિશે તેમજ પાંડવો દ્વારા ભીષ્મ વગેરેની અને કૌરવોની યુદ્ધમાં મોટી હત્યા થશે, એમ તેં જે કહ્યું હતું અને જેના પાપ લાગવાના ભયથી તું યુદ્ધ કરવાની ના કહે છે, તે હનન-ક્રિયા થતી જ નથી, તે તને સ્પષ્ટ સમજાવવા હું તને આટલું વિગતવાર કહું છું (૨૧). [આત્મા સર્વ ક્રિયા રહિત છે એવો અર્થ માત્ર હનનક્રિયાની

વિચારણામાંથી તારે કાઢવાનો નથી; તું સંન્યાસની તરફેણ કરવા જો એવો અર્થ કરીશ, તો તે ખોટો અર્થ થશે. મેં તને (૧૮ માં શ્લોકમાંજ) કહ્યું કે તું યુદ્ધ કર, અને અનેકવાર કહ્યું કે 'આત્માનું હનન અને નાશ થશે' એમ માની જે શોક તું કરે છે તેને ત્યજીને યુદ્ધ કર.] જેમ કોઇ મનુષ્ય ફાટેલાં વસ્ત્રો ત્યજીને બીજાં નવાં વસ્ત્રો ગ્રહણ કરે છે તેમ જૂનાં, નબળાં શરીરો ત્યજીને બીજાં નવાં શરીરોમાં (એક જૂના, દેહમાં રહેલો) આત્મા પ્રવેશ કરે છે (૨૨). આ આત્માને શસ્ત્રો છેદતાં નથી, એને અગ્નિ બાળી શકતો નથી, અને એને જળ ભીંજવી શકતું નથી, તથા વાયુ સૂકવી શકતો નથી (૨૩). આ આત્મા અછેદ્ય છે, અદાહ્ય છે, અક્લેદ્ય (ન ભીંજવાય તેવો) અને અશોષ્ય પણ છે. એ નિત્ય, સર્વવ્યાપક, સનાતન, વિકારશૂન્ય અને શાશ્વત તત્ત્વ છે (૨૪). આ જીવાત્મા દેખાય નહીં તેવો અને વિચારી શકાય નહીં તેવો છે વળી દૂધનું દહીંમાં રૂપાન્તર (વિકાર) થાય છે. તેવું કંઈ રૂપાન્તર (વિકાર) આ આત્માનું થતું નથી, એમ (કઠ વગેરે ઉપનિષદોમાં) કહેવાયું છે. [માટે "આત્માની હિંસા થશે, પાપ લાગશે માટે હું નહીં લડું" તે તારો વિચાર ત્યજી દે.] આ આત્માને તું, મેં તને જેવો સમજાવ્યો એવો એટલે કે અવિનાશી, નિત્ય અને હનનરહિત સમજ, અને એમ સમજીને તું શોક કરવો છોડી દે, પાપનો ભય છોડી દે, અને નિષ્કામ રહી યુદ્ધ કર (૨૫).

નોંધ—(૧) આ શ્લોકોમાં 'સાંખ્યે બુદ્ધિ" કહી છે.

તે સાંખ્યના દૃષ્ટિબિન્દુમાં જીવાત્માના જન્મમરણ વિશે ત્રણ મન્તવ્યો અહીં વિચારાયાં છે. તેમાંથી આત્માને કૂટસ્થનિત્ય એટલે જન્મમરણ રહિત માનવાનું **પ્રથમ** દૃષ્ટિબિન્દુ આ (૧૧–૨૫) શ્લોકોમાં આપ્યું છે.

(૨) બીજું, જીવનાં જન્મમરણનો પ્રશ્ન એના "હનન", "યુદ્ધમાં નાશ," ના પ્રશ્ન સાથે સીધો સંબંધ ધરાવે છે; જીવનો નાશ (હનન) થતો નથી, **માટે** અર્જુને શોક ન કરવો; અને શોક છોડીને નિષ્કામ યુદ્ધ કરવું, આ મુખ્ય મુદ્દો અહીં છે.

(૩) ગીતા પોતાના "જ્ઞાની" ને માટે 'બ્રહ્મજ્ઞાની' કે 'બ્રહ્મવિદ્' શબ્દને બદલે '**પંડિત**' (૨, ૧૧) '**ધીર**' (૨, ૧૩) વગેરે શબ્દો વાપરે છે.

(૪) શ્લોક ૧૪ માં **દ્વન્દ્વોને સહી લેવાનું** કહ્યું છે, તે માટે એવી દલીલ કરી છે કે શીતઉષ્ણ વગેરે **સ્થાયી** નથી આગમાપાયી છે.—બીજું શીતઉષ્ણ વગેરે **દ્વન્દ્વોને** સહેવા એટલે **સમત્વ** રાખવું, અને **સમત્વ** એટલે જ **યોગ**.

(૫) अमृतत्वाय कल्पते—ગીતામાં 'મોક્ષ' માટે **અનેક જુદા જુદા વિચારો આવે છે, તેમાંથી આ એક છે.**

(૬) શ્લોક ૧૬ ને ઘણા ગીતાઅભ્યાસીઓ તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તનો એક મહાન્ શ્લોક માને છે; પણ સંદર્ભ ૭

એવું કંઈ લાગતું નથી. "उभयोरपि दृष्टोन्तः" નો અર્થ સાદો છે, સુખદુઃખ, શીતઉષ્ણુ (શ્લોક ૧૫ એ બન્નેનો અન્ત એટલે નાશ છે એમ (ગીતાના) તત્ત્વજ્ઞો (ધીરાએ) જોયું છે; એટલે તે બન્ને અસત છે માટે તેમનો ભાવ એટલે 'તાત્ત્વિક અસ્તિત્વ" હોઇ શકે જ નહીં, આત્મા દેહી સત્ છે એમ શ્લોક ૧૭ માં કહ્યું છે; શ્લોક ૧૭-'तद्' એટલે જગત ઉત્પન્ન કરનાર બ્રહ્મની વાત એટલા માટે અહીં કહે છે કે બ્રહ્મ જ જીવાત્મા રૂપે રેલાઇને રહ્યું છે અને તે જીવાત્માને જ અવિનાશી તરીકે સમજાવવાનો વિષય અહીં છે. જે વિદ્વાનો 'दृष्टोऽन्तः' એટલે "સિદ્ધાન્ત સમજાયો" એવો અર્થ કરે છે તેઓ अन्त શબ્દનો અર્થ બદલી નાંખે છે, અને उभयोः (સુખ દુઃખ વગેરે) નો સંદર્ભ ત્યજી દે છે. અહીં अन्त અને अन्तवत्त (શ્લોક ૧૮), બન્ને શબ્દો, સાથે જ વપરાયા છે.

(૭) શ્લોક ૧૭ માં જીવાત્મા વિશે કહ્યું છે. જો જગતની સૃષ્ટિ કોણે કરી, બ્રહ્મ કરી, એવો ૧૭ મા શ્લોકનો અર્થ લઇએ તો અહીં તેનો સંદર્ભ વિષયાન્તર જેવો લાગે. ૧૬ અને ૧૮ મા શ્લોકો સ્પષ્ટ બતાવે છે કે ૧૭ મા શ્લોકમાં જીવાત્મા વિશે કહ્યું છે.

(૮) ઘણા વિદ્વાનો શ્લોક ૧૭ ઉપરથી "એકજીવવાદ" નો સિદ્ધાન્ત તારવે છે; તે ગીતાયુગના સમયના તત્ત્વજ્ઞાનની સ્થિતિ જોતાં ઠીક નથી.

(૯) **तस्माद्युध्यस्व भारत**—સમગ્ર ગીતાનો સંદર્ભ અહીં પણ છે જ.

(૧૦) ૧૯ મા વગેરે શ્લોકોમાં કઠોપનિષદની ભાષાથી ગીતાકારની ભાષા પ્રભાવિત થએલી દેખાય છે. ગીતાકાર કઠોપનિષદમાંથી લઇને, બીજા સંદર્ભમાં બીજા અર્થમાં, અમુક રચના ઘણીવાર વાપરે છે. જુઓ ગીતા ૩. ૪૨ ની ભાષા.

(૧૧) શંકરાચાર્યે શ્લોક ૧૯–૨૧ માં સંન્યાસનો બોધ જોયો છે, અને શ્લો. ૧૯-૨૧ માં, જીવાત્મા **સર્વક્રિયા-શૂન્ય છે**, એવો અર્થ બતાવવા યત્ન કર્યો છે; તે કેવલ સાંપ્રદાયિક શબ્દચૂંથણી છે.

## ગીતા ૨ : ૨૬–૨૭

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैवं शोचितुमर्हसि ॥२६॥
जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥२७॥

**પ્રસ્તાવના**—આ બે શ્લોકોમાં પ્રસ્તુત સાંખ્ય બુદ્ધિની **"જીવાત્માની જન્મમરણ વિશે બીજી કલ્પના"** આપી છે કે જીવાત્મા નિત્ય બદલાય છે, નિત્ય નવું એક રૂપ ધારણ *કરે અને નિત્ય એક જૂનું રૂપ છોડી દે છે. પણ તેમ છતાં* 'જીવાત્માતત્ત્વ' નો નાશ થતો નથી.

ભાષાન્તર—અને જો તું આ જીવાત્માને નિત્ય જન્મ ધારણ કરતો અને હમેશાં તે નવું રૂપ છોડી દેતો (નિત્ય મરણ પામતો) માને તોપણ, હે મહાબાહુ, તારે (અધ્યાય ૧ માં તેં શોક કર્યો છે તેમ) શોક કરવો યોગ્ય નથી (૨૬). કેમકે આ મત મુજબ પણ જન્મેલાનું મૃત્યુ ચોક્કસ અને મરેલાનો જન્મ નિશ્ચયપૂર્વક છે જ; માટે આ બીજા પક્ષમાં પણ જન્મમરણ તો રહેવાનાં જ, તો પછી જેનો ત્યાગ શક્ય નથી, જેનું નિવારણ શક્ય નથી, તેવી આ બાબતમાં તારે દિલગીરી કરવી યોગ્ય નથી (૨૭).

## ગીતા ૨ : ૨૮-૩૦

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥२८॥
आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः।
आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥२९॥
देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥३०॥

પ્રસ્તાવના—અહીં જીવાત્માનાં જન્મમરણ અજ્ઞેય છે, તેવો ત્રીજો પક્ષ રજૂ કર્યો છે.

ભાષાન્તર—હે ભરતકુલોત્પન્ન, પ્રાણીમાત્રનો આદિ (ઉત્પત્તિ) અવ્યક્ત (ન જાણી શકાય તેવો) છે, એનો મધ્ય

(તેની સ્થિતિ) આપણે દેખીએ છીએ, અને એમનો નાશ અથવા મરણ આપણે જોઈ શકતા નથી જ, તો આ વિષયમાં શોક શો કરવો? (૨૮). એક વિચારક આ જીવાત્માને એક નવાઈની ચીજની જેમ જુએ છે, બીજો એને તે જ રીતે નવાઈના તત્ત્વ તરીકે વર્ણવે છે (વદતિ); ત્રીજો વિચારક એને એક આશ્ચર્યકારક વસ્તુ જેમ સાંભળે છે; અને એના વિશે સાંભળ્યા-શીખ્યા, છતાં પણ એને કોઈ જાણતું નથી જ (૨૯). જીવાત્મા આશ્ચર્ય જેવું તત્ત્વ છે; તે ઉપરથી અને તેમ છતાં, જીવાત્મા અવધ્ય, બધા દેહમાં અવધ્ય જ, હમેશાં રહે છે; માટે તારે શોક કરવો નહીં (૩૦).

નોંધ—અહીં છેલ્લા (૨૯મા) શ્લોકમાં એટલે કે જીવાત્માનાં જન્મમરણ અજ્ઞેય છે, તે પક્ષમાંથી પણ જીવાત્માનાં હનન અને મરણ વિશે શોક કરવો યોગ્ય નથી, એ જ સારાંશ કાઢ્યો છે.

## ગીતા ૨ : ૩૧-૩૮

स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥३१॥
यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम् ॥३२॥
अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥३३॥

अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम् ।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥३४॥
भयाद्रणादुपरतं मंस्यन्ते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥३५॥
अवाच्यवादांश्च बहून्वदिष्यन्ति तवाहिताः ।
निन्दन्तस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥३६॥
हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥३७॥
सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥३८॥

પ્રસ્તાવના—અહીં "સાંખ્ય" નો જ એક ભાગ આપ્યે છે. સાંખ્ય એટલે સંખ્ય (યુદ્ધ, રણક્ષેત્ર) સંબંધી જ્ઞાન; તે દ્વારા समत्व (योग), તે सांख्ययोग. ગીતાની પહેલાં ક્ષત્રિયોની એક (મનુસ્મૃતિ વગેરેમાં છે તેવી) માન્યતા હતી કે ક્ષત્રિય જો યુદ્ધમાં લડતાં, મરે તો તેને સ્વર્ગ મળે અને જો જીતે તો પૃથ્વીનું રાજ્ય મળે. માટે બે માંથી એ મળશે જ એવી આશા અને ઇચ્છાથી ક્ષત્રિયે યુદ્ધ કર જ. ગીતા તે માન્યતામાં ફેરફાર કરે છે કે સ્વર્ગ કે પૃથ્વી એ બેમાંથી એકેયની આશા વગર, એટલે જીવનમાં મા સમત્વ રાખી, સુખદુઃખ, જયપરાજયમાં સમત્વ રાખી, ક્ષત્રિ અવશ્ય યુદ્ધ કરવું. સાંખ્ય એટલે યુદ્ધની સમજણ દ્વારા સમ

એટલે સાંખ્યયોગ શીખવવા માટે આ પ્રાચીન માન્યતા ઘણી અનુકૂળ જણાઈ હશે.

**ભાષાન્તર**—આ સાંખ્યબુદ્ધિ વિશે જ એક વધુ વાત તને કહું છું (**अपि** શબ્દની અગત્ય અહીં સમજવી જોઈએ). તે તારા ક્ષત્રિયધર્મની દૃષ્ટિએ છે; તારા ક્ષત્રિયધર્મની અપેક્ષાએ પણ તારે યુદ્ધથી ધ્રુજવું ન જોઈએ, કેમકે ધર્માનુસારી યુદ્ધ કરતાં વધુ ઉત્તમ ને ભલું કરનારું બીજું સાધન ક્ષત્રિય માટે છે જ નહીં (૩૧). અને સ્વર્ગનું ખુલ્લું મૂકેલું બારણું કુદરતી રીતે જ પોતાને આવી મળ્યું હોય તેમ આવા ધર્મ્ય યુદ્ધને સુખી ક્ષત્રિયો મેળવે છે (૩૨). હવે, જો, આ ધર્માનુસાર આવેલું યુદ્ધ તું કરીશ નહીં તો પછી સ્વધર્મ અને કીર્તિને ગુમાવીને તું પાપી બનીશ. —(અર્જુને કહ્યું હતું કે યુદ્ધ કરું તો મને પાપ લાગે; શ્રીકૃષ્ણ કહે છે કે જો તું યુદ્ધ નહીં કરે, તો તને પાપ લાગશે)—(૩૩). મનુષ્ય પ્રાણીઓ તારી અનન્તકાળ ચાલે તેવી (**अव्ययाम्**) અપકીર્તિ કહેશે; અને એક વાર સંભાવિત બનેલ સદ્‌ગૃહસ્થને માટે અપકીર્તિ મોત કરતાં પણ વધારે દુઃખદાયક થાય છે (૩૪). તને જે સાચી વૈરાગ્યવૃત્તિ થઈ આવી છે, તેનો અવળો અર્થ સામા પક્ષના તેમજ તારા પક્ષના પણ મહાયોદ્ધાઓ કરશે અને તને યુદ્ધમાંથી બીકને લીધે પાછો વળેલો માનશે, અને તેમના તરફથી એક વાર માન પામેલો તું તેમની જ દૃષ્ટિએ હવે હલકો બનીશ (૩૫). અને તારા શત્રુઓ ન બોલવાની ઘણી વાતો તારા વિશે કહેશે, તારી

શક્તિની નિન્દા કરતા રહેશે; તેના કરતાં વધારે દુઃખ આપનાર બીજું શું થશે? (૩૬). હવે છેલ્લા બે શ્લોકોમાં તને આ પરંપરાગત ક્ષાત્રધર્મ વિશે ગીતાનુ સાંખ્ય દૃષ્ટિબિંદુ કહું છું)—જો તું હણાયો તો તને સ્વર્ગ મળશે; અથવા જીતીશ તો વિજયી બનીને તું સારી યે પૃથ્વીનું રાજ્ય ભોગવીશ. તેથી હે કુન્તાપુત્ર, યુદ્ધ લડવાનો નિશ્ચય કરીને તું ઊભા થા (૩૭). જૂની પ્રણાલિકામાં પણ નવો અર્થ સમજી લઈને (અર્થાત્, મને સ્વર્ગ કે પૃથ્વી, જે મળો તે મળો, કે ન મળો; પણ) 'મારી મનોવૃત્તિ તો, આ જૂની પ્રણાલિકામાં પણ સુખદુ:ખ, લાભહાનિ, જયપરાજયમા સમત્વની છે,' એમ નિશ્ચયપૂર્વક ધારીને પછી તું યુદ્ધરૂપી નિષ્કામ કર્મ કરવા તૈયાર થા. એ રીતે, યુદ્ધ કરીને, તું પાપને છોડી શકીશ (પણ જો તું યુદ્ધ નહીં કરે તો પાપ લાગશે) (૩૮).

## ગીતા ૨ : ૩૯

एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु।
बुद्धया युक्तो यया पार्थ कर्मबन्धं प्रहास्यसि ॥३९॥

ભાષાન્તર—હમણાં જ (एषा) (૨. ૧૧-૩૮માં) મેં તને સાંખ્યમાં દૃષ્ટિબિન્દુ-નિષ્કામ યુદ્ધ કરવું, એ દૃષ્ટિબિન્દુ-કહ્યું; યોગમાં ગીતાનું દૃષ્ટિબિન્દુ તું હવે (૨. ૪૦-૭૨ માં) સાંભળ; જે દૃષ્ટિબિન્દુથી તું સમત્વાળો (युक्त) બનીને કર્મના

બંધનને ત્યજી દઇશ (અને કર્મ કરીશ).

નેંધ—ગીતાના સમયમાં સાંખ્ય બુદ્ધિ અને યોગ બુદ્ધિ, એમ બે પ્રચલિત દૃષ્ટિબિન્દુઓ હતાં, જે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યાં છે. આમાંથી જે સાંખ્યનું-એટલે યુદ્ધકૃત્ય નિષ્કામ રીતે કરવાનું-દૃષ્ટિબિન્દુ છે, તે ઘણે ભાગે કઠ ઉપ૦ માં કહેલું હતું તે છે, અથવા (યુદ્ધમાં) હણાએલા આત્માનો નાશ થાય છે કે કેમ? તેની એક ચર્ચા કઠ ઉપનિષદે ગીતાની પહેલાં આપેલી, તેને આધારે ગીતા હવે "સાંખ્ય (યુદ્ધમાં જીવાત્માનું શું થાય છે તે વિચાર)" ને લગતું દૃષ્ટિબિન્દુ કહે છે. કઠ ઉપ૦ માં જીવાત્મા-પરમાત્માને એક જ માની, (યુદ્ધમાં) જીવાત્મા હણાતો નથી, એમ કહ્યું છે. તેના અનુસંધાનમાં ગીતા સાંખ્યનું દૃષ્ટિબિન્દુ રજૂ કરે છે. યોગ વિશે હજુ ઘણું કહેવાશે. યોગ શબ્દ પણ ગીતાની પહેલાં જ જાણીતો હતો, એમ અવશ્ય લાગે છે (જુઓ ઉપર પા.૩૩).

## ગીતા ૨. ૪૦-૪૬

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥४०॥
व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन।
बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥४१॥
यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः।

वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥४२॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥४३॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥४४॥
त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥४५॥
यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥४६॥

**પ્રસ્તાવના** (૧) અહીં એક ઐતિહાસિક વિચારધારા ગીતાના બોધ સાથે ગૂંથાએલી છે. (અ) અર્જુનને મનમાં થયું કે યુદ્ધમાં મોટી હિંસા થશે અને પાપ લાગશે. તેનો **સૌથી પહેલો** ઉત્તર શ્રીકૃષ્ણ 'સાંખ્ય બુદ્ધિ' દ્વારા આપે છે. આ સાંખ્યમાં, અર્જુનની ભીતિ કે યુદ્ધમાં ઘણાઓનું "હનન" થશે, તેનું નિરાકરણ શ્રીકૃષ્ણે કઠ ઉપનિષદમાંથી કર્યું છે કે યુદ્ધમાં (અથવા બીજી કોઈ રીતે) આત્માનું હનન થતું નથી. માટે તું હનન કે હિંસાના વિચારથી શોક ન કર અને નિષ્કામ બની યુદ્ધ માટે ઊભો થઈ જા.' આ સાંખ્ય એટલે યુદ્ધ વિશે બુદ્ધિ એટલે દૃષ્ટિબિન્દુ છે. (આ) **પછી** બીજું દૃષ્ટિબિન્દુ નિષ્કામ કર્મનું એટલે યોગનું, સ્વકર્મની સિદ્ધિ-અસિદ્ધિમાં, જયપરાજયમાં મનના સમત્વનું છે; જો

સમત્વ રહે, તો આસક્તિ ન રહે, આસક્તિ ન હોય તો અહંકાર-બુદ્ધિ (હું જ આ કે તે કાર્ય કરી રહ્યો છું એવો ખ્યાલ) ન રહે, અને તો પાપ ન લાગે. આ દષ્ટિબિન્દુને પ્રાચીન વૈદિક કર્મકાંડના કામ્ય દષ્ટિબિન્દુ સાથે ગીતાએ સરખાવ્યું છે. આ સરખામણી અને વિરોધ તદ્દન સ્વાભાવિક છે. ગીતાએ તદ્દન નિષ્કામ કર્મનો બોધ આપ્યો જેથી અર્જુનની ફલાસક્તિ અથવા અહંકાર ('હું બધું કરું છું', એ વૃત્તિ) જતી રહે અને તે સાથે પાપનો ભય જતો રહે. ગીતાના જ સમયમાં કેવળ **સકામ** કર્મ કરનાર (વૈદિક કર્મકાંડીઓ) હતા; એટલે સ્વાભાવિક રીતે જ ગીતાએ પોતાના **યોગ**નો અને વૈદિક કર્મનો પરસ્પર વિરોધ સ્પષ્ટ કર્યો (૨. ૪૦-૭૨). (ઇ) આ વિરો સમજાવતાં એક બીજો વિરોધ પણ સ્પષ્ટ કરવો જ પડ્યો. તે વિરોધ હતો ગીતાના યોગ અને ઉપનિષદના સંન્યાસ વચ્ચેનો. ગીતાના **योग** મુજબ **ફલસંન્યાસ** જ કરવાનો અને ફલસંન્યાસપૂર્વક કર્મ અનુષ્ઠાન કરવાનું; ઉપનિષદના સંન્યાસ મુજબ ફલસંકલ્પસંન્યાસ-પૂર્વક **કર્મસંન્યાસ** કરવાનો હતો. આ બીજા પ્રકારનો, ઉપનિષદની સંન્યાસસંસ્કૃતિ સાથેનો ગીતાનો વિરોધ **मा ते सङ्गोऽस्त्वकर्मणि** (૨. ૪) વગેરે વાક્યોમાં કહ્યો છે. (ઈ) આમ સાંખ્ય અને યોગબુદ્ધિ (અને **योग** બુદ્ધિના **વૈદિક** કામ્ય કર્મ અને ઔપનિષદિક કર્મસંન્યાસ સાથેના વિરોધ)નું પૂરુ વર્ણન સાંભળ્યા બાદ અર્જુનને શંકા થઈ કે "જો કર્મ કરવામાં, તે કર્મ કરનારની બુદ્ધિ નિષ્કામ છે કે સકામ

છે, તે અગત્યનું હોય અને "નિષ્કામ કર્મ કરવું", એ અગત્યનું ન હોય, તો મને શ્રીકૃષ્ણ શા માટે કર્મ-યુદ્ધરૂપી ભયંકર કર્મ-કરવા પ્રેરે છે?" તેનો સ્પષ્ટ ઉત્તર શ્રીકૃષ્ણે કહ્યો કે तस्मात् कुरु कर्म त्वं कर्म ज्यायोह्यकर्मणः। "હે અર્જુન, તારા પ્રશ્નનો અન્તર્ગત હેતુ એવો છે કે 'સંન્યાસ નિષ્કામ કર્મ કરતાં વધારે સારો છે;' પણ હકીક્ત તેથી ઊલટી છે. માટે તું કર્મ કર, કર અને કર". (૯) અહીં ઉપદેશ પૂરો થવો જોઇએ. પણ ગીતા તો અહીં જ પૂરી થઈ જવાને બદલે ૧૮ અધ્યાય સુધી ચાલે છે. તે બતાવે છે કે યોગનાં અનેક સ્વરૂપો અને શક્યતાઓ ગીતા વિચારે છે તેમાં સૌથી પ્રથમ વૈદિક "યજ્ઞ" જે લોકોમાં પ્રચલિત હતો તેની 'યજ્ઞ' ભાવનાનો આશ્રય લઇને, એ યજ્ઞને સાર્વજનિક કલ્યાણનો યજ્ઞ બનાવીને, સમત્વ નો એક પ્રકાર (યોગ) ગીતાએ બતાવ્યો છે (૩. ૯-૧૬). ત્યારબાદ તુરત જ ફરીથી, ઔપનિષદિક જ્ઞાનીઓના સંન્યાસની ટીકા શરૂ થાય છે (૩. ૧૭-૩૫). એમ ગીતા આગળ ચાલી જાય છે.—આમ ૨. ૧૧થી શ્રીકૃષ્ણનો જે ઉપદેશ શરૂ થાય છે; તેમાં એક પછી એક જે મુદ્દાઓ છે, તેનો એક ઐતિહાસિક ક્રમ છે. તે ક્રમ ધ્યાનમાં રાખીએ, તો ગીતા બરાબર સમજાય; ગીતાનો બોધ તત્કાલીન સંસ્કૃતિ-પ્રવાહોના અનુસંધાનમાં સમજાય.

(૨) હવે, ૨.'૪૦-૭૨ના ત્રણ ભાગ પાડી શકાય. (અ) પ્રથમભાગમાં વૈદિક કામ્ય કર્મકાંડ સાથે ગીતાના યોગ નો વિરોધ સમજાવ્યો છે (૪૦-૪૬); (આ) બીજા ભાગમાં

ગીતાના યોગનાં જ વર્ણન અને લક્ષણ આપ્યાં છે (૨. ૪૭-૫૩), અને (ઇ) ત્રીજા ભાગમાં આદર્શ યોગી એટલે "સ્થિતપ્રજ્ઞ" નું વર્ણન છે (૨.૫૪-૭૨).

ભાષાન્તર—સાંખ્યની બુદ્ધિ પૂરી કર્યા પછી હવે હું તને યોગની બુદ્ધિ (દૃષ્ટિબિન્દુ) કહું છું. આ નિષ્કામબુદ્ધિ અને સમત્વ સમજાવતાં મને પ્રાચીન છતાં પ્રચલિત વૈદિક સકામબુદ્ધિપૂર્વક કર્મ સ્વાભાવિક રીતે યાદ આવે છે. તો હું તને એ બે વચ્ચેનો વિરોધ પ્રથમ કહું છું. (અ) વૈદિક કર્મકાંડમાં જે યજ્ઞ શરૂ કરીએ, તે પૂરો કરીએ, તો જ યજ્ઞફલ મળે; એ વૈદિક કર્મરૂપ યજ્ઞ અધૂરો મૂકીએ તો કંઇ ફલ ન જ મળે. આમ વૈદિક કર્મકાંડમાં અધૂરું મૂકેલું કર્મ નાશ પામે છે, કંઈ ફળ આપતું નથી; એટલે કે વૈદિક કર્મમાર્ગમાં અભિક્રમનાશ છે. પણ, ગીતાના યોગમાં તો નિષ્કામકર્મ કરવાનું છે; અને જેટલું નિષ્કામકર્મ થઇ શકે તેટલું સારું અને તેટલાનું પણ ફળ ચોક્કસ મળે જ છે. માટે શરૂ કરેલ નિષ્કામકર્માચરણ ફળ આપે છે જ. નિષ્કામકર્માચરણ અધૂરું મૂક્યું હોય તો પણ જેટલું નિષ્કામકર્મ કર્યું હોય તેટલાનો અર્થાત્ તેટલી 'પ્રૅક્ટિસ'નો બદલો અવશ્ય મળે છે. (આ) બીજું, વૈદિક કર્મકાંડમાં, શરૂ કરીને પછી કર્મ અધૂરું મૂકવાથી "પ્રત્યવાય" નામનું પાપ લાગે છે, એટલે અધૂરું મૂકનારને એક જાતની શિક્ષા થાય છે. પણ, ગીતાના યોગમાં, નિષ્કામ રહી કરવા ધારેલું કર્મ જો અધૂરું છોડવું પડે અથવા પાછળથી "સકામ" થઇને તે કર્મ પૂરું

કરાય (કરનારની મરજી બદલાઇ જાય) તો પણ અમુક સારું ફલ મળે છે; પાપ થતું જ નથી, માટે શિક્ષા થતી જ નથી. (प्रत्यवायो न विद्यते). (ઇ) ત્રીજું, જે બીજો મુદ્દો તને કહ્યો તે ઉપરથી ફલિત થાય છે કે **योग** બુદ્ધિમાં તો યોગધર્મનું સ્વલ્પ આચરણ પણ કર્યું હોય તો યોગનાં અનુયાયીનું મહાન ભયથી રક્ષણ થાય છે. નિષ્કામકર્માચરણનું થોડું અનુષ્ઠાન પણ યોગના અનુયાયીને કેવી રીતે જન્માન્તરમાં ઉપયોગી થાય છે અને અન્તે મુક્તિ અપાવે છે—એ વિષે છઠ્ઠા અધ્યાયમાં (૬. ૩૭-૪૪ માં) કહેવાશે. (ઈ) ચોથું—આ ભગવદ્‌ગીતાના યોગમાં (समत्वमां) **એક જ નિશ્ચયાત્મક** દૃષ્ટિબિન્દુ અથવા મનોવૃત્તિ હોય છે કે "હું જે જે કર્મ કરું તે કર્મના ફલમાં (અથવા તે કર્મ કરવામાં પણ) આસક્તિ વગર કરું," જ્યારે વૈદિક કર્માચરણમાં લોકો કોઈ એક પ્રકારના નિશ્ચય વગરના હોય છે, અને તેઓના વિચારો અસંખ્ય હોય છે, જેમકે એક વાર માને કે હું ધન મેળવું, પછી બીજીવાર વિચાર કરે કે હું પુત્ર મેળવું, વળી ત્રીજીવાર ઈચ્છા કરે કે હું સ્વર્ગાદિક લોકની પ્રાપ્તિ કરું, ઇત્યાદિ; અને આ દરેક વિચાર વેદની અનન્ત શાખાઓમાં આપેલો છે, આ વિચારોની અનન્ત વૈદિક શાખાઓ છે. એક સ્વર્ગની પ્રાપ્તિનો વિચાર ઘણી વૈદિક શાખાઓની શ્રુતિઓમાં કંઇ કંઇ જુદાજુદા વિધિ સાથે જ્યોતિષ્ટોમ યાગ દ્વારા આપેલ છે. આવા દરેક વિચારના સાધનરૂપ જે યજ્ઞ કહ્યો છે, અથવા અગ્નિહોત્ર જેવા વૈદિક કર્મના વિચાર માટે પણ દરેક વૈદિક શાખામાં વિધિ વગેરેને ઉદ્દેશીને જે કહેવામાં આવ્યું

છે, તે અનેક શાખામાં બહુ પ્રકારે કહ્યું છે, તેમાંથી કોઈ વૈદિકને એમ પણ પ્રશ્ન થાય કે હું કઈ શાખાના વિધિને અનુસરું તો વધારે સારૂં ? (૪૧). વૈદિકો ફક્ત "વેદ-સંહિતા" માં જ માને છે અને બીજા કોઈ (ઉપનિષદ્ વગેરે) પ્રમાણ માનતા નથી (नान्यदस्ति इति वादिनः), તેઓ વેદસ્વીકાર (અને ઉપનિષત્યાગ) માં મગ્ન છે (वेदवादरताः). તેઓ અવિપશ્ચિત એટલે દઢ બુદ્ધિ, દઢ વિચાર વગરના છે (હું નિષ્કામ કર્મ જ કરીશ, એવી બુદ્ધિ વગરના છે); તેઓ જ આ (આપણા સમયમાં લોકોમાં પ્રસિદ્ધ) જે (यामिमाम्) પુષ્પિતા વાણી બોલે છે [ તે તું ધ્યાનમાં લે ], આ વાણી મુંડકોપનિષદ (૧. ૨. ૧-૬)માં આપી છે, તે વાણી દરેક ઇચ્છાની તૃપ્તિ માટે એક એક યજ્ઞ કરી નાંખવાનુ કહે છે અને યજ્ઞનું આલંકારિક શબ્દોમાં વર્ણન કરે છે, જેથી નબળા મનના, વાસનામય વિચારના, લોકો આકર્ષાય (૪૨). તેઓ કામાત્માઓ છે; "ઇચ્છા" ઓના જ બનેલા, ઇચ્છામય છે, અનેક ઇચ્છાઓ જ એમનું જીવન છે; એમનું ધ્યેય સ્વર્ગની પ્રાપ્તિનું જ છે; એમનું આલંકારિક પ્રવચન મનુષ્યને જન્મજન્માન્તરો આપનારું, અનેક જન્મોમાં કર્મો (વૈદિક કર્મો) કરાવનારું અને કર્મોના ફલોનો ઉપભોગ કરાવનારું છે; તેઓ ઔપનિષદિક વિદ્વાનોની જેમ ઇચ્છાત્યાગ, કર્મફલત્યાગ, અને કર્મત્યાગ કરતા જ નથી, પણ અમારા "અનેક પુનર્જન્મો થયા કરે અને તે જન્મોમાં અમે વૈદિક કર્મો કરીએ, અને તેનાં ફળો—પુત્ર, પશુ, સ્વર્ગલોક ઇત્યાદિ— મેળવીને ખૂબ

આનન્દ કરીએ," એ ઉદ્દેશ આપનાર એમની વાણી છે, એ મોક્ષની વાણી નથી જ. એ વાણી જુદી જુદી વિશિષ્ટ વૈદિક વિધિઓથી ભરપૂર છે; "આ યજ્ઞ કરો, તમને દીકરો મળશે," "આ યજ્ઞ કરો, તમને ધન મળશે," એવી એમની વાણી છે; અને તે દુનિયાના સુખોના ઉપભોગ અને દુનિયાના ઐશ્વર્યની પ્રાપ્તિને માટે ( પ્રવૃત્તિ ) છે (૪૩). હે અર્જુન, તને પોતાને આવું કંઇ જોઇતું નથી, તે તો કહ્યું છે કે સ્વજનોને યુદ્ધમાં હણીને રાજ્ય, વિષય-ઉપભોગ અને જીવન પણ તું ઇચ્છતો નથી (૧. ૩૨-૩૩). હવે, જે જ્ઞાન અને ઉપદેશ હું તને આપું છું તેને માટે તે વૈદિકો બીનઅધિકારી છે, તે સાંભળ. વૈદિકો ઉપર કહ્યા મુજબ ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિમાં જ આસક્તિયુક્ત એટલે કામનાઓવાળા છે; **તેઓ માટે** અને તેમની ઉપર કહેલી વાણીથી જેમનાં ચિત્ત આકર્ષાયાં છે, લોભાયાં છે એવા બીજા **આર્યો માટે**, (ગીતાની 'હું નિષ્કામ કર્મ જ કરીશ', એવી) દૃઢ, નિશ્ચયાત્મક બુદ્ધિ- જેનાથી સુખદુઃખ, વગેરેમાં સમતા (समाधिः) રહે તે બુદ્ધિનું-વિધાન **ગીતાશાસ્ત્ર કરતું નથી.** આ સમત્વ-બુદ્ધિના અધિકારી તું અને તારા જેવા, ફલકામના રહિત આર્યો જ છો (૪૪). તને વૈદિકો વિશે એટલે वेदवादरताः' વિશે કહ્યું; હવે, ખુદ **વેદો વિશે** થોડું કહું છું; વેદોના વિષયો, પુત્રપ્રાપ્તિ, ધનપ્રાપ્તિ, સ્વર્ગાદિપ્રાપ્તિ, એ સર્વ વિષયો-સત્વરજસ્તમસ્-એ ત્રણ પ્રકૃતિના ગુણોના જે વિષયો છે તે જ છે (તે બંધનકારક જ છે); તું એ ત્રણ ગુણોથી રહિત થા,

ત્રણ ગુણોની અસરમાથી છૂટ, ત્રણ ગુણોના વિષયોનો મનથી ત્યાગ કરી દે, સુખ સાથે અને સુખ પાછળ દુઃખ હોય જ છે; માટે એને द्वन्द्व કહે છે, તે અને તેવા બીજાં જયપરાજય, વગેરે द्वन्द्वो (યુગલો)થી રહિત થા, અને **હમેશાં સત્ત્વગુણ એકલામાં જ સ્થિર** થા, કેમકે સાત્ત્વિકયજ્ઞ, સાત્ત્વિકદાન, સાત્ત્વિકતપ, સાત્ત્વિકકર્તા, એ બધા ફ્લેચ્છા-રહિત છે, માટે તું પણ શુદ્ધસત્ત્વમા સ્થિર થા (૧૭ ૧૦-૨૨). વૈદિકોનુ જીવન વસ્તુઓ મેળવવા માટે દોડાદોડી કરવાનુ અને મેળવ્યા પછી વસ્તુઓની સુરક્ષા માટે વિચારો કર્યા કરવાનુ છે, તે રીતે વૈદિકો પોતાના યોગક્ષેમનો જ વિચાર કરે છે—જેમ કઠ-ઉપનિષદમા **योगक्षेमात् वृणीते** કહ્યું છે, તેમ હું તને કહું છું કે તારા યોગક્ષેમની ચિન્તા તુ ભગવાનને સોંપી દે અને તું યોગક્ષેમની ચિન્તાથી મુક્ત બન, દૃઢબુદ્ધિવાળો થા (૪૫). જે લોકો જ્ઞાનવાળા છે, અર્થાત્ બ્રહ્મજ્ઞાન જ નહિ, પણ સમત્વ આપનારા જે ઘણા જ્ઞાનો જુદા જુદા પ્રકારના મનુષ્યો માટે ગીતામાં કહ્યા છે તેવું એક જ્ઞાન ધરાવનાર જે મનુષ્ય છે (विजानतः) અને જેણે ફ્લેચ્છા ત્યજી છે તેનું નામ '**જ્ઞાનવાન બ્રાહ્મણ**' છે, ઉપનિષદોના મતે તો બ્રહ્મ જાણનાર "विजानन् ब्राह्मण" છે, પણ ગીતા સમત્વનુ જ્ઞાન ધરાવનાર અને ફ્લેચ્છાનો ત્યાગ કરનારને "**विजानन् ब्राह्मण**" **કહે છે. તેવા ફ્લાકાંક્ષારહિત મનુષ્યને વેદ** કંઇ જ કામના નથી. ચોમાસામા જ્યારે બધી બાજુથી પાણી ઊભરાઈ જતા હોય ત્યારે (નાના એવા) જળાશયનુ મનુષ્યોને જેટલુ પ્રયોજન

રહે છે તેટલું-નહિવત્-પ્રયોજન અનાસક્તિનું જ્ઞાન ધરાવનાર "બ્રાહ્મણ"ને "સર્વ વેદો"માં રહે છે; ચોમાસામાં દરેક ઠેકાણે પાણી મળી જાય છે, મનુષ્યો ઘરે બેઠાં પાણી ઝીલી લે છે ને કૂવે જતાં જ નથી, તેમ ફલેચ્છારહિત મનુષ્યોને વેદો નિરર્થક, પ્રયોજનશૂન્ય, લાગે છે (૪૬). માટે આ સમત્વ રૂપ યોગનો અધિકારી તું છે, વેદોનો ત્યાગ તો તેં સિદ્ધ કર્યો જ છે,

નોંધ-(૧) શ્લોક ૩૯ માં योगे त्विमां शृणु માં 'योग' શબ્દ એક રૂઢ શબ્દ તરીકે વપરાયો છે. માટે એનો યૌગિક (युज्यतेऽनेन इति योगः) અર્થ લઇ શકાય નહીં.

(૨) प्रत्यवाय શબ્દનો અર્થ અહીં, ગીતા પછી પ્રચલિત થએલા સ્મૃતિનાં प्रत्यवाय શબ્દથી જુદો છે. કામ્યકર્મમાં ઉત્પન્ન થતો કોઈ 'પ્રત્યવાય' અહીં કહેવા ધાર્યો છે. તેનો અર્થ "કર્મકાંડમાં કંઈ કર્મ કરવાનું ભૂલી અથવા ચૂકી જવાથી થતું પાપ," એમ હશે.

(૩) "बहुशाखा ह्यनन्ताश्च बुद्धयः"—જે વખતે ગીતા લખાઇ તે વખતે બ્રાહ્મણગ્રન્થો અને કલ્પસૂત્રોમાંથી બનેલા જૈમિનિસૂત્ર જેવાં કર્મમીમાંસાસૂત્રો હશે નહીં, કે જેમાં દરેક કર્મ, અગ્નિહોત્ર, જ્યોતિષ્ટોમ, અશ્વમેધ, વગેરે માટે એક વ્યવસ્થિત, સર્વશાખામાન્ય, સર્જાંગ, વિધિ તારવીને આપ્યો હોય. એમ ગીતા ૨. ૪૧ ઉપરથી જણાય છે (અર્થ માટે જુઓ ભાષાન્તર).

(૪) पुष्पितां वाचम्—સરખાવો મું. ઉપ. ૧. ૨. ૧-૬.

(૫) नान्यदस्तीति चादिनः—સરખાવો મુંડક ઉપ. ૧. ૨. ૧૦ ( नान्यच्छ्रेयो वेदयन्ते प्रमूढा. ); કઠ ઉપ ૨. ૧-૬.

(૬) कामात्मान:—આ વૈદિકો "ઇચ્છાઓના જ બનેલા" છે.

(૭) जन्मकर्मफलप्रदाम्—એટલે અપુનરાવૃત્તિ ન આપી શકે તેવી; મોક્ષ ન જ આપી શકે તેવી.

(૮) क्रियाविशेषबहुलाम्—કોઈપણ વૈદિક વિધિ વાંચનારને क्रियाविशेष નો અર્થ તુરત જ સમજાશે. ઝીણામાં ઝીણા કાર્ય માટે પણ એક એક ક્રિયા અને તે પણ એક એક વિશિષ્ટ ક્રિયા કર્મકાંડમા આપી હોય છે.

(૯) भोगैश्वर्य—વૈદિક કર્મકાંડનો આ ઉદ્દેશ છે. પંડિત સાતવળેકરજીએ બતાવ્યું છે કે વેદો શારીરિક અને આધિભૌતિક સંપત્તિની તરફેણ કરે છે.

(૧૦) શ્લોક ૧૧માં જે निश्चयात्मिका બુદ્ધિનો નિર્દેશ છે, તે બુદ્ધિગત નિશ્ચય કયા વિષયમાં છે તે શ્લોક ૪૪માં "व्यवसायात्मिका बुद्धिः समाधौ" માંથી સમજાય છે. મનના સમત્વ માટે અહીં 'समाधि' શબ્દ વાપર્યો છે. બ્રહ્મસૂત્રમાં समाध्यभावात् (બ્ર.સૂ ૨. ૩.૩૯) માં પણ સમત્વનાં અર્થમાં જ समाधि શબ્દ વપરાયો છે.

( ૧૧ ) ત્રૈગુણ્ય એટલે જડ પ્રકૃતિના વિષયો, આધિભૌતિક વિષયો, ભોગ અને ઐશ્વર્ય ( ઉપર ૪૩–૪૪).

( ૧૨ ) नित्यसत्त्व, निर्योगक्षेम–ઉપર, ભાષાન્તરમાં આપેલા અર્થોની નોંધ જુઓ.

( ૧૩ ) શ્લોક ૪૬ના જુદા જુદા ઘણા અર્થો કરવામાં આવે છે; પણ વૈદિક સંસ્કૃતિનો વિરોધ, એ જ ખરો અર્થ છે.

## ગીતા ૨ : ૪૯–૫૩

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥४७॥
योगस्थः कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥४८॥
दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥४९॥
बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥५ ॥
कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबन्धविनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम् ॥५१॥
यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥५२॥

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥५३॥

**પ્રસ્તાવના** – (૧) આ શ્લોકોમાં **યોગ**ની સમજણ આપી
. શ્લોક ૪૭ ને શ્રી તિલકે વાજબી રીતે ગીતાની ચતુઃસૂત્રી
કેલ છે.

(૨) ગીતાના સમયમાં બે મહાન્ આર્ય સંસ્કૃતિઓ—
૧ક વેદની અને બીજી ઉપનિષદોની હતી. તે બન્નેનો સમન્વય
ગીતાએ પોતાના **યોગ**ની સંસ્કૃતિમાં કર્યો. વૈદિકસંસ્કૃતિનું
કર્મ અથવા **પ્રવૃત્તિ** કામ્ય હતાં, ઇચ્છાની તૃપ્તિના ઉદ્દેશથી
.મોં કરાતાં; ગીતાએ કર્મ કરવાનું સ્વીકાર્યું, પણ ફલાશાનો
યાગ કરવાનું કહ્યું; દરેક કર્મ ફલેચ્છા ત્યજીને, ફલની પ્રાપ્તિ
અપ્રાપ્તિમાં **સમત્વ** રાખીને, કરવાનું કહ્યું. ઉપનિષદવાળાઓ
ર્મફલના સંન્યાસપૂર્વક કર્મસંન્યાસનો ઉપદેશ દેતા હતા;
ગીતાએ કર્મફલસંકલ્પસંન્યાસ સ્વીકાર્યો અને નિષ્કામકર્મા-
ચરણ (**યોગ** નો બોધ આપ્યો, કર્મસંન્યાસ કરતાં **યોગ**ને
વધારે સારો કહ્યો.

(૩) ઉપરાંત, શ્લોક ૫૦માં **યોગ**નું એક બીજું સ્વરૂપ
બતાવ્યું છે. તે પ્રમાણે **કર્મો કરતી વખતે જ** "હું કંઈ
કરતો નથી, હું કર્મસંન્યાસી છું, કેમકે પ્રકૃતિ જ, અથવા
ઈશ્વર, અથવા બીજું કોઇ મારી પાસે કર્મ કરાવે છે.'
એ પ્રતીતિથી અથવા બીજી કોઇ અનાસક્તિની પ્ર. .

કર્મો કરાય છે—આવી **કર્મસંન્યાસની જ મનોવૃત્તિ** કર્મ કરનાર વ્યક્તિ રાખી શકતી હતી—આ રીતે પણ ગીતાએ ઔપનિષદિકો જોડે એક જાતનું સમાધાન સાધ્યું હશે. **યોગનું** આ બીજું સ્વરૂપ ગીતામાં ઘણે સ્થળે આપ્યું છે, જેમકે પાંચમા અધ્યાયને "**કર્મસંન્યાસ યોગ**" કહ્યો છે.

(૪) શ્લોક ૪૬માં **બ્રાહ્મણ** અને શ્લોક ૪૯માં **કૃપણ** શબ્દ છે. મૂળ ઉપનિષદના આ શબ્દોના અર્થો ગીતાએ પોતાના **યોગ** સાથે ઘટાવીને બદલી નાખ્યા છે (જુઓ ભાષાન્તર).

(૫) **પદં ગચ્છન્ત્યનામયમ્**—ગીતામાં મોક્ષપ્રાપ્તિ વિશે ઘણા મતો આપ્યા છે; તેમાંથી "દુઃખરહિત પદની પ્રાપ્તિ"—એ એક છે.

(૬) **શ્રોતવ્ય** અને **શ્રુત**—શાસ્ત્રમાં જે કહ્યું છે, તે જાણવાનું બાકી હોય તો તે **શ્રોતવ્ય**; અને જે જાણ્યું હોય તે **શ્રુત**. અર્જુને કહ્યું હતું કે "કુલક્ષયનું મહાન પાપ થશે અને પરિણામે નરકમાં વાસ મળશે," એવું એણે શાસ્ત્રમાંથી સાંભળ્યું છે, જાણ્યું છે (**इति अनुशुश्रुम**-૨. ૪૪). ધર્મશાસ્ત્ર મુજબ **પાપનો** નિયમ ગીતાના પાપના નિયમથી જુદો જ છે. ધર્મશાસ્ત્ર મુજબ સામાન્યધર્મો, વર્ણધર્મો, પાતકો, મહપાતકો, ઉપપાતકો વગેરે નક્કી કરેલાં છે. ગીતા મુજબ એ ધર્મો અને **પાતકો જાણવાની જરૂર નથી**; 'પાપ'નો એક જ નિયમ ગીતા બતાવે છે; સકામ કર્મ, અહંકારથી કરેલું કર્મ, પાપ-જનક છે. પરંતુ ઈશ્વરની શરણાગતિપૂર્વક કરેલું યુદ્ધ પણ

પાપરહિત છે કેમકે શ્રી ભગવાન જ ભક્તને તેણે કરેલાં કર્મોના પાપમાંથી મુક્તિ આપે છે, કેમકે તે કર્મો ભક્ત શરણાગતિપૂર્વક જ કરે છે (૧૮. ૬૬). આ અર્થમાં જ ભગવાન અર્જુનને કહે છે કે ગીતાનું સમત્વ જ્યારે સમજાશે ત્યારે ધર્મશાસ્ત્રમાંથી જાણવાનું બાકી રહેલું અને જાણેલું, એ બન્ને તને નકામા લાગશે (तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ૨. ૫૨). ૨. ૫૩માં પણ આ જ સિદ્ધાન્ત કહ્યો છે. ધર્મશાસ્ત્રમાંથી પાપને વિચાર જાણીને અર્જુન ગભરાઇ ગયો છે (श्रुतिविप्रतिपन्ना ते बुद्धिः), પણ ગીતાનો યોગ જાણીને એની એ ગભરાએલી બુદ્ધિ સમત્વમાં (समाधिमां) સ્થિર થશે, એમ ૨. ૫૩માં કહ્યું છે. અષ્ટાંગયોગના એક અંગના અર્થમાં समाधि શબ્દ ગીતા જાણતી નથી. માટે ગીતા અષ્ટાંગયોગથી જૂની છે.

ભાષાન્તર—તારી યોગ્યતા (अधिकार) કર્મમાં જ છે. (કર્મ કરવું, એ જ તારે માટે યોગ્ય ફરજ છે); કરેલાં કર્મોનાં જે અનેક ફળો છે તે પ્રાપ્ત કરવા તું કદી પણ ફાંફાં ન મારે (એમ હું ઇચ્છું છુ) અર્થાત્ જે કર્મો હું કરું છું તેનાં ફળો મને મળે, તેવા ઉદ્દેશવાળો તું થા નહીં (मा कर्मफलहेतुर्भूः); તેમજ ઔપનિષદિકોના જ્ઞાનપૂર્વક કર્મસંન્યાસમાં તને આસક્તિ ન થાઓ. વેદમાં અનેક કર્મો અને તેનાં અનેક ફળો કહ્યાં છે; તેમજ વર્ણાશ્રમધર્મનાં પણ ફળો હોય છે. માટે અહીં ગીતા फलेषु શબ્દમાં બહુવચન વાપરે છે. રોજનાં વ્યાવહારિક કર્મોનાં પણ અનેક ફળો છે. તે

તદ્દન જુદા છે એમ સ્પષ્ટ કહ્યું છે. (૫) योगः कर्मसु कौशलम्—યોગનો આ અર્થ બતાવે છે કે ગીતા અષ્ટાંગ-યોગની પહેલા લખાઈ છે.

## ગીતા ૨ : ૫૬-૬૨

अर्जुन उवाच

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥५४॥

श्रीभगवानुवाच

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान्।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥५५॥
दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥५६॥
यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम्।
नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५७॥
यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५८॥
विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥५९॥
यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥६०॥

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥
ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥६२॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥
रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥६४॥
प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥६५॥
नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शान्तिरशान्तस्य कुतः सुखम् ॥६६॥
इन्द्रियाणां हि चरतां यन्मनोऽनु विधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥६७॥
तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६८॥
या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥६९॥
आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशन्ति सर्वे स शान्तिमाप्नोति न कामकामी ॥
विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥७१॥

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वास्यामन्तकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥७२॥

ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु
ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे सांख्ययोगो नाम
द्वितीयोऽध्यायः ॥ २ ॥

પ્રસ્તાવના—(૧) ગીતા પ્રમાણે જેણે ફલયોગ સાધ્યો છે તે સ્થિતપ્રજ્ઞ, સ્થિતધી, છે. કેમકે ૨. ૫૩માં 'बुद्धिः स्थास्यति निश्चला' કહ્યું છે.

(૨) અહીં प्रज्ञा શબ્દ સામાન્ય બુદ્ધિ અથવા સામાન્ય ધીના અર્થમાં વપરાયો છે. બૌદ્ધ સાહિત્યમાં प्रज्ञा એટલે વિવેકબુદ્ધિ, એવો પારિભાષિક અર્થ છે, તે બતાવે છે કે ગીતા બૌદ્ધ દર્શનના પ્રારંભની પહેલાંની છે.

(૩) ગીતાનો જે "પૂર્ણ" અથવા સિદ્ધ યોગી છે, તેનાં ચાર ચિત્રો ગીતામાં છે:—(અ) સ્થિતપ્રજ્ઞ, (આ) ધ્યાની (અધ્યાય ૬), (ઇ) ભક્ત (અધ્યાય ૧૨) અને (ઈ) ત્રિગુણાતીત (અધ્યાય ૧૪). આ ચાર ચિત્રો ઉપરાંત દરેક અધ્યાય "એક એક યોગ" આપે છે એટલે ગીતાના પૂર્ણ માનવો અથવા સિદ્ધો ઘણા જુદા જુદા પ્રકારના હોઈ શકે.

(૪) આ સ્થિતપ્રજ્ઞને શાંકરભાષ્યમાં "સંન્યાસી" તરીકે

સમજાવ્યો છે, તે તદ્દન ખોટું છે. સ્થિતપ્રજ્ઞ (નિષ્કામ ગૃહસ્થ) યોગી જ છે.

(૫) વળી, ગીતામાં समाधि શબ્દ (૨. ૪૪, ૨. ૫૩, ૨. ૫૪માં) માત્ર "समत्व"ના અર્થમાં વપરાયો છે; તે બતાવે છે કે પાતંજલ યોગની પહેલાં ગીતા લખાઈ છે. પાતંજલ યોગે સમાધિ શબ્દને પારિભાષિક બનાવેલો. જે સ્થિતિમાં જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન "એક" બને તેને જ પાતંજલ યોગમાં 'समाधि' કહેવામાં આવેલ છે.

(૬) સૌથી અગત્યનું, સ્થિતપ્રજ્ઞનું લક્ષણ, સર્વ કામ અથવા ઇચ્છા, ફલેચ્છાનો ત્યાગ છે, તે વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ; કેમકે ગીતા એના (એક પ્રકારના) યોગીને 'સ્થિતપ્રજ્ઞ' કહે છે, યોગી એટલે ફલેચ્છારહિત બની કર્મ કરનાર.

(૭) ૫૯ મુજબ સ્થિતપ્રજ્ઞ બનવા યત્ન કરનાર અથવા યોગ સાધનાર (હજુ અપૂર્ણ દશામાં) જ્યારે વિષયો તરફ પોતાની મેળે દોડી જતી ઇન્દ્રિયોને સંયમમાં રાખે છે અને પોતાની (સાધકની) ઇચ્છાએ જ ઇન્દ્રિયો વિષયો તરફ જાય તેવો અભ્યાસ કરે છે, તે દરમિયાન જો એને પર તત્ત્વનું (ઊંડતું પણ) દર્શન થઈ જાય તો વિષયો પ્રતિ એનો આનન્દ જ ચાલ્યો જાય છે.

(૮) શ્લોક ૫૯માં परं દ્વારા નિરાકાર બ્રહ્મ કહ્યું હશે,

પણ શ્લો. ૬૦માં मत्परः દ્વારા સાકાર શ્રીકૃષ્ણનો નિર્દેશ છે, કેમકે पर તત્ત્વ નિરાકાર તેમજ સાકાર ( કૃષ્ણાકાર ) છે એમ ગીતા માને છે.

( ૯ ) શ્લોક ૬૨-૬૩ મુજબ ગીતાકારને આસક્તિ, કામ (ઇચ્છા, સ્રીલંપટપણું નહીં ), ક્રોધ અને સંમોહ અને તેના પરિણામરૂપે સ્મૃતિવિભ્રમ અને બુદ્ધિનાશનું જ્ઞાન છે; પણ પુરાણોક્ત કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર, એ "षड्रिपु"નું જ્ઞાન નથી; તે બતાવે છે કે ગીતા પ્રચલિત પુરાણોથી પ્રાચીન છે.

( ૧૦ ) ૬૪મા શ્લોકમાં યોગ કહ્યો છે.

( ૧૧ ) સ્થિતપ્રજ્ઞ એટલે જેની બુદ્ધિશક્તિ એની મેળે ચારે બાજુ દોડી જતી નથી તેની સ્થિતિને જ ગીતા "બ્રાહ્મી સ્થિતિ" કહી દે છે. એને જ બ્રહ્મનિર્વાણ ( નું સાધન ) પણ કહે છે. જે સ્થિતપ્રજ્ઞ થાય તેણે આગળ ઉપર બ્રહ્મજ્ઞાની થવાનું જરૂર નથી કેમકે તે समत्व મળતાંની સાથે જ મુક્ત થઇ જાય છે, અને સમત્વની સ્થિતિને જ બ્રાહ્મીસ્થિતિ કહી છે.

**ભાષાન્તર**—અર્જુન કહે છે:—"હે કેશવ, જેની બુદ્ધિ સ્થિર થઈ છે, અને જે **સમત્વમાં** સ્થિત છે (**समाधिस्थ**) તેની ભાષા કઈ છે? તે કેવું બોલે છે?" આ તો રોજના આપણા અનુભવની વાત છે. સામાન્ય દૃઢ મનવાળો પણ મનઃશાન્તિ રાખીને ધીમે ધીમે, બીજાઓ સાથે, વાતચીત કરે છે, તે દરેક જણનો રોજનો અનુભવ છે. સ્થિરધી કેવી

રીતે બીજાઓ સાથે વાતચીત કરે છે? કેવી રીતે બેસે છે? અને કેવી રીતે ઊભો થઇને જાય છે? (અહિં સ્થિતપ્રજ્ઞનો મહિમા વધારવા કિમાસીત વ્રજેત કિમ પૂછ્યું છે.) (૫૪). શ્રીભગવાન બોલે છે—હે પૃથાપુત્ર, જ્યારે [યોગી] પોતાના મનમાં રહેલી બધી ઇચ્છાઓ ત્યજી દે છે, અને જ્યારે એ પોતાની જાતથી પોતાનામાં જ સંતુષ્ટ થાય છે. ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે (૫૫). દુઃખોમાં જેનું મન પીડિત થતું નથી, સુખો મળતાં વધુ સુખોની જેને ઇચ્છા નથી જે રાગ (આસક્તિ), ભય અને ક્રોધથી મુક્ત છે, તેને **સ્થિતધીઃ મુનિઃ** કહેવાય છે (૫૬). બધી બાજુથી જુદા જુદા શુભ-અશુભ પ્રસંગો (કે વસ્તુઓ) મેળવ્યા પછી જે મનુષ્ય તે વસ્તુઓને સારી કહેતો નથી કે ધિક્કારતો નથી, તેની બુદ્ધિ દૃઢ સ્થિર થઇ છે (૫૭) કાચબો પોતાનાં અંગોને ચારે બાજુથી સંકોચી લે છે તેમ, આવો સ્થિતપ્રજ્ઞ (યોગી) ઇન્દ્રિયોના વિષયોમાં પોતાની મેળે દોડી જતી ઇન્દ્રિયોને પાછી ખેંચી લે છે. જ્યારે સાધકયોગી પોતાની ઇચ્છા હોય તે પ્રમાણે જ ઇન્દ્રિયોને વિષયો તરફ જવા દે છે ત્યારે તે સાધક નથી, પણ સિદ્ધ છે અને તેની બુદ્ધિ સ્થાપિત થાય છે—ચલિત થતી નથી. (૫૮). આ પ્રમાણે જે યોગી ઇન્દ્રિયોનો ઉપયોગ કરતો નથી તેની પાસેથી ઇન્દ્રિયોના વિષયો પોતે પાછા ચાલ્યા જાય છે, માત્ર ઇન્દ્રિયોના વિષયોમાં રહેલા આનન્દ (નું સ્મરણ) રહે છે; પણ તે આનન્દ(નું સ્મરણ) પણ— જ્યારે તે સ્થિતપ્રજ્ઞ એકવાર પરતત્ત્વને જોઇ લે છે (પરનું

ઊલટું દર્શન તેને થાય છે) ત્યારે—તરત જ, યોગી પાસેથી પાછું જતું રહે છે (યોગીને વિષયોનો આનન્દ યાદ જ રહેતો નથી, કેમકે તે વિષયોપભોગ કરે છે છતાં બ્રહ્માનન્દ અનુભવે છે (૫૯). ડાહ્યો માણસ આમ યત્ન કરતો હોય છે છતાં જબરી ઇન્દ્રિયો તેના મનને પરાણે હરી જાય છે (૬૦). તે સર્વે ઇન્દ્રિયોને સંયમમાં રાખીને યોગીએ મારામાં જ મન પરોવીને (**मत्परः**) બેસવું; અથવા યોગી **मत्परः** થઇને બેસશે, દોડાદોડી નહીં કરે, તેમ મનથી પણ નહીં દોડે (આ રીતે **मत्परः आसीत** એ **किमासीत**નો જવાબ છે.), કેમકે જેને તાબે એની ઇન્દ્રિયો હોય છે તેની બુદ્ધિ સ્થિર થઈ હોય છે (૬૧). ઇન્દ્રિયોના વિષયોનું ચિન્તન કરનાર મનુષ્યને તે વિષયોમાં આસક્તિ (રાગ) થાય છે; એ આસક્તિમાંથી તે પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા (**काम**) ઉત્પન્ન થાય છે. તે ઇચ્છાની તૃપ્તિ ન થાય તો તે કામમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે (૬૨). ક્રોધમાંથી કયું કર્મ કરવું અને કયું કર્મ ન કરવું તેની સમજણનો અભાવ (**संमोह**) ઉત્પન્ન થાય છે; એ સંમોહના પરિણામે આગળ પાછળ શું કરવું યોગ્ય છે તેની સ્મૃતિ રહેતી નથી; સ્મૃતિ ઝૂમાવવાથી, એની સમત્વ બુદ્ધિ (ની શક્યતા)નો પૂરેપૂરો નાશ થાય છે, અને એવા બુદ્ધિ-નાશમાંથી તેની આધ્યાત્મિક પ્રગતિની શક્યતા રહેતી જ નથી (**प्रणश्यति**) (૬૩). પણ, હવે, તેથી ઊલટું દૃષ્ટાન્ત લ્યો. આસક્તિ અને ધિક્કારથી રહિત અને પોતાને વશ થએલી ઇન્દ્રિયો વડે વિષયોમાં ફરતો (વિષયો ભોગવતો) મનુષ્ય, જેનું મન

જ તેને તાબે (વિધેય) થયું છે તે, મનની શાન્તિ (પ્રસાદ) મેળવે છે (૬૪). જ્યારે મનની શાન્તિ મળે છે ત્યારે આ યોગી-સાધક-ની સર્વ પીડાઓનો નાશ થાય છે; કેમકે જેનુ ચિત્ત શાન્ત થયું છે તેની બુદ્ધિ જલદી સ્થિર થાય છે (વિષયોમાં દોડતી નથી) (૬૫). જેણે સમત્વ મેળવ્યું નથી તેની બુદ્ધિ [સ્થિર] નથી અને જેણે સમત્વ નથી મેળવ્યું એને કંઇ ઉચ્ચ ભાવના પણ નથી; જેને એકે ય ભાવના નથી તેને શાન્તિ નથી; જે અશાન્ત છે તેને સુખ ક્યાંથી હોય? (૬૬). વિષયોમાં ફરતી ઇન્દ્રિયોમાંથી જે એક ઇન્દ્રિય મનની સાથે જોડાય છે (મનની પાછળ મૂકાય છે) તે એક ઇન્દ્રિય આ સાધક યોગીની બુદ્ધિશક્તિને જેમ વાયુ જળમાં રહેલી નાવને ખેંચે છે તેમ, ખેંચે છે (૬૭). માટે, હે મહાબાહુ અર્જુન, જેની ઇન્દ્રિયો ઇન્દ્રિયવિષયોમાંથી બધી રીતે પાછી ખેંચીને રાખવામાં આવી છે તેની બુદ્ધિ સ્થિત છે (૬૮). ઇન્દ્રિયોને પોતાના વશમાં લાવીને વાપરવી; એ સ્થિતિ દરેક સામાન્ય પ્રાણીને સમજાતી નથી, માટે તે યોગદશાને પ્રાણીમાત્ર નિશા અથવા અજ્ઞાન (જડભરત સ્થિતિ) સમજેછે; પણ યોગી તે રીતે સ્વકાર્ય કરી શકે છે, વશમાં આવેલી ઇન્દ્રિયો વડે વિષયોપભોગ કરે છે માટે યોગીના વિષયમાં એ યોગદશા દિવસરૂપ, જ્ઞાનરૂપે, છે, યોગીનું તે સત્ય, જાગતું જીવન છે. વિષયોપભોગ ખૂબ રાગ-આસક્તિથી કરવાની સ્થિતિને, સામાન્ય સર્વ પ્રાણી પોતે જ્ઞાની છે, ને પોતે ખૂબ વિષયોનો આનન્દ લઇ શકે છે તેમ માને છે;

સ્થિતિને યોગી રાત્રિ—અજ્ઞાનની સ્થિતિ—ગણે છે. સામાન્ય પ્રાણીનો ગીતાના યોગીના ખ્યાલથી જ્ઞાન અને આનન્દનો ખ્યાલ વિરોધી છે (૬૯) જેમ પાણીથી ભરાતા જતા અને છતા પોતાની સીમાનુ ઉલ્લઘન નહીં કરતા, એવા સમુદ્રમા (જુદી દિશાઓમાથી) પાણીઓ પ્રવેશ કરે છે, તેમ જ સમત્વ-બુદ્ધિવાળા યોગીમા વિષયો પ્રવેશ કરે છે. (જરૂર પડે ત્યારે સમત્વ જાળવીને જે યોગી વિષયોપભોગ કરે છે) તે શાન્તિ મેળવે છે, જે મનુષ્ય ઇચ્છાઓ જ સેવ્યા કરે છે તે નહીં (૭૦) જે નિસ્પૃહ મનુષ્ય બધી ઇચ્છાઓ ત્યજીને વિષયોમા વિચરે છે, જે નિર્મમ અને નિરહંકાર છે, તે શાન્તિ મેળવે છે (૭૧) હે પૃથાપુત્ર, આ સમત્વની સ્થિતિ જ 'બ્રાહ્મી સ્થિતિ" [કહેવાય] છે (બ્રાહ્મીસ્થિતિ કાઇ આથી જુદી નથી) એ સ્થિતિને પ્રાપ્ત કર્યા પછી મનુષ્યને "શું કરવું, શું ન કરવુ." એ બાબત ભ્રમ થતો જ નથી જિંદગી દર મિયાન અને છેવટની પળોમા પણ આ સ્થિતિમા રહેલો મનુષ્ય (દેહત્યાગ પછી તુરત જ) બ્રહ્મમા એકરૂપ થવાની સ્થિતિ (બ્રહ્મનિર્વાણ) મેળવે છે (૭૨).

નોધ—બધી નોધ અગાઉ પ્રસ્તાવનામા આપી છે (૧) કિમાસીતનો ઉત્તર છે કે જ્યા યોગી હશે ત્યા તે મારા ચિન્તનમા બેસશે. બ્રહ્મસૂત્ર ૪ ૧. ૧-૧૨મા, 'आसीनः सम्भवात्' ઇત્યાદિ સૂત્રોમા આવા સદેહ મુક્ત યોગીનુ વર્ણન છે.

(૨) શ્લોક ૬૨-૬૩મા આધ્યાત્મિક પતન કેવી રીતે થાય છે

તેનાં પગથિયાં કહ્યાં છે.

(૩) ૬૯ (**या निशा सर्वभूतानाम्**)ના અર્થો જુદા જુદા કરવામાં આવ્યા છે. એનો અર્થ શ્રી શંકરાચાર્ય સંન્યાસ પરત્વે કરે છે. પણ અહીં ગીતાનો નિષ્કામકર્મી (યોગી) અને સામાન્ય પ્રાણી જેને "કામકામી" કહ્યો છે તે બન્ને વચ્ચેનો વિરોધ વિવક્ષિત છે.

(૪) આ અધ્યાયનું નામ "**सांख्ययोग**" શ્લો૦ ૨. ૧૧–૩૯ ઉપરથી પાડવામાં આવ્યું છે; તે અમે ઉપર કહી ગયા છીએ (જુઓ પા. ૩૫).

(૫) શ્લોક ૫૯ ઉપર નોંધ—ભક્તિમાર્ગમાં એક સિદ્ધાન્ત છે કે જ્યારે સાધક સાધના કરે છે ત્યારે પરતત્ત્વ તેની સાધના દૃઢ કરવા માટે તેને ઓચિન્તુ કોઇવાર દર્શન આપી જાય છે અથવા તેની શ્રદ્ધા–સાધના ખરી છે તેવી પ્રતીતિ તેને કરાવવા કંઇક વિચિત્ર અનુભવ કરાવે છે. તેવો અર્થ અહીં '**परं दृष्ट्वा**'નો હશે?

---

# અધ્યાય ત્રીજો

## ગીતા ૩ : ૧-૮

**પ્રસ્તાવના**— (૧) આ અધ્યાયનો **પ્રારંભ** અર્જુનના પ્રશ્નથી થાય છે. બીજા અધ્યાયમાં અને ખાસ કરીને સ્થિતપ્રજ્ઞ વિશે શ્રીકૃષ્ણે કરેલા ઉપદેશ ઉપરથી અર્જુનને એમ લાગે છે કે "કર્મ" (કરવાનાં કે કરેલાં કર્મ)ના કરતાં એ કર્મની પાછળ કર્મ કરનારની કેવી બુદ્ધિ છે, નિષ્કામબુદ્ધિ છે કે સકામ બુદ્ધિ છે? એ પ્રશ્ન ઉપર શ્રીકૃષ્ણ વધારે ભાર (જ્યાયસી) મૂકે છે. તેથી અર્જુન શ્રીકૃષ્ણને પૂછે છે કે જો 'કર્મ' કરતાં કર્મ કરનારની બુદ્ધિ વધારે અગત્યની હોય તો યુદ્ધ જેવું ઘોર કર્મ કરવાનું, શા માટે તમે મને કહો છો?

(૨) અર્જુનનું મન્તવ્ય છે કે શ્રીકૃષ્ણના ઉપદેશમાં (૨ ૨૯-૭૨માં) કર્મના કરતાં કર્મ પાછળની "બુદ્ધિ" ઉપર જ વધારે ભાર મૂકવામાં આવેલો છે. ૨.૩૯માં જ શ્રીકૃષ્ણ કહે છે તે સાંખ્યમાં બુદ્ધિ (સાંખ્યયોગ મુજબ કર્મ કરનારની મનોવૃત્તિ) તને કહી, હવે યોગમાં કર્મ કરનારની "મનોવૃત્તિ" કેવી હોય છે, તે તને કહું છું, તે તું સાંભળ; આ "બુદ્ધિ" થી યુક્ત થઈને તું કર્મબન્ધન ત્યજી શકીશ. યોગમાં કર્મ કરનારની (હું કંઈ કર્મ કરતો નથી એવા) નિશ્ચયવાળી એક જ બુદ્ધિ (મનોવૃત્તિ) હોય છે.-૨.૪૪માં સમાધૌ બુદ્ધિઃ કહી છે વળી, ૨.૪૯માં તો આ સમત્વબુદ્ધિનો આશરો લેવાનું શ્રીકૃષ્ણ

અર્જુનને કહ્યું છે (बुद्धौ शरणम् अन्विच्छ). ૨ ૫૦માં સમત્વ-બુદ્ધિથી યુક્ત મનુષ્ય સુકૃત—દુષ્કૃતનો માનસ ત્યાગ કરે છે એમ કહ્યું છે અને ૨. ૫૧ મુજબ આ "બુદ્ધિ"થી યુક્ત મનુષ્યો કર્મજન્યફલનો ત્યાગ કરે છે એમ કહ્યું છે; આ ઉપરાંત અર્જુનને સંન્યાસ નહી પણ કર્મ કરવાનું અને યુદ્ધરૂપી ઘોર કર્મ કરવાનું પણ શ્રીકૃષ્ણે કહ્યું છે; છતાં શ્રીકૃષ્ણ કર્મ કરતાં પણ બુદ્ધિને વધારે મહત્ત્વ આપે છે, એમ એને લાગે છે, તે વાજબી છે. જે "સ્થિતપ્રજ્ઞ" શબ્દ ગીતા પોતાના 'જ્ઞાની' માટે વાપરે છે તેમાં પણ "બુદ્ધિ"ના અર્થમાં 'પ્રજ્ઞા' શબ્દ વપરાયો છે; અને તેનો પર્યાય પણ **स्थितधी** છે જેમાં '**धी**' એટલે બુદ્ધિ અર્થ છે, तस्य प्रज्ञा प्रतिष्ठिता—તેની મનોવૃત્તિ નિશ્ચિત અથવા દૃઢ છે, ભટકતી મનોવૃત્તિ નથી, (૨ ૫૭,૫૮,૬૧,)—એમ કહ્યું છે. વળી બુદ્ધિના નાશથી મનુષ્યનો પોતાનો આધ્યાત્મિક નાશ થાય છે; बुद्धिः पर्यवतिष्ठते (૨. ૬૫); વગેરે વાક્યોમાં પણ આ (બુદ્ધિ) શબ્દ કે એના પર્યાયો વપરાયા છે. તેથી, અર્જુન સાચી રીતે જ માને છે કે શ્રીકૃષ્ણ કર્મ પાછળની મનોવૃત્તિ (बुद्धि) નિષ્કામ રાખવાનું કહે છે અને સાથેસાથ યુદ્ધરૂપી ભયંકર કર્મ કરવનો આગ્રહ મને કરે છે. આવો ઉપદેશ અર્જુનને, એની પોતાની પસંદગી સંન્યાસની હોવાથી. "व्यामिश्र वाक्य" "અસ્પષ્ટ શબ્દ" જેવો લાગે છે, અને "યુદ્ધ કર" અથવા "યુદ્ધ ત્યજ" એમ એક નિશ્ચયરૂપ આજ્ઞા દેવા, અર્જુન શ્રીકૃષ્ણને વિનતિ કરે છે (૩.૧-૨).

(૩) હવે શ્રીકૃષ્ણ અર્જુનના પ્રશ્નનો શો ઉત્તર આપે છે

તે જોઈએ—શ્રીકૃષ્ણ કહેછે કે (અ) અધ્યાય બીજામાં મેં તને જે બે "બુદ્ધિ" (મનોવૃત્તિ) કહી, તે બે નિષ્ઠા સમજવાની છે. સાંખ્યમનોવૃત્તિ દ્વારા યુદ્ધાદિકર્માચરણ તે એક જીવનવૃત્તિ (निष्ठा) જે ૨.૧૧-૩૮માં કહી; તથા કર્મદ્વારા સમત્વની, કર્મયોગની જે બુદ્ધિ ૨.૪૦-૭૨માં કહી તે બીજી. પ્રથમનિષ્ઠા સાંખ્ય લોકો—જે યુદ્ધ (વગેરે) કર્મ નિષ્કામ રીતે કરે છે તેમની (सांख्यानाम), છે, દ્વિતીય નિષ્ઠા 'योगिनः' જે લોકો સર્વ કર્મ નિષ્કામ રીતે કરે છે તેમની (योगिनाम् ' છે,—આમ મેં તને માત્ર "બુદ્ધિ" (મનોવૃત્તિ)ની વાત નથી કરી; પણ જીવનમાં યુદ્ધાદિકર્મ અને જીવનમાં સર્વકર્મ કરનારા બે જનસમૂહોની બે નિષ્ઠાઓ કહી છે. અર્થાત્ તારે એક નિષ્ઠા પસંદ કરવાની છે; દરેક નિષ્ઠા મુજબ યુદ્ધ વગેરે કર્મો કરવાનાં જ છે. (આ) नैष्कर्म्य એટલે સંન્યાસનો અધિકાર મેળવવા નિષ્કામ કર્માચરણથી આરંભ કરવો પડે છે. જો કર્મો કરવાની શરૂઆત જ મનુષ્ય ન કરે તો "नैष्कर्म्य' મેળવી શકે નહીં.—આમ, 'સંન્યાસ' લેનારે, સંન્યાસ લેવાની યોગ્યતા મેળવવા "કર્મ"ના આચરણથી પ્રારંભ કરવો જોઈએ. માટે કર્મો કરવાં જરૂરી છે. પ્રથમ નિષ્કામ કર્મો કરે; જ્યારે બધા કર્મો નિષ્કામ રહીને કરી શકે ત્યારે મનુષ્ય માટે સંન્યાસનો માર્ગ, અથવા જનકાદિની જેમ योग (फलयोग)નો માર્ગ, એ બે વિકલ્પો ખુલ્લા થાય છે. (ઇ) ઉપર કહ્યું તેમ "સંન્યાસની યોગ્યતા" (नैष्कर्म्य) મેળવ્યા પછી તેવી યોગ્યતાવાળા માટે સંન્યાસ અથવા યોગ (સમત્વપૂર્વક કર્માચરણ) એ વિકલ્પ ખુલ્લો થાય છે. માટે માત્ર સંન્યા-

સથી જ (એટલે સંન્યાસના જ માર્ગથી) સિદ્ધિ (મોક્ષ) મળે છે, એમ નથી. બૃહદારણ્યક-છાંદોગ્ય-મુંડક વગેરે ઉપનિષદોમાં સંન્યાસ આશ્રમનો નહીં, પણ પહેલેથી જ કર્મસંન્યાસનો, આગ્રહ બ્રહ્મજ્ઞાનીઓએ રાખેલો; પણ તે આગ્રહ સાચો નથી; કેમકે જનક વગેરેને નિષ્કામકર્મના આચરણના માર્ગે પણ સિદ્ધિ (મોક્ષ) મળેલ છે. માટે કર્માચરણની બે सांख्यनिष्ठा અને कर्मयोगनिष्ठा, જે મેં તને દ્વિતીય અધ્યાયમાં કહી તે બન્ને કર્મનિષ્ઠા હોવા છતાં તે બન્ને દ્વારા સિદ્ધિ અવશ્ય મળે. (ઈ) જે વિદ્વાનો સંન્યાસથી સિદ્ધિ મેળવવા સંન્યાસ લે છે, તેમનો સંન્યાસ સર્વકર્મસંન્યાસ હોતો નથી. "કર્મમાત્રના સંન્યાસથી સિદ્ધિ મળે છે" એમ કોઇ વિદ્વાન કહે તો તે ખોટું છે કેમકે મનુષ્ય પૂરેપૂરો જ્ઞાની હોય તો પણ તે એક ક્ષણભર પણ કોઇવાર તદ્દનકર્મરહિત (अकर्मकृत्) રહી શકતો નથી કારણ કે જ્ઞાની તેમજ અજ્ઞાની મનુષ્ય પાસે પ્રકૃતિથી ઉત્પન્ન થએલા ગુણો, તેને પરાધીન બનાવીને, થોડાંઘણું, અમુક કર્મો તો અવશ્ય કરાવે છે. માટે મનુષ્યે કર્મો કરવાનું (અર્થાત્ ફલેચ્છા ત્યજીને સ્વકર્મો કરવાનું ચાલુ રાખવું તે વધારે સારૂં છે. (ઉ) જે મનુષ્ય કર્મેન્દ્રિયોને તેનાં કર્મો કરતી અટકાવીને (संयम्य: હું કર્મો નહીં જ કરૂં, એવો હઠાગ્રહ કરીને), મનથી વિષયોને યાદ કરતો (મને આ મળે તો સારૂં, તે મળે તો સારૂં, એવા સંકલ્પો કરતો) બેસે છે, તે મૂઢાત્મા છે અને તે मिथ्याचार 'ઢોળી-સંન્યાસી' કહેવાય છે. આવા ઢોળી-સંન્યાસીથી ઊલટો, જે મનુષ્ય ઇન્દ્રિયોને પોતાની સ્વેચ્છાએ વિષયો તરફ દોડી

જતી નિષ્કામ મનથી રોકીને પછી (नियम्य) કર્મેન્દ્રિયો વડે कर्मयोग નામનો એક फलयोग આચરે છે તે આસક્તિ-રહિત કર્મીમનુષ્ય "मिथ्याचार" કરતા વધારે ઉચ્ચ છે. તેવો મનુષ્ય જો સાધનકક્ષાનો कर्मयोग કરતો હોય તો 'मिथ्याचार' કરતા વધુ સારો છે; અને જો ફલકક્ષાનો कर्मयोग જનકાદિની જેમ કરતો હોય તો તે જ્ઞાનપૂર્વકસંન્યાસ લેનાર કરતા પણ વધુ સારો છે. (ઊ) હવે, નિષ્કામ–સકામ અથવા જ્ઞાની–અજ્ઞાની-નો વિચાર કે ચર્ચા છોડીને વાત કરીએ. તો જણાશે કે સંપૂર્ણપણે કર્મરહિત તું થવા માગીશ તો તારી દેહયાત્રા (દેહમાં રહીને જીવવાની ક્રિયા) સાધી શકાશે નહી. આત્મઘાતની શાસ્ત્રમાં મનાઈ છે (નિષેધ છે); માટે દરેકે શરીરયાત્રા તો ચાલુ રાખવી જોઈએ; તે ચાલુ રહે માટે કંઈ ને કંઈ, ન્યૂનતમ, પણ કર્મો કરવાં જ પડશે. (ઋ) આ દલીલો ઉપરથી હું તને આજ્ઞા (સલાહ) આપું છું કે સ્વભાવથી નક્કી થએલું તારૂં કર્મ (नियतं कर्म) તું કર. કેમકે, ઉપરની આ, ઇ, ઈ, ઉ, ઊ દલીલોથી જણાશે કે સંન્યાસ કરતાં કર્મ (કર્માચરણ) વધારે સારું છે; (અને ઋ ઉપરથી જણાશે કે સર્વકર્મસંન્યાસની વાત કરવી તે અશક્યની વાત જ છે).

આમ, અર્જુને શ્લોક ૧–૨માં જે શંકા બતાવી તેના ઉત્તરમાં શ્રીકૃષ્ણ કહે છે કે (ક) મેં તને બે દૃષ્ટિબિન્દુવાળી બે નિષ્ઠા, બન્ને કર્મનિષ્ઠાઓ જ, કહી છે (શ્લો. ૩,);

(ખ) આરંભમાં સકામ કર્મ, મધ્યમાં નિષ્કામ કર્મ અને પછી (નિષ્કામકર્માચરણમાં પરિપૂર્ણતા મળ્યા પછી) અન્તે, સંન્યાસ અથવા ફળયોગનો, વિકલ્પ; એમ માનવ જીવનની સિદ્ધિનો માર્ગ છે (શ્લોક ૪), અને (ગ) ડોળી સંન્યાસી કે જ્ઞાની (સાચા) સંન્યાસી કરતાં યોગી વધારે સારો છે; માટે કર્મ બધી રીતે સંન્યાસ કરતાં સારૂં છે માટે, તું એક નિશ્ચય માગે છે તો કહું છું કે તું સ્વભાવનિયત કર્મ અવશ્ય કર. (ઘ) ઉપરાંત "સર્વકર્મસંન્યાસ"ની વાત એક ગલત (અશક્ય વસ્તુની) વાત છે.

"कर्म ज्यायो ह्यकर्मणः"નો સંદર્ભ જોઇએ તો શ્રીકૃષ્ણ કહે છે કે અનેક રીતે "કર્મત્યાગ કરતાં કર્માચરણ વધારે સારૂં છે"; 'नैष्कर्म्य' (સંન્યાસની યોગ્યતા) મેળવવા માટે કર્માચરણ કર્મત્યાગ કરતાં સારૂં છે; યોગ્યતા મેળવ્યા પછીના સંન્યાસ લેનારને પણ થોડા ઘણાં કર્મો કરવાની ફરજ પડે છે માટે કર્માચરણ સારૂં છે; સંન્યાસના ડોળ કરતાં કર્માચરણ સારૂં છે; અને સંપૂર્ણ કર્મસંન્યાસ દેહધારી માટે શક્ય નથી, માટે પણ કર્મત્યાગ કરતાં કર્માચરણ સારૂં છે. શ્લોક ત્રીજામાં શ્રીકૃષ્ણ કહે છે કે મેં તને માત્ર બુદ્ધિ નહીં પણ બે નિષ્ઠાઓ કહી છે. શ્લોક ૪-૮માં શ્રીકૃષ્ણ કહે છે કે હર કોઇ રીતે વિચાર કરતાં "कर्म ज्यायो ह्यकर्मणः" છે. માટે સ્પષ્ટ આદેશ આપે છે કે "તું સ્વભાવનિયત કર્મ કર, કર ને કર જ." આમ, નિષ્કામબુદ્ધિપૂર્વક અકર્મ કરતાં નિષ્કામબુદ્ધિપૂર્વક કર્માચરણ વધારે સારૂં છે. બન્ને રીતે બુદ્ધિ કરતાં કર્માચરણ વધુ

સારૂં છે, એમ અર્થ ફલિત થાય છે.

अर्जुन उवाच

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥१॥
व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥

श्रीभगवानुवाच

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥३॥
न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥४॥
न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥५॥
कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन्।
इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥६॥
यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥७॥
नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥८॥

ભાષાન્તર-અર્જુન કહે છે-હે જનાર્દન, તમે જયપરાજય-માં સમતા રાખી યુદ્ધ કરવાનું મને (૨ ૩૮) કહ્યું, વૈદિક કામ્ય કર્મોની કામ્યતા ત્યજીને સ્વકર્મો કરવાનું કહ્યું (૨. ૪૦-૪૮), નિષ્કામ બુધ્ધિનો આશ્રય લેવાનું કહ્યું (૨. ૪૯) અને પછીના બોધમાં પણ નિષ્કામ બુદ્ધિ ઉપર બહુ જ કહ્યું. તમે કર્મ કરતાં નિષ્કામ કે સકામ બુદ્ધિને વધારે અગત્યની (ज्यायसी) જો ગણતા હો તો (અને જો મારી બુદ્ધિ નિષ્કામ થઈ હોય તો) યુદ્ધરૂપી ઘોર કર્મમાં મને કેમ પ્રેરો છો?-(૧). એક બાજુ, બુદ્ધિ નિષ્કામ થાય, તે જ અગત્યનું છે, એમ કહો છો; તો બીજી બાજુ લડાઈરૂપી કર્મ કરવાની સલાહ આપો છો; તે રીતે કર્માચરણ અને કર્મ નહી પણ માત્ર બુદ્ધિની પ્રાપ્તિ, એ બન્નેની સલાહથી અસ્પષ્ટ (व्यामिश्र) ઉપ-દેશ દ્વારા તમે મારી બુધ્ધિને ચક્કરમાં ચઢાવતા હો, એમ લાગે છે. માટે જેના આચરણથી મને શ્રેયની પ્રાપ્તિ થાય તે એક જ નિશ્ચય કરીને મને કહો (૨). શ્રી ભગવાન કહે છે, તારા પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાં હું તને કહી દઉં કે મેં તને આ લોકમાં બે જાતની કર્મમય જીવનપધ્ધતિઓ બીજા અધ્યા-યમાં કહી છે, (૧) એક પ્રકારના જ્ઞાન દ્વારા સમત્વવાળા બુધ્ધનો ખ્યાલ આપી એ દ્વારા (નિષ્કામ બુધ્ધિવિદો=) સાંખ્યોની નિષ્ઠા કહી છે; અને (૨) સામાન્ય કર્મદ્વારા સમત્વ આદેશી એ સાધનથી યોગીઓની નિષ્ઠા તને કહી છે. આમ, જે બે નિષ્ઠા તને કહી, તે બન્ને 'કર્મમય' નિષ્ઠા છે. જે સકામ બુધ્ધિ અને નિષ્કામ બુધ્ધિ જ કહી, તે દ્વારા

તને મેં નિષ્કામકર્મની નિષ્ઠાઓ કહી છે (૩). હવે, કર્મ-મય જીવન (નિષ્ઠા)નાં બીજાં કારણો સાંભળ-(૧) જો મનુષ્ય સમૂળગાં કર્મો ન જ શરૂ કરે તો નૈષ્કર્મ્ય મેળવી શકશે નહીં. ગીતા મુજબ સાધનયોગ (સાધન તરીકે નિષ્કામ કર્માચરણ) કરતાં કરતાં એક પરિપકવ ભૂમિકા આવશે, **પછી** મનુષ્ય સંન્યાસ લે અથવા ફલયોગ ચાલુ રાખે. (૨) અને માત્ર વિદ્વત્સંન્યાસ લીધો હોય તો જ મોક્ષ (સિદ્ધ) મળે છે, એમ નથી (શ્લોક ૪); "ફલયોગ"થી પણ મોક્ષ મળે છે (૪). કોઈ પણ, સંન્યાસી પણ, ક્ષણ (૩) માટે પણ "પૂર્ણરીતે અકર્મી" રહી શકતો નથી કેમકે દરેકને-પછી તે જ્ઞાની હો કે અજ્ઞાની-પ્રકૃતિજન્ય ગુણો વડે પરાણે કર્મો કરવાં જ પડે છે; તો પછી મનુષ્યે પોતાનાં બધાં કર્મો જીવનપર્યન્ત કર્યે જવાં, એજ સારું છે (૫). તને મેં જે બોધ આપ્યો તેમાં કર્માચરણ કરતાં કર્માચરણમાં રહેલી કર્મકર્તાની મનોવૃત્તિ વધારે અગત્યની છે એમ કહ્યું; તે મારું કથન યોગ્ય જ છે, કેમકે જે મનુષ્ય બહારથી કર્મેન્દ્રિયોને સંયમમાં રાખીને અંદર **મનથી ઇન્દ્રિયોના વિષયોને યાદ કરતો રહે છે તે** વિમૂઢ મનવાળો, સંન્યાસી "મિથ્યાચાર" કહેવાય છે, કેમકે બાહ્ય દેખાવે તે સંન્યાસી બની રહે છે પણ અંદરથી વિષય-મગ્ન છે; માટે એના બાહ્ય સંન્યાસને અનુકૂળ બુદ્ધિ એ ધરાવતો નથી. (૬). આથી ઊલટું (તુ), જે મનુષ્ય મનવડે ઇન્દ્રિયોને સંયમમાં રાખીને **પછી** કર્મેન્દ્રિયો વડે કર્મયોગનો પ્રારંભ કરે છે તે આસક્તિરહિત મનુષ્ય પેલા મિથ્યાચાર

કરતાં વધારે સારો છે. કેમકે એ બાહ્યદૃષ્ટિએ "કર્મી" છે, પણ એની બુદ્ધિ નિષ્કામ થઈ છે. એ બુદ્ધિ જ અગત્યની છે; બાહ્ય સંન્યાસ કે બાહ્ય યોગ, આવા મનુષ્યને માટે ગૌણ છે (૭). હવે તું મારો નિશ્ચય સાંભળ. તું હમેશાં સ્વભાવથી નક્કી થએલાં કર્મો કર્યા કર. કેમકે જ્ઞાનપૂર્વક કર્મસંન્યાસ-(અકર્મ)ના કરતાં નિષ્કામકર્માચરણ (કર્મ) વધારે ઉત્તમ છે. તેં મને પૂછેલા પ્રશ્નનો આ સીધો જવાબ છે. હવે આ સલાહ માટે એક વધુ દલીલ તને કહી દઉં. તારે નિષ્કામ બનીને બધાં કર્મો કરવાનું ચાલુ રાખવું, કારણકે જો તું સંન્યાસી (કર્મમાત્રનો ત્યાગી અકર્તા) થઈશ તો તારી શરીરયાત્રા પણ પાર નહીં ઉતરે, કેમકે પૂર્ણ રીતે સંન્યાસી થનારે શ્વાસો-ચ્છવાસનું કર્મ પણ ત્યજવું પડે જ (એટલે પૂર્ણરીતે સંન્યાસી બનનારે આપઘાત કરવો પડે) (૮).

## ગીતા ૩. ૯–૧૬

પ્રસ્તાવના—(૧) શ્લોક ૯થી જે વિષય શરૂ થાય છે, તેનો જરા વિચાર કરી લઈએ. અર્જુને રજૂ કરેલી શંકા (૧ ૨) અને તેના શ્રીકૃષ્ણે સ્પષ્ટ આપેલા ઉત્તર (कुरु कर्म त्वम् ૩.૮) પછી શું કહેવાનું બાકી રહ્યું? મુખ્ય વક્તવ્ય પૂરું થયું. ત્યાર-બાદ યજ્ઞનો વિષય શરૂ થાય છે—"જે યજ્ઞ ખાતર કર્મ કર વાથી" મનુષ્ય કર્મબંધનથી દૂર રહે છે (૩.૯–૧૬). હવે પછી આપણે જોઈશું કે ૩.૯થી कर्म योग નામનો નવો યોગ શરૂ થાય છે. અહીં પ્રાચીન વૈદિક યજ્ઞની વાત છે. યજ્ઞ કરવાથી

દેવો પ્રસન્ન થઇને વરસાદ વર્ષાવે છે અને વર્ષાદથી અન્ન ઉત્પન્ન થાય છે. એવી પ્રાચીન માન્યતા હતી. ગીતા કહે છે કે આવો સર્વલોકોપયોગી યજ્ઞ ચાલુ રહે તે માટે મનુષ્યે ગૃહસ્થજીવન જીવીને સ્વકર્મો કરવા; સંન્યાસીથી યજ્ઞ થઈ શકે નહીં. અહીં એક વાત સમજવી જોઇએ. વૈદિક યજ્ઞ પશુરૂપી ધન, પુત્ર, સ્વર્ગાદિલોક, વગેરેની પ્રાપ્તિ માટે કરવામાં આવતો. ગીતાની અગાઉ છાન્દોગ્ય—બૃહદારણ્યક ઉપનિષદ્‌વાળાઓએ તે કામ્ય યજ્ઞનો ત્યાગ કરીને સંન્યાસ ધારણ કર્યો હતો. પણ ગીતા વૈદિકો સાથે, સમાધાન અને સહઅસ્તિત્વ માટે કહેછે કે 'અન્ન ઉત્પન્ન થાય' તે ઉદ્દેશથી યજ્ઞ કરવાનુ શક્ય બને માટે મનુષ્યે ગૃહસ્થ જીવન ગાળવું, અને ગૃહસ્થજીવન ગાળવા માટે મનુષ્યે સ્વવર્ણકર્મો કરવાનુ ચાલુ રાખવું; ઉપનિષદ્‌વાળાઓની જેમ સંન્યાસ ન લેવો. ધન-પુત્ર-સ્વર્ગલોક વગેરેની પ્રાપ્તિ માટે નહી પણ વરસાદ દ્વારા અન્ન ઊગે તેવા સાર્વજનિક હિતના કાર્ય માટે યજ્ઞની પરંપરા ચાલુ રહે તે ખાતર ગૃહસ્થજીવન જીવી મનુષ્યે સ્વકર્મપરાયણ રહેવું, એમ કહી, ગીતા પ્રાચીન વૈદિક ધર્મ સાથે સમાધાન કરે છે.

આવા ધ્યેયથી સ્વકર્મકરનારના કર્મો નિષ્કામ હોય છે, પોતાના સ્વાર્થ માટે નથી હોતાં; તેથી તેવા મનુષ્યને મનનું સમત્વ રૂપ યોગ મળે છે. તે રીતે સ્વકર્મકરનાર કર્મફલની પ્રાપ્તિ કે અપ્રાપ્તિમાં સમતા જાળવી શકે છે. સ્વકર્મ (કરવા) થી યોગ મળે, તેનું નામ कर्मयोगः कर्मणा योगः इति कर्मयोगः

(૨) "यज्ञ" રૂપ कर्मनो વિષય ૩.૯થી ૩.૧૬માં છે. ત્યાં

પછીના શ્લોકોમાં પણ જુદીજુદી દલીલોથી કર્મયોગ કહ્યો છે. વળી, એક દૃષ્ટિએ, એમ પણ લાગે કે ૩. ૧–૮માં અર્જુનની શંકાનું સમાધાન કરવામાં પણ શ્રીકૃષ્ણે "कर्म द्वारा समत्व (योग)" નો જ બોધ આપ્યો છે.—આ બધાં ઉપરથી આપણે કહી શકીએ કે '૩.૧–૮માં બીજા અધ્યાયના ઉપદેશની સ્પષ્ટતાનો પ્રશ્ન અને ઉત્તર છે, છતાં કર્મયોગનું જ પ્રતિપાદન આખા ત્રીજા અધ્યાયમાં છે. અર્થાત્ ત્રીજો અધ્યાય "એક સ્વતંત્ર યોગ"નો વિષય આપે છે.

(૩) ગીતાની અગ્રાઉ (पुरा उवाच प्रजापतिः–૩. ૧૦) પ્રાચીન સમયમાં યજ્ઞ એક કામ્ય અનુષ્ઠાન તરીકે અસ્તિત્વમાં આવેલો, અને ગીતાના સમય પહેલાં ઉપનિષદોએ એ યજ્ઞ અને વેદોનો વિરોધ કરેલો. છાન્દોગ્ય ઉપ૦, મુંડકોપ૦, ઈશાવાસ્યની પહેલાંનો મત જે ઈશાવાસ્યમાં આપ્યો છે તેમાં, વૈદિક યજ્ઞની સખત ટીકા અને એ યજ્ઞધર્મનો ત્યાગ છે. ગીતાએ આ યજ્ઞની વૈદિક સંસ્કૃતિ સાથે જુદીજુદી ઘણી રીતે સમાધાન કર્યું છે. અને સહઅસ્તિત્વ સ્વીકાર્યું અને શક્ય કર્યું છે. તે અનેકવિધ સમાધાનમાંથી એક સમાધાન અહીં શ્લોક ૯–૧૬માં આપ્યું છે.—બીજું સમાધાન ગીતાના ચોથા અધ્યાયમાં છે. ત્યાં એક રૂપક યજ્ઞ આપ્યો છે.—ત્રીજા પ્રકારનું સમાધાન ओंकार यज्ञतपसामમાં છે. આવાં સમાધાનો 'अधियज्ञोऽहमेवात्र देहे देहभृतांवर।' (ગીતા ૮.૪), 'वेद्यं पवित्रमोंकारं ऋक् साम यजुरेव च। (૯.૧૭), वेदैश्च सर्वैरहमेव वेद्यः। (૧૫.૧૫) દ્વારા અનેકશઃ ગીતાએ રજૂ કરેલ

છે. પણ વેદના મૂળ અર્થનો (કામ્યહેતુનો) ગીતાએ અસ્વીકાર કર્યો છે, જેમ કે ગીતા ૨. ૪૦–૪૭ માં. ઉપનિષદોએ વૈદિક સંસ્કૃતિનો અમુક અર્થ જાણેલો અને તે જ અર્થમાં તે સસ્કૃતિનો ત્યાગ કરેલો. ગીતાએ પણ તે અર્થમાં તેનો ત્યાગ જ કરેલો; પણ 'વેદના દેવો શ્રીકૃષ્ણનાં જ રૂપો છે; વૈદિક યજ્ઞ શ્રીકૃષ્ણને જ અર્પણ કરાય છે; વૈદિક યજ્ઞ સાર્વજનિક કલ્યાણ એટલે વરસાદના સાધન તરીકે જ ચાલુ રાખવો (જે સમાધાન ગીતા ૩ માં છે), એમ અનેક પ્રકારે વેદનો નવો અર્થ ગીતાએ કર્યો અને વૈદિક સસ્કૃતિને જીવન્ત બનાવી. અથવા પ્રચલિત વૈદિક કામ્ય સંસ્કૃતિને કામનારહિત બનાવી.

(૪) ૩. ૯–૧૬માં વૈદિક યજ્ઞની સસ્કૃત સાથે ગીતાએ જે સમાધાન કર્યું છે તેના ખાસ લક્ષણો – (અ) વૈદિક યજ્ઞ જ (તેના મૂળસ્વરૂપમાં, દેવો અને મનુષ્યોના પરસ્પર સંબંધના સાધન તરીકે ચાલુ રહેવો જોઇએ (૧૦–૧૨). (આ) પરંતુ યજ્ઞ દ્વારા વ્યક્તિગત કામનાઓની તૃપ્તિનો ઉદ્દેશ નહીં, પણ સાર્વજનિક અન્નની ઉત્પત્તિ માટે વરસાદ આવે, તે હેતુથી યજ્ઞ ચાલુ રહે (૧૪), જેથી પરિણામે ભૂત (પ્રાણી) માત્રને લાભ (વૃદ્ધિ) થાય. (ઇ) જૂનું "ચક્ર" : પ્રાણીઓ (મનુષ્ય)–અન્ન–પર્જન્ય–યજ્ઞ–(અને પાછા મનુષ્યો) એમ હતું. અર્થાત્ મનુષ્યો યજ્ઞ કરે, યજ્ઞ વરસાદ ઉત્પન્ન કરે, વરસાદથી અન્ન ઊગે, અને અન્નથી મનુષ્યો જનમે અને પોષાય અને એ મનુષ્યો યજ્ઞ કરે. આમ જૂનું "ચક્ર" હતું. ગીતા આ "ચક્ર"માં ફેર કરે છે. ગીતા મુજબ, પ્રાણીઓ–અન્ન–પર્જન્ય–યજ્ઞ–કર્મ અથવા

ક્રિયાનુ તત્વ, કર્તૃત્વશક્તિ-પ્રકૃતિ (જડપ્રકૃતિ, જેને અહીં "બ્રહ્મ" શબ્દથી કહેલ છે)-અક્ષર (જડ પ્રકૃતિને અહીં અક્ષર બ્રહ્મમાં ઉત્પન્ન થએલી કહી છે), આવી એક કાર્યકારણ માલા છે વધારામા, શ્લોક ૧૫Bમાં ભૂતમાત્રને સર્વગત બ્રહ્મ કહ્યુ છે, અને તે સર્વગત બ્રહ્મરૂપી ભૂતમાત્ર યજ્ઞમા 'પ્રતિષ્ઠિત", આધારિત છે. યજ્ઞ પોતે સર્વગત બ્રહ્મ એટલે અક્ષરમાથી આવે છે અને સર્વગત બ્રહ્મ એટલે ભૂતમાત્ર યજ્ઞમાથી પોષણ પામે છે આમ, બ્રહ્મ અને યજ્ઞનુ એક "ચક્ર" બને છે, ભૂતમાત્ર એટલે સર્વગત બ્રહ્મ પોતે યજ્ઞમાથી આવે છે, અને યજ્ઞ પોતે સર્વગત બ્રહ્મ એટલે અક્ષરમાથી શ્લો ૧૪-૧૫A મુજબ આવે છે—મારા મત મુજબ ૧૫Bમા જે तस्मात् કહ્યુ છે, તે 'अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसम्भवः। यज्ञाद्भवन्ति पर्जन्य" એટલા ભાગ સાથે જ સંદર્ભ ધરાવે છે. ભૂતમાત્રરૂપી સર્વગત બ્રહ્મ યજ્ઞમા આધારિત છે, યજ્ઞ થાય છે તો આ દૃશ્યમાન (ભૂત સૃષ્ટિરૂપ) સર્વગત બ્રહ્મને (અન્નોત્પત્તિદ્વારા) આધાર કે ટેકો મળે છે, તે એક વાત છે. અને **બીજીવાત** એ છે કે યજ્ઞની ઉત્પત્તિ અક્ષરમાથી છે તેથી યજ્ઞને અક્ષરથી ટેકો છે, અને અક્ષર એટલે જ સર્વગત બ્રહ્મ. આમ ગીતાના નવા "ચક્ર"મા બે જ અકોડા છે, ભૂતો અને યજ્ઞ. એ બે વચ્ચે પરસ્પર ઉત્પાદ્ય-ઉત્પાદકભાવ સબધ છે, અને "પરસ્પર સબધ" એટલે જ चक्र બીજી રીતે આ "ચક્ર"નુ જ બીજુ સ્વરૂપ દેવો અને મનુષ્યોનુ ચક્ર છે, જેનો નિર્દેશ શ્લોક ૧૧B (परस्परं भावयन्तः)મા છે શ્લોક ૧૬ મા "एवं प्रवर्तितं.

ચક્રમ" કહ્યું છે, તેને પ્રજાપતિએ પ્રવર્તાવેલું "ચક્ર" સમજવાનું છે, અને परस्परं भावयन्तः માં એ "ચક્ર" જ કહેવામાં આવ્યું છે; અને એની સમજૂતી આપવા માટે ૧૪ અને ૧૫૧ શ્લોકો આપ્યા છે. નવા બે જ કડીઓના "ચક્ર"ને જૂના ચક્ર અને તેમાં ગીતાએ કરેલા (કર્મ-બ્રહ્મ-અક્ષર) ઉમેરાવડે અહીં સમજાવવા યત્ન કર્યો છે. અક્ષરબ્રહ્મમાંથી યજ્ઞ છે અને યજ્ઞમાંથી (દૃશ્યમાન સર્વપ્રાણી જગતરૂપી) અક્ષરબ્રહ્મ છે. યજ્ઞ એટલે ખરું જોતા "દેવો" અને સર્વગત બ્રહ્મ એટલે "મનુષ્યો." શ્લોક ૧૬ કહે છે કે પ્રજાપતિએ બે કડીએનું જે ચક્ર (પ્રવર્તિત કર્યું છે) ગતિમાં મૂક્યું છે, તે મનુષ્યે ચાલુ રાખવું. તે "ચક્ર" ક્યારે ચાલુ રહે? જો મનુષ્ય સંન્યાસ ન લે અને ગૃહસ્થાશ્રમમાં રહી સ્વકર્મ-અનુષ્ઠાન કર્યા કરે તો. જે મનુષ્ય સંન્યાસ લઈને આ ચક્રમાં સહાયભૂત થતો નથી, તેનું જીવન ફોકટ ગયું સમજવું. (ઈ) જ્યારે આવા સાર્વજનિક કલ્યાણના ઉદ્દેશથી થતો વૈદિક યજ્ઞ થાય (અનુષ્ઠાન થાય, લુપ્ત ન થાય), એવા ઉદ્દેશથી મનુષ્ય સ્વકર્માચરણમય જીવન જીવે છે ત્યારે તે પોતાનાં કર્મો मुक्तसङ्ग, આસક્તિરહિત, થઈને કરે છે; વૈદિક યજ્ઞમાં કર્મ અને પુત્રપશુ વગેરે કર્મફલ બન્નેમાં આસક્તિ હતી કેમકે માણસ પોતાના સ્વાર્થ માટે તે યજ્ઞ કરતો હતો. (ઉ) યજ્ઞદ્વારા તમે "ઇષ્ટકામ" પ્રાપ્ત કરો એમ પ્રજાપતિએ પ્રાચીન કાળમાં કહેલું, તેનો અર્થ ગીતા અહીં એમ કરે છે કે યજ્ઞ દ્વારા તમે પર્જન્ય, અન્ન અને છેવટે ભૂતસૃષ્ટિ મેળવો. ગીતા ભૂતસૃષ્ટિને જ इष्टकाम (ઇચ્છેલી વસ્તુ)

કહે છે (અથવા સુધારો કરીને નવો અર્થ કરે છે). (ઘ) મૂળ વૈદિક યજ્ઞમાં ઐહિક લાભનું પ્રયોજન હતું, પણ ગીતા જે રીતે તે અસલ યજ્ઞ રજૂ કરે છે, તે રીતે એ પ્રયોજનને બદલે શ્રેયઃ "આધ્યાત્મિક લાભ" થશે, એમ પ્રજાપતિએ આશીર્વાદ આપ્યા હતા, એમ ગીતા કહી દે છે. અહીં ગીતા મૂળ માન્યતામાં સુધારો કરે છે. આ જ સુધારો કરીને, ગીતા કહે છે કે, યજ્ઞ એટલે આવો સાર્વજનિક ઉપયોગનો યજ્ઞ કર્યા પછી જે પ્રજા પોતાનું ભોજન બાકીના અન્નદ્વારા કરે (यज्ञशिष्टाशिनः) તે પ્રજાનો સર્વ પાપ(અર્જુને કહેલાં પાપો) માંથી મુક્તિ થાય છે (૩. ૧૩ मुच्यन्ते सर्वकिल्बिषैः). મૂળ યજ્ઞમાં, પાપથી છૂટા થવાનો ઉદ્દેશ જ ન હતો.

(૫) આમ, ગીતા ૩. ૯-૧૬ માં એક તદ્દન **નવો** જ વિષય રજૂ થયો છે; એટલે એને અર્જુનના (શ્લોક ૧-૨ ના) **પ્રશ્ન સાથે સંબંધ નથી.** ૩. ૧૭-૪૩ માં પણ અર્જુનના પ્રશ્નની બહારના વિષયો આપેલા છે, માટે આખો ત્રીજો અધ્યાય "એક સ્વતંત્ર એકમ" છે.

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसङ्गः समाचर ॥९॥
सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥१०॥
देवान्भावयतानेन ते देवा भावयन्तु वः ।
परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥११॥

इष्टान्भोगान्हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुङ्क्ते स्तेन एव सः ॥१२॥
यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।
भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥१३॥
अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥१४॥
कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥१५॥
एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥१६॥

ભાષાન્તર—હવે હું તને એક નવા પ્રકારનો યોગ કહું છું; આ યોગમાં કંઈ જ્ઞાન-ભક્તિની ખાસ જરૂર નથી, પણ કર્મ કરવાની જરૂર રહે છે, અને કર્મ કરતાં કરતાં જ સમત્વ પ્રાપ્ત થઈ જાય છે; એથી જ આ નવા યોગને કર્મયોગ કહેવામાં આવે છે. કર્મયોગ અને યોગ, એ બે પર્યાયો નથી, પણ (સમત્વ=) યોગ જ્યારે કર્મ દ્વારા મળે, ત્યારે તે કર્મયોગ કહેવાય છે; તેવી જ રીતે જ્ઞાનયોગ વગેરે બીજા પ્રકારના સમત્વનાં નામો પણ સમજવાં. વૈદિક યજ્ઞ લોકો જાહેરમાં કરે, વૈદિક યજ્ઞનો લોપ ન થાય, તે પ્રયોજનથી કરાતાં કર્મો સિવાય બીજા બધાં કર્મો સ્વાર્થ માટેનાં કર્મો છે; અને તેવાં કર્મથી આ દુનિયાના મનુષ્યોને પોતાનાં કરેલાં કર્મોનાં બંધનો થાય છે (કર્મોનાં ફળો ભોગવવાં પડે છે); માટે સાર્વજનિક હિત માટે વૈદિક યજ્ઞો

જગતમાં ચાલુ રહે તે હેતુથી, હે કુન્તીપુત્ર, ફલ કે કર્મમાં રાગ ત્યજીને તું સ્વકર્મ કર; વૈદિક કર્મનો લોપ ન થાય તે ઉદ્દેશથી તું તારાં ક્ષત્રિયકર્મો ફલાસક્તિ રાખ્યા વગર કર (૯). હું "कर्मयोग" નામનો જે યોગ કહું છું તે ઘણો જૂનો છે; દુનિયાના આરંભમાં પ્રજાપતિએ કહેલો છે. પ્રજાપતિએ પ્રાચીન કાળમાં "પ્રજાઓને યજ્ઞસહિત જ સરજીને" પ્રજાઓને કહ્યું, "આ નજરે દેખાતા, તમારી સાથે જન્મેલા યજ્ઞ દ્વારા તમે તમારી સંખ્યાની વૃદ્ધિ કરો, આ યજ્ઞ તમારી ઇષ્ટવસ્તુ અન્નોત્પત્તિ, પ્રજાવૃદ્ધિ આપનાર થાઓ (૧૦); તમે દેવોને આ યજ્ઞ વડે તૃપ્ત કરો અને તે તૃપ્ત થએલા દેવો તમને પર્જન્ય વડે સંતોષ આપો; એમ એ દેવો અને તમે મનુષ્યો એક-બીજાને તૃપ્ત કરતાં કરતાં પરમ શ્રેય એટલે મોક્ષને મેળવશો [અહીં ગીતા પ્રાચીન, વૈદિક, યજ્ઞની સંસ્કૃતિમાં સુધારો કરીને, એ યજ્ઞની સંસ્કૃતિ સાથે પોતાના ખાસ ઉપદેશ योगનું સમાધાન કરે છે, યજ્ઞ સ્વાર્થ ખાતર કરવાને બદલે સર્વાર્થ, સર્વોદય, ખાતર કરવાનું કહે છે] (૧૧). તમારા યજ્ઞોથી તૃપ્ત થયેલા દેવો તમને ઇષ્ટ ભોગો, અન્નોત્પત્તિ, પ્રજાવૃદ્ધિ વગેરે આપશે; અને એમણે આપેલી અન્ન વગેરે સંપત્તિ (માંથી એક અંશ) એ દેવોને પાછો આપ્યા સિવાય જે મનુષ્ય તે ભોગવશે તે ચોર જ ગણાશે, અને જ્યારે એ રીતે તમે દેવોને ફરીથી અંશ આપશો ત્યારે વળી પાછા દેવો તમારા ઇષ્ટ એટલે સર્વોદયના અન્ન વગેરે તમને આપશે, આમ પરસ્પર હિત ચાલુ રહેશે (૧૨). વળી, યજ્ઞ કર્યા પછી બાકી રહેલ અન્ન ખાવાથી તમારાં

પાપો (— દરેક કર્મ કરવામા જે પાપ થાય છે તે, અને અર્જુનની જેન પાપયુક્ત કર્મો પણ કરવાની જરૂર પડે છે, તે પાપ—)માથી તમે મુક્ત થશો (તમને મોક્ષ મળશે), પણ જે ગૃહસ્થો યજ્ઞ ખાતર અન્ન રાધવાને બદલે કેવળ પોતાનુ પેટ ભરવા માટેજ રાધે છે તે પાપીઓ પાપમય અન્ન જ જમે છે (૧૩) હવે યજ્ઞ અને અક્ષર એ બેનો પરસ્પર સબધ છે તે તુ સાભળ. આ દશ્યમાન પ્રાણીમાત્ર "સર્વગત બ્રહ્મ" છે, તે ભૂતમાત્રની ઉત્પત્તિ અન્નમાથી થાય છે, અન્નની ઉત્પત્તિ પર્જન્ય માથી થાય છે, પર્જન્યની ઉત્પત્તિ યજ્ઞમાથી થાય છે, યજ્ઞની ઉત્પત્તિ कर्म (ક્રિયા, પ્રવૃત્તિ, અકર્મનો અભાવ, સન્યાસનો અભાવ)માથી થાય છે (૧૪). कर्मની ઉત્પત્તિ જડ પ્રકૃતિ (ब्रह्म) માથી થાય છે (પ્રકૃતિ દરેકને પ્રવૃત્તિ જ કરાવે છે), આ જડ પ્રકૃતિની ઉત્પત્તિ अक्षरમાથી થાય છે. માટે "अन्नाद्भवन्ति भूतानि, पर्जन्यादन्नसभव', यज्ञाद् भवति पर्जन्यः" એ મુજબ સર્વગત બ્રહ્મ રૂપ પ્રાણીમાત્રનો આધાર (વશવૃદ્ધિ અને આબાદીનો આધાર) યજ્ઞમા છે, (અને यज्ञ' कर्मसमुद्भव ; कर्म ब्रह्मोद्भव' વિદ્ધિ, ब्रह्माक्षरसमुद्भवम्—એમા બતાવ્યા મુજબ यज्ञनो આધાર, યજ્ઞની ઉત્પત્તિ, अक्षर માથી છે. એ રીતે अक्षर ब्रह्मનુ એક સ્વરૂપ યજ્ઞમાથી ઉત્પન્ન થાય છે, અને अक्षर ब्रह्मनु બીજુ (કારણ) સ્વરૂપ यज्ञને ઉત્પન્ન કરે છે, આમ એક "ચક્ર" બને છે, અને એ "ચક્ર" પ્રજાપતિએ ચાલુ કર્યુ છે, એ રીતે ચાલુ કરવામા આવેલા ચક્રને ગોળ ફરતુ ગણવા માટે ધક્કો મારવા ગૃહસ્થ જીવન જીવવાનુ છે. જે મનુષ્ય એમ

ધક્કો મારી એ ચક્રને ચાલુ રાખતો નથી (યજ્ઞ કરતો નથી), અથવા યજ્ઞ ચાલુ રહે માટે સ્વકર્માચરણ નિષ્કામ રીતે કરતો નથી, સર્વોદયના ઉદ્દેશથી પોતાનાં કર્મો કરતો નથી પણ પોતાના જ ધનપુત્રાદિ લાભ માટે યજ્ઞ કરે છે અને અન્ન ખાય છે તે પાપમય જીવન જીવે છે, ઇન્દ્રિયોમાં રચ્યોપચ્યો છે, અને એની જિંદગી વ્યર્થ છે.

## ગીતા ૩. : ૧૭–૨૦A

**પ્રસ્તાવના**— (૧) તે કાળમાં પ્રચલિત અને ઉપનિષદના જ્ઞાનીઓથી નિન્દિત વૈદિક કામ્ય સંસ્કૃતિનું ગીતાના યોગ સાથે એક પ્રકારનું સમાધાન કરવાની દૃષ્ટિથી એ સંસ્કૃતિનું રૂપાન્તર *ગીતાએ ઉપર કરી બતાવ્યું છે. છેવટમાં એમ કહ્યું કે જે* મનુષ્ય કેવળ પુત્ર, પશુ કે લોકની પ્રાપ્તિ ખાતર જ યજ્ઞ કરે છે તે પાપમય જીવનવાળો છે. હવે, જો મનુષ્ય બ્રહ્મજ્ઞાની અને આત્મતૃપ્ત હોય તો શું તેને સ્વકર્મો કરવાની જરૂર છે? એવા પ્રશ્નનો ગીતા અહીં ઉત્તર આપે છે. આ ઉત્તરદ્વારા ગીતા, ઉપનિષદોના સંન્યાસીઓએ શું કરવું, તે કહેવા ઇચ્છે છે. ગીતા કહે છે કે એવા ખરા જ્ઞાનીએ કર્મ કરવાની જરૂર નથી તે સાચું છે; જ્ઞાનીને સંન્યાસદ્વારા મોક્ષ મળે છે, તે પણ અમે એક વિકલ્પ તરીકે સ્વીકારીએ છીએ; પણ અમે પૂછીએ છીએ કે ખરા જ્ઞાનીને અકર્મ એટલે સંન્યાસની શી જરૂર છે? એ જ્ઞાની **'સંન્યાસમાં આસક્તિ'** શા માટે રાખે છે? અમારા મતે તો જ્ઞાનીએ પણ જનક રાજાની જેમ કેવળ લોકસંગ્રહ

ખાતર પણ સ્વકર્મો કરવાં.—શ્લોક ૧૭ માં જે **यस्तु आत्मरतिः** કહ્યું છે, તે બે રીતે લઈ શકાય, વૈદિક યજ્ઞમાં ન માનનાર સંન્યાસી, અને ઇન્દ્રિયારામ ન થનાર સંન્યાસી. વૈદિક યજ્ઞમાં માનનાર કામ્યકર્મી અને ઇન્દ્રિયારામી, એ બન્નેને ગીતાએ ૯-૧૬ માં જવાબ આપી દીધો છે. હવે ઉપનિષદોના સંન્યાસીને ગીતા જવાબ આપે છે; માટે "यस्तु आत्मरतिः" શબ્દોથી શરૂ કરે છે.

(૨) મારા મત મુજબ ૩. ૧૭-૩૫માં ઉપનિષદના જ્ઞાની-સંન્યાસીઓને ગીતા પોતાનું "યોગનું દૃષ્ટિબિન્દુ" સમજાવે છે. આ જ્ઞાની-સંન્યાસીઓમાં પણ વિવિધ પક્ષો (સંપ્રદાયો જેવા) હતા, એમ જણાય છે, અને એવા ચાર પક્ષોને ગીતા અહીં (૧૭-૩૫માં) ઉત્તર આપે છે. (અ) એક પક્ષે કર્મો ફેંકી દીધાં હતાં અને તેનું કારણ એ ઔપનિષદિકો એમ કહેતા હતા કે અમને પુત્ર-વિત્ત-લોક-કશાની એષણા નથી, અમને અમારા આત્માથી જ તૃપ્તિ થઈ છે; માટે અમે કર્મ કરવા ઇચ્છતા નથી. આનો ગીતાએ ૧૭-૧૯Aમાં જવાબ આપ્યો છે. ગીતા કહે છે કે 'આમ કહીને તમે સંન્યાસમાં **આસક્તિ** શા માટે ધરાવો છો? જેમ કર્મ માટે આસક્તિ કે આગ્રહ રાખવો એ યોગ્ય નથી તેમ સંન્યાસ માટે આસક્તિ રાખવી, તે પણ અયોગ્ય જ છે. (આ) બીજો ઔપનિષદપક્ષ પોતાની જાતને "વિદ્વાન"માં ગણાવતો અને વિદ્વાન થયા એટલે "અજ્ઞો"માં રહેવાય નહીં, માટે કર્મસંન્યાસ જ લેવો, એમ કહેતો હતો. આ લોકોને

સંન્યાસ માટે આગ્રહ ન હતો, પણ પોતાના જ્ઞાનીપણા સાથે અજ્ઞાનીના અજ્ઞપણાનું સમાધાન એમનાથી થઇ શક્યું ન હતું. તેથી તેઓ સંન્યાસમાં ગયા હતા. એ "વિદ્વાનો"ને ગીતા કહે છે કે તમે સમાજના નેતાપદે છો તો અજ્ઞને દૃષ્ટાન્ત મળે માટે તમે સ્વકર્મો કરવાનું ચાલુ રાખો (૨૦–૨૬), અને લોકોને માર્ગદર્શન દેવા માટે કર્મો કરો (લોકસંગ્રહ માટે). (ઇ) ત્રીજા પ્રકારના ઔપનિષદિક સંપ્રદાયના લોકો પ્રકૃતિતત્ત્વમાં માનતા હતા, અર્થાત્ એક જાતના તત્ત્વવેત્તા હતા અને તેઓ પોતાના પ્રકૃતિના જ્ઞાનને લીધે સંન્યાસી બનતા હતા. એમને ગીતા કહે છે કે "તો પછી જે કર્મ તમારું નથી, તે તમે મને (શ્રીકૃષ્ણને) આપી દો, અને મને આપવા માટે તમારાં કર્મ ચાલુ રાખો. અર્થાત્ "મારાં કર્મો હું શ્રીકૃષ્ણને આપું છું," એવી ભાવનાથી કર્મો કરો. ૨૭–૩૨ મુજબ "પ્રકૃતિના ગુણો જ સર્વ કર્મો કરે છે" એ સિદ્ધાન્ત જાણીને ત્રણ જુદા જુદા વર્ગનાં મનુષ્યો ઉપર જુદી જુદી અસર થઇ. સામાન્ય મનુષ્યે પ્રકૃતિના ગુણોનું કર્તૃત્વ સ્વીકાર્યું જ નહીં, અને ઊલટું, "હું જ કરું છું" એમ માન્યું, અર્થાત્ પોતાના આત્માને કર્તા માન્યો; આ વર્ગ ઘણે ભાગે અજ્ઞાન લોકોનો હશે (અને કર્મની જ શક્તિમાન નહિ, કર્મકાંડી વૈદિકોનો પણ હશે); બીજા એક (ગીતાના) વર્ગના મનુષ્યોએ પ્રકૃતિનું કર્તૃત્વ જાણીને "ગુણો ગુણો સાથે બધી ક્રિયા કરે છે" એમ સમજીને કર્મમાં આસક્તિ ત્યજીને બધાં કર્મો કરવાનું ચાલુ રાખ્યું (શ્લોક ૨૮); ત્રીજા, ઔપનિષદિક સંન્યાસી—જ્ઞાનીઓએ પ્રકૃતિનું જ

કર્તૃત્વ છે, આત્મા અકર્તા છે, એમ સમજીને સંન્યાસની તરફેણ કરી અને મન્દબુદ્ધિ લોકોને પણ સંન્યાસનો ઉપદેશ દઇને એમને ચંચળચિત્ત બનાવ્યા. ગીતા કહે છે કે આમ મન્દબુદ્ધિ મનુષ્યોને ખોટી રીતે દોરવા ન જોઇએ (न विचालयेत्) (૨૯). સર્વ કર્મો પ્રકૃતિગુણોમાંથી જન્મેલાં હોવા છતાં પણ તેમને (સર્વ કર્મોને) **શ્રીકૃષ્ણમાં ત્યજી દેવાનો સંકલ્પ કરીને** યુદ્ધ જેવું કર્મ પણ કરવું, એમ ગીતા પોતે કહે છે (૩૦). પણ આ મત સંન્યાસીઓ સ્વીકારતા ન હતા (૩૨). (ઈ) હવે, ગીતા એક **નવીન** ઔપનિષદિક મત આપતી લાગે છે. આ મતવાળાઓ **ઇન્દ્રિયોનું સદન્તર દમન** કરતા હતા (निग्रहः); કદાચ આ મત ઉપનિષદના **તપસ્વી** સમાજનો હશે (સરખાવો ૬.૪૬—तपस्विभ्योऽधिको योगी). કર્મત્યાગ એટલે કર્મસંન્યાસ તો ખરો પણ તદુપરાંત દેહદમન અને "જેમાં કંઇ હલનચલન પણ કરવું ન પડે, તેવો ઇન્દ્રિય નિગ્રહ" આ લોકોએ કરેલો; એમ જણાય છે. ગીતા એમને કહે છે કે, તમે જે આ નિગ્રહ કરવા નીકળ્યા છો તે પણ **તમારી પ્રકૃતિના પ્રભાવથી છે (सदृशं स्वस्याः प्रकृतेः). ઉપ-રાંત, દરેક મનુષ્ય પોતાની પ્રકૃતિને વશ વર્તે છે, (प्रकृतिं यान्ति भूतानि)** અને મહાન જ્ઞાની પાસે પણ તેની પ્રકૃતિ અનુ-સાર અમુક કર્મો પ્રકૃતિ કરાવશે જ. માટે તમારો (તપસ્વી-ઓનો) નિર્મર્યાદિત ઇન્દ્રિયનિગ્રહ અશક્ય જ છે. તમારે રાગદ્વેષ ત્યજીને ઇન્દ્રિયોના વિષયોનું સેવન કરવું (હદમાં રહીને). ઉપ-રાંત, જે મનુષ્યોનો જે ધર્મ હોય તે મનુષ્યોએ એ જ ધર્મ

(—જેમકે ક્ષત્રિએ યુદ્ધધર્મ) સ્વીકારવો અને અનુસરવો; કેમકે **પોતાનો જ ધર્મ** દરેક મનુષ્ય માટે યોગ્ય છે; એક વર્ણનો ધર્મ ઇતર વર્ણ માટે કદી યોગ્ય નથી, માટે વર્ણભેદ માનનારે પણ સંન્યાસ ન લેવો, પણ યુદ્ધાદિ કર્મો જ કરવાં.

(૩) આ '**प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति**' વાક્ય કેટલીક વાર ગીતાના વ્યાખ્યાતાઓ તેમ જ સામાન્ય મનુષ્યો એવા અર્થમાં સમજે-સમજાવે છે કે જાણે કે ગીતા દરેક મનુષ્યને પ્રકૃતિને વશ થવાનો બોધ અથવા સંમતિ આપતી હોય, ઇન્દ્રિયવશતાની મંજૂરી આપતી હોય; અથવા મનુષ્યનો ઇન્દ્રિયદમનનો પ્રયત્ન સફળ નથી થતો, એમ નિરાશતા સ્વીકારતી હોય. આ અને આવા અર્થો તદ્દન ખોટા છે. આ શ્લોકનો સંદર્ભ જુઓ. ગીતાની સમક્ષ ઉપનિષદ્—સમાજનો જ એક વર્ગ એવો ઉગ્ર તપ કરનારા તપસ્વીઓનો એક સમુદાય છે. તે અત્યન્ત ઇન્દ્રિય-દમનમાં માને છે; તેને **એક દલીલ ખાતર** ગીતા ઊલટો જ સિદ્ધાન્ત સામે ધરે છે કે પ્રાણીમાત્ર પોતાની પ્રકૃતિને વશ વર્તે છે, તમે ઇન્દ્રિયદમનની વાત કરનારા કોણ?—હવે, આ તો માત્ર દલીલ કરવા ખાતર જ કહ્યું છે, અને તે પણ જે "નિગ્રહ"નો દાવો કરતા હતા તેવાઓને કહ્યું છે, પણ આ દલીલ છેવટની નથી; આ દલીલ દ્વારા જે બોધ (તપ કરનારાઓને) આપવો છે તે શ્લોક ૩૪-૩૫માં છે. તે બોધ એ છે કે અત્યન્ત ઇન્દ્રિયદમનને રસ્તે ન જતાં, દરેક ઇન્દ્રિયના વિષયમાં મનુષ્યને (એની પ્રકૃતિને લીધે) રાગદ્વેષ (આસક્તિ અને ધિક્કાર) ઉત્પન્ન થાય છે,—ઇન્દ્રિયોનો અત્યન્ત

નિગ્રહ કરનારાઓને કદાચ ઇન્દ્રિયોના વિષયોમાં ધિક્કાર થયો હશે, એમ માનીને કે "ઇન્દ્રિયોનો અમુક વિષય મોક્ષમાર્ગમાં મારો શત્રુ છે,"—પણ, ગીતા મુજબ, મનુષ્યે એવા રાગ કે દ્વેષને તાબે ન થવું, કેમકે એવો દ્વેષ પણ મનુષ્યનો (મોક્ષ માર્ગમાં આડે આવનાર) એક વિઘ્ન અથવા શત્રુ જ છે. આમ રાગદ્વેષને તાબે ન થવું અને સ્વધર્મનું નિષ્કામ—રાગદ્વેષ વગરના બનીને—અનુષ્ઠાન કરવું (૩૫). ગીતાના સમયમાં વર્ણવ્યવસ્થા પ્રકૃતિગુણકર્માનુસારિણી હતી, બ્રાહ્મણાદિ વર્ણોમાં સત્ત્વાદિ ગુણો જ મુખ્ય હતા, માટે ગીતા "સ્વધર્મ" શબ્દ દ્વારા સ્વવર્ણધર્મ કહે છે, અને નિષ્કામ બનીને તેનું આચરણ કરવાથી બંધન નથી થતું એમ કહે છે. ગીતાની દલીલ એવી છે કે પ્રકૃતિ અથવા સ્વભાવ નામના તત્ત્વ તરફથી જે કર્મ જન્મસમયે મનુષ્યને (બ્રાહ્મણ વગેરે વર્ણને) આવીને મળે છે તે જ કર્મ જો મનુષ્ય કરે તો તેને કર્મબંધન થતું નથી, પણ તે જન્મથી આવેલું કર્મ છોડીને બીજું (બીજા વર્ણનું) કર્મ મનુષ્ય કરે તો તે કર્મ તેને બંધન કરે છે. (स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्)—ગીતા. ૧૮.૪૭). આ દલીલના અર્થમાં જ ગીતા અહીં ૩.૩૫માં કહે છે કે સ્વધર્મનું આચરણ કરતાં થતું મરણ વધારે સારું છે, પણ પરધર્મનું આચરણ ભયજનક, બન્ધનકારક છે. સ્વભાવથી નક્કી થએલા ધર્મનું આચરણ કરવાથી તેનું ફલ સ્વભાવ તત્ત્વમાં પાછું જાય છે; ને મનુષ્ય નિર્લેપ રહે છે.

(૪) શ્લોક ૨૦Aમાં જનકનું દૃષ્ટાન્ત છે. ગીતાના સમયમાં

આશ્રમવ્યવસ્થા મનુસ્મૃતિની જેમ પચીસ પચીસ વર્ષના એક એક આશ્રમની ન હતી. પણ લોકોમાં ત્રણ વર્ગો હતા. એક કેવળ બ્રહ્મચારી, જે જીવનભર બ્રહ્મચર્ય પાળી અધ્યયન જ કરતો; બીજો કેવળ ગૃહસ્થ જે વિદ્યાર્થી તરીકે અધ્યયન કરી, ગૃહસ્થ-જીવન જીંદગીભર જીવતો; અને ત્રીજો કેવળસંન્યાસી, જે વિદ્યાર્થી દશામાં (બ્રહ્મચર્યાશ્રમમાં નહીં) અધ્યયન કરી લઈ સંન્યાસી બની જીવન વીતાવતો હતો. આ ત્રણેને બ્રહ્મચારી, ગૃહસ્થ અને સંન્યાસીની નિષ્ઠાવાળા કહેવાય, પણ બ્રહ્મચર્યાશ્રમી ગૃહસ્થાશ્રમી અને સંન્યાસાશ્રમી ન કહેવાય કેમકે તે વખતે આશ્રમ વ્યવસ્થા જ અસ્તિત્વમાં ન હતી. જનક રાજા ગૃહસ્થ જ રહ્યા હતા, સંન્યાસી થયા નહતા તેમને સંન્યાસ આશ્રમમાં જવાનો પ્રશ્ન જ ન હતો; માટે "જનક સંન્યાસાશ્રમમાં ગયા ન હતા" એમ કહેવું ઠીક નથી. છાન્દોગ્યમાં ત્રણ ધર્મસ્કન્ધો કહ્યા છે; ને જે ધર્મસ્કન્ધી બ્રહ્મસંસ્થ હોય તે મોક્ષ મેળવે છે, એમ કહ્યું છે.

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥
नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥१८॥
तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥१९॥
कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।

**ભાષાન્તર**—યજ્ઞમાં માનનારાએ અને ઇન્દ્રિયારામે તો ગીતાના માર્ગદર્શન પ્રમાણે જરૂર કર્મો કરવાં જ; **પણ (તુ)** ઉપનિષદોનો જે સંન્યાસી ખરેખર પોતાના આત્મામાં જ આનન્દવાળો અને આત્માથી જ સંતુષ્ટ થએલો હોય તેને ફરજ તરીકે કંઈ કર્તવ્ય નથી, એમ અમે (ગીતાપક્ષ) પણ સ્વીકારીએ છીએ (૧૭). વળી અમે એમ પણ કબૂલ કરીએ છીએ કે એવા એષણાશૂન્ય સ્વાત્મસંતુષ્ટને કર્મ કરવાથી (કૃતેન) કંઈ લાભ મેળવવાનો નથી, તેમજ સંન્યાસથી પણ (અકૃતેન) કંઈ પ્રયોજન સિદ્ધ કરવાનું નથી, અને એવા આત્મતૃપ્તે પોતાનો કોઈ લાભ સાધવા કોઈ પણ પ્રાણીનો આશ્રય લેવાનો રહેતો નથી (૧૮). પણ આ કારણથી, આ સ્થિતિ ઉપરથી (તસ્માત) અમે (ગીતાપક્ષ) અર્જુન જેવાને કહીએ છીએ કે જો તું આત્મતૃપ્ત હો, તો સંન્યાસ માટે પણ આગ્રહ કે આસક્તિ રાખ નહીં અને તારે કરવાનું હોય તે કર્મ હમેશાં કરતો રહે, કેમકે આસક્તિ વગર, રાગ વગર, કર્મ કરતો રહેનાર મનુષ્ય પદને મેળવે છે, કેમકે (હિ) જનકાદિ યોગીઓ કર્મ કરતા રહીને જ મોક્ષની સ્થિતિમાં જીવન જીવ્યા હતા, એમણે ઔપનિષદિકોની જેમ કર્મત્યાગ કર્યો જ નહતો (૧૯-૨૦A).

તા. ક. અહીં ગીતાએ જનકનું દૃષ્ટાન્ત આપ્યું છે, તેની સામે બ્રહ્મસૂત્ર બીજું દૃષ્ટાન્ત—ઊલટું દૃષ્ટાન્ત—ધ્યાનમાં રાખીને દલીલ રજૂ કરે છે કે "તુલ્યં તુ દર્શનમ્", "જનકની જેમ સંન્યાસીનું પણ દૃષ્ટાન્ત મળી મળી શકે છે." (જુઓ બ્ર. સૂ. ૩.૪.૩,૯).

## ગીતા ૩ ૨૦B—૨૬

પ્રસ્તાવના—અહીં ગીતાકાર "વિદ્વાન"ની એની ફરજ શું છે, તે સમજાવે છે પોતાને "વિદ્વાન" માનનારા આવા જે લોકોએ સંન્યાસ લીધો હોય તેમની સામે ગીતા નીચે મુજબ દલીલ કરે છે :—

लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥२०॥
यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥२१॥
न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥२२॥
यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥२३॥
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥२४॥
सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥२५॥
न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसङ्गिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥२६॥

ભાષાન્તર—હે અર્જુન, તું વિદ્વાન છે, તારે લોકોને દૃષ્ટાન્ત આપવાનું છે, લોકોને સ્વકર્મ કેવી રીતે કરવાં તેનું માર્ગદર્શન કરવાનું છે, તો આ લોકસંગ્રહની તારી ફર-

જનો વિચાર કરીને પણ (लोकसंग्रहमेवापि संपश्यन्), તારે સ્વકર્મો કરવા જોઇએ (૨૦B). વિદ્વાને સંન્યાસ લેવો ન જોઇએ. ઉપનિષદના વિદ્વાનો સંન્યાસ લે છે, તે ઠીક નથી. બીજા અણુસમજુ લોકો પણ એ વિદ્વાનોને સંન્યાસ લેતો જોઇને સંન્યાસ લેશે અને ખોટે રસ્તે દોરાશે. કેમકે, જે જે કર્મ લોકમા ઉત્તમ મનાતો, મનુષ્ય કરે છે તે તેજ કર્મ બીજા સામાન્ય લોકો કરે છે શ્રેષ્ઠ લોકો જે ધોરણ કર્મઆચરણમાં સ્થાપે છે તેને સામાન્ય લોકો અનુસરે છે (૨૧). હે પાર્થ, ત્રણે લોકોમાં મારે માટે કર્તવ્ય, ફરજ, જેવું કંઈ કર્મ નથી, અને મારે પોતાને કંઈ અપ્રાપ્ત વસ્તુ મેળવવાની બાકી નથી રહી, છતાં હું કર્મમાં પ્રવૃત્ત રહુ જ છુ (૨૨). કેમકે (हि) જો કોઇ સમયે હું આળસ ત્યજીને (अतन्द्रितः) કર્મ કરવામાં પ્રવૃત્ત ન થાઉં તો, હે પાર્થ, સામાન્ય લોકો પણ સર્વ રીતે—કર્મ કરવામાં કે ત્યજવામાં—મેં સ્થાપેલા રસ્તાને જ અનુસરે (૨૩). જો હુ કર્મ ન કરુ તો સામાન્ય લોકોનો નાશ થાય (उत्सीदेयुः), હું સંકર એટલે વર્ણમિશ્રણ (સેળભેળ)ને ઉત્પન્ન કરનારો થાઉં, અને આ દેખાતી પ્રજાઓનો નાશ કરવામાં હું કારણ બનુ (૨૪). માટે, હે ભારત, જેમ અજ્ઞણ લોકો સ્વકર્મમાં આસક્તિ રાખીને સ્વકર્મો કરે છે તેવી રીતે સ્વકર્મમાં આસક્તિ રાખ્યા વગર "વિદ્વાને" પોતાનાં કર્મો લોકોના માર્ગદર્શન માટે કરવાં જોઇએ (૨૫). વિદ્વાને કર્મમાં આસક્તિવાળા અવિદ્વાનોમાં, "બુદ્ધિભેદ" સમજફેર, ખોટી સમજણ—પોતાનાં કર્મો ત્યજી દેવાની ખોટી બુદ્ધિ—ઉત્પન્ન કરવી નહીં. વિદ્વાને "યોગથી

મુક્ત" થઈ બધાં કર્મો કરતાં રહીને લોકોમાં કર્મ કરવાની રુચિ ઉત્પન્ન કરવી (૨૬).

## ગીતા ૩. : ૨૯-૩૨

**પ્રસ્તાવના**—ઔપનિષદિકોમાં તત્ત્વજ્ઞાનની અનેક વિચારસરણીઓ હતી, અને દરેક સરણીવાળા સંન્યાસી જ બનતા. પ્રકૃતિતત્ત્વનું જ્ઞાન ધરાવતો એકવર્ગ સંન્યાસનિષ્ઠા તરફ ગએલો; તે ઔપનિષદિક વર્ગને ગીતા જવાબ દે છે:—

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥२७॥
तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥२८॥
प्रकृतेर्गुणसंमूढाः सज्जन्ते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मन्दान्कृत्स्नविन्न विचालयेत् ॥२९॥
मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥३०॥
ये मे मतमिदं नित्यमनुतिष्ठन्ति मानवाः ।
श्रद्धावन्तोऽनसूयन्तो मुच्यन्ते तेऽपि कर्मभिः ॥३१॥
ये त्वेतदभ्यसूयन्तो नानुतिष्ठन्ति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥३२॥

**ભાષાન્તર**—વસ્તુતઃ પ્રકૃતિના સત્ત્વાદિ ગુણો જ બધાં

પ્રકારના કર્મો કરે જાય છે, માત્ર અહંકારથી ભ્રમિત થએલો મનુષ્ય 'હું કર્તા છું' એમ માને છે; વૈદિક કર્મકાંડીઓ આત્માને જ ખરેખર કર્તા માને છે; અને સામાન્ય અજ્ઞ પણ પોતાની જાતને એક કર્તા માને છે, (તમે—ઉપનિષદના સંન્યાસી ભાઈઓ—આવા નથી) (૨૭). પણ હે મહાબાહુ! પ્રકૃતિના ત્રણ ગુણો અને દરેક ગુણની થતા કર્મો, એ એનો વિભાગ-વહેંચણી-કયા ગુણનાં કયા કર્મો છે તેનું યથાર્થ જ્ઞાન ધરાવનાર, ગીતાના અનેક પ્રકારના જ્ઞાનયોગીઓમાંથી એક જ્ઞાનયોગી "પ્રકૃતિના ત્રણ ગુણો જ ત્રણ ગુણો પ્રતિ પોતાની પ્રવૃત્તિ કરી રહ્યા છે (હું કંઈ કરતો જ નથી)" એમ સમજીને [ કર્મમાં કે કર્મફળમાં] આસક્તિ રાખતો નથી (૨૮). આ તો ગીતાનો એક પ્રકારનો જ્ઞાનયોગી શું કરે છે તે તને કહ્યુ, પણ પ્રકૃતિ જ બધા કર્મો કરે છે એમ માનનારા અમુક ઔપનિષદિકો સંન્યાસ લે છે, અને તે રીતે કૃત્સ્નવિદ્ બને છે, અને બીજા અકૃત્સ્નવિદોને સંન્યાસ લેવાનું આકર્ષણ ઉત્પન્ન કરે છે. આ ખોટું છે. પ્રકૃતિના ગુણોથી ભ્રમિત થએલા, પોતાની જાતને જ કર્તા સમજનારાઓ ગુણો અને કર્મોનાં આસક્તિ ધરાવે છે; તે અકૃત્સ્નવિદો અને મન્દબુદ્ધિવાળાઓને ઉપનિષદના કૃત્સ્નવિદે ચલાયમાન ન કરવા (૨૯). અને [એ અજ્ઞ લોકો એમનો સંન્યાસ જોઈને સંન્યાસી ન બને તેટલા માટે એ જ્ઞાનીઓએ પોતે સંન્યાસ જ ન લેવો], આથી હે અર્જુન, પોતાનાં સર્વ કર્મો, આધ્યાત્મિક મન વડે, મારામાં છોડીને (હું મારાં કર્મો શ્રીકૃષ્ણને જ અર્પણ કરું છું એમ સંકલ્પ કરીને) આશારહિત, મમતા

રહિત બનીને, અને 'પાપો લાગશે' એવી પહેલા અધ્યાયમાં તેં કરેલી ચિન્તા ત્યજીને (विगतज्वरः) તું યુદ્ધ કર (૩૦). જે મનુષ્યો મારા આ મતને હમેશાં અનુસરતા આવ્યા છે, જેમને મારા શબ્દમાં શ્રદ્ધા છે, જેઓ અસૂયાથી પર છે, તેઓ પણ, મારી સલાહને માન્ય રાખીને કર્મ કરનારા, બીજાઓની જેમજ (૩.૧૭નો આત્મરતિ, ૩.૨૦Bનો શ્રેષ્ઠ–એમની જેમ—अपि), પોતે કરેલાં કર્મોથી બંધાતા નથી (૩૧) પણ, (ઉપનિષદ-મંડળીના) જે સંન્યાસીઓ મારી સલાહની ઈર્ષ્યા કરે છે, મારા મતનું અનુષ્ઠાન કરતા નથી, બીજાઓને ખોટે (સંન્યાસ) માર્ગે દોરે છે, તેમને તું બધા જ્ઞાનમાં ભ્રમિત રહેનાર, નાશ પામેલ (અર્થાત્ હંમેશમાટે પતિત થએલા), અને બુદ્ધિરહિત જાણ (૩૨).

## ગીતા ૩ : ૩૩–૩૫

**પ્રસ્તાવના**—હવે, ઉપનિષદોના અમુક સંન્યાસીઓ અત્યન્ત ઇન્દ્રિયદમન અને તપ કરવા નીકળી પડ્યા છે, તેમને ગીતા કહે છે:—

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥३३॥
इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ ॥३४॥
श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥३५॥

ભાષાન્તર—મહાન જ્ઞાની પણ પોતાની પ્રકૃતિને અનુકૂળ રીતે જ, અમુક ન્યૂનતમ ક્રિયાઓ કરે જ છે; વળી, પ્રાણીમાત્ર (અને જ્ઞાની તેમજ તપસ્વી પણ) પ્રકૃતિને વશ થઇને જ રહે છે, મોટા તપસ્વીનો ઇન્દ્રિયનિગ્રહ શું કરશે? ઇન્દ્રિયનિગ્રહ નિષ્ફળ જશે. પણ ઇન્દ્રિયનિગ્રહને મનુષ્યે નિષ્ફળ ન જવા દેવો જોઇએ, અને શાન્તિ રાખીને ગીતા કહે તેમ કરવું જોઇએ (૩૩). તમે ઇન્દ્રિયોના વિષયોને ધિક્કારો છો, કેમકે તમે માનો છો કે ઇન્દ્રિયોના વિષયો મોક્ષમાર્ગમાં તમારા દુશ્મન છે, પણ ખરું જોતા તમારે આવો ધિક્કાર છોડી દેવો જોઇએ. અલબત્ત, મનુષ્યને ઇન્દ્રિયોના અમુક વિષય પ્રતિ આસક્તિ અને બીજા પ્રતિ ધિક્કાર થાય છે જ, પણ મનુષ્યે એ આસક્તિ ધિક્કારને વશ ન થવું, કેમકે કોઇપણ પ્રકારના રાગદ્વેષ આ યોગીને અધઃમાર્ગે લૂંટનાર છે (૩૪). તો રાગદ્વેષ વગરના થઇને મનુષ્યે, સારા લક્ષણો વગરનો લાગતો હોય તો પણ પોતાનો ધર્મ આચરવો, એ જ ઠીક છે, સારી રીતે આચરેલા બીજા વર્ણના ધર્મ કરતાં પણ સ્વધર્મ વધારે સારો છે કેમકે પોતાના ધર્મનું આચરણ કરતાં કરતા થએલું મરણ વધારે સારું છે; બીજાનો ધર્મ ભયકારક છે. ગીતા ૧૮.૪૭માં કહ્યું છે તેમ બ્રાહ્મણાદિને પ્રકૃતિના ગુણો તરફથી મળેલા સાત્ત્વિક આદિ કર્મો જો તેઓ (બ્રાહ્મણ આદિ) કરે તો તે કર્મોમાં રહેલા પાપો એને નડતાં નથી, કેમકે એ કર્મો પ્રકૃતિના જોરથી એણે કરવાં પડે છે. પણ જન્મથી ન મળેલાં, બીજા વર્ણનાં કર્મો જો મનુષ્ય કરે તો તે એની પોતાની જવાબદારીથી કરે છે, તે પરવર્ણના

ધર્મો તે મનુષ્યને બાધનકારક થશે, કેમકે તે તેણે પોતે પસંદ કરેલા છે (૩૫).

## ગીતા ૩. ૨૬–૪૩

**પ્રસ્તાવના**—(૧) આ શ્લોકોમાં "કામ" રૂપ શત્રુને મારી નાખવાનું કહ્યું છે. ગીતાની સમક્ષ મુખ્ય બે **પક્ષો** (જુઓ ગીતા ૨.૪૭ની પ્રસ્તાવના) હતા, એક વૈદિક, **બીજો** ઔપનિષદિક. વૈદિક પક્ષ અનેક સ્વતંત્ર દેવોમાં, અગ્નિમાં એ દેવોને આહુતિ આપી, એ દેવોનું પૂજન–આરાધન કરી, યજમાનની ઇચ્છેલી વસ્તુઓ મેળવવામાં, અને એવું જીવન જીવવામાં માનતો હતો. અને જન્મજન્માન્તરોમાં પણ એ જ માગતો હતો. આ પક્ષનો વિરોધી ઉપનિષદોનો પક્ષ, દરેક **ઇચ્છાનો ત્યાગ કરવામાં**, બધા દેવો એક જ તત્ત્વ—જે યુગપદ્ **પુરુષાકાર** (પુરુષ સૂક્તમાં છે તેમ) અને **અપુરુષાકાર** અથવા અનાકાર (નિરાકાર, નાસદીય સૂક્તમાં કહ્યું છે તેમ) ઉભયવિધ છે તે–એક જ તત્ત્વનાં રૂપાન્તરો છે, માનવ આત્મા એ જ પર તત્ત્વરૂપે જ છે, અભિન્ન છે, એમ માની કોઇપણ ઇચ્છા ન રહેવાથી, અરણ્યમાં જઈ (એટલે સંન્યાસ લઈ) જીવપરમાત્માનો અભેદ અનુભવી મોક્ષ મેળવવામાં માનતો હતો. ગીતાને આ બન્ને પક્ષો **સાથે** અને **સામે** રહેવાનું હતું. આ બે પુરોગામી, પરસ્પર શત્રુતાથી વર્તનારી, સંસ્કૃતિઓ સાથે રહેવા માટે ગીતાએ કામ એટલે "ઇચ્છા"ના ત્યાગની એક નવી સંસ્કૃતિ જગતને આપી. વેદ-બ્રાહ્મણોમાં કહ્યું છે કે પુત્રકામવાળાએ અમુક યજ્ઞ કરવો

વેદનાં સૂક્તામાં "હે દેવો, તમે અમને શત્રુઓની ગાયો, લાંબો સમય જીવનારા પુત્રપૌત્રો, શત્રુઓ સાથેની લડાઇમાં વિજય તેમ જ શત્રુઓનું ધન આપો" એવી પ્રાર્થનાઓ છે. ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत – કહ્યું છે. આની સાથે, સમાજનો બીજો ભાગ સર્વ-કામનાનો ત્યાગ કરી શાન્તિ-આનન્દમય જીવન જીવવા ઇચ્છતો હતો, બધી ઇચ્છાઓનો સરવાળો ત્રણ ઇચ્છામાં એ ઔપનિષદિક સમાજે કરી લીધો હતો, પુત્રૈષણા, વિત્તૈષણા, સ્વર્ગાદિ લોકૈષણા, કંઇપણ "काम" ન હોવાથી સમાજથી જુદા પડી, ગ્રામ બહાર અરણ્યમાં વસી જીવબ્રહ્મનું અદ્વૈત સમજી-અનુભવી શાન્તિમય જીવન જીવવું એ જ આ ઔપનિષદિક સમાજનું ધ્યેય હતું. ગીતાએ જોયુ કે આ બન્ને સંસ્કૃતિઓ સામાન્ય જનતાને ઉપયોગી નથી. ગીતાની "ચતુઃસૂત્રી"નો અર્થ આ જ છે (૨.૪૭. ગીતાએ બન્ને પક્ષોને કહ્યું કે "काम નો ત્યાગ કરો." વૈદિકોને સમજાવ્યું કે કર્મો કરો પણ વાસના ફલની ઇચ્છા—ત્યજો, માત્ર વેદોક્ત યજ્ઞોના જ ફલોની ઇચ્છા નહીં, પણ સંસારના દરેક કર્મનાં ફલોની ઇચ્છાઓ પણ ત્યજો. વેદના શત્રુ, ઔપનિષદિક સમાજને ગીતાએ કહ્યું કે કર્મસંન્યાસનો આગ્રહ ત્યજો, મુખ્ય વસ્તુ કર્મફલઇચ્છાત્યાગ, કર્મફલસંકલ્પ સંન્યાસ છે, એ કર્મફલસંકલ્પનો સંન્યાસ કરો. ગીતા ૩.૩૬-૪૩નો ઉપદેશ ગીતાએ વૈદિકોને, ઔપનિષદિકોને, અને દરેક કાળના અને દરેક દેશના કામનામય, વાસનામય, સ્વાર્થસાધુ, સમાજને ઉદ્દેશીને કરેલ છે. વૈદિકો કર્મફલની કામના ત્યજીને કર્મો કરે ઔપનિષદિકો "[illegible]નો [illegible] કરે [illegible]

ફલસંન્યાસ કરે, કર્મફલની ઇચ્છા ત્યજે અને નિષ્કામ કર્મા-ચરણ કરે, એમ ગીતા કહે છે. ગીતાના આ ઉપદેશને અનુ-સરવાથી સમાજ સુધરે.

(૨) **काम** શબ્દ અહીં અગત્યનો છે. કર્મફલની ઇચ્છા એટલે કામ. **स्वर्गकामो यजेत, पुत्रकामो यजेत पशुकामा यजेत, ' स मे कामान् कामकामाय मह्यं कामेश्वरो वैश्रवणो ददातु"**—એ બધામાં **काम** શબ્દ છે, "**काम**" શબ્દ અસલ વૈદિકસંસ્કૃતિનો શબ્દ છે.—**ગીતાની પછી** (એટલે વેદની પછી, ઉપનિષદોની પછી, અને, ત્યારબાદ, ગીતાની પછી) બૌદ્ધોએ પણ "**काम**"નો જ વિરોધ કર્યો, પણ **काम**ને બદલે **तृष्णा (तण्हा)** શબ્દ વાપર્યો, એ બતાવે છે કે બૌદ્ધધર્મ ગીતાની પછીનો છે, ગીતા પર બૌદ્ધધર્મની અસર નથી; **બન્ને** (ગીતા અને બૌદ્ધધર્મ) ઇચ્છા-વાસનાનો ત્યાગ સ્વીકારે છે, છતાં ગીતાના સમયમાં બૌદ્ધમત ઉદ્ભવ્યો ન હતો; ગીતામાં વેદ-ઉપનિષદોની પછીના સમયની સંસ્કૃતિ છે, અને તે બૌદ્ધસંસ્કૃતિથી પ્રાચીન છે.

(૩) ગીતામાં **काम** શબ્દ lust, સ્ત્રીપુરુષના શારીરિક સંબંધના સંકુચિત અર્થમાં નથી વપરાયો. પણ દરેક પ્રકારના **કર્મના ફલની ઇચ્છાના** અર્થમાં ગીતા 'કામ' શબ્દ વાપરે છે. "કામ"ની સામે ગીતાનો વિરોધ મુખ્ય છે; અને કામની સાથે ગીતામાં કોઈવાર ક્રોધ અને કોઈવાર ક્રોધ લોભ, એમ બે કે ત્રણ બીજા દુર્ગુણોનો પણ નિર્દેશ આવે છે. પરંતુ ગીતામાં કોઈપણ સ્થળે **પુરાણોના છ શત્રુઓ**,

કામક્રોધલોભમોહમદમત્સર–નો નિર્દેશ નથી. તે પુરવાર કરે છે કે ગીતા પ્રચલિત પુરાણોની અગાઉની છે; ગીતાના સમયમાં પુરાણ જેવું સાહિત્ય અવશ્ય હતું, પણ તે અમલ પૌરાણિક સાહિત્યનો લોપ થયો છે, હાલના પુરાણો ગીતાની જાણમાં ન હતા.

(૪) આપણે આ જમાનામા "સ્વાર્થ" અથવા **સ્વાર્થમય કર્મ** કહીએ છીએ, તેને જ ગીતા કામમય અથવા કામ્ય કર્મ (૧૮ ૨) કહે છે. ગીતાના સમયમા કામ–(એષણા)–શબ્દો વપરાતા, તેથી ગીતા 'કામ' શબ્દ વાપરે છે ગીતા નિષ્કામ કર્મનો બોધ આપે છે, તે નિ સ્વાર્થ કર્મનો જ બોધ છે. વાચક આ વસ્તુ પોતાની મેળે જ સમજી જાય છે.

(૫) ગીતા ૩ ૩૬–૪૩મા કામશબ્દ છે, તે બન્ને–ફલકામ એટલે કર્મફલકામ અને કર્મકામ એટલે કર્મકરવાની ઇચ્છા બન્નેનો અર્થ બતાવે છે. વૈદિકોએ ફલકામ સમજવાનુ છે, અને ઔપનિષદિકોએ કર્મકામ સમજવાનુ છે; વૈદિકોએ ફલકામ ત્યજીને યજ્ઞ તેમજ જીવનાં બીજાં કર્મો કરવાના છે; ઔપનિષદિકોએ કર્મકામ ત્યજવાનો છે, કર્મ ત્યજવાના નથી, કર્મ-સન્યાસની કામના ત્યજવાની છે એટલે કે એમણે કર્મ તો કરવાના જ છે, આમ બંન્ન સમાજોએ નિષ્કામ કર્મો કરવાના છે ગીતા ૩.૩૬–૪૬માં સામાન્ય રીતે ઘણા lust—સ્ત્રીપુરુષના શારીરિક સબધ–નો વિરોધ છે એમ સમજે છે, કેટલાક 'ઇચ્છા' એટલે આપણી દરેક ઇચ્છાનો ત્યાગ અહીં કહ્યો છે એમ માને

છે, અને બીજાઓ વળી વેદોક્ત કામનાઓનો વિરોધ કહ્યા છે, એમ અર્થ કરે છે. પણ અહીં વૈદિક કામ્યકર્મોની કામના તથા ઔપનિષદિક કર્મસંન્યાસની કામના, એ બન્નેનો વિરોધ જણાય છે, કેમકે ગીતા ૩.૯–૧૬માં અને ૧૭-૨૦Aમાં અનુક્રમે કર્મફલકામના તથા કર્મસંન્યાસકામનાનો વિરોધ ગીતાએ કર્યો છે. ગીતા કર્મસંન્યાસની કામના અથવા આસક્તિનો વિરોધ જ કરે છે. ૩.૩૯ મુજબ જ્ઞાનીને કર્મફલકામના ન થવી જોઇએ, જ્ઞાનીને કર્મફલની કામના થાય તો તે તેની પાસે કામ્ય કર્મ કરાવે છે, અને કર્મસંન્યાસની કામના થાય તો તેની પાસે સંન્યાસ લેવડાવે છે.

अर्जुन उवाच

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥३६॥

श्रीभगवानुवाच

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥३७॥
धूमेनाव्रियते वह्निर्यथादर्शो मलेन च।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥३८॥
आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा।
कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च ॥३९॥

इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥४०॥
तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥४१॥
इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥४२॥
एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥४३॥

ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु
ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
कर्मयोगो नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

ભાષાન્તર—અર્જુન કહે છે-હવે, મને સમજાવો કે ક
શક્તિથી પ્રેરાએલો સામાન્ય મનુષ્ય પાપમય કર્મ (અથવા ન
કરવાનો કર્મસંન્યાસ) કરવા પ્રેરાય છે; હે [વૃષ્ણિ નામના યાદવ
કુળમાં જન્મેલા] કૃષ્ણ, સામાન્ય મનુષ્ય પોતે "પાપ" કરવા
ઇચ્છતો નથી, પણ પરાણે, મરજી વિરુદ્ધ, જાણે કે (બલાદિવ
કોઇનાથી પ્રેરાય છે, તે પ્રેરણા કરનાર કોણ છે? (૩૬). શ્રી
ભગવાન કહે છે.—એ પરાણે પાપ કરાવનાર काम એટલે
"ઇચ્છા" છે; જ્યારે ઇચ્છા સંતોષાય નહીં ત્યારે એ કા
બીજા ઉપર ક્રોધનું રૂપ ધારણ કરે. प्रकृति तत्त्व જ બધ
કર્મો કરે છે, એવી એક દાર્શનિક સમજણ, ઉપનિષદ પછીન
સંસ્કૃતિમાં પ્રચલિત છે; તો તે સમજણ મુજબ પ્રકૃતિ તત્ત્વન

રજોગુણમાંથી આ કામની ઉત્પત્તિ છે, રજોગુણ ઇચ્છા એટલે ફલેચ્છાવાળાં કર્મો કરવા પ્રેરે છે (તેમજ મોક્ષરૂપી ફલેચ્છાવાળો કર્મસંન્યાસ લેવા પણ રજોગુણ જ પ્રેરે છે), એ કામનો ખોરાક મહાન છે, એ કામનાં પાપો મહાન છે, તું એ કામને આપણી આ નવી समत्वની, योगની, સંસ્કૃતિનો શત્રુ સમજ (૩૭). (જેમ ધૂમાડાથી ઢંકાએલો અગ્નિ, હોય તેના કરતાં ઓછો પ્રજવલિત લાગે છે, કચરાથી ઢંકાએલો આયનો (आदर्श) ઝાંખો લાગે છે, અને ઉલ્બ (ઓર)થી ઢંકાએલો ગર્ભ પોતાના મૂળ સ્વરૂપે, માનવદેહરૂપે, જોઈ શકાતો નથી તેમ આપણે જે જ્ઞાન, નિષ્કામકર્મનું, સમત્વનું, આપીએ છીએ તે कामથી ઢંકાએલું છે (૩૮). ગીતાનો જે ખરો જ્ઞાની, સ્થિતપ્રજ્ઞ, નિષ્કામ કર્મી, યોગી, છે તેનો આ કામ નિત્યવૈરી, હમેશાં જેનાથી ચેતીને રહેલું જોઈએ તેવો દુશ્મન છે; તેવા કામથી આપણા યોગીનું જ્ઞાન ઢંકાએલું છે. હે કુન્તીપુત્ર, આ "કામ" મનુષ્યનો નિત્ય-વૈરી છે, તથા કદી ન ધરાય, ન તૃપ્ત થાય, એવો અગ્નિ છે. અગ્નિમાં જેમ જેમ આહુતિ નાખો તેમ તેમ અગ્નિની ભૂખ ઊઘડતી જાય છે, તેમ આ કામની તૃપ્તિ માટે જેમ જેમ યત્ન કરો તેમ તેમ આ કામ વધારે ભૂખ્યો થતો જાય છે (૩૯). ["કામ" રૂપી શત્રુની ઉત્પત્તિ "રજોગુણ"માંથી કહી, એ શત્રુ જ્ઞાનીના જ્ઞાનને આવરીને રહે છે, એમ (૩૮-૩૯માં) કહ્યું,— હવે, "જ્ઞાનનું આવરણ" काम કેવી રીતે કરે છે તે સમજાવે છે.] काम જ્ઞાનનાં સાધનોને બગાડે છે, કેમકે જ્ઞાનનાં સાધનોમાં દાખલ થઈને અંદર ભરાઈ રહે છે. ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ–

આ જ્ઞાન મેળવવાનાં સાધનો આ "કામ"ને રહેવાનાં ઠેકાણું (અધિષ્ઠાન) કહેવાય છે, એ સાધનોમાં રહીને એ દ્વારા જે જે જ્ઞાન ઉત્પન્ન થાય તેને આવરીને આ કામ દેહમાં રહેનારા આત્માને ભ્રમિત-મોહિત કરે છે, સાચું જ્ઞાન થવા દેતો નથી (૪૦). કામનાં ઠેકાણું ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ છે, માટે પહેલાં ઇન્દ્રિયો (વગેરે)ને નિયમમાં લાવીને હે ભરતશ્રેષ્ઠ અર્જુન, તું [જે અનેક પ્રકારનાં 'જ્ઞાન—વિજ્ઞાનો' અધ્યાય ૭.૨,૯.૧, વગેરેમાં કહ્યાં છે તે] જ્ઞાનવિજ્ઞાનનો નાશ કરનાર આ "કામ"રૂપી પાપનો નાશ કર (૪૧). આ "કામ" શત્રુ અજેય નથી, દુર્જેય છે, કેમકે આ દેહમાં રહેલી ઇન્દ્રિયો એના વિષયોથી દૂર, વધારે સૂક્ષ્મ, વ્યવહાર માટે મુશ્કેલ છે; ઇન્દ્રિયોથી દૂર, વધારે સૂક્ષ્મ, મન છે; મનથી વધારે સૂક્ષ્મ બુદ્ધિ છે; પરંતુ એ સૌથી દૂર-સૂક્ષ્મ બુદ્ધિથી પણ દૂર એટલે દુરાસદ આ "કામ" છે (૪૨). એમ કામને બુદ્ધિથી વધારે પર સમજીને, પોતાની જાત વડે પોતાની જાતને રોકીને અર્થાત્ પોતાના પ્રયત્ન વડે બુદ્ધિને કામથી જુદી પાડીને, બુદ્ધિને સંયમમાં રાખીને, પહોંચવામાં મુશ્કેલ કામરૂપી શત્રુને, હે હિંમતવાન્ અર્જુન, તું ઠાર કર. (ગીતાકાર કહે છે, હે માનવો, બુદ્ધિ ઇન્દ્રિયો (જ્ઞાત્મન્, પોતાની જાત જેવાં છે) તેમને પોતાના જ મહાપ્રયત્ન વડે વશ કરો, એટલે જ "કામ"નો નાશ થઈ જશે (૪૩).

નોંધ—આ અધ્યાયમાં, બીજા (ભક્તિ, જ્ઞાન, ધ્યાન વગેરે) સાધનો કરતાં "કર્મ"નાં સાધન વડે જ નિષ્કામકર્માચરણ રૂપી

ફલ અર્થાત્ फलयोगनो ઉપદેશ આપ્યો છે, માટે આ અધ્યાયનું નામ कर्मयोग છે. શ્રી ટિળકે, 'ગીતામાં જ્યાં જ્યાં 'योग' શબ્દ છે ત્યાં બધે "कर्मयोग" સમજી લેવો એવો' નિર્ણય આપ્યો છે; અને તે નિર્ણયના પેટાનિર્ણય તરીકે ज्ञानयोग તથા ભક્તિયોગને ગૌણ બનાવવા માટે ગીતાના ઉપદેશને "ज्ञानप्रधानभक्तिविशिष्ट—कर्मयोग" કહ્યો છે, તે ખોટો નિર્ણય છે; અને ગીતાકારને તે નિર્ણયથી અન્યાય થયો છે; આપણી સંસ્કૃતિની વિશાળતાને અન્યાય થયો છે. વળી, ગીતા પોતાની જાતને योगशास्त्र કહીને દરેક અધ્યાયને એક અમુક योग કહે છે ઉપરાન્ત, જ્યાં જ્યાં ગીતાના મુખ્ય ઉપદેશ માટે એક શબ્દ વાપરવો પડ્યો છે ત્યાં સાદો શબ્દ योग જ વપરાયો છે. (જેમકે ગીતા ૪.૧-૩) અને જ્યાં કર્મયોગ શબ્દ છે ત્યાં તેનો અર્થ "કર્મદ્વારા અથવા કર્મનો યોગ (समत्व)" એવો છે. આ બધી હકીકત શ્રી ટિળકના મતની વિરુદ્ધ જાય છે. ગીતા ૧૩.૨૫-૨૬માં કહ્યું છે કે कर्मयोगના અનુયાયીઓ ध्यान, सांख्ययोग, વગેરેના અનુયાયીઓથી જુદા (कर्मयोगेन च अपरे છે.)

# અધ્યાય ચોથો

## ગીતા ૪. ૧-૪

પ્રસ્તાવના—(૧) અહીં શરૂઆત જ શ્રીકૃષ્ણના શબ્દોથી થાય છે. અર્જુને કંઇ શંકા કરી નથી; અને શ્રીકૃષ્ણે પોતે અગાઉ કંઈ કહેલુ હોય તેમાં અધુરી રહેલી વાત ફરી ઉપસ્થિત કરી નથી જે પોતે કહ્યું છે, તે વિશે એક નવી વધાશની હકીકત કહેવાનો પ્રારંભ શ્રીકૃષ્ણ કરે છે, અને તેને પાછળથી એક, નવા પ્રકારના 'યોગ'ના ઉપદેશનું રૂપ જ આપી દે છે, જે રૂપ "જ્ઞાનકર્મસંન્યાસ યોગ" નામથી આ અધ્યાયની ઇતિશ્રીમાં નિર્દિષ્ટ કરવામાં આવ્યું છે.

(૨) બીજું નોંધવા લાયક અહીં એ છે કે શ્રીભગવાન પોતે પોતાના ઉપદેશને માત્ર "યોગ" શબ્દથી ઓળખાવે છે; (इमं योगम्) માટે, શ્રીકૃષ્ણનો ઉપદેશ મુખ્યત્વે યોગનો છે; કર્મયોગનો નહીં. પણ, કર્મ દ્વારા જ્યારે યોગ અથવા સમત્વ મળે, ત્યારે કર્મયોગ નામ તે પ્રકારના યોગને માટે વપરાય.

श्रीभगवानुवाच

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।<br>
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥१॥<br>
एवं परम्पराप्राप्तमिमं राजर्षयो विदुः ।<br>
स कालेनेह महता योगो नष्टः परंतप ॥२॥

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥३॥

अर्जुन उवाच

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥४॥

ભાષાન્તર—શ્રીભગવાન કહે છે: આ (તને જે મેં આગલા અધ્યાયોમાં કહ્યો તે) અવ્યય (પ્રાચીન અવિચ્છિન્ન પરંપરાવાળો) યોગ (સમત્વ અથવા कर्मसु कौशलम રૂપ योग) મેં સૂર્યને કહ્યો હતો. સૂર્યે તે યોગ મનુને કહ્યો હતો, મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો (૧). એમ ઉત્તરોત્તર એક પાસેથી બીજાને મળેલો આ સમત્વ રૂપ યોગ જનક, રામ, વગેરે રાજર્ષિઓ જાણતા હતા. હે પરંતપ, તે યોગ લાંબા કાળે આ દુનિયામાંથી નાશ પામ્યો (૨). તે જ પુરાતન યોગ અહીં આજે મેં તને કહ્યો; તું મારો આશ્રય લેનારો છે અને મારો સખા (સમાન વયનો મિત્ર) છે તેથી (મેં તને આ યોગ કહ્યો) કેમકે (નિષ્કામ-યુદ્ધ કરવાનો બોધ—) એ એક સર્વથી અગત્યની ગુપ્ત વાત છે (૩). અર્જુન કહે છે:—તમારો જન્મ પાછળથી થયો છે, અને સૂર્યનો જન્મ અગાઉ થઇ ગયો છે. તો હું કેવી રીતે સમજી શકું કે તમે શરૂઆતમાં (મારાથી અગાઉ) આ યોગ સૂર્યને કહેલો? (૪).

## ગીતા ૪. ૫-૧૫

**પ્રસ્તાવના** હવે નીચેના વિષયો આવે છે: (અ) શ્રી કૃષ્ણના અવતારો યુગે યુગે થાય છે (૫-૮), (આ) શ્રીકૃષ્ણના અવતાર અને કર્મના જ્ઞાનથી મોક્ષ મળે છે (૯-૧૧), (ઇ) ભગવાનને પહોંચવાના ઘણા માર્ગો છે (૧૧,૧૨), (ઈ) ચાર વર્ણો ભગવાનથી સર્જાએલા છે (માટે તે હમેશાં રહેવા જ જોઇએ). આ વિષયો જ કહેવાનો ગીતાના આ શ્લોકોનો **મુખ્ય ઉદ્દેશ** છે, એમ ગીતાના ઘણા વાચકો માને છે, પણ તે ભૂલ છે. અહીં મુખ્ય વક્તવ્ય એટલું છે કે ભગવાન શ્રીકૃષ્ણ આ ચાર જ નહીં પણ અનેક કામો કરે છે; છતાં એ આપ્તકામ હોવાથી **કર્મનાં ફળોથી નિર્લેપ રહે છે**. તો તેમનું દૃષ્ટાન્ત, યોગ માટે, નિષ્કામ કર્માચરણ માટે, લઇને મનુષ્યે પોતાનાં કર્મો નિષ્કામ, નિઃસ્વાર્થપણે, લોકમાં સહાયરૂપ દૃષ્ટાન્ત રૂપે, કરવાં. માટે, (ક) અવતારનો સિદ્ધાન્ત, (ખ) અવતારના જ્ઞાનથી મોક્ષપ્રાપ્તિનો સિદ્ધાન્ત (૯-૧૦), (ગ) ભગવાનની ભક્તિના અનેક પ્રકારો છે અને (ઘ) ભગવાન પોતે જે રીતે ભક્તને ગમે તે રીતે તેને સામેથી મળે છે, એ ભક્તિમાર્ગનો એક મહાન સિદ્ધાન્ત, (ઙ) હિન્દુધર્મમાં ચતુર્વર્ણનો સિદ્ધાન્ત અને (ચ) ચતુર્વર્ણ્યવ્યવસ્થા શ્રીકૃષ્ણે સર્જી છે તે હકીકત—એ દરેક અહીં મુખ્ય વિષય નથી, પણ પોતાનું જ દૃષ્ટાન્ત આપીને નિષ્કામ કર્માચરણનો બોધ આપવા માટે એ દરેકનો ઉપયોગ અહીં કર્યો છે. **આ અગત્યની બાબત શ્લોક ૧૩B-૧૫માં સ્પષ્ટ કહી છે.**

श्रीभगवानुवाच

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥५॥
अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥६॥
यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥७॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥८॥
जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥९॥
वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥१०॥
ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥११॥
काङ्क्षन्तः कर्मणां सिद्धिं यजन्त इह देवताः।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥१२॥
चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥१३॥
न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥१४॥

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥१५॥

ભાષાન્તર—શ્રીભગવાન કહે છે: હે અર્જુન મારા તથા તારા અનેક જન્મો થઈ ગયા છે તે સર્વે હુ જાણું છું, તું તે જાણતો નથી. તેથી તને શ્લોક ૪ ની શંકા થઈ મારા ગત જન્મોમાથી એક જન્મમા મેં આ જ યોગ સૂર્યને કહેલો હતો (૫). [હુ અનેક નિષ્કામ કર્મો કરુ છું અને એ જ રીતે તું પણ યોગને જ અનુસર, એમ હુ તને હવે કહેવા ઇચ્છુ છું. મારા નિષ્કામ કર્મોની યાદીમાં સૌથી પ્રથમ જે વિશે વાત પ્રસ્તુત છે તે નિષ્કામ કર્મો મારી અવતાર લેવાની ક્રિયાઓ છે, અને અવતારમા કરેલા સારાં તેમજ પાપ કર્મો પણ છે તું પાપ કર્મોથી ડરીને યુદ્ધ છોડી દેવા તૈયાર થયો છે પણ અવતાર દરમિયાન મારે પણ દુષ્ટોનો નાશ કરવાની હિંસા તો કરવી જ પડે છે. તે હિંસાથી હું અલિપ્ત જ રહું છું, કેમકે મને ફ્લની ઇચ્છા નથી આ બોધ જ મારે તને મુખ્યત્વે દેવાનો છે, કેમકે જે યુદ્ધની હિંસા કરવા તૈયાર નથી એવા તને મારે નિઃસ્વાર્થ, નિષ્કામ, મનના સમત્વથી યુક્ત યુદ્ધ,—પાપીઓના નાશ માટે યુદ્ધ પણ નિઃસ્વાર્થ યુદ્ધ—કરવાનો બોધ દેવો છે. પણ તે પહેલાં "હુ અવતાર લઇ શકું કે કેમ, એવી શંકા તને અથવા કોઇને થાય, તેનો સૈદ્ધાન્તિક ખુલાસો હુ કરી લઉં.] હું ખરેખર અવતાર લઉં છું. હુ જન્મ-રહિત હોવા છતા, નિત્યએકસરખો છું—છતાં, અને પ્રાણીમાત્રનો હું સ્વામી છું છતાં, સામાન્ય મનુષ્યની જેમ જન્મમરણવાળો, પરિણામ-

શીલ સ્વભાવવાળો (વ્યયાત્મા), અને એક સામાન્ય મનુષ્યની જેમ હીનતાવાળો, અવતારી હું બનું છું (સંભવામિ). આ અવતાર લેવાનાં મારાં સાધનો તું સાંભળ. મારી પોતાની એક શક્તિ, જે "પ્રકૃતિ" નામથી ઓળખાય છે તેનો બનેલો દેહ-રહેવાની જગા-માં રહીને હું મારી બીજી માયા નામની, શક્તિના સાધનથી અવતાર લઉં છું. માટે હું અવતાર લઈ શકું કે કેમ, તેવી શંકા અસ્થાને છે (૬). હું અવતાર ક્યારે અને શા હેતુથી લઉં છું, તે તું સાંભળ. હું જગતના ધર્મનો, ધર્મતત્ત્વનો, રક્ષક છું; માટે મારે મારી ફરજ બજાવવી પડે છે. જ્યારે ધર્મના રક્ષણની જરૂર પડે છે, જ્યારે જ્યારે ધર્મ-તત્ત્વને ઝાંખ (નિસ્તેજસ્તા) આવે છે, હે ભરતવંશી અર્જુન, જ્યારે અધર્મનો ઉદય અને વૃદ્ધિ (અભ્યુત્થાનમ્) થાય છે, ત્યારે હું મારી જાતને સર્જું છુ; સામાન્ય જીવની જેમ મને કોઈ જન્મ આપતું નથી; હું પોતે મારી મેળે દેખાઉં છું (૭). સન્તપુરુષોના રક્ષણ માટે અને દુર્જનોનો વિનાશ કરવા માટે—એ બે કામો કરવા માટે અને એ રીતે ધર્મતત્ત્વની પુનઃ સ્થાપના કરવા માટે હું જુદા જુદા યુગોમાં જન્મ લઉં છું (૮). હવે એક બીજી આડવાત પણ તને કહી દઉં. મુખ્ય વાત પાછળથી શ્લોક ૧૩B-૧૫માં કહીશ. પણ મારા અવતારોનો વિષય-તને યોગની પ્રાચીનતા સમજાવતાં વચ્ચે—કહેવાનો પ્રસંગ આવ્યો જ છે; તો પછી મારા અવતારો અને તે દરમિઆન મેં કરેલાં કર્મોનું યથાર્થ જ્ઞાન શું ફળ આપે છે તે તું સાંભળી લે. મારા જન્મો અને મારાં કર્મો સામાન્ય

મનુષ્યના જન્મકર્મો જેવા નથી, પણ દિવ્ય છે, અસાધારણ છે હે અર્જુન, જે મનુષ્ય મેં તને કહ્યા તે રીતે મારા દિવ્ય જન્મ અને કર્મો તાત્વિક રીતે જાણે છે તે પોતાનો દેહ છોડ્યા પછી ફરીથી જન્મ લેતો નથી, પણ તે મને જ પ્રાપ્ત કરે છે આ ભક્તિમાર્ગનો એક સિદ્ધાન્ત છે, કે ભગવાનના જન્મની ગડયના, દિવ્ય પ્રકારથી થતા જન્મો અને જન્મો દરમિયાન દિવ્ય રીતે કરેલા કર્મો જે સમજે છે, તે મોક્ષ પામે છે (૯) આ સિદ્ધાન્ત પ્રમાણે ઘણા મારા ભક્ત-જ્ઞાનીઓ આસક્તિ, ભય અને ક્રોધથી મુક્ત થએલા, "મારામય બનેલા" (मन्मया - 'मय: प्राचुर्ये'), મારો આશ્રય લીધેલા, હુ કેવી રીતે અવતાર લઉં છુ અને અવતાર દરમિયાન શું કરુ છુ તેના પાવક જ્ઞાનથી પવિત્ર થએલા દેહત્યાગ કર્યા બાદ, મારા ભાવને (મારાપણાને) પામ્યા છે, મારા સમાન થયા છે (મારા તેજમા ભળી ગયા છે) (૧૦) ભક્તિના સિદ્ધાન્તની આ એક અવાન્તર વાત તને કહી (તે ભાગવત વગેરે પુરાણોએ આપેલી અવતારની વાતો જેવી વાત છે) હવે, અવતાર ઉપરાત મારે એક બીજુ કાર્ય કરવાનુ હોય છે તે તું સમજ, મારે મારા ભક્તોની સામે જઈને ભક્તોનો આશ્રય લેવો પડે છે આ માટે નિયમ એ છે કે કોઈ એક ચોક્કસ રીતે જ ભક્તો મારી પાસે નથી આવતા, દરેક ભક્ત પોતાને ફાવે તે રીતે મારી પાસે આવે છે, જેમકે, ગીતા ૧૩ ૨૪-૨૬મા ધ્યાન, સાખ્યયોગ, કર્મયોગ અને એક પ્રકારનો ભક્તિયોગ, એવા ચાર યોગોથી જુદા જુદા યોગીઓ મારી પાસે આવે છે, એમ મેં જ કહ્યું છે.

તો મારા ભક્તોને સામેથી મળવા જવાનું કાર્ય મારે કરવું પડે છે (**तान् भजाम्यहम्**). આમ મારી પાસે આવવાના (મારી ભક્તિના) અનેક રસ્તા છે, કેમકે હે પાર્થ બધા મનુષ્યો પોતાના સર્વ પ્રયત્નોથી મારી પાસે પહોંચવાના માર્ગને અનુસરે છે. કોઈ મનુષ્ય એવો નથી, કે મારી પાસે આવવા યત્ન ન કરતો હોય. —આમ ગીતા દરેક મનુષ્યને ઈશ્વર પાસે જવાના અનેક રસ્તાઓમાંથી એક રસ્તે જતો જ ગણે છે (૧૧). છતાં, હે અર્જુન, એક અપવાદરૂપ વર્ગ છે; તે વૈદિકોનો વર્ગ છે; તેઓ મારી પાસે ન આવતાં, જુદા જુદા **વૈદિક** દેવોનો યજ્ઞરૂપ પૂજનથી આશ્રય લે છે કેમકે પોતે કરેલાં વૈદિક કર્મોની સિદ્ધિ (અનેક પ્રકારના ફલોની પ્રાપ્તિ) ઇચ્છતા હોય છે, આ માનવ સંસારમાંથી કર્મથી જન્મની (વિવિધ ફલ પ્રાપ્તિરૂપ) સિદ્ધિ **જલદી** થાય છે. મારી ભક્તિ કે મારા જ્ઞાનથી મળતું મોક્ષફળ **ઘણે વખતે** મળે છે. આમ વૈદિકોનો સમાજવિભાગ મારી ભક્તિ ન કરનારાઓનો છે. પણ આ તો મેં—વૈદિક ધર્મના જગતમાં પ્રચારની—અવાન્તર વાત કહી. તે અવાન્તર વાત તો મારે તને ૧૧Bમાંથી ઉત્પન્ન થતી એક શંકાના નિરાકરણ માટે કહેવી પડી. પ્રસ્તુત વાત એ છે કે હું સામે જઈને મારા ભક્તોને મળવાનો યત્ન કરું છું, એ ભક્તિસિદ્ધાન્ત કહેવાનો હેતુ એટલો જ છે કે એ કાર્ય (ભક્તો ખાતર પ્રેમપૂર્વક એમની સામે જઈને મારી પાસે આવવામાં એમને મદદ કરવાનુ કાર્ય) પણ હું કરું છું છતાં હું નિર્લેપ છું; તે મુજબ તું નિર્લેપ રહીને તારાં કાર્યો કર (૧૨). હવે, તને મારું એક

વધારે કાર્ય ગણાવું છું, તે છે ચાર વર્ણોની સૃષ્ટિ કરવાનું. આ વિશે પણ એક સિદ્ધાન્તની વાત તને કહું, કે ચાર વર્ણો, પ્રકૃતિના સત્વરજસ્તમસ્ ગુણો અને એ ગુણોમા રહેલા કર્મો-કર્મો અથવા ક્રિયાઓ પ્રકૃતિના ગુણોમાં છે અને ગુણો જ બધા કર્મો કરે છે—ના વિભાગ (વહેંચણી) મુજબ એક નિયમને અનુસરીને, સર્જાય છે. એ પ્રકૃતિના ગુણકર્મની વહેંચણીના નિયમને અનુસરીને ચારવર્ણોનો સમુદાય મેં સર્જ્યો છે—બીજા મારા કર્મો ગણાવ્યા તેમ—આ વર્ણસૃષ્ટિના કર્મનો કરનારો પણ હુ છું છતાં તું મને સદા એક જ સ્વરૂપવાળો (વ્યયરહિત) અને અકર્તા જાણ (૧૩). હવે, આ અને બીજા અનેક કાર્યો હું કરુ છું છતા હું અકર્તા, અને કર્મોથી કર્તામા થતા વ્યય વગરનો, કેમ રહી શકું છુ તે તુ સાભળ મને મારાં કર્મો—સારા તેમજ હિંસાવાળા—બંધન કરતા નથી કેમકે એ કર્મોના ફલ માટે મને ઇચ્છા નથી એવી રીતે મને જે ઓળખે છે (અને મારા દૃષ્ટાન્તને અનુસરી પોતાના કર્મો ફલની ઇચ્છા વગર કરે છે) તેને કર્મો બંધન કરી શકતા નથી (૧૪). આ બધી સૈદ્ધાન્તિક જેવી વાતો મેં તને શુષ્ક્રત્વે શા ઉદ્દેશથી કહી, તે તુ સમજ. મે તને જે કહ્યું તે જાણીને આગલા—પ્રાચીન સમયના—મુમુક્ષુઓએ પણ પોત પોતાના કર્મો નિષ્કામ રહીને કર્યા છે (જેથી જગતનુ હિત થાય અને એ કર્મો એમને મોક્ષમા ઉપયોગી થાય ?)—તેટલા માટે તું પણ તારું કર્મ અવશ્ય કર, પોતપોતાનું કર્મ પૂર્વ કાલીનોએ કર્યું છે, કેમકે એમની પણ અગાઉના મુમુક્ષુઓ

પોતાનાં કર્મો કરતા જ હતા. એ રીતે કર્મ અનન્તકાળથી કરાતું આવેલું છે (નિષ્કામ કર્માચરણ, એક અતિપ્રાચીન માર્ગ છે, (૧૫).

**નોંધ**—(૧) આમં આ અધ્યાયમાં (શ્લો. ૫-૧૫) **મુખ્ય** ઉદ્દેશ દૃષ્ટાન્તો આપીને અર્જુન પાસે નિષ્કામ કર્મ કરાવવાનો છે.

(૨) ૧૫A મુજમ, મુમુક્ષુઓ શ્રીકૃષ્ણની જેમ નિષ્કામ કર્મ કરતા એમ કહ્યું છે. અર્થાત્ **ગીતાના નિષ્કામકર્મથી મોક્ષ મળે છે.** માટે પૂર્વકાળના મુમુક્ષુઓ એ કર્મ કરતા હતા અને અર્વાચીન મુમુક્ષુઓએ એ કર્મ કરવું જોઈએ.

(૩) મોક્ષનું મુખ્ય સાધન શું છે? જ્ઞાન કે કર્મ? કે કંઈ બીજું (ભક્તિ)? કે એ સર્વનો સમુચ્ચય? અહીં ' ज्ञात्वा कृतं कर्म " કહ્યું છે, માટે એક પ્રકારનું (શ્રીકૃષ્ણનાં જ નિષ્કામ કર્મોનું) જ્ઞાન મેળવ્યા **પછી** કર્મ કરવાનું અહીં કહ્યું છે; એ રીતે એક પ્રકારનું જ્ઞાન અને એક પ્રકારનું કર્મ, એ બેનો સમુચ્ચય અહીં મોક્ષનું સાધન છે. (૪) મોક્ષનાં સાધનો ઉપનિષદો, ગીતા અને આચાર્યોના સંપ્રદાયોમાં અલગ અલગ ઘણાં કહ્યાં છે; તેમાંનાં બે—જ્ઞાન અને કર્મ—**અથવા** ત્રણ—જ્ઞાન, કર્મ અને ભક્તિ—મુખ્ય છે; તેમાં પણ એ ત્રણના સમુચ્ચય વિશે જુદા જુદા મતો છે. શાંકર મત મુજબ "કર્મ" મોક્ષપ્રાપ્તિ માટે સીધું (પ્રત્યક્ષ ઉપયોગી) સાધન નથી; પણ કર્મથી ચિત્તશુદ્ધિ થયા પછી સર્વકર્મસંન્યાસ ગ્રહણ કરવો જરૂરી

અને માત્ર જ્ઞાન જ મોક્ષનું પ્રત્યક્ષ સાધન છે. ગીતાનો જે મત અહીં આપ્યો છે (મોક્ષની ઇચ્છાવાળાઓએ નિષ્કામ કર્મ કરવાનો—) તે શાંકર મતથી વિરોધી મત છે.

## ગીતા ૪ : ૧૬–૨૨

પ્રસ્તાવના—(૧) અહીંથી કર્મ અને અકર્મ (કર્મનો ત્યાગ) શું છે, તેની ચર્ચા શરૂ થાય છે અગાઉ ૨.૪૭માં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે "मा ते सङ्गोऽस्त्वकर्मणि" "તને અકર્મ માં આસક્તિ ન થાઓ." ગીતામાં આ વિષયની ચર્ચા ઘણા અધ્યાયોમાં આપી છે. તે ઉપરથી ગીતાના સમયની એક મહાન સંસ્કૃતિ સંન્યાસપરાયણ હતી, તે સ્પષ્ટ સમજાશે. વેદોની કામ્ય કર્મોની સંસ્કૃતિથી જ્યારે આર્યોનો વિદ્વાન વર્ગ કંટાળ્યો ત્યારે તે સર્વ કર્મસંન્યાસમાં ડૂબી ગયો અને તે સમયે ઉપનિષદોની અકર્મની સંસ્કૃતિ જ મુખ્ય ગણાઈ. ગીતા વૈદિક અને ઔપનિષદિક બન્ને સંસ્કૃતિઓનો વિરોધ કરે છે અને પોતાના નિષ્કામ કર્મને "અકર્મ" કહે છે.

(૨) આમાં ગીતા તાત્ત્વિક ચર્ચામાં ઘણી ઊંડી જાય છે. બાહ્ય દેખાવમાં સંન્યાસી હોય પણ મનમાં અનેક કામનાઓ હોય તેવાનો સંન્યાસ "કર્મ" જ છે; તેથી ઊલટું બાહ્ય વ્યવહારમાં અત્યંત કર્મમગ્ન હોય પણ મનથી ફલનિરપેક્ષ હોય તો તેનાં કર્મો અકર્મ જ છે. ગીતા कवयोऽप्यत्र मोहिताः "વિદ્વાનો પણ આ વિષયમાં ભ્રમિત છે" એમ ટીકા ઉપનિષદના

સંન્યાસીવર્ગને ઉદ્દેશીને કરે છે. ગીતા પ્રમાણે "કર્મમાં અકર્મ" બે રીતે છેઃ— (અ) કર્મનો કર્તા કર્મના માત્ર ફલનો ત્યાગ કરે તો, અથવા (આ) કર્મ કરવા છતાં "હું કંઈ જ કરતો નથી, પ્રકૃતિ જ બધું કરે છે" એવી અકર્તૃત્વની મનોવૃત્તિ રાખી શકે અને એ રીતે માત્ર શરીરથી, જેમ યન્ત્ર પોતાની ક્રિયા કર્યે જાય છે તેમ (યન્ત્રવત્), કર્મો કરે તો. અકર્મની આ બે સમજૂતીઓ અનુક્રમે શ્લોક ૨૦ અને ૨૧માં આપેલી છે. બાકીના ૧૮-૧૯ અને ૨૨ શ્લોકો બન્ને પ્રકારના "અકર્મ" ને લાગુ પડે છે, કેમકે આ ત્રણ (૧૮-૧૯ અને ૨૨) શ્લોકો તો "કર્મમાં અકર્મ" જોઈ શકાય છે, એટલું જ કહે છે.

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१६॥
कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥१७॥
कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥१८॥
यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥१९॥
त्यक्त्वा कर्मफलासङ्गं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥२०॥
निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥२१॥

यदृच्छालाभसंतुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥२२॥

ભાષાન્તર—કર્મ શું છે? અને અકર્મ (કર્માભાવ) શું છે? આ વિષયમાં વિદ્વાનો પણ (ઉપનિષદના સંન્યાસીઓ પણ) ભ્રમિત થયા છે. જેના જ્ઞાનથી કર્મ કરવા છતાં તેમાં રહેલાં પાપથી તું મુક્ત રહે, અલિપ્ત રહે, તેવું કર્મ હવે હું તને કહીશ (૧૬). કર્મનું, વિકર્મ (બદલાઈ ગએલું કર્મ)નું તેમ જ અકર્મનું સ્વરૂપ જાણવું જોઈએ. કર્મની સમજણ સહેલાઇથી પડે તેમ નથી. [નીચેના શ્લોકોમાં વિકર્મનો અર્થ સમજાવ્યો નથી, પણ સંદર્ભ ઉપરથી સમજાય છે કે હમેશા મનુષ્ય નિષ્કામ કર્મ જ કરતો હોય પણ જો કદાચ કર્મની શરૂઆતમાં નિષ્કામ હોય અને પાછળથી કર્મ પૂરું થયા પહેલાં કર્મના ફળની ઇચ્છા તેનામાં ઉત્પન્ન થઇ જાય તો તે વિકૃત કર્મ અથવા વિકર્મ બની જાય છે, એમ અર્થ ગીતાકારના મનમાં હશે] (૧૭). કર્મ કરવામાં આવતું હોય ત્યારે તેના કરનારને ફ્લાશા ન હોવાથી અથવા તેના કરનારને "હું કર્મ કરતો જ નથી" એવી મનોવૃત્તિ હોવાથી, તે કરવામાં આવતા કર્મમાં, જે મનુષ્ય અકર્મ જુએ છે, અને બાહ્ય સંન્યાસ હોવા છતાં તેવા સંન્યાસીના મનમાં ફ્લેચ્છાભરી હોવાથી તેના અકર્મમાં જે મનુષ્ય કર્મ જુએ છે તે મનુષ્યોમાં "જ્ઞાની" છે (માત્ર બાહ્ય કર્મ કે બાહ્યસંન્યાસને જ કર્મ અથવા કર્માભાવ માનીલેનારા ઔપનિષદિકો જ્ઞાની નથી). જેને અમે "જ્ઞાની" કહ્યો તે યોગી (યુક્ત) છે, અને તેને માટે એકપણ કર્મ કરવાનું ફરજિયાત નથી (તે

કૃત્સ્નકર્મકૃત છે) (૧૮). જે [યોગીનાં] બધાં કર્મો [ફલની અથવા કર્મ કરવાની] ઇચ્છાના વિચાર વગરનાં છેતે જ્ઞાનરૂપી અગ્નિથી બળી ગએલાં કર્મોવાળા મનુષ્યને ગીતાના વિદ્વાનો "पण्डित" કહે છે (૧૯). કર્મોના ફ્લોમાં આસક્તિ ત્યજીને જે મનુષ્ય નિત્યસંતુષ્ટ અને ફલાશ્રયવગરનો થયો છે, (તેણે ફરજિયાત સંન્યાસ લેવો જ જોઇએ એમ નથી, કેમકે) તે સ્વકર્મોમાં ખૂબ પ્રવૃત્ત થાય તો પણ (अपि) તે કંઇ જ કરતો નથી (અર્થાત્ તેનાં કર્મો અકર્મો જ છે); કર્મમાં અકર્મ જોવાની આ એક રીત છે (૨૦). હવે બીજી રીત તને કહું છું. જે કોઈ પણ પ્રકારની ઇચ્છા (જેને ઉપનિષદો પુત્રૈષણા, વિત્તૈષણા, લોકૈષણા કહે છે તે) વગરનો છે, જેનાં મન અને બુદ્ધિ સંયત છે, જેણે સર્વ મિલકતની માલિકીનો માનસિક ત્યાગ કરેલો છે, તે કેવલ **શરીરથી** સંપન્ન થતાં, (કંઇપણ સકામ વ્યવહાર વગરનાં—केवलम) કર્મો કરતો હોય તો પણ તે કર્મોમાં રહેલા પાપનો ભાગી બનતો નથી (૨૧). અકસ્માત્ પ્રાપ્ત થતા લાભથી તૃપ્ત થએલો, લાભાલાભ, જયઅજય વગેરે દ્વન્દ્વોની પેલે પાર ગએલો, અદેખાઈ વગરનો (विमत्सरः) અને કર્મની સફળતા—નિષ્ફળતા બન્નેમાં એકસરખો મનુષ્ય સંન્યાસ લે તો કંઈ વાંધો નથી. તેમજ તે કર્મો કરવાનું ચાલુ રાખે તો પણ (कृत्वापि) કર્મબન્ધનોથી તે બંધાતો નથી (૨૨).

## ગીતા ૪. ૨૩–૩૦A

**પ્રસ્તાવના**— (૧) ગીતાના ઉપદેશમાં "यज्ञ" નો ઉપદેશ ઘણો મહત્ત્વનો છે, આ ઉપદેશ ઘણા અધ્યાયોમાં આવેલો છે,

ખાસ કરીને ત્રીજા અને ચોથા અધ્યાયોમાં. વળી ગીતા ૫ ૨૯માં તેમજ ગીતાના આઠમા અધ્યાયમાં "અધિયજ્ઞ" નો પણ બોધ છે. તેમ જ બીજા અધ્યાયોમાં પણ યજ્ઞ વિશે કહ્યું છે. યજ્ઞના નૂતન ખ્યાલદ્વારા ગીતામા નિષ્કામકર્મનો જ બોધ આપવાનો ઉદ્દેશ છે. પણ યજ્ઞનો વિચાર ગીતાના જુદા જુદા અધ્યાયોમાં જુદી જુદી રીતે આપ્યો છે.

(૨) ગીતાના ત્રીજા અધ્યાયમાં વૈદિક યજ્ઞ જ કરવાનો બોધ છે. પણ તે યજ્ઞ કરનારને ઇષ્ટ વસ્તુ મળે તે હેતુથી કરવાનું ગીતામાં કહ્યું નથી. પરંતુ, અન્ન ઊગે તે માટે વૈદિક યજ્ઞ કરવાનુ ત્રીજા અધ્યાયમાં કહ્યું છે, અને તે અન્ન એક વ્યક્તિ માટે નહીં, પણ સમષ્ટિ, અર્થાત્ આખી પ્રાણીસૃષ્ટિ માટે અન્ન સારુ પાકે, એ ઉદ્દેશથી સાર્વજનિક કલ્યાણ ખાતર વૈદિક યજ્ઞ કરવાનો છે અને તે શક્ય બને માટે ગૃહસ્થજીવન જીવી નિષ્કામ કર્મો કરવાનો બોધ ત્રીજા અધ્યાયમાં છે.

(૩) અહીં ચોથા અધ્યાયમાં જે યજ્ઞ કહ્યા છે તે રૂપક યજ્ઞ છે. સામાન્ય રીતે તે રૂપક યજ્ઞની સમજણ આમ છેઃ— હુ અધ્યાપક છું, હું વિદ્યા મેળવું છું અને તેનુ વિતરણ વિદ્યાર્થીઓમાં કરુ છું. આ વિદ્યાપ્રાપ્તિની અને વિદ્યાવિતરણની ક્રિયાઓ મારુ જીવન છે. મારે એ બન્ને ક્રિયાઓ નિષ્કામપણે કરવી જોઇએ, તો તે ક્રિયાઓ મને બંધન નહીં કરે, અને અન્તે મને મોક્ષ મળશે. હવે, હુ જો એમ માનતો હોઉં કે મને વિદ્યાની પ્રાપ્તિ કોઈ દેવની કૃપાથી થાય છે, તો જ્યારે હું એ વિદ્યાનુ વિતરણ

કરું ત્યારે મારે એવી ભાવના રાખવી કે જે દેવ પાસેથી મને વિદ્યા મળી છે તે દેવને જ હું એની આપેલી વિદ્યા પાછી આપું છું. આ ભાવના હોવાથી મને મારું જીવન અને જીવનની મુખ્ય પ્રવૃત્તિ બંધનકારક નહીં નીવડે.—હવે, આ ભાવના એક "યજ્ઞ" છે. જે દેવ પાસેથી મને વિદ્યા મળે છે તે અગ્નિ છે; જ્યારે હું વિદ્યાનું વિદ્યાર્થીઓમાં વિતરણ કરું છું ત્યારે હું એ અગ્નિમાં વિદ્યા રૂપી આહુતિ અથવા हविस् આપું છું, હું यजमान છું, અને हविस् આપવાની ક્રિયા યજ્ઞનું અનુષ્ઠાન બને છે. આમ આ ભાવનામાં અગ્નિ, હવિષ્ય, યજમાન, યજ્ઞ છે.—આવી ભાવના જેમનો જીવનધંધો દ્રવ્યપ્રાપ્તિ અને દ્રવ્યવિતરણનો છે, તેઓ પણ રાખી શકે છે. તદુપરાંત, સામાન્યરીતે આંખથી મનુષ્ય જોવાની ક્રિયા કરે છે, તો 'હું જોઉં છું,' એમ પોતાને દર્શનક્રિયાનો અભિમાની થવા ન દેતાં, આંખ જુએ છે અને જોવાની ક્રિયા મૂળમાં તો આંખની પોતાની જ છે, એ ભાવનામાં આંખ અગ્નિરૂપ છે, અને જ્યારે જોવાની ક્રિયા નિષ્કામ વૃત્તિથી થાય ત્યારે એ 'અગ્નિમાં" એ ક્રિયાનું "हविस्" હેવાય છે, જોનારો મનુષ્ય "यजमान" જ છે, અને દેહના, આંખના કાર્યનો માત્ર સાક્ષી છે. આમ દરેક ધંધાદારી પોતાના નિષ્કામરીતે કરેલા ધંધાથી એક રૂપક યજ્ઞ કરી રહ્યો છે. દરેક જણ યજ્ઞને ખાતર પોતાનું કર્મ કરે છે (*यज्ञाय आचरतः कर्म*) અને તેથી તેનું કર્મ તેને બંધન કરતું નથી (समग्रं प्रविलीयते—શ્લોક ૨૩).—સામાન્ય રીતે ચોથા અધ્યાયનો યજ્ઞનો સિદ્ધાન્ત ઉપર્યુક્ત પ્રકારનો છે.

गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥२३॥
ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम्।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥२४॥
दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥२५॥
श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति।
शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥२६॥
सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥२७॥
द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥२८॥
अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥२९॥
अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति।

ભાષાન્તર—જ્યારે આસક્તિરહિત, બંધનરહિત, અહીં કહેલા (અગ્નિ, હવિષ્ય યજ્ઞ, યજમાન, અનુષ્ઠાનના) જ્ઞાનમાં દૃઢ મનવાળો મનુષ્ય અહીં કહેલા યજ્ઞનું અનુષ્ઠાન પોતાનાથી થાય એ ઉદ્દેશથી (यज्ञाय) પોતાનું કર્મ કરે છે (कर्म आचरतः) ત્યારે તેનું સમગ્ર કર્મ નાશ પામે છે (ફલરૂપી બંધન ઉત્પન્ન કરતું નથી) (૨૩). હવે, શરૂઆતમાં ચાલુ,

વૈદિક યજ્ઞ જ ત્રણ રીતે સમજાવે છે. જેમનું જીવન વૈદિક યજ્ઞના અનુષ્ઠાનમય હોય તેઓ એ જીવન ચાલુ રાખે તો પણ કર્મબંધન ન ઉત્પન્ન થાય તેવી ત્રણ રીતો અહીં કહી છે. **પ્રથમ રીત**—વૈદિક યજ્ઞની જે સામગ્રી છે તેના દરેક અંગ (સરવો, હવિષ્ય ઇત્યાદિ)ને બ્રહ્મ (નિરાકાર પર તત્ત્વ) જ માનવું અને વૈદિક યજ્ઞ કરવો; આમ સરવો બ્રહ્મ છે, રોજ દેવાનું હવિષ્ય બ્રહ્મરૂપ છે, ચાલુ અગ્નિ બ્રહ્મ જ છે, હોમ દેનારો યજમાન પણ બ્રહ્મ છે (**ब्रह्मणा हुतम्**), અને તે સર્વસામગ્રીરૂપ બ્રહ્મને તે સમગ્ર કર્મ આપી દેવાથી (બ્રહ્મમાં સમગ્ર કર્મનો સંન્યાસ કરી નાંખવાથી)—**तेन ब्रह्मकर्मसमाधिना**—ગન્તવ્ય ધ્યેય પણ બ્રહ્મ છે અર્થાત્ પરંપરાગત વૈદિક યજ્ઞના અંગોમાં બ્રહ્મની ભાવના રાખવાથી મોક્ષ જ મળે છે (૨૪). ૨૩મા શ્લોકમાં એક પ્રકારના **योगिनः** કહ્યા; હવે **अपरे योगिनः**—બીજા પ્રકારના યોગીઓ—વિશે કહે છે. આ નિષ્કામકર્મમય જીવન જીવનારાઓ જ્યારે વૈદિક યજ્ઞ કરે છે ત્યારે અમુક દેવ (**अथवा पुरुषाकार** પરતત્ત્વ) પાસેથી આ યજ્ઞ મને પ્રાપ્ત થયો છે તે હું એને જ આપું છું અર્થાત્ તે દેવરૂપી અગ્નિમાં હું યજ્ઞને પાછો આપું છું, એ ભાવનાવાળા છે; તેઓ "દેવ" વાળા યજ્ઞનું અનુષ્ઠાન કરે છે. ત્રીજા પ્રકારના વૈદિકો યજ્ઞને નિરાકાર બ્રહ્મમાંથી આવેલો માનીને ચાલુ યજ્ઞવડે જ (**यज्ञेनैव**) હવિષ્ય (તે બ્રહ્મરૂપી અગ્નિમાં) હોમે છે (યજ્ઞ જ હવિષ્ય બને છે; **उपजुह्वति**) (૨૫). હવે, શરીરની ક્રિયાઓ એની મેળે ચાલ્યા કરે છે, આત્મા કોઇ પ્રવૃત્તિ કરતો જ નથી; એવી સમજણ

વાળો, ભાવનામય અગ્નિમાં ભાવનામય યજ્ઞ ગીતા આપે છેઃ- જે વિદ્વાનો જીવન જીવતી વખતે નિર્લેપ રહેવા માટે પ્રથમ બધી ઇન્દ્રિયોને સંયમમાં લાવે છે, પછી એ "સંયમરૂપી અગ્નિમાંથી" ઇન્દ્રિયો આવી છે અને જ્યારે એ ઇન્દ્રિયો પોતપોતાનાં કાર્યો કરે છે ત્યારે જુદી જુદી સંયત ઇન્દ્રિયોરૂપી અગ્નિઓમાંથી આવીને, નિષ્કામ થઈ શબ્દાદિકક્રિયા, શ્રોત્રાદિ ઇન્દ્રિયો કર્યા કરે છે એવી ભાવના સેવે છે તે વિદ્વાનો શ્રોત્ર વગેરે ઇન્દ્રિયોરૂપ હવિઓને સંયમરૂપ અગ્નિમાં હોમે છે અને યજ્ઞ ખાતર જીવન જીવે છે. તેઓ એક પ્રકારના યોગીઓ છે. બીજા પ્રકારના યોગી તો 'ઇન્દ્રિયો જ શબ્દાદિ વ્યવહાર ચલાવે છે' એમ માને છે અને નિર્લેપ જીવન વીતાવે છે. તેઓ પાંચ ઇન્દ્રિયો-રૂપી પાંચ અગ્નિઓમાં શબ્દ વગેરે પાંચ વિષયો રૂપી હવિઓ હોમે છે અને "યજ્ઞો" મય જીવન જીવે છે (२६). એક, બીજા પ્રકારના યોગીઓ (—આ બધા યોગીઓ જ છે—) મનના સંયમ દ્વારા મેળવેલા સમત્વમાંથી આવીને ઇન્દ્રિયોનાં કર્મો અને પ્રાણનાં કર્મો આચર્યા કરે છે, એમ ભાવના કરે છે. તે લોકો "મનઃસંયમના યોગરૂપી અગ્નિમાં ઇન્દ્રિયકર્મો અને પ્રાણ કર્મોરૂપી હવિઓ હોમે છે"—એમ રૂપકની ભાષામાં ગીતા કહે છે. અહીં મનઃસંયમનો યોગરૂપી અગ્નિ જ્ઞાનથી દીપિત છે કેમકે એ સમત્વ કોઈ પણ એક પ્રકારના જ્ઞાનથી પ્રાપ્ત કરાયેલું હોય છે (२७). કોઈ દેવ (કે કોઈ તત્ત્વ) પાસેથી મને દ્રવ્ય (અથવા તપ, યોગ એટલે સમત્વ, અથવા પોતપોતાના ધંધાની વસ્તુ) મળેલ છે તે બીજાને નિષ્કામ મનથી આપતી વેળા તે

દેવ (અગ્ર્યા તત્ત્વ)ને જ હું તે પાછું આપું છું, એવી ભાવના કરનાર યોગી એ દેવ (કે તત્ત્વ) રૂપી અગ્નિમાં એ દ્રવ્ય (તપ, વગેરે) રૂપી હવિષ્ય હોમે છે. તપનું જીવન જીવનારા, સમત્વને પ્રધાન બનાવી સમત્વનું જીવન જીવનારા, એવા જુદા જુદા યોગીઓ જુદા જુદા યજ્ઞો વાળા છે (૨૮A). હવે, ઉપનિષદોના સંન્યાસીઓ પણ "યજ્ઞ" કરવા માટે કર્મ કરનારા **યોગિનઃ** જ છે, એમ ગીતા સમજાવે છે તીક્ષ્ણ નિયમવાળા સંન્યાસીઓ સ્વાધ્યાય અને જ્ઞાન મેળવે છે અને તેનું વિતરણ કરે છે આમ જીવન વ્યવહાર કરતી વેળા તેઓ જે દેવ કે તત્ત્વ પાસેથી જે વસ્તુ આવી છે તે તેને જ પાછી આપવાની ભાવના રાખે છે; અને પોતાના ધંધાની ક્રિયાને તે દેવરૂપી અગ્નિમાં આહુતિપ્રદાનની ક્રિયા માને છે, એ રીતે તેઓ યજ્ઞ માટે જ (આવો રૂપક યજ્ઞ ચાલુ રહે તે ખાતર જ) જીવન વીતાવે છે (જ્ઞાનપ્રચારાદિ કર્મો કરે છે) (૨૮). હવે **વળી**, જેઓ પોતાના જીવનની ક્રિયાઓને પોતે નથી કરતા પણ આપ મેળે જ એ ક્રિયાઓ દેહમાં ચાલે છે, એવી ભાવનાઓવાળા યોગીઓ વિશે (ફરીથી) ગીતા કહે છે. આપણા દેહમાં પ્રાણ-અપાનની ક્રિયાઓ ચાલે છે. તો તટસ્થ રહેનાર યોગી એમ માને (ભાવના કરે) કે અપાનમાંથી આવેલ (જન્મેલો) પ્રાણ બધું જીવન જીવી રહ્યા છે અને હું પ્રાણાપાન ક્રિયાઓથી નિર્લિપ્ત છું; તેવા યોગીઓ અપાનરૂપી અગ્નિમાં પ્રાણરૂપી હવિષ્ય હોમવાનો યજ્ઞ[1] કરવા ખાતર પ્રાણની ક્રિયા કરે છે; એથી ઊલટી ભાવના પણ શક્ય છે; કેમકે અપાન જ બધું (બધી પ્રવૃત્તિ) કરે છે, 'અને એ

અપાન પ્રાણમાંથી આવેલો છે, તે હું પ્રાણરૂપી અગ્નિમાં હવિષ્યરૂપે હોમું છું, એમ માનનારા **अपरे योगिन:** હોય છે. ત્રીજા પ્રકારના નિષ્કામ જીવન વાળા યોગીઓ **પ્રાણાયામ**ની ક્રિયાઓ કોઈ દેવ ચલાવ્યા કરે છે, અને તે દેવમાં તે **પ્રાણાયામ**ની ક્રિયારૂપી હવિષ્યો હોમાયા કરે છે, એમ ભાવના કરે છે તેઓ પ્રાણ અને અપાન કેમ ચાલે છે અથવા એક બીજામાંથી ચાલે છે, તે બાબત વિચાર જ કરતા નથી (માટે **प्राणापानगती रुद्ध्वा** એમ શ્લોકમાં કહ્યું છે) (૨૯). બીજા યોગીઓ એવો ખ્યાલ ધારણ કરે છે કે "પ્રાણો વારા ફરતી ચાલ્યા કરે છે," અને એ રીતે મારું જીવન ચાલ્યા કરે છે, હું નિર્લિપ્ત છું. આ યોગીઓ વારાફરતી થતી પ્રાણોની ક્રિયામાંથી (પૂર્વપૂર્વ) પ્રથમ થતી પ્રાણ ક્રિયાને પછી પછી થતી (ઉત્તરોત્તર) પ્રાણક્રિયાઓ (Breathing or functionig of senses)નું ઉત્પત્તિસ્થાન ગણે છે અને ઉત્તરક્ષણની પ્રાણક્રિયા હવિષ્યરૂપે પૂર્વક્ષણની પ્રાણ ક્રિયામાં હોમાય છે, એમ ભાવના કરે છે. આ યોગીઓ પોતાના આહાર ઉપર સંયમ રાખે છે, (કેમકે તો જ પ્રાણની ક્રિયાઓ **એકધારી** ચાલુ રહે અને તેમાં કારણ-કાર્યભાવનો સંબંધ મનાય) (૩૦A).

નોંધ—(૧) શ્લોક ૨૪થી ૩૦A સુધીમાં 'યજ્ઞો'નું વર્ણન છે. (અ) ગીતાનો અર્થ કરનાર અમુક વિદ્વાનોએ કહ્યું છે કે ગીતામાં યજ્ઞનો મહિમા વધારીને બ્રાહ્મણોએ બ્રાહ્મણોને આજીવિકા કરી આપી છે. The Gita is a Priestly Production." (આ) ગીતા વિષે બીજા (જેમકે પ્રો. એસ. એન. દાસ-

શુમા) કહે છે કે ગીતામાં પ્રાણાયામ (૪.૨૯) વગેરે જે "યોગ" ની ક્રિયાઓ કહી છે, તે પાતંજલયોગમાં કોઈ ઠેકાણે જોવામાં આવતી નથી. (ઙ) વળી, ૪.૨૪ ઉપર શાંકરભાષ્ય કહે છે કે "સંન્યાસી-જ્ઞાનીનું જે બ્રહ્મ છે તેમાં યજ્ઞનું ફલ સમાઈ જાય છે, માટે સંન્યાસીએ કોઈપણ પ્રકારનો યજ્ઞ કરવાની જરૂર નથી; એનું જ્ઞાન જ હજારો યજ્ઞ જેવું (હજારો યજ્ઞોના ફલથી અધિક કિંમતનું) છે." (ઈ) તે જ શ્લોક (૪.૨૪) ઉપર શંકરાચાર્યના એક પુરોગામી ગીતાભાષ્યકારે સમજાવેલું કે "ગૃહસ્થે વૈદિક યજ્ઞો કર્યા જ કરવા કેમકે એ યજ્ઞનાં સાધનોને જ અહીં "બ્રહ્મ" કહેલ છે," અર્થાત્ સકામ વૈદિક યજ્ઞમય જીવન ૪.૨૪માંથી એ ભાષ્યકાર (બોધાયન વૃત્તિકાર) તારવી કાઢે છે.—પણ સંદર્ભ ઉપરથી જણાય છે કે (ક) અહીં વૈદિક યજ્ઞોવાળાને નિષ્કામ જીવન જીવવા માટે એ યજ્ઞની ભાવનાનું પરિવર્તન કરવાનું કહ્યું છે (૨૪-૨૫), (ખ) દેહમાં ઇન્દ્રિયોની ક્રિયાઓ, પ્રાણ-ક્રિયાઓ (૨૬-૨૭, ૨૯-૩૦A) ચાલ્યા કરે અને નિષ્કામ જીવન જીવનાર યોગી નિર્લિપ્ત રહે તે માટે એક રૂપક યજ્ઞ અહીં સમજાવેલો છે, તથા (ગ) દરેક ધંધો કરનાર પોતાનાં ધંધાનું કર્મ કરતાં નિર્લિપ્ત રહે તે માટે એક રૂપક યજ્ઞ અહીં આપ્યો છે. આમ યજ્ઞની ભાષા જ વાપરી છે પણ વૈદિક યજ્ઞ કરવાની ભલામણ અહીં છે જ નહીં. શાકુન્તલમાં કણ્વ શકુન્તલા, તેના અપત્ય અને દુષ્યન્તના મેળાપને શ્રદ્ધા, વિત્ત અને વિધિનો મેળાપ કહે છે. આર્યોના નિત્ય જીવનમાં જે હતું, તેમાંથી આ ભાષા વપરાઈ છે, તે યોગ્ય જ છે.— એક વાત અહીં

સ્પષ્ટ કરવી અત્યન્ત જરૂરી છે. ઉપર "યજ્ઞ"ની જે સમજણ આપી છે, તે એક સૂચના માત્ર છે; છેવટના સંશોધન ફલરૂપે નથી. તેથી વાચકે તેમજ આ લેખકે બીજો વધારે સારો અર્થ ન મળે ત્યાં સુધી આ અર્થ લેવાનો રહે છે, અને વધારે બંધ બેસતા અર્થની શોધમાં સચેત રહેવાનું છે.

## ગીતા ૪. ૩૦B—૩૨

**પ્રસ્તાવના**—(૧) જ્યારે જ્યારે ગીતા નિષ્કામ કર્માચરણનો એક પ્રકાર દર્શાવે છે ત્યારે ત્યારે છેવટે તે યોગ દ્વારા "મોક્ષ મળે છે," એમ ગીતા, સ્પષ્ટ કહે છે. તે રીતે, હવે અહીં યજ્ઞ માટે (રૂપક યજ્ઞ પોતાના જીવનથી બની રહે તે ખાતર) સ્વકર્મો કરવાથી (એટલે આ નવા પ્રકારના યોગથી) આ જુદા જુદા યોગીઓને મોક્ષ મળે છે, એમ અહીં કહ્યું છે. ખરું જોતાં ગીતાકાર એમ કહેવા ઇચ્છે છે કે યોગના જે જે પ્રકારો ગીતામાં આપ્યા છે તે બધાંય મોક્ષના વિરોધી નથી, પણ મોક્ષને અનુકળ જ છે. જો કોઇ પણ માણસ મોક્ષને પ્રતિકૂળ કશું કહે તો આર્યો તે સાંભળે જ નહીં, એ આર્યસંસ્કૃતિનું એક મુખ્ય લક્ષણ છે. તેથી વારંવાર દરેક વિષય સાથે ફરી ફરીને, ગીતા કહે છે કે "આ રીતે પણ પાપોથી છુટકારો તેમજ મોક્ષની પ્રાપ્તિ થશે જ." ૪.૩૦B—૪.૩૧Aમાં મોક્ષ કહેવાનુ કારણ આ જ છે, (આપણા બધા ગ્રન્થો વ્યાકરણ, અર્થશાસ્ત્ર વગેરે પણ, મોક્ષ આપે છે, એમ જ કહ્યું છે).

(૨) ૪ ૩૧Bમાં આર્યો યજ્ઞ ધર્મી હતા, તેનો લાભ લઇને

ગીતાકાર પણ તે જ સૂત્રને પોતાના રૂપકયજ્ઞની તરફેણમાં દર્શાવે છે. જે આર્ય अयज्ञ (યજ્ઞ વિનાનો છે) તે આર્ય જ નથી; અયજ્ઞને આ લોકનું સુખ નથી, તો પરલોકનું સુખ એને શી રીતે મળે ?

(૩) ૪.૩૨માં શ્રીકૃષ્ણ ટકોર કરે છે કે આ અને આવા ઘણા યજ્ઞો **પરબ્રહ્મના મોંમાં રેડાયેલા** (અનુષ્ઠાન થયેલા) છે; પરબ્રહ્મ આ યજ્ઞોને સ્વીકારે છે; ઋગ્વેદના દેવોનાં મુખોમાં આ યજ્ઞો નથી કરવામાં આવતા.—ઉપરાંત શ્રીકૃષ્ણ અર્જુનને ખાસ કહે છે કે 'આ યજ્ઞો कर्म (ક્રિયામયતા પ્રવૃત્તિમયતા) માંથી જન્મેલા છે," અર્થાત્ ગૃહસ્થજીવનવાળો જ આ રૂપક યજ્ઞો કરી શકે છે; अकर्म એટલે ઉપનિષદોના સંન્યાસમાંથી આ રૂપકયજ્ઞો ઉત્પન્ન થયેલા નથી માટે અર્જુને આ યજ્ઞમય જીવન જીવવું હોય તો "સંન્યાસનો જ સંન્યાસ-ત્યાગ-કરવો પડશે." જે કર્મ અથવા પ્રવૃત્તિમાંથી આ યજ્ઞો સમજાવાય છે તે પ્રવૃત્તિ કરનાર મનુષ્ય જ આ યજ્ઞ કરી શકે અને આવું જ્ઞાન "મોક્ષ આપે છે" (ज्ञात्वा विमोक्ष्यसे), કેમકે એ રીતે કરેલાં કર્મો બંધન ઉત્પન્ન કરતાં નથી.

सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥३०॥
यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥३१॥
एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥३२॥

ભાષાન્તર—આ સર્વે પ્રકારના યોગીઓ (सर्वेऽप्येते योगिनः—શ્લોક ૨૫, તથા દરેક શ્લોકમાંના અપરે, અન્યે, શબ્દો જુઓ) यज्ञविदः છે; અર્થાત્ "यज्ञ"ની સમત્વની અથવા યોગની રીતને અનુસરનારા યોગીઓ છે. અને દરેક રૂપક યજ્ઞ દ્વારા દરેક પ્રકારના યોગીઓના સ્વકર્મમાં અવશ્ય રહેલાં પાપોનો નાશ થાય છે (यज्ञक्षपितकल्मषाः—આ દરેક વર્ગના યોગીઓને મોક્ષ મળે છે) (૩૦). આ રૂપક યજ્ઞ કર્યા પછી હમેશાં આ યજ્ઞમય જીવન જીવ્યા પછી, વધેલું અમૃતમય અન્ન જમનારાઓ સનાતન બ્રહ્મને પ્રાપ્ત કરે છે. (જેમ મનુસ્મૃતિ વગેરેમાં, ગૃહસ્થે અન્ન દ્વારા યજ્ઞ કર્યા પછી વધેલું અન્ન ખાવાથી મોક્ષ મળે છે, એમ કહ્યું છે તેમ ગીતા પણ એ જ માન્યતાનો ઉપયોગ "રૂપકયજ્ઞ" કરવાની ભલામણ કરવા ખાતર કરે છે) (૩૧A) જે આર્ય અયજ્ઞ છે તેને આ લોક પણ "નથી" (એટલે કે બીજીવાર નથી મળતો, અથવા તેનો આ જન્મ સફળ નથી થતો) તો બીજો લોક એને ક્યાંથી મળે? (૩૧B). એમ,—દરેક વ્યક્તિની જીવન વ્યવહારના કારણની માન્યતા અને દરેક વ્યક્તિનો ધંધો વિચારીને કરાએલા અનેક પ્રકારના રૂપકયજ્ઞો પરબ્રહ્મ પરમાત્માના મુખમાં જ કરવામાં આવે છે. માટે આ યજ્ઞો વૈદિક યજ્ઞો—જુદા જુદા વરુણ ઇન્દ્ર વગેરે દેવોના મુખમાં કરાતા યજ્ઞો—નથી (આ રીતે વૈદિક કામ્યયજ્ઞોનો વિરોધ સૂચિત થાય છે) (૩૨A). એ દરેક યજ્ઞ "अकर्म" "સંન્યાસ"માંથી ઉત્પન્ન થયો નથી; પણ कर्म (પ્રવૃત્તિમય જીવન)માંથી જન્મેલો છે, એમ તું જાણ; અર્થાત

તું કર્મ કર અને તે રીતે આવો એક યજ્ઞ કર; તે જ રીતે તું આવો યજ્ઞ કરી શકીશ, સંન્યાસથી નહીં (૩૨).

## ગીતા ૪. ૩૩–૪૦

**પ્રસ્તાવના**—અહીં જ્ઞાનની મહત્તા કહી છે. શ્લોક ૩૩ મુજબ દરેકે દરેક પ્રકારનું કર્મ—અને દ્રવ્યમય યજ્ઞ એક પ્રકારનું કર્મ છે—જ્ઞાનની પ્રાપ્તિમાં વિરમે છે; "કર્મ દ્વારા જ્ઞાન મળી જાય પછી કર્મ કરવાનું ફરજિયાત રહેતું નથી." આનો અર્થ ગીતામાં બધે અને આ સ્થળે પણ, એવો છે કે જ્ઞાન પ્રાપ્ત થયા **પછી** કર્મ (નિષ્કામ કર્મ) કરવાની "જરૂર" નથી, "કર્મસંન્યાસ લઈ શકાય, **અથવા** નિષ્કામકર્માચરણ ચાલુ રખાય." આમ કહી ૪.૪૧-૪૨માં, જ્ઞાનપ્રાપ્તિ થયા પછી નિષ્કામકર્માચરણ ચાલુ જ રાખવું, એ વિકલ્પને જ ગીતા પસંદ કરે છે. શ્લોક ૩૭માં "જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને બાળી નાખે છે," એમ કહ્યું છે. તેનો અર્થ પણ 'જ્ઞાનપ્રાપ્તિ થયા **પછી** કર્મો અકર્મ થાય છે, એથી જ્ઞાનપ્રાપ્તિ **પછી** સંન્યાસ લઈ શકાય **અથવા** નિષ્કામ કર્મો ચાલુ રખાય, કેમકે એ કર્મો અકર્મો જ છે, સંન્યાસ જેવાં જ છે અથવા સંન્યાસ જ છે,' એ અર્થ જ લેવાનો છે. (૪.૩૩B,૩૭,નો અર્થ જ્ઞાન પછી સંન્યાસ જ શક્ય છે અથવા આવશ્યક છે, એમ શાંકરભાષ્યે કર્યો છે, તે આ શ્લોકોના સંદર્ભથી વિરુદ્ધ છે.—શ્લોક ૧૮માં પણ નિષ્કામકર્મને કર્માભાવ (અકર્મ) કહ્યું છે. તે સંદર્ભ પણ સ્પષ્ટ છે. જ્ઞાનવાળાને કર્મોમાં રહેલાં પાપો લાગતાં નથી, એમ શ્લોક

૩૬માં કહ્યું છે, તે પણ એમ જ કહે છે કે અહીં જ્ઞાન **પછી** કર્મ ચાલુ રાખવાનો—પાપમય કર્મો પણ ચાલુ રાખવાનો—બોધ છે. વળી, આ અધ્યાયનું નામ પણ એ જ સૂચવે છે; જ્ઞાનદ્વારા કર્મોનો માનસ સંન્યાસ (કર્મો કરતી વખતે 'હું કંઈ કરતો જ નથી, એવી મનોવૃત્તિ), અને તે દ્વારા સમત્વ (સફળતાનિષ્ફળતામાં એક સરખું મન રાખવું), એનું નામ ज्ञानकर्मसंन्यासयोग.

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३३॥
तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥३४॥
यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पाण्डव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥३५॥
अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥३६॥
यथैधांसि समिद्धोऽग्निर्भस्म सात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥३७॥
न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।

**ભાષાન્તર**—મનુષ્ય દ્રવ્ય સંપાદન કરે અને પછી દ્રવ્ય વિતરણ કરે ત્યારે જે દેવ (કે પ્રકૃતિ, કે અન્ય મૂળ)માંથી દ્રવ્ય

મળ્યું તે રૂપી અગ્નિમાં વિતરણ કરેલા દ્રવ્ય રૂપી હવિષ્યનો, યજમાનરૂપી હું, હોમરૂપી યજ્ઞ કરું છું, એ ભાવના રાખે તે દ્રવ્યમય યજ્ઞ. તેવી રીતે જ્ઞાનમય યજ્ઞ અથવા જ્ઞાનયજ્ઞ સમજવો. આ બેમાં જ્ઞાનયજ્ઞ વધારે ઉત્તમ છે કેમકે દરેકે દરેક પ્રકારનું કર્મ છેવટે જ્ઞાનમાં પરિપૂર્ણ થાય છે, પરિણત થાય છે, જ્ઞાનપ્રાપ્તિમાં સાધન છે, અને દ્રવ્યમયયજ્ઞ એક કર્મ જ છે. જ્ઞાનપ્રાપ્તિ પછી કર્મ આવશ્યક નથી. જેને જ્ઞાન નથી મળ્યું, અને જેને વાસનાઓ છે, તેને માટે કર્મનું આચરણ અવશ્ય કર્તવ્ય છે. પણ જ્ઞાન મેળવ્યા પછી કર્મસંન્યાસને બદલે કર્માચરણ ચાલુ રાખવાનો વિકલ્પ ગીતા વધારે પસંદ કરે છે (૩૩). [જ્ઞાનની આવશ્યકતા (અને કર્મની અનાવશ્યકતા), શ્લોક ૩૩માં કહી. માટે જ્ઞાન કેવી રીતે, ક્યાંથી, અને કેવા પ્રકારનું, મેળવવું તે અહીં કહે છે.] જ્ઞાનીઓને પ્રણિપાત કરીને (પૈસા માટે જ્ઞાન કોઈ આપતું નહીં, અથવા પૈસાદ્વારા જે જ્ઞાન મળે છે, તે જ્ઞાન અહીં ઉપયોગી નથી, માટે પ્રણિપાત દ્વારા), પ્રશ્ન અને તેના ઉત્તરમાંથી પણ ઉત્પન્ન થતી શંકા દૂર કરવાને પૂછેલો બીજો પ્રશ્ન, તે પરિપ્રશ્ન, અને જ્ઞાનીઓની દેહદ્વારા સેવા અથવા ઉપાસના, એ સાધનો દ્વારા તું તેવું જ્ઞાન જાણ. જેમણે સત્ય (તત્ત્વ) જોયું-જાણ્યું-છે તે જ્ઞાની જનો તને જ્ઞાનનો ઉપદેશ કરશે (૩૪).

[મારા મતે, આ જ્ઞાન બ્રહ્મનું કે આત્માનું જ છે, એમ ગીતા પ્રમાણે અર્થ થતો નથી, કેમકે **બ્રહ્મના જ્ઞાનથી,** તેમ જ "સિદ્ધિઅસિદ્ધિમાં સમત્વ" કેવી રીતે રાખવું, **તે જ્ઞાનથી**

પણ, અહીં (શ્લોક ૩૫-૩૬-૩૭માં) કહેલાં ધ્યેયો સાધી શકાય છે. ગીતા મુજબ સમત્વના જ્ઞાનથી સ્વધર્માચરણમાં અર્જુનને થયો તેવો મોહ નથી થતો, તેમજ સમત્વના જ્ઞાનથી (તેમ જ બ્રહ્મજ્ઞાનથી પણ) પ્રાણીમાત્ર પરમાત્મામાં તેમજ શ્રીકૃષ્ણમાં જોઇ શકાય છે, અને તે જ સમત્વના જ્ઞાનથી કર્માચરણમાં થતું પાપ નિવારી શકાય છે, તેમ જ કર્મોને બાળીને ભસ્મ કરી શકાય છે (શ્લોક ૩૭). માટે જે જ્ઞાન શ્લોક ૩૩માં વિવક્ષિત છે, તે બ્રહ્મજ્ઞાન હોય અથવા બીજું કોઇ જ્ઞાન હોય, (જેમકે કર્મોમાંથી ઉત્પન્ન થતા યજ્ઞો જે અહીં ૨૩-૩૨માં કહ્યા છે, તેનું જ્ઞાન પણ હોય.) આમાંથી બીજો વિકલ્પ અહીં વધારે સંભવિત છે. હવે, આટલી પ્રસ્તાવના પછી આગળના ભાગનું ભાષાન્તર કરીએ.]—હે પાંડુપુત્ર, (તત્ત્વજ્ઞાનીઓ તને "કર્મજ યજ્ઞો"નું જ્ઞાન આપશે,) જે જ્ઞાન જાણ્યા પછી તને ફરીથી આવી રીતે (ગીતા ૧ની જેમ) ધર્મસંમોહ થશે નહીં; જે (કર્મજન્ય યજ્ઞોના) જ્ઞાનથી (યેન) પ્રાણીમાત્રને તું આત્મામાં અને મારામાં (શ્રીકૃષ્ણમાં) જોઇશ, અર્થાત્ પ્રાણીમાત્ર એક નિરાકાર ચૈતન્યરૂપ છે, એ તને સમજાશે (૩૫). કદાચ બધા પાપીઓમાં તું સૌથી વધારે પાપકર્મો કરનારો હોઇશ (કેમકે યુદ્ધને તેં મહાપાપ ગણાવ્યું છે, અને તે મુજબ તારું એ માનેલું પાપ સર્વથી ખરાબ પાપ હશે) તોપણ એ સર્વ પાપને (સર્વં વૃજિનમ્) તું (આ યજ્ઞાર્થ કર્માચરણના) જ્ઞાનરૂપી વહાણવડે સહેલાઇથી તરી જઇશ (૩૬). જેમ ખૂબ સળગેલો અગ્નિ લાકડાંને બાળીને રાખ કરી નાખે છે તેમ હે અર્જુન,

(યજ્ઞાર્થ કર્માચરણના) જ્ઞાન રૂપી અગ્નિ દરેક પ્રકારનાં (યુદ્ધનાં પણ) કર્મોને ભસ્મીભૂત કરે છે. [અહીં **પુણ્ય** કર્મોનો વિચાર જ નથી; પુણ્ય કર્મોને જ્ઞાન ભસ્મ કરી નાખે છે, એમ કહેવાનો ઉદ્દેશ અહીં નથી, એ વાત **"पापेभ्यः सर्वेभ्य पापकृत्तम."** શ્લોક ૩૬ ઉપરથી સહજ સમજાશે] (૩૭). જેમાં તારા જેવા મનુષ્યે યુદ્ધ જેવાં પાપકર્મો પણ લોકસંગ્રહ માટે અવશ્ય કરવાં જ પડે, એવા આ જગતમાં (इह) જે ઘણાં જ્ઞાનો ગીતામાં કહ્યાં છે તે પૈકી કોઇપણ એક, અને અહીં સંદર્ભ-મુજબ યજ્ઞાર્થ કર્માચરણનું જ્ઞાન, વિશેષતઃ સમજવું—જ્ઞાનની તુલ્ય પવિત્રકારી (પાપથી બચાવનાર) બીજું કશું જ નથી (૩૮A).

## ગીતા ૪ ૩૮B

**પ્રસ્તાવના**— હવે ૩૮B દ્વારા, જે જ્ઞાનનો મહિમા ગાયો તે જ્ઞાનના પ્રકાર વિશે, જે જ્ઞાન દ્વારા ભૂતમાત્રનું દર્શન આત્મામાં અને શ્રીકૃષ્ણમાં થશે તે જ્ઞાનના લક્ષણ વિશે ગીતા કંઇ સૂચન કરે છે. ગીતા મુજબ બ્રહ્મજ્ઞાનનો વિષય અહીં વિવક્ષિત નથી; પણ નિષ્કામ કર્માચરણ (=યોગ)માં સંસિદ્ધ થએલો મનુષ્ય લાંબા સમય પછી **સિદ્ધિ અસિદ્ધિમાં મનના સમત્વનું જે જ્ઞાન મેળવે છે** તે જ્ઞાનનો મહિમા અહીં ગાયો છે.— યોગની બે ભૂમિકાઓ છે, સાધનયોગ અને જનક જેવો फलयोग; આ (૩૮B) શ્લોકમાં **साधनयोग** ભૂમિકાનો **योग** વિવક્ષિત છે, કેમકે તે યોગ પછી અને તે યોગમાં પૂર્ણ થયેલાને આ જ્ઞાન મળે છે.

तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥३८॥

ભાષાન્તર—તે પાપીને [પણ] પવિત્ર કરનારું જ્ઞાન સમત્વમાં પારંગત થયેલો યોગી ઘણા સમય પછી **સહેલાઇથી**, પોતા નામાં, મેળવે છે (૩૮B).

## ગીતા ૪. ૩૯–૪૦

**પ્રસ્તાવના**—આ બે શ્લોકોમાં તેમજ ગીતામાં બીજા ઘણા શ્લોકોમાં "શ્રદ્ધા"નો ઉપદેશ છે; તે સમજવાની જરૂર છે. ઉપનિષદમાં, જગતનું મૂળ શોધતાં શોધતાં **અક્ષર** સુધી પહોંચ્યા પછી જ્યારે એ અક્ષરનું મૂળ શું છે, એ પ્રશ્ન પૂછાય છે, ત્યારે, એ પ્રશ્નને અતિપ્રશ્ન કહ્યો છે; એટલે અક્ષર બ્રહ્મથી આગળ પ્રશ્ન પૂછવો નહીં, અને અક્ષર બ્રહ્મથી જ જગત સમજાવી શકાય છે, એમ ઉપનિષદ કહે છે. ગીતા પરિપ્રશ્ન (૪.૩૪) પૂછવાની હા કહે છે, પણ પોતાના વચનમાં શ્રદ્ધા રાખવાનું કહે છે; ત્યારે ગીતાનો ઉદ્દેશ એ છે કે જેમ દરદીઓએ સ્વાસ્થ્ય મેળવવા માટે વૈદ્યના શબ્દમાં શ્રદ્ધા રાખીને દવાનો પ્રયોગ કરવો જોઇએ, તેમ, ગીતા પ્રશ્ન–પરિપ્રશ્ન બાદ બને તેટલું જ્ઞાન તેમજ વિજ્ઞાન આપે **પછી** શાન્તિ મેળવવા ઇચ્છનારે ગીતાએ બનાવેલ યોગ અથવા યોગના પ્રકારમાં વિશ્વાસ રાખીને તેનો જીવનમાં પ્રયોગ કરવા માંડવો અને ધીરજ રાખવી કેમકે "યોગસંસિદ્ધ: <u>કાલેન</u> વિન્દતિ" (યોગસિદ્ધ ખૂબ સમય પછી, કદાચ જન્માન્તરમાં પણ, આ જ્ઞાન મેળ છે)—શ્લોક ૩૮–એમ કહ્યું છે. ઔષધની જેમ આ

"યોગ"ની સમજણુ—ચર્ચાની અમુક હદ છે; તે પૂરી થયે આ યોગનો જીવનમાં અનુભવ લેવો જોઈએ અને અમુક સમય સુધી અનુભવ લેવાનું ચાલુ રાખવું જોઈએ. તો આગળ જ્ઞાન અથવા અનુભવ—ભૂમિકાનું જ્ઞાન (અહીં, લગભગ फलयोग) મળે છે. સાધનયોગના આચરણુ વગર ફલયોગ મળે નહીં, અને તે આચરણનો સમય (duration) વ્યક્તિની જરૂરિયાત મુજબ ઓછો કે વધારે હોય છે. "શ્રદ્ધા" દ્વારા ગીતા વેદવાકયમાં, ઈશ્વરમાં, કે કોઈ દેવદેવીમાં શ્રદ્ધાનું ખાસ કહેતી નથી; પણ સંશયની હદ બાંધવા ઇચ્છે છે, અને પ્રયોગ વગર, આચારમાં મૂકયા વગર, કેવલ તર્કથી ગીતાનો કોઇપણુ યોગ સમજાશે નહીં એમ કહે છે. "સંશયાત્મા" જે દરેક પગલે, અને છેવટ-સુધી, શંકા જ ઉઠાવ્યા કરે, તેવા મનુષ્યને માટે ગીતામાં સ્થાન નથી, ગીતાના ઉપદેશ માટે તેની યોગ્યતા નથી; એમ ગીતા શ્રદ્ધાની માગણી દ્વારા કહેવા ઇચ્છે છે. ગીતાએ જો કોઈ માણસને નાલાયક ઠરાવ્યો હોય તો તે નિત્યશંકા-શીલને જ. સામાન્ય સ્વાસ્થ્ય (શરીરસ્વાસ્થ્ય) મેળવવામાં વૈદ્યમાં શ્રદ્ધા અને ઔષધના પ્રયોગમાં કાલગમન અથવા સબૂરીની જરૂર રહે છે; તો ગીતા કહે છે કે અનન્તકાળમાટે શાન્તિ, આત્માનું સ્વાસ્થ્ય, મેળવવા ઇચ્છનારે ગીતોક્ત યોગ પ્રકાર (મનુષ્યના સ્વભાવાનુસાર પસંદ કરેલ યોગપ્રકાર)માં શ્રદ્ધા રાખી, મર્યાદિત ચર્ચા કરી લઈ, અમુક અને લાંબા સમય-સુધી, એટલે ધીરજ તેમજ સબૂરીપૂર્વક, એ યોગનો પ્રયોગ કરવો જોઇએ.

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥३९॥
अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥४०॥

ભાષાન્તર—ગીતાના યોગો ઔષધિ જેવા છે; તેમાં શ્રદ્ધા-વિશ્વાસ રાખનાર અને સાથોસાથ હરઘડીએ પોતાનો યોગ યાદ રાખનાર (तत्परः. હું યોગનો પ્રયોગ કરું છું, એમ સ્મરણ કરનાર), જે જ્ઞાન કે સમજણ ગીતાએ (દરેક યોગમાં આપી હોય) તેને કદી, એક ક્ષણ પણ, ન ભૂલનાર (तत्परः), તેને અગત્યની સમજનાર, તેને ધ્યેય માનનાર (तत्परः), અને તે સાથે જ વિષયોમાં પોતાની મેળે દોડી જતી ઇન્દ્રિયોને રોકી રાખનાર, પોતાની ઇચ્છામુજબ ઇન્દ્રિયોનો ઉપયોગ કરનાર (संयतेन्द्रियः), (રોગમુમુક્ષુ જેવો સંસારમુમુક્ષુ) યોગમાર્ગી જરૂરી સમય વીત્યા પછી (શ્લોક ૩૮માંથી 'कालेन' અહીં લેવું—) એક પ્રકારનું (જેમકે યજ્ઞનું) જરૂરી તેમ જ ઉપયોગી જ્ઞાન મેળવે છે. એ જ્ઞાન મેળવ્યા પછી એને 'પરા શાન્તિ" (મોક્ષના જે અનેક વિચારો-સ્વરૂપો ગીતામાં આપ્યા છે, તેમાંથી ઉચ્ચ શાન્તિરૂપ મોક્ષ) તુરત (જ્ઞાનની લગભગ સાથે જ) મળે છે (૩૯). આ શ્લોક પ્રમાણે જ્ઞાન અને મોક્ષપ્રાપ્તિ વચ્ચે લાંબો સમય પસાર થતો નથી. અમુક અમુક ઉપનિષદોમાં પણ જ્ઞાન અને મોક્ષપ્રાપ્તિને એકકાલીન કહ્યાં છે, જ્ઞાનની સાથે જ મોક્ષ મળે છે, એમ કહ્યું છે, પણ બીજાં કેટલાક ઉપનિષદ્-

વાક્યોમાં જ્ઞાન પછી ઘણા સમયે મોક્ષ મળે છે, એમ પણ કહ્યું; તેમ ગીતામાં પણ બીજા કેટલાક શ્લોકોમાં એવો મત પણ આપ્યો છે. જ્યાં જે મત હોય તે જ શબ્દશઃ સ્વીકારવો; કેમકે ગીતાના મતો જુદા જુદા મનુષ્યોના ઉપયોગ માટે કહ્યા છે.—હવે, ગીતા કહે છે કે સમજણ-બુદ્ધિવાળાને પ્રશ્ન-પરિપ્રશ્નની જે છૂટ છે, તે અજ્ઞને આપી શકાતી નથી. દવાનો પ્રયોગ જ કરે નહીં અને દવાની ઉપયોગિતાની વિરુદ્ધ શંકાઓ જ કરે તેવા દરદીનું જેમ મરણ જ થાય છે, તેમ જ્ઞાનરહિત, શ્રદ્ધારહિત અને નિત્ય શંકા ઉઠાવનાર સંશયાત્માનો "વિનાશ થાય છે." વિનાશ થાય છે એટલે ૪૦Bમાં જ સમજાવ્યા મુજબ, તેવો સંશયાત્મા (ફરીને) આ લોક મેળવતો નથી, પરલોક (ઉચ્ચ લોક) મેળવતો નથી, અને કોઇપણ પ્રકારનું સુખ એને મળતું નથી. કોઈ દુઃખમય યોનિમાં કોઈ બીજી જગાએ તે જન્મ હશે. (ગીતા હદબહાર સંશય ધરાવનારને આવી શિક્ષાનો ભોગી ગણતી હોય, એમ લાગે છે) (૪૦).

## ગીતા ૪. ૪૧-૪૨

**પ્રસ્તાવના**—આ શ્લોકોમાં ફલયોગની સ્થિતિ કહી છે. અગાઉ કહ્યા મુજબ નિષ્કામકર્માચરણની બે ભૂમિકાઓ છે; સાધનયોગ અને ફલયોગ. જે નિષ્કામકર્માચરણ એક સાધન તરીકે શરૂ કરવામાં આવે છે તે જ પરિપક્વ દશામાં ફલયોગ તરીકે ચાલુ જ રહે છે; બાહ્ય સ્વરૂપમાં કર્માચરણ સરખું જ રહે છે. કેવળ ભૂમિકામાં જ ભેદ હોય છે.

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनंजय ॥४१॥
तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥४२॥

ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु
ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे ज्ञानकर्मसंन्यासयोगो नाम
चतुर्थोऽध्यायः ॥४॥

ભાષાન્તર—હે અર્જુન, ફલયોગ દ્વારા, કર્મો કરવા છતાં જેણે કર્મો કરતી વખતે જ કરાતાં કર્મોનો જ માનસ ત્યાગ કરેલો છે, જેની શંકાઓ એક પ્રકારના જ્ઞાનદ્વારા કપાઇ ગએલી છે, તેવા દૃઢમનવાળા **યોગીને** કર્મો બંધનકારક નથી (૪૧). માટે, પોતાની ફરજના સ્પષ્ટજ્ઞાનના અભાવમાંથી ઉત્પન્ન થએલ તારા હૃદયમાં રહેલ, તારા આ સંશયને કાપી નાખીને (छित्त्वा) યોગનો આશ્રય લઇને (ફલયોગ પસંદ કરીને), સંન્યાસ તરફ અભાવ રાખીને (योगमातिष्ठ), હે ભરતવંશોત્પન્ન, તું ઉભો થા (લડાઇ કર) (૪૨).

નોંધ—ચોથા અધ્યાયનું નામ યજ્ઞના (અથવા બીજા) જ્ઞાનદ્વારા કર્મનો માનસસંન્યાસ, તે દ્વારા, સમત્વ, એટલે ज्ञानकर्मसंन्यासयोग ”, અગાઉ સમજાવેલ છે. (જુઓ પા.૧૧૮)

---

# અધ્યાય પાંચમો

## ગીતા ૫. ૧

**પ્રસ્તાવના**—(૧) અહીં અર્જુન કહે છે કે "તમે ફરીથી (પુનઃ) કર્મોનો સંન્યાસ અને યોગ બન્ને કહો છો." અહીં "પુનઃ"ને નિઃસંશય ભ. ગી. ૩.૧-૨ સાથે સંબંધ છે. "કર્મ કરતા કર્માચરણમાં રહેલી (સકામ અથવા નિષ્કામ) બુદ્ધિ વધારે અગત્યની છે" એમ અર્જુને ધારેલું અર્થાત્ તે વખતે પણ "કર્મનો સંન્યાસ" અને "યોગ," એ બે વચ્ચે શું સારૂં ?, એ પ્રશ્ન અર્જુનના મનમાં હતો; તેથી જ શ્રીકૃષ્ણે કહેલું કે "कर्म ज्यायो ह्यकर्मणः" (જ્ઞાનપૂર્વક સંન્યાસ કરતાં પણ નિષ્કામ કર્માચરણ વધારે સારૂં છે). કર્મસંન્યાસ અને યોગ બન્નેનો એક સાથે નિર્દેશ થયો છે, એવું અર્જુનને જણાયાનો, આ પ્રસંગ બીજો (પુનઃ) હતો.

(૨) હવે ગીતા ૫.૧ની અગાઉ એવો **પ્રથમ** પ્રસંગ અર્જુનને જણાયો; તે ગીતા ૩.૯ થી ૪.૪૨ સુધીમાં જ શોધવો જોઇએ; અને શક્ય હોય ત્યાં સુધીમાં ચોથા અધ્યાયના છેલ્લા શ્લોકોમાંથી શોધવો જોઈએ. ગીતા ૪.૩૮-૩૯માં શ્રીકૃષ્ણે કહ્યું છે કે સાધનયોગમાં સિદ્ધ થએલાને અમુક સમય પછી પોતાનામાં જ્ઞાન મળે છે અને જ્ઞાન મળ્યા પછી તુરત જ પરા શાન્તિ મળે છે (**ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति**) અને ગીતા ૪.૪૧ મુજબ "ફલયોગથી ફેંકી દીધા છે કર્મો

જેણે તેને" કર્મો બન્ધન કરતાં નથી. આ બન્ને વાકયો ઉપ-રથી અર્જુને વાજબી રીતે માન્યુ કે શ્રીકૃષ્ણ "ફરીથી" કર્મસંન્યાસ અને યોગ બન્નેની વાત કરે છે. શ્રીકૃષ્ણે (ગી. ૪. ૪૨માં) ૪.૪૧ના અનુસધાનમાં જ કહ્યું છે કે ફલયોગથી કર્મો ફેંકી દેનારને કર્મો બંધન કરતાં નથી, **માટે** જ્ઞાનાસિદ્વારા તારી અજ્ઞાનથી ઉત્પન્ન થએલી શંકાને કાપીને ફલયોગનો આશ્રય લઈને લડવા ઊભો થા." આ વાકયમાં એને **योग** (નિષ્કામ કર્મ)નો જ બોધ શ્રીકૃષ્ણે આપ્યો છે અને તે એમ જ સમજ્યો પણ છે; તેથી તે કહે છે કે "તમે **योगनो निर्देश** કરો છો" આમ, ગીતા ૪.૩૮-૩૯ અને ૪૧-૪૨માં જે સલાહ શ્રીકૃષ્ણે આપી તે શ્રીકૃષ્ણે જે નિર્ણય ૩.૮માં '**कर्म ज्यायोह्यकर्मणः**" દ્વારા આપ્યો તેના જેટલી મક્કમ નથી, એમ અર્જુનને લાગ્યું, તેથી તેણે ૫.૧માંના પોતાનાં વચનો કહ્યાં.

અહીં અર્જુને ૫.૧માં શું કહ્યું છે તે બરાબર સમજવું જોઈએ. ગીતા ૩ ૧-૨માં અર્જુને સ્પષ્ટ કહ્યું હતું કે "તમે કર્મ કરતાં કર્માચરણમાં રહેલી બુદ્ધિને વધારે અગત્યની માનતા લાગો છો અને છતાં મને યુદ્ધ કરવાની સલાહ આપો છો." પણ ગીતા ૫.૧માં તો અર્જુન એટલું જ કહે છે કે "તમે **ફરીથી** મારી પાસે બન્ને કર્મસંન્યાસ અને યોગ, એ બન્નેનો નિર્દેશ કરો છો." આમ અર્જુન ચોક્કસ કહી શકે છે. ગીતા ૪ સુધી સાંભળ્યા પછી પણ અર્જુનના મનમાં એમ અન્તર્ગત ભાવના હતી કે "યુદ્ધ કરવાની સલાહ શ્રીકૃષ્ણ ન આપે અને હું યુદ્ધ જેવું કર્મ **શ્રીકૃષ્ણની સલાહથી** ત્યજી શકું તો સારૂં."

જ્યાં (૪.૩૮-૪૧) શ્રીકૃષ્ણ સંન્યાસ અને યોગ વચ્ચે વિકલ્પની શકયતાનો નિર્દેશ કરે છે ત્યાં અર્જુન છટકબારી શોધે છે. જો કે ગીતાના પાંચમા અધ્યાય પછીના અધ્યાયોમાં પણ શ્રીકૃષ્ણ સંન્યાસ અને યોગ વચ્ચેનો વિકલ્પ (૬.૩૧;૧૨. ૧૬,૧૭;૧૪ ૨૫;૧૮,૫૬) આપે છે; પણ ત્યાં શ્રીકૃષ્ણમુખથી વિકલ્પ સાંભળીને પણ ફરીથી છટકબારી શોધવાની ઇચ્છા અર્જુનને થતી નથી. તેનું કારણ એ કે અર્જુન સમજી ગયો કે શ્રીકૃષ્ણે એક બે વાર અને સ્પષ્ટ અભિપ્રાય "**कर्म ज्यायो ह्यकर्मण:**" આપી દીધો છે, અને હવે તો શ્રીકૃષ્ણ વિકલ્પ જ આપશે. ઉપરાંત વિકલ્પ આપ્યા પછી પણ **યોગ** માટે **પસંદગી** શ્રીકૃષ્ણ બતાવે જ છે.

ગીતા ૫.૧માં જે વાકય અર્જુન બોલે છે તે બતાવે છે કે "मोहोऽयं विगतो मम" (૧૧.૧) (અથવા नष्टो मोह: ૧૮. ૭૩) કહેવાને હજુ અર્જુનને વાર છે. ટૂંકમાં ગીતા ૫.૧નો અર્થ એટલો જ કે ગીતા ૪.૩૮-૩૯માં સૂચિત વિકલ્પથી અર્જુનને લાગ્યું કે "कर्म ज्यायो ह्यकर्मण:"માં શ્રીકૃષ્ણ મક્કમતા બતાવે છે, તેવી મક્કમતા ફરીથી બતાવતા નથી.

(૩) કોઇ કહેશે કે ગીતા ૩.૪B (સંન્યાસથી જ સિદ્ધિ મળે છે, એમ પણ નથી), ૩.૮B (સંન્યાસથી કર્મ વધારે સારું છે), ૩.૧૭ (આત્મરતિ મનુષ્યને કર્તવ્ય કર્મ નથી— तस्य कार्यं न विद्यते), ૪.૧૬-૧૮ (અકર્મમાં કર્મ છે)—એ શ્લોકોમાં (ત્રીજા-ચોથા અધ્યાયોમાં) કર્મ અને સંન્યાસ બન્નેનો

નિર્દેશ છે; તેના અનુસંધાનમાં ગીતા ૫.૧માં "पुनः" કહ્યું છે.—આ શંકાનો ઉત્તર એટલો જ કે ગીતા ૩.૪માં 'સંન્યાસથી જ સિદ્ધિ નથી' એમ કહીને યોગની જ પસંદગી સ્પષ્ટ બતાવી છે; ૩.૧૭માં 'આત્મરતિ મનુષ્યને કર્તવ્ય કર્મ નથી', એમ કહીને, સાથોસાથ જ, એમ પણ કહ્યું છે કે આત્મરતિ ને અકૃત (સંન્યાસ) સાથે પ્રયોજન નથી, **માટે** અર્જુને કર્મો કરવાં (૩.૧૯); અને ૪.૧૮માં અકર્મમાં કર્મ છે, એમ જ કહ્યું છે. માટે એ વાક્યો ઉપરથી ગીતા ૫.૧નું અર્જુનનું કથન ઉપસ્થિત થતું નથી.

अर्जुन उवाच

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥१॥

ભાષાન્તર—અર્જુન કહે છેઃ—હે કૃષ્ણ! ફરીથી (पुनः) તમે સંન્યાસ અને કર્મોનો યોગ ઉપદેશો છો; બન્નેને મારી પાસે એક સાથે સમકક્ષાના માર્ગો તરીકે મૂકો છો. તેથી હું મુંઝાઉં છું. માટે, એ બે માંથી જે સારી રીતે નક્કી કરેલું વધારે સારું (શ્રેય) હોય તે એક જ મને કહો (૧).

નોંધ—૫.૨–૬માં અર્જુનના પ્રશ્નનો જે ઉત્તર અપાયો છે; તે બરાબર છે; પણ તે ઉત્તરને ૫.૭–૨૯ સાથે કંઈ લેવા-દેવા નથી; એમ વાચકને અવશ્ય લાગશે. જો એમ જ હોય તો પછી ૫.૧–૬ માત્ર એક ઓઠા તરીકે જ અહીં છે. ખરું

કહેવાનું ૫.૭થી શરૂ થાય છે; અને તે વક્તવ્ય એક નવો યોગ છે.

(૨) કૃષ્ણ—ગીતાને "શ્રીકૃષ્ણાર્જુન સંવાદ" કહેવામાં આવેલ છે; "શ્રીભગવદર્જુનસંવાદ" નથી કહ્યો; છતાં, શ્રીકૃષ્ણ ઉવાચ"ને બદલે હમેશાં શ્રીભગવાનુવાચ કહ્યું છે, અને વચ્ચે વચ્ચે, ગોવિન્દ, મધુસૂદન, પુરુષોત્તમ વગેરે સંબોધનો શ્રીકૃષ્ણ માટે વપરાયાં છે. આ સંબોધનો બધા વૈષ્ણવ સંપ્રદાયના છે, પણ એ સંબોધનો **પાછળથી** 'વૈષ્ણવ" થયાં; મૂળ ગીતામાં તેને વૈષ્ણવ ગણવાં કે કેમ? તે એક પ્રશ્ન છે. મહાભારતના શાન્તિપર્વમાં મોક્ષધર્મપર્વમાં નારાયણીય પર્વ છે; તે ઉપરથી ભાગવત અથવા પાંચરાત્ર સંપ્રદાયમાં પર તત્ત્વ, પુરુષોત્તમ વગેરે સાંપ્રદાયિક નામોથી ઓળખાતું હતું. ગીતામાં શ્રીભગવાનુવાચમાં શ્રીભગવાન્ શબ્દ વપરાયો છે, પણ તેમ છતાં, ગીતાના દાર્શનિક વિચારોમાં "ભાગવત" સંપ્રદાય દેખાતો નથી. ગીતાને પોતાને શ્રીકૃષ્ણાર્જુનસંવાદ કહ્યો છે. માત્ર સંબોધનો એવાં છે જે પાછળથી વૈષ્ણવ એટલે ભાગવત સંપ્રદાયનાં જ બન્યાં.—આ ઉપરથી, કહી શકાય કે ઋગ્વેદમાં સાકાર પર તત્ત્વને પુરુષ કહેલ છે, પણ ત્યાં પુરુષ એટલે વિષ્ણુ એવો અર્થ ભાગ્યે જ વિવક્ષિત છે, તેવી રીતે, તે જ પુરુષ ને કૃષ્ણ, કહેવામાં આવેલ, તે વખતે પણ કૃષ્ણ દ્વારા વૈષ્ણવ સંપ્રદાયનું સૂચન નહિ હોય. પાછળથી કૃષ્ણ સાથે 'ગોવિન્દ, મધુસૂદન,' 'અચ્યુત,' 'પુરુષોત્તમ' વગેરે વૈષ્ણવીય સંબોધને ઉમેરાયાં તે વખતે પણ પાંચરાત્ર કે ભાગવત સંપ્રદાય ન ''

**પણ કૃષ્ણનેજ પરમ પુરુષ માનનાર એક સંપ્રદાય હશે, જેમાં શ્રીકૃષ્ણ પોતાના પરાક્રમોને લીધે મધુસૂદન વગેરે નામોથી ઓળખાતા હશે, જે નામો પાછળથી પાંચરાત્ર—ભાગવત સંપ્રદાયે પોતાનાં કરી લીધાં.** ગીતા પાંચરાત્ર-ભાગવત "સંપ્રદાય"ની છે, એમ કહેવું વાજબી નથી. આ નિર્ણયના આધાર માટે બીજી પણ દલીલો છે, જેમકે ગીતામાં વાસુદેવ વગેરે પાંચરાત્રના ચાર વ્યૂહો કહેવામાં નથી આવ્યા. તે વિશે આપણે પાછળથી જોઇશું.

(૩) ગીતાના સમયમાં સંન્યાસની સંસ્કૃતિ જોરદાર હતી; અને ગીતાકારને કેવળ એકવાર નહીં, પણ ત્રણ ચાર વાર એ સંન્યાસ સાથે પોતાના યોગની તુલના કરીને કહેવું પડયુ છે કે બન્નેમાંથી યોગ વધારે સારો છે. એ જ અર્જુનના પ્રશ્નનો શ્રીકૃષ્ણનો ઉત્તર છે.

## ગીતા ૫. ૨–૬

**પ્રસ્તાવના**—(૧) પ્રથમ શ્રીકૃષ્ણ સીધા પ્રશ્નનો સીધો ઉત્તર આપે છે કે સંન્યાસ કરતાં યોગ વધારે સારો છે (૫.૨). પછી કહે છે કે ગીતાના યોગીને સંન્યાસી જ માનવો જોઇએ (૫.૩). પછી, શ્લોક ૪–૫માં "યોગ" સાથે (એક નવો માર્ગ જે યોગ જેવો જ કર્મમાર્ગ છે તે) **"સાંખ્ય" ઉમેરીને** શ્રીકૃષ્ણ બોલે છે. આમ કરવાનો હેતુ એ જણાય છે કે જેમ યોગ સંન્યાસ કરતાં વધારે સારો છે, તેમ "સાંખ્ય" પણ સંન્યાસ કરતાં વધારે સારો માર્ગ છે, એમ કહી દેવાની શ્રીકૃષ્ણની ઇચ્છા છે. અર્જુને તો સંન્યાસ અને

યોગ એમાંથી કયું વધુ સારું એટલું જ પૂછયું છે પણ શ્રીકૃષ્ણ એમ જવાબ દે છે કે **સંન્યાસ કરતાં સાંખ્ય અને યોગ બન્ને સારા છે.** ગીતામાં સાંખ્યનો નિર્દેશ અધ્યાય બીજામાં આવી ગયો છે, અને તે યોગના જેવો જ, પણ માત્ર યુદ્ધરૂપી એક ચોક્કસ કર્મ નિષ્કામ રીતે કરવાના બોધવાળો માર્ગ છે. તે આપણે બીજા અધ્યાયમાં જોઈ ગયા છીએ. (વળી, ગીતા ૧૮.૧૩-૧૭ મુજબ સાંખ્યનો એક પ્રકાર દરેક કર્મ—યુદ્ધ તેમ જ બીજાં કર્મોનાં પાંચ કારણોમાં માનતો હતો). જો આ વસ્તુ યાદ રાખીએ તો, અર્જુને પૂછયું ન હતું છતાં શ્રીકૃષ્ણે સાંખ્યની શ્રેષ્ઠતા કેમ કહી, તે સમજાશે.

શ્લોક ૬માં યોગની શ્રેષ્ઠતાનાં બે કારણો આપ્યાં છે: (અ) યોગના સાધન વગર સંન્યાસ મેળવવો મુશ્કેલ છે, અને (આ) સંન્યાસ કરતાં યોગદ્વારા 'બ્રહ્મ'ની પ્રાપ્તિ જલદી થાય છે. આ પૈકી પ્રથમ દલીલ સમજીએ મનુષ્યે સંન્યાસની યોગ્યતા પ્રાપ્ત કરવાને, પ્રથમ નિષ્કામકર્મો કરતાં શીખવું, પછી જ્યારે બધાં કર્મો નિષ્કામભાવે કરાય ત્યારે સંન્યાસ લેવો. **અથવા** મનુષ્યે નિષ્કામકર્મની ટેવ પાડ્યા વગર જગત છોડી દેવું ને સંન્યાસને રસ્તે જવું. આ પૈકી બીજો વિકલ્પ એકદમ મુશ્કેલ છે; તેમાં પતનની ભીતિ છે. માટે ગીતા ૫-૬Aમાં કહ્યું છે કે યોગ વગર સંન્યાસ મેળવવો મુશ્કેલ છે. સંન્યાસ વધુ પસંદ હોય તો મનુષ્યે પ્રથમ અહંકાર ('હું જ કરું છું' એવી વૃત્તિ) ત્યજીને કર્મો કરવાં; પછી ખાતરી થાય કે "મને એકેય ઇચ્છા નથી, મારામાં વૈરાગ્યવૃત્તિ છે અને હું કંઈ પણ કર્મ કરતો

નથી, કરી શકતો નથી," ત્યારે જ સંન્યાસ લેવો. હવે, ગીતા એમ દલીલ કરે છે કે જો આ રીતે યોગમાંથી સફળરીતે પસાર થઈને પછી સંન્યાસમાં જવાનું હોય તો, સંન્યાસમાં જવાનો આગ્રહ રાખવો ઠીક નથી; સંન્યાસમાં **આસક્તિ** રાખવી ઠીક નથી. માટે "સાધનયોગ"માંથી પસાર થઈ સંન્યાસમાં જવાને બદલે, **જનકરાજા જેવો (કે શ્રીકૃષ્ણ જેવો)** "ફલયોગ" શરૂ કરવો. તો લોકકલ્યાણ થઈ શકશે. અને

(૨) આવી રીતે ફલયોગનું જીવન જીવનારને સંન્યાસીના કરતાં અથવા સાધનયોગ પૂરો કરીને પછી સંન્યાસી થનારના કરતાં પણ, જલદી બ્રહ્મની પ્રાપ્તિ થશે, અથવા, ફલયોગમાં રહેનારને (ફલયોગને બદલે) સંન્યાસ લેનાર કરતાં વધારે સમય બ્રહ્મપ્રાપ્તિની રાહ જોવી નહીં પડે. માટે, સંન્યાસ કરતાં યોગ વધારે સારો છે. (બ્રહ્મસૂત્રમાં ભગવદર્પણ બુદ્ધિથી નિષ્કામકર્માચરણ કરનાર ઉપર ઈશ્વરનો અનુગ્રહ વિશેષ થાય છે, એવું વિવક્ષિત લાગે છે; જુઓ બ્ર. સૂ. ૩.૪-૩૮; અહીં ગીતા ૫.૨૯માં ઈશ્વરને જ સર્વકર્મનો ભોક્તા કહ્યો છે.)

श्रीभगवानुवाच

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥२॥
ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न काङ्क्षति ।
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बन्धात्प्रमुच्यते ॥३॥

सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥४॥
यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥५॥
संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥६॥

ભાષાન્તર—શ્રી ભગવાન બોલ્યા: ઉપનિષદોનો જ્ઞાનપૂર્વક સંન્યાસ અને ગીતાનો નિષ્કામકર્મદ્વારા સમત્વનો કર્મયોગ, બન્ને સરખી રીતે જ મોક્ષ આપનારા છે; એ રીતે મોક્ષના સાધન તરીકે બન્ને સરખા છે. પણ [એક બીજી દૃષ્ટિએ, નીચે શ્લોક ૬માં કહેશું તે રીતે] એ બેમાંથી કર્મસંન્યાસ કરતાં ગીતાનો કર્મદ્વારા સમત્વ રૂપી યોગ વધારે સારો છે (विशिष्यते), કેમકે કર્મયોગ વધારે સહીસલામત છે (?) (૨). ગીતાનો યોગી કોઇનો કે કોઇ વસ્તુનો દ્વેષ કરતો નથી, તેમ કોઇમાં રાગ રાખતો નથી, રાગદ્વેષરહિત છે; તો તે યોગીને ઉપનિષદોના નિત્યસંન્યાસી (પહેલેથી જ સંન્યાસી બનનાર) જેવો જ ગણવો જોઇએ (ज्ञेयः), કારણ કે રાગદ્વેષ, જયપરાજય, શીતોષ્ણ એ બધાં દ્વન્દ્વો છે, અને યોગી निर्द्वन्द्व છે; અને નિર્દ્વન્દ્વ બનેલો મનુષ્ય, યોગી હો કે સંન્યાસી હો, બન્ને રૂપે બન્ધનથી છૂટે છે, પણ યોગી બને તો વધારે સહેલાઇથી બન્ધનમુક્ત થાય છે (सुखं बन्धात् प्रमुच्यते). યોગીને મોક્ષ મળે જ છે; તો પછી એને સંન્યાસી ગણવામાં શો વાંધો છે? જે ઉપનિષદ-

વાળાઓ સંન્યાસનો આગ્રહ રાખતા હતા, તે સંન્યાસદ્વારા બંધનથી છૂટાય છે, એમ સમજાવતા હતા. ગીતા કહે છે કે એ જ ધ્યેય, निर्द्वन्द्व થવાથી તુરત મળે છે; સંન્યાસી થયા પછી જ મળે છે, એમ કહેવું ઠીક નથી (૩).

[હે અર્જુન, તેં, 'સંન્યાસ અને કર્મયોગ, એ બેમાં કયુ વધુ સારું ?' એમ પૂછયુ. અને સાંખ્યને વિશે કંઈ પૂછયુ નહીં પણ સાંખ્ય પણ તને ઉપયોગી છે. તું સાંખ્યને યોગથી જુદું માનતો હો, એમ લાગે છે; પણ તે તારી માન્યતા ખોટી છે કેમકે] સાંખ્ય અને યોગ, એ બે અલગ અલગ નિષ્ઠાઓ છે, એમ અણસમજુઓ બોલે છે; પંડિતો નથી બોલતા. ગીતા ૧૮.૧૩-૧૭નું સાંખ્ય તથા યોગ બન્ને "કર્મ"ની નિષ્ઠાઓ છે. એ બેમાંથી એકનો પણ બરાબર આશ્રય લેનાર બન્નેનું ફળ (જે એક જ, મોક્ષ જ, છે, તે) મેળવે છે (૪). [સાંખ્યો અને યોગો અનેક (અનેક પ્રકારના) છે; અને] સાખ્ય નામના માર્ગોથી જે સ્થાન મેળવાય છે, તે સ્થાન ગીતામાં કહેલા ૧૮ યોગોથી (योगैः) પણ પ્રાપ્ત કરાય છે. ગીતામાં બીજા અધ્યાયમાં એક (શુદ્ધવિષયક) સાંખ્ય કહ્યું છે; બીજું એક જુદું (સર્વકર્મ-વિષયક) સાંખ્ય ૧૮.૧૩-૧૭માં કહ્યું છે, એમ અનેક સાંખ્યો હતાં. સાંખ્ય અને યોગ, એ બન્નેને જે વિદ્વાન એક જ સમજે છે તે મનુષ્ય તે બન્નેની સાચી સમજણ ધરાવે છે (पश्यति). [માટે, જો સાંખ્ય અને યોગ બન્ને જુદા માનીને તેં માત્ર સંન્યાસ અને યોગનો જ પ્રશ્ન પૂછયો હોય તો તે ઠીક નથી. એક બાજુ સંન્યાસ અને સામી બાજુ સાંખ્ય તથા

યોગ બન્ને રહે છે; અને જેમ યોગ સંન્યાસથી ચઢે છે, તેમ, યોગની જેવો જ હોવાથી, સાંખ્યમાર્ગ પણ સંન્યાસથી વધારે ઉત્તમ છે જ. એમ તું સમજી લે.] (૫). [સાંખ્યમાર્ગ નિષ્કામ યુદ્ધને અને નિષ્કામકર્મને પણ હોવાથી, આમ કહેવું શ્રીકૃષ્ણને જરૂરી લાગ્યું હશે].

**પણ** (તુ), હે મહાબાહુ, [હવે, તેં પૂછેલા પ્રશ્નનો વિશેષ ઉત્તર આગળ સાંભળ. ત્રીજા શ્લોકમાં સંન્યાસ કરતાં યોગ વધારે સારો છે, તે માટે તને જે દલીલ કહી, તે ઉપરાંત એક વધુ દલીલ એ છે કે], સંન્યાસ મેળવવા માટે, યોગદ્વારા સંન્યાસ મેળવાય અથવા યોગ વગર, સીધા, સંન્યાસી થવાય. આ બે વિકલ્પો પૈકી, યોગ (એટલે સાધનયોગ, નિષ્કામકર્માચરણની ટેવ અને પરિપક્વતા) વગર સંન્યાસ મેળવવાનો વિકલ્પ વધારે અઘરો (દુઃખમ) છે; અને સાધનયોગ પૂરો કર્યા પછી સંન્યાસ ગ્રહણ કરવાને બદલે, ફલયોગ (યોગની પરિપક્વ દશા)થી યુક્ત થયેલા વિદ્વાન (મુનિ) બ્રહ્મની પ્રાપ્તિ જલદી કરે છે. [સંન્યાસનો આગ્રહ કરનારા ઉપનિષદવાળાઓ બ્રહ્માની પ્રાપ્તિના સાધન તરીકે સંન્યાસની તરફેણ કરે છે; પણ તે ખોટું છે; ફલયોગને અનુસરનાર વિદ્વાનને બ્રહ્મ સહેલાઈથી અને જલદી મળે છે (ब्रह्म न चिरेण अधिगच्छति).

**નોંધ**—(૧) ગીતામાં કર્મયોગને સંન્યાસની સાથે જ અને સંન્યાસની જેટલો જ નિઃશ્રેયસકર કહ્યો છે. શાંકરભાષ્યમાં આવા વાક્યને સ્તુતિ અને અર્થવાદ કહે છે; અને કર્મયોગ પછી ચિત્તશુદ્ધિ, પછી સંન્યાસ, પછી જ્ઞાન, પછી મોક્ષપ્રાપ્તિ

એમ ક્રમ ગણાવીને "કર્મયોગ પણ સંન્યાસ અને જ્ઞાનપ્રાપ્તિ દ્વારા મોક્ષ આપનાર છે" એવો અર્થ—આ વાકયનો અને ગીતાનાં બીજાં આવાં વાકયોનો—કરાયો છે, તે ખોટું છે. "કર્મયોગ ચિત્તશુદ્ધિ, સંન્યાસ, અને જ્ઞાનપ્રાપ્તિ દ્વારા મોક્ષ આપે છે," એ કથનનો અર્થ શો? કર્મયોગ ચિત્તશુદ્ધિ જ આપે છે, અને જ્ઞાનપ્રાપ્તિ જ મોક્ષ આપે છે; એ જ અર્થ નીકળે, માટે એ અર્થ ગીતાની વિરુદ્ધ છે.

(૨) "विशिष्यते" એટલે અજ્ઞ માટે વધારે સારો (સંન્યાસ કરતાં ચઢિયાતો) છે," એમ શાંકરવેદાન્તમાં અર્થ કરાય છે, તે પણ ખોટો છે.

(૩) कर्मयोग એટલે ઘણા વિદ્વાનો योग જ સમજે છે; શ્રી ટિળક પણ એ વિદ્વાનોમાંના એક છે. પણ ગીતામાં નિષ્કામ-કર્માચરણ અથવા समत्व માટે योग શબ્દ છે; અને કર્માચરણના મુખ્ય સાધનદ્વારા નિષ્કામકર્માચરણ મળે અથવા समत्व મળે, ત્યારે તેને कर्मयोग કહેવાય છે. તેવી રીતે ભક્તિ કે પુરુષોત્તમ (ની સમજણ) દ્વારા જ્યારે समत्व મળે ત્યારે ે समत्वने ગીતામાં અનુક્રમે भक्तियोग (અધ્યાય ૧૨) અને पुरुषोत्तमयोग (અધ્યાય ૧૫) કહેલ છે. તદુપરાંત, (ગીતામાં) ૨.૩૯થી શરૂ કરીને અનેક ઠેકાણે માત્ર યોગ શબ્દ જ समत्वना અર્થમાં વાપર્યો છે; એ જ અર્થમાં ગીતાને યોગશાસ્ત્ર કહે છે, માટે कर्मयोग તો યોગનો એક પ્રકારવિશેષ છે.

(૪) ૫.૩માં ગીતાના યોગીને ઉપનિષદોના સંન્યાસી તરી

સમજાવ્યો છે; ૬.૨માં ઉપનિષદોના સંન્યાસને જ ગીતાનો યોગ કહ્યો છે.

(૫) બંધનમાંથી મોક્ષ મેળવવાને **સંન્યાસ** લેવાનો ઉપદેશ અને આગ્રહ અમુક ઉપનિષદોમાં છે. ગીતા કહે છે કે એ ધ્યેય નિર્દ્વન્દ્વતા એટલે સમત્વ અર્થાત્ યોગથી સહેલાઇથી મળે છે; માટે "નિર્દ્વન્દ્વ" મનુષ્ય સંન્યાસી જ છે.

(૬) ૫.૪-૫માં સાંખ્ય યોગની સાથે શા માટે આપેલ છે; તેનાં કારણો અમે ગીતાના બધા વ્યાખ્યાતાઓથી જુદાં જ આપ્યાં છે, કેમકે અમારા મતે સાંખ્ય એટલે સંન્યાસ નહીં જ પણ સાંખ્ય એટલે નિષ્કામયુદ્ધ અને નિષ્કામકર્મ સમજવું.—સાંખ્યનું કંઇ પણ વર્ણન અહીં ૫.૪-૫માં નથી; તો જ્યાં સવિસ્તર વર્ણન છે ત્યાંથી એટલે ગીતા ૨.૧૧-૩૮ અને ગીતા ૧૮.૧૩-૧૭માંથી સાંખ્યનો અર્થ લેવો જોઇએ. લોકો સંન્યાસ અને યોગ વચ્ચેનો ભેદ જાણવા આતુર હતા; પણ ગીતા કહે છે કે જે ભેદ સંન્યાસ અને યોગ વચ્ચે છે, તે જ ભેદ સંન્યાસ અને સાંખ્ય વચ્ચે પણ છે—સાંખ્ય અને યોગ બન્ને સીધા નિઃશ્રેયસકર છે.

(૭) **સાંખ્યૈઃ—યોગૈઃ** ગીતા ૫.૫Bમાં સાંખ્ય એટલે સાંખ્યમાર્ગ અને યોગ એટલે યોગ માર્ગ (અથવા નિષ્ઠા) એ અર્થ છે; તો તે બંનેનું બહુવચન જ **સાંખ્યૈઃ** અને **યોગૈઃ** (૫.૫A) છે એમ જ સમજવું વાજબી છે. વળી, એક **સાંખ્ય** ગીતા ૨ માં છે; બીજું **સાંખ્ય** ગીતા ૧૮.૧૩-૧૭માં છે. અને

ગીતાના દરેક અધ્યાય સાથે એક એક યોગનું નામ જોડાયેલ છે; કુલ ૧૮ યોગો તો એમ જ થાય છે. ખરું જોતાં ગીતામાં લગભગ ૨૫ યોગો છે (જુઓ ભગવદ્ગીતા એક અભિનવ દૃષ્ટિબિન્દુ પા. ૩૪).

(૮) મુનિ-ગીતા પોતાના જ્ઞાનીને "બ્રહ્મજ્ઞાની" કહેવાને બદલે સ્થિતપ્રજ્ઞ, વિદ્વાન્, મુનિ, પંડિત (૫.૪) તત્ત્વવિદ્ (૫ ૮) વગેરે non-sectarian શબ્દોનાં નામો આપે છે, તેની નોંધ લેવી જોઈએ

(૯) ૫.૬માં 'બ્રહ્મ' શબ્દનો અર્થ શાં. ભા. માં 'સંન્યાસ' કર્યો છે.

## ગીતા ૫. ૭–૧૩

**પ્રસ્તાવના**— ઉપર ૫.૩માં ગીતાના યોગીને જ ઉપનિષદોનો સંન્યાસી ગણાવ્યો છે હવે, **ગીતાનો યોગી સંન્યાસી જ** છે, એમ સમજાવે છે. આ સમજણદ્વારા 'કર્મસંન્યાસયોગ" એટલે **"કર્મના માનસ સંન્યાસનો યોગ"**, આ અધ્યાયનો વિષયભૂત યોગ, રજૂ થયો છે. બીજા અધ્યાયમાં ૨.૪૮માં યોગ એટલે સમત્વ અને ૨ ૫૦માં યોગ એટલે કર્મસુ કૌશલમ એમ યોગનાં બે લક્ષણ છે તે અહીં અધ્યાય પની સમજણ માટે ઉપયોગી છે ગીતા ૨.૫૦ મુજબ "જેણે સમત્વબુદ્ધિ સંપાદન કરી છે તે આ દુનિયામાં "સત્કર્મપાપકર્મ બન્નેનો [માનસ] ત્યાગ કરે છે (जहाति इह), માટે તું યોગ પ્રાપ્ત કરવાને સમત્વ-યુક્ત થા (युज्यस्व). પોતાનાં (આવીપડેલાં) સારાં-

નરસાં બન્ને પ્રકારનાં કર્મો કરતી વખતે જ 'હું કંઇ કરતો જ નથી" એવી મનોવૃત્તિ, એવું નિર્લેપતાનું નૈપુણ્ય (कर्मसु कौशलम), એનું જ નામ યોગ". યોગ એટલે પોતાનાં કરવાનાં પાપપુણ્યમય, હિંસાઅહિંસામય, કર્મો કરવાનું જ્યારે ખરેખર ચાલુ હોય ત્યારે "હું કંઈ કરતો જ નથી" એવી નિષ્કર્મ-મય ચિત્તવૃત્તિ—આ લક્ષણ મુજબ ગીતામાં ઘણા શ્લોકોમાં યોગની સમજૂતી આપવામાં આવી છે, અને પ્રવૃત્તિને જ નિવૃત્તિ માની છે; તેથી, ઊલટું. બાહ્યાકારમાં નિવૃત્તિ હોય પણ અંદર મનમાં ફલની તાલાવેલી ચાલતી હોય તેવી મનોદશાને ગીતામાં પ્રવૃત્તિ જ માની છે.—આમ, યોગનું જે બીજું લક્ષણ (અર્થાત્ યોગમાં કર્મનો માનસસંન્યાસ છે જ તે લક્ષણ) ગીતામાં (૨ ૫૦માં) છે તેની ઉત્પત્તિનું કારણ ગીતાની પહેલાં ઉપનિષદ-વાળાઓ "સંન્યાસ"નો ખૂબ પ્રચાર કરતા હતા, તેમને ગીતા જવાબ આપે છે, તે છે. "કર્મના શારીર સંન્યાસ"ની સામે ગીતા "કર્મોનો માનસ સંન્યાસ" મૂકે છે, અને ગીતાનો યોગી વસ્તુતઃ સંન્યાસી જ છે, એમ ગીતા દાવો (claim) કરે છે. શ્લોક ૫.૭માં "कुर्वन्नपि न लिप्यते' કર્મો કરતો હોવા છતાં કર્મના (પાપપુણ્યના) ફલોથી નિર્લિપ્ત રહે છે;" એ વિધાન માટે ગીતા બે જુદાં જુદાં પણ સુસંગત કારણો આપે છે. એક, કર્મો કરતો હોવા છતાં "હું કંઇ જ કરતો નથી" એવી મનો-વૃત્તિ હોવાથી યોગી નિર્લિપ્ત રહે છે. આ સમજૂતી જ અહીં મુખ્ય છે. બીજું કારણ, કર્મનો નહીં, પણ કર્મફલનો ત્યાગ કરે છે, "હું કર્મો કરું છું પણ ફલની અપેક્ષાએ નથી

કરતો" એવી મનોવૃત્તિ હોવાથી યોગી કર્મબંધનથી નિર્લિપ્ત રહે છે. આ બીજું કારણ ૫.૧૨માં પ્રથમ કારણ જે મુખ્ય વિષય છે, તેની સાથે તુલના માટે અહીં આપ્યું છે, એમ માની શકાય. કેમકે ૫.૭-૧૧ અને ૫.૧૩, એ બન્નેમાં પ્રથમ પ્રકારનું કારણ આપ્યુ છે; અને તે બે સ્થાનોની વચ્ચે ૫.૧૨માં ફલત્યાગનું કારણ છે. વળી, કર્મો કરનાર તો પ્રકૃતિ છે, એમ ૫.૧૪માં કહ્યું છે; તે બતાવે છે કે "હું કર્મો કરતો જ નથી." એ જ મુખ્ય બોધ અહીં છે.

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥७॥
नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपञ्श्वसन् ॥८॥
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥९॥
ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा ॥१०॥
कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वात्मशुद्धये ॥११॥
युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥१२॥
सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥१३॥

**ભાષાન્તર**—વિશુદ્ધ (ફલવાસનારહિત) મનવાળો, સંયત ચિત્તવાળો, વશ કરેલી ઇન્દ્રિયોવાળો, જેનો આત્મા સર્વ પ્રાણીઓનો આત્મા થયો છે તેવો, **સમત્ત્વવાળો** અર્થાત્ યોગી (**યોગયુક્તઃ**) પુણ્યકર્મો-પાપકર્મો કરતો હોવા છતાં (**कुर्वन्नपि**) તેનાં ફ્લોથી લેપાતો નથી (**न लिप्यते**) (૭). કર્મો કયાંથી ઉત્પન્ન થાય છે, તે તત્ત્વ (સત્ય)ને જાણનારો યુક્ત એટલે યોગી "હું કંઇ જ કરતો નથી" (**नैव किञ्चित्करोमीति**) એમ જ માની શકે (**मन्येत**); જોવાની, સાંભળવાની, સ્પર્શ કરવાની, સુંઘવાની, જમવાની, જવાની, સુવાની, શ્વાસોચ્છ્વાસ લેવાની, બોલવાની, આપી દેવાની, લેવાની, આંખો ખોલવાની કે બંધ કરવાની—આ બધી ક્રિયાઓમાં "નેત્ર, કર્ણ વગેરે ઇન્દ્રિયો તેમનાં દશ્ય, શ્રવ્ય વગેરે વિષયો પ્રતિ પ્રવૃત્તિ કર્યે જાય છે" (હું કંઇ કરતો જ નથી), એમ માનતો યોગી નિર્લેપભાવે જીવન જીવે છે (**धारयन्**) (૮, ૯). [ગીતાના અનેક તત્ત્વજ્ઞાનોમાંથી એક તત્ત્વજ્ઞાન મુજબ, ઇન્દ્રિયો અને વિષયો બન્ને એક જ બ્રહ્મ એટલે (જડ) પ્રકૃતિ તત્ત્વમાંથી ઉત્પન્ન થએલા છે. તે મુજબ, "ઇન્દ્રિયો પોતપોતાના વિષય પ્રતિ પ્રવૃત્તિ કરી રહી છે, હું ક્રિયાશૂન્ય છું" એવી ભાવના, જોતાં, સાંભળતાં ઇત્યાદિ ક્રિયાઓ કરતાં,] જે યોગી રાખે છે તે કર્મોને બ્રહ્મ એટલે જડ પ્રકૃતિમાં આપી દઇને (**ब्रह्मण्याधाय कर्माणि**) અને કર્મમાં જ (ફ્લમાં જ નહીં) આસક્તિ ત્યજીને સ્વકર્મો કરે છે. આથી જેમ કમળનું પાંદડું જળથી લેપાતું નથી તેમ આવા યોગી કર્મોમાં રહેલા પાપથી નિર્લિપ્ત રહે છે (૧૦). પોતા

મનને વાસના-કામનાઓથી મુક્ત કરવા માટે (आत्मशुद्धये) નિષ્કામકર્મીઓ (યોગિનઃ) 'હું જ કર્મો કરું છું' એવી આસક્તિ (અહંકાર) છોડીને, માત્ર શરીર વડે શરીરનાં, માત્ર મન વડે મનનાં, માત્ર બુદ્ધિ વડે બુદ્ધિનાં અને માત્ર ઇન્દ્રિયો વડે ઇન્દ્રિયોનાં કર્મો કરતા હોય છે. યંત્રો પોતાની ક્રિયાઓ સ્વાભાવિક રીતે કર્યે જાય છે એમ આવા યોગીઓનાં કર્મો પણ સહજભાવે જ થાય છે. એટલે તેઓ પોતે એ કર્મોની સફળતા-નિષ્ફળતાના ભાગીદાર બનતા નથી. કેવલ શરીર, કેવલ મન, કેવલ બુદ્ધિ અને કેવલ ઇન્દ્રિયો જડ છે. જો આત્માનો સંબંધ તેમની સાથે થાય અને જો આસક્તિ ઉત્પન્ન થાય તો જ શરીર વગેરે ચેતનવાળાં બને છે; બાકી તો જડ યન્ત્ર અને જડ શરીર, મન ઇત્યાદિમાં ક્રિયા કરવામાં ફેર પડતો નથી. જેમ ઘડિયાળ પોતાનું કામ કર્યે જાય તેના જેવું કર્મ જડ શરીરનું છે (૧૧). જેમ કર્માચરણ ચાલુ હોય ત્યારે જ કર્મત્યાગનો અનુભવ કરી શકાય અને કર્મશૂન્યતા અનુભવી શકાય તેમ કર્મફલનો ત્યાગ અનુભવી શકાય અને ફલના ભોગથી દૂર (નિર્લિપ્ત) રહી શકાય. સમત્વવાળો (युक्तः) કર્મનાં ફલો ત્યજીને (એ ત્યાગની વિવિધ રીતિઓ છે, તે મુજબ, ત્યજીને) મરણસમયની, મરણકાલે ચાલુ રહે તેવી મનની શાન્તિ (મોક્ષ) મેળવે છે. જેણે સમત્વ નથી મેળવ્યું તે (अयुक्तः), જે કર્મની સિદ્ધિથી રાજી થઇ જાય છે, અને કર્મની અસિદ્ધિથી દુઃખી થાય છે, તે કર્મના ફલમાં આસક્તિવાળો માનવ દરેક કર્મ કામનાથી કરે છે અને તેથી (कामकारेण)

બંધનમાં પડે છે. (મોક્ષ મેળવતો નથી) (૧૨) [પણ] મન-ઇન્દ્રિયોના કબજામાંથી સ્વતંત્ર થયેલો (વશી) યોગી આત્મા (દેહી) પોતાનાં બધાં કર્મો, (શરીરથી નહીં પણ) **મનથી** (હું કંઈ જ કરતો નથી એવી પ્રતીતિ અને ભાવનાથી), **છોડી દઈને** (સંન્યસ્ય), [નિયમસર હરેકેહરેક કર્મ ચાલુ હોવા છતાં] પોતે કર્મો ન જ કરતો તેમજ બીજાઓને કર્મોમાં ન પ્રેરતો (**नैव कुर्वन्न कारयन्**), [ઉપનિષદોના સંન્યાસીઓ જેટલા અને જેવા જ] આનન્દથી નવદરવાજાવાળા નગર(રૂપ દેહ)માં વાસ કરે છે (૧૩).

**નોંધ**—(૧) શ્લોક ૧૦માં બ્રહ્મ એટલે જડ પ્રકૃતિ, એમ અર્થ અમે લીધો છે; અને ઇન્દ્રિયો અને એના વિષયો જડ પ્રકૃતિ-માંથી જન્મેલા છે અને આ જગતમાં ઇન્દ્રિયો જ એમના વિષયો પ્રતિ પ્રવર્તે છે એમ શ્લોક ૯-૧૦ નો અર્થ અમે કર્યો છે. તે નીચે ૫. ૧૪-૧૫, ૧૯ વગેરે ઉપરથી પણ સિદ્ધ થશે. 'બ્રહ્મ' શબ્દનો ઉપયોગ ઉપનિષદો અને ગીતામાં જડ પ્રકૃતિના અર્થમાં કરાયો છે, જેમ કે **कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम्** (ગીતા ૩. ૧૫). અહીં (૫. ૧૦ માં) **ब्रह्म** એટલે નિરાકાર **पर** બ્રહ્મ સમજી શકાય નહીં; તેમ વેદ પણ નહીં, વેદનો ઉદ્ભવ (ઉત્પત્તિ) **अक्षर**માંથી નથી.

(૨) **केवलै** (શ્લોક ૧૧). '**केवल**' શબ્દ **कायेन, मनसा** વગેરે દરેક સાથે લેવો પડે. કેવલ કાય, અને કેવલ મન, એટલે જડ શરીર અને ચેતનરહિત મન, એમ સમજવું.

(૩) શ્લોક ૧૧માં આત્મશુદ્ધિ માટે યોગ કહ્યો છે; તે સાધનયોગ છે; તે જ યોગ પાછળથી ફલયોગ રૂપ બની જાય છે; તે વખતે તે ફલયોગ લોકસંગ્રહ માટે છે, કેમકે યોગીની આત્મશુદ્ધિ તો ક્યારનીય થઇ ગઈ હોય છે.

(૪) શ્લોક ૧૨માં કર્મત્યાગને બદલે કર્મફલત્યાગનો યોગનો વિકલ્પપ્રકાર આપ્યો છે. એ શ્લોક કર્મત્યાગરૂપ યોગવિકલ્પના શ્લોકોની વચ્ચે આવેલો છે. મુખ્ય વિષય 'કર્માચરણમાં અકર્મની' ભાવનાનો છે.

## ગીતા ૫. ૧૪-૧૭, ૧૮-૨૮

**પ્રસ્તાવના**—ઉપર ૫. ૧૦માં બ્રહ્મ એટલે જડ પ્રકૃતિમાંથી (ઉત્પન્ન થતી ઇન્દ્રિયો અને ઇન્દ્રિયવિષયોની પ્રવૃત્તિઓ રૂપે જ) જગતનાં બધાં કર્મો ઉદ્દભવે છે અને તે કર્મો તે પ્રકૃતિમાં જ પાછાં આપવાનું કહ્યું છે. હવે આ સિદ્ધાન્તનું સ્પષ્ટીકરણ ગીતા કરે છે (स्वभावस्तु प्रवर्तते, ૫. ૧૪) અને તેમ કરવા, જતાં બે **વિરોધી મતો** (જેને સંસ્કૃત દર્શનશાસ્ત્રમાં પૂર્વ-પક્ષો કહેવાય છે તે)નું નિરાકરણ કરે છે:— (અ) **એક** "પ્રભુ અથવા વિભુ ઈશ્વર, સાકાર **પર** તત્ત્વ બધાં કર્મો કરે છે," તે મત. આ પૂર્વપક્ષનો નિરાસ ૫. ૧૪-૧૭માં છે. (આ) **બીજો** નિરાકાર બ્રહ્મ જેણે સૃષ્ટિ કરી છે તેનો દોષ છે, કેમકે એણે પ્રાણી પ્રાણી વચ્ચે ભેદ અને વિષમતા બતાવી છે. એટલે નિરા-કાર બ્રહ્મ 'કર્તૃ' છે, એ બીજો મત; તેનું નિરાકરણ ૫. ૧૮-૨૮માં છે. એમ બે પૂર્વપક્ષોનો નિરાસ અહીં હોવાની મારી

માન્યતા છે.

## ગીતા ૫. ૧૪-૧૭

**પ્રસ્તાવના**—ગીતાના સમયમાં, 'પ્રકૃતિ અથવા સ્વભાવ નામનું તત્ત્વ પર તત્ત્વનું જ એક સ્વરૂપ છે, અને એ જ સર્વકર્મ, સર્વ પ્રવૃત્તિઓ કરે છે, કર્તૃત્વ પણ સ્વભાવનું જ છે, કર્મરૂપ પણ સ્વભાવનું જ છે અને કર્મ તથા ફલનો સંયોગ પણ એ સ્વભાવ જ કરે છે,' એવો એક મહાન સંપ્રદાય હતો. અને બીજો સંપ્રદાય પર તત્ત્વનું સાકાર સ્વરૂપ, પ્રભુ કે વિભુ, શક્તિવાન કે સર્વવ્યાપક, નામનું છે, અને તે જ પ્રભુ લોકોનું કર્તૃત્વ અને કર્મો સરજે છે અને કર્મફલનો સંયોગ પણ એ જ પ્રભુ કરે છે, માટે કર્મ અને કર્મફલથી છૂટવાને, પાપકર્મ કે પુણ્યકર્મ—જે કરવાં પડે તે—તે પ્રભુને અર્પણ કરીને કરવાથી તે પ્રભુ તેનાં આપેલાં એ કર્મો પાછાં લઇ લેશે, અને એ રીતે પાપપુણ્યથી છૂટાશે (૫. ૧૫A), એમ માનતો હતો. ગીતાનો આ (પાંચમો) અધ્યાય પ્રથમ સંપ્રદાયનો પક્ષ રજૂ કરે છે. તે પ્રથમ સંપ્રદાય આ દ્વિતીય દાર્શનિક વિચારનું ખંડન કરતો હતો, અને તેના મતને **અજ્ઞાન** કહીને, પોતાના 'સ્વભાવ જ (બધી) પ્રવૃત્તિ કરે છે' એ મતને **જ્ઞાન** કહેતો હતો (૫. ૧૬). 'સ્વભાવ જ પ્રવૃત્તિ કરે છે,' એવા એ (જ્ઞાન)માં બુદ્ધિવાળાઓ જ મોક્ષ મેળવે છે, બીજાઓ નહીં (૫.૧૭માં તદ્ એટલે સ્વભાવ જ પ્રવૃત્તિ કરે છે, તે સમજણ, એમ અર્થ લેવાનો છે).

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥१४॥
नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥१५॥
ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥१६॥
तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥१७॥

ભાષાન્તર—(આ અધ્યાયના **સ્વભાવપ્રવૃત્તિવાદ** મુજબ) પ્રભુ નામનું पर તત્ત્વનું (સાકાર) સ્વરૂપ લોકોનું કર્તૃપણું સરજતું નથી કે લોકોનાં કર્મો પણ સરજતું નથી, તેમજ કર્મ અને તેનાં ફલનો સંયોગ પણ સાકાર સ્વરૂપ સરજતું નથી, પણ (पर તત્ત્વનું) સ્વભાવ (નામનું સ્વરૂપ) જ (બધી) પ્રવૃત્તિઓ કરે છે (૧૪). [જો पर તત્ત્વના સાકાર સ્વરૂપને કર્તૃત્વ, કર્મ, અને કર્મફલના સ્રષ્ટા માનનાર પક્ષ એમ માનતો હોય કે "તે સાકાર સર્વવ્યાપક પ્રભુ સ્વરૂપને એણે જ સરજેલાં પાપ કર્મો અને પુણ્યકર્મો પાછાં આપી દઇએ, તો કર્મબંધનથી છૂટાશે," તો તે માન્યતા પણ, ઈશ્વરને કર્માદિના સ્રષ્ટા માનવાની માન્યતા જેટલી જ, ખોટી છે, કેમકે] પ્રભુ તત્ત્વ કોઇનું પાપકર્મ લેતું નથી તેમજ કોઇનું પુણ્યકર્મ પણ લેતું નથી. ઈશ્વરને કર્માદિનો સ્રષ્ટા માનવો અને ઈશ્વરને કર્માદિનો સ્વીકારનાર માનવો, એ એક પ્રકારનું અજ્ઞાન છે; એથી ઉલટું (જડ

તત્ત્વ) સ્વભાવની જ (કર્તૃત્વ, કર્મ અને કર્મફલસંયોગ, એ) બધી, પ્રવૃત્તિ છે, એમ માનવું, એ જ્ઞાન આ અધ્યાયમાં કહ્યું છે. એ જ્ઞાન અજ્ઞાનથી ઢંકાઇ ગયુ છે (આવૃતમ); તે કારણથી મનુષ્યો ખોટી સમજણમાં છે (મુહ્યન્તિ) (૧૫). પણ જે (વિદ્વાનો)નું તે પરમ આત્માના (કતૃત્વનું) અજ્ઞાન તે (સ્વભાવના) જ્ઞાનદ્વારા નાશ પામ્યું છે, તેઓનું તે ઉત્તમ જ્ઞાન સૂર્યની જેમ પ્રકાશે છે (૧૬). સ્વભાવની જ બધી પ્રવૃત્તિઓ છે એ જ્ઞાનમાં બુદ્ધિવાળાઓ (તદ્બુદ્ધયઃ), તે જ્ઞાનમાં મનવાળાઓ, તેમાં દૃઢ થએલાઓ, અને તે જ્ઞાનમાં તત્પર રહેનારાઓ (સ્વભાવની જ પ્રવૃત્તિમાં માનનારાઓ), જેમનાં પાપો એ જ્ઞાનથી ધોવાઇ ગયાં છે તેઓ, અપુનરાવૃત્તિ (પાછું આ દુનિયામાં ન આવવું) નામનો મોક્ષ મેળવે છે (૧૭).

નોંધ—(૧) સ્વભાવ અને પ્રભુ, એ બે વચ્ચે શો સંબંધ છે? ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં સ્વભાવ કે પ્રકૃતિ નામના તત્ત્વનો નિર્દેશ કરનાર (શ્વે. ઉપ. સિવાય) પ્રથમ ગ્રન્થ ગીતા છે.—આ પ્રકૃતિ કે સ્વભાવ પર તત્ત્વમાં (૧) એક ઘટક છે, અથવા (૨) પર તત્ત્વની જ એક શક્તિ છે અથવા (૩) પરનું કાર્ય (વિકાર) એમ ગીતા માને છે; પણ પર તત્ત્વની બહાર, પરથી સ્વતંત્ર, 'સ્વભાવ' કે પ્રકૃતિ નામનું એક તત્ત્વ છે, એવી

પ્રકૃતિ એટલે જ पर બ્રહ્મનું એક નામ, એવો અર્થ (ગીતાની પ્રકૃતિને) સૂત્રકારે આપ્યો છે. (તે મેં બ્ર. સૂ. ઉપરના મારા લેખોમાં સ્પષ્ટ કર્યું છે.

(૨) જે પક્ષનું અહીં ખંડન કર્યું છે, તે પક્ષ (કર્તૃત્વ વગેરેના સ્રષ્ટા પ્રભુ છે અને એ પ્રભુ એનાં જ આપેલાં કર્મો મનુષ્ય પાસેથી પાછા લે છે, તે મત) ગીતાના બીજા અમુક અધ્યાયોમાં સિદ્ધાન્ત રૂપે છે, તે આપણે ધ્યાનમાં રાખવું જોઈએ. ગીતાનો ઉદ્દેશ યોગના અનેક પ્રકારનો ઉપદેશ જુદી જુદી માન્યતાવાળા મનુષ્યોના ઉપયોગ માટે આપવાનો છે; તેથી ગીતામાં પરસ્પર વિરોધ થતો નથી. ઊલટું, એ ગ્રન્થમાં વિશાળતા અને સર્વજનકલ્યાણની વિવિધ સ્વયંપૂર્ણ યોજનાઓ જણાય છે. જુઓ પ.૨૯.

(૩) આ અધ્યાયનાં જ્ઞાન અને અજ્ઞાન બીજા અધ્યાયો કરતાં જુદા રૂપનાં છે. દરેક અધ્યાયનાં જ્ઞાન-અજ્ઞાન જુદાં જુદાં છે.

(૪) तद्बुद्धयः વગેરેમાં तद् એટલે આ અધ્યાયનું જ્ઞાન; तद् એટલે અહીં "પ્રભુ" નહીં.

(૫) अपुनरावृत्ति—આ દુનિયામાં પાછું આવવાનું નહીં તે. ગીતામાં મોક્ષના ઘણા વિચારો છે; તેમાં એક વિચાર આ છે.

(૬) અહીં કહેલા જ્ઞાનથી પણ પાપ ધોવાઇ જાય છે (ज्ञाननिर्धूत कल्मषाः)

## ગીતા ૫. ૧૮–૨૦

**પ્રસ્તાવના**—હવે, ગીતા **બીજા પૂર્વપક્ષ**નો ઉત્તર દે છે. ગીતાના સમયમા એક દાર્શનિક મત એવો હશે કે "બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરો અને ચાંડાલ, એ બધાને નિરાકાર બ્રહ્મે ઉત્પન્ન કર્યાં છે, અને, એ (પવિત્ર–અપવિત્ર, અથવા પુણ્ય કર્મો અને પાપકર્મો કરનાર બ્રાહ્મણાદિને ઉત્પન્ન કરનાર) બ્રહ્મ ચેતન હોવાથી સદોષ છે, [પણ જો એ કર્મો એ જ બ્રહ્મને પાછાં આપી દેવાય તો મનુષ્યબંધનથી છૂટી જાય, કેમકે મૂળમાં એ કર્મો એનાં પોતાનાં હતાં જ નહીં અને હવે પાછળથી પણ તેનાં રહેતાં નથી.] ગીતા કહે છે કે આ માન્યતામાં બ્રાહ્મણાદિના સારાં નરસાં કર્મો સરજવાની જવાબદારી બ્રહ્મની આવે છે, તેથી બ્રહ્મ દૂષિત થાય છે; માટે આ માન્યતા અમે સ્વીકારી નથી. જો **સ્વભાવપ્રવૃત્તિવાદ**માં માનીએ તો બ્રાહ્મણનાં સારા અને શ્વપાકનાં ખરાબ કર્મો સરજવાના દોષથી બ્રહ્મ મુક્ત થાય છે. ગીતાના મત પ્રમાણે, કર્મો મૂળમાં જ બ્રાહ્મણાદિનાં નથી, પણ (જડ) સ્વભાવ તત્ત્વ જ બધાં (બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરો, ચાંડાલ)નાં કર્મો કરનાર અને કર્મફલસંયોગ-કરનાર પણ છે. બ્રહ્મ (નિરાકાર **પર** તત્ત્વ) નિર્દોષ છે, અને પક્ષપાત રહિત (**સમ**) છે.

(૨) જે વિદ્વાનો બ્રાહ્મણાદિ સૌને સમાન ગણે છે તેઓ આ જન્મમાં જ જગત જીતી ગયા છે; અને બ્રહ્મ દોષરહિત સિદ્ધ થયુ હોવાથી તે વિદ્વાનો બ્રહ્મમાં જ સ્થિર (આ જન્મમાં જ) થયા છે.

(૩) કેટલાક વ્યાખ્યાતાઓ ૧૮મા શ્લોકમાં બ્રાહ્મણ વગેરે પાંચેયમાં समदर्शिनः એટલે "એ પાંચેયમાં સરખી રીતે રહેલું બ્રહ્મ જોનારાઓ" એમ અર્થ કરે છે. તે અર્થ સંદર્ભની વિરુદ્ધ છે. "જીવબ્રહ્મનું ઐક્ય" અથવા "મનુષ્યના આત્મા સાથે બ્રહ્મ હૃદયમાં રહે છે તે સિદ્ધાન્ત"—એ બેમાંથી એકેય અહીં વિવક્ષિત નથી.

(૪) ૧૯મા શ્લોકમાં, શ્લોક ૧૮ મુજબ साम्य જોનારાઓને (બ્રહ્મજ્ઞાન વગર પણ સામ્ય જોનારાઓને) "બ્રહ્મમાં સ્થિત" કહ્યાં છે. કારણ એવું આપ્યું છે કે બ્રહ્મ એક દોષરહિત અને વિષમતારહિત તત્ત્વ છે અને શ્લોક ૧૮ના પંડિતો પોતે પાંચેય પ્રાણીઓમાં દોષાભાવ અને સમત્વ જુએ છે અર્થાત્ બ્રહ્મના જ ધર્મો જુએ છે. અહીં બ્રહ્મજ્ઞાન વગર પણ બ્રહ્મદર્શન આ પંડિતોને થાય છે, એમ ગીતા કહેતી જણાય છે.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥१८॥
इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥१९॥
न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥२०॥

ભાષાન્તર—સાત્ત્વિક કર્મો કરનાર વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણ અને ગાય, રાજકસમો (યુદ્ધમાં હિંસા) કરનાર હાથી, અને

અપવિત્ર તામસ કર્મો કરનાર કૂતરો અને શ્વપાક, એ બધા ઉપર, સ્વભાવની જ "પ્રવૃત્તિ" છે એમ સમજનાર પંડિત, સરખી દૃષ્ટિ રાખે છે, અર્થાત્ સાત્ત્વિક રાજસતામસ કર્મો "સ્વભાવ"-માંથી ઉત્પન્ન થએલાં હોઈ બ્રાહ્મણ વગેરે પાંચેય જણ સાત્ત્વિકાદિ સ્વકૃત કર્મોના ગુણદોષરહિત છે અને એક સરખા જ છે, એવું સામ્ય તેઓ જુએ છે (समदर्शिनः) (૧૮). સ્વકૃત કર્મગુણ-દોષથી રહિત હોવાથી સર્વ પ્રાણીઓ સમાન છે; તે પ્રકારના સામ્યમાં જેમનું મન સ્થિર છે, તેઓએ આ જન્મમાં જ "જગ જીત્યું" છે (सर्गः जितः). પર બ્રહ્મ (નિરાકાર परतत्त्व) પ્રાણીઓના સારાંખરાબ કર્મો ઉત્પન્ન કરવાના દોષથી મુક્ત છે, અને નિષ્પક્ષપાત છે. **તેથી** ઉપરોક્ત વિદ્વાનો (પોતે નિર્દોષ હોવાથી, અને પોતે સમતાનો અનુભવ કરે છે તેથી) નિર્દોષ-બ્રહ્મમાં જ સ્થિર થયા છે. જગત જીતવું **એટલે** બ્રહ્મમાં સ્થિર થવું. એમ કહીં કહ્યું છે (૧૯). બ્રાહ્મણ ગાય હાથી જે આપણને પ્રિય લાગે છે તેનો મેળાપ થતાં હર્ષ ન પામવો અને કૂતરો-શ્વપાક જે અપ્રિય જણાય છે તેનો મેળાપ થતાં ઉદ્વેગ ન પામવો જોઇએ. એ રીતે સ્થિરબુદ્ધિવાળો (योगवाळो) અને "આ સારો, આ ખરાબ" એવા મોહ વગરનો યોગી બ્રહ્મવેત્તા છે, અને બ્રહ્મમાં સ્થિર છે. અર્થાત્ **તેના બ્રાહ્મણાદિ પ્રતિ સામ્યવાળા વર્તન (योग) ને લીધે તેને બ્રહ્મવિદ જ કહેવો જોઇએ અને તેને મુક્ત જ સમજવો જોઇએ** (૨૦).

## ગીતા ૫. ૨૧-૨૬

**પ્રસ્તાવના**—(૧) સ્વભાવ તત્ત્વની જ બધી પ્રવૃત્તિ છે, એમ જાણનાર **નિરાકાર બ્રહ્મને** પામે છે એમ આ ૨૧-૨૬ શ્લોકોમાં કહ્યું છે. પછી ૨૭-૨૯ શ્લોકોમાં એ જ જ્ઞાન ધરાવનાર **સાકાર શ્રીકૃષ્ણને** પામે છે, એમ કહ્યું છે. આ રીતે ગીતાના સમયમાં પ્રચલિત નિરાકાર અને સાકાર, એ બન્ને પરતત્ત્વનાં સ્વરૂપોનો વિકલ્પ **આપીને સમન્વય** અહીં કર્યો છે, એમ મને લાગે છે.

(૨) ગીતાનું મન્તવ્ય એ છે કે જેણે સમત્વ મેળવ્યું, તેને સુખ તુરત જ, સમત્વ સાથે જ, મળી ગયું, અને એનો મોક્ષ પણ તુરત જ થઈ ગયો. આવો મત ગીતાનો હોવા છતાં ગીતાના સમયમાં ઉપનિષદના સંન્યાસીઓમાં પ્રચલિત જે બે મન્તવ્યો મોક્ષ વિશે હતાં તેને ગીતા ધ્યાનમાં લે છે; અને તે બન્નેમાંથી જેની ઇચ્છા હોય તે એક યોગીને આવીને **એની મેળે** મળે છે, એમ ગીતા અહીં કહેતી જણાય છે. કર્મનો માનસસંન્યાસ કરનારની **પાસે** જ (यतीनां अभितः ब्रह्मनिर्वाणं वर्तते) નિરાકારનું સુખ **આવીને** રહે છે, એમ શ્લોક ૨૬માં કહ્યું છે; એ જ રીતે, કર્મનો માનસ સંન્યાસ કરનાર હમેશાં મુક્ત જ છે (શ્લોક ૨૮) અને (જો તે ઇચ્છે તો) શ્રીકૃષ્ણને જાણીને તેને પામે છે; એમ શ્લોક ૨૯માં કહ્યું છે. સાકારની પ્રાપ્તિમાં થોડી વિશિષ્ટતા છે, જે સાકાર સ્વરૂપની જ વિશિષ્ટતા છે (તે શ્લોક ૨૯માં કહી છે).

बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षयमश्नुते ॥२१॥
ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥२२॥
शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥२३॥
योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥२४॥
लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥२५॥
कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥२६॥

ભાષાન્તર—બ્રાહ્મણ-શ્વપાક જેવા બાહ્ય વ્યક્તિઓ કે પદાર્થોના સંસર્ગમાં આસક્તિથી રહિત જેમનું મન છે, તેમને બ્રહ્મ અથવા આત્મતત્ત્વમાં જે સુખ છે તે મળે છે (विन्दति आत्मनि यत् सुखम्), અર્થાત ગીતા ૫. ૨૧ મુજબ 'સ્વભાવની બધી પ્રવૃત્તિ છે', તે સિદ્ધાન્ત સ્વીકારીને તેનો જીવનમાં અમલ કરનાર યોગીનું સુખ અને જે સુખ (સંન્યાસીઓ મુજબ) આત્મામાં છે તે સુખ; **એ બન્ને સુખો સરખાં જ છે**, એમ અર્થ છે (આ અર્થ સિવાય आत्मनि यत् सुखम् માં यत् સમજાવવો મુશ્કેલ છે). એ રીતે, તેનું મન બ્રહ્મના જ્ઞાન દ્વારા જ સમત્વવાળું (योगयुक्त) છે અને તે અક્ષય

સુખ પામે છે, એમ જ સમજી લેવાનું ગીતા કહે છે. શ્લોક ૨૦માં યોગીને બ્રહ્મવિદ અને બ્રહ્મણિ સ્થિતઃ જ કહ્યો છે; શ્લોક ૨૧માં એ જ યોગીના સુખને "આત્માનું જ સુખ" કહ્યું છે (૨૧). 'હિ' દ્વારા સૂચન થાય છે કે શ્લોક ૨૧માં જે કહ્યું છે, તેનું કારણ ગીતાકાર અહીં આપે છે. બ્રાહ્મણ, ગાય, હાથીના સંસ્પર્શથી જે સુખરૂપ અનુભવો થાય છે તે, કૂતરો અને શ્વપાકના સ્પર્શથી જે દુઃખરૂપ અનુભવો થાય છે તેટલા દુઃખરૂપ છે; કેમકે બ્રાહ્મણગાયહાથીના સ્પર્શથી થતા સુખરૂપ દેખાતા અનુભવો આદિઅન્તવાળા (અલ્પ સમયનાં જ) છે; ડાહ્યો (સંન્યાસી કે યોગી) માણસ તે અલ્પસુખવાળા અનુભવોમાં આનન્દ માનતો નથી. (આ દૃષ્ટિબિન્દુ, કર્મસંન્યાસી તેમજ કર્મના માનસસંન્યાસી, બન્નેનું છે.) (૨૨). સંન્યાસી તો બધાનો (શારીર) સંન્યાસ કરે છે, પણ યોગી બધાની વચ્ચે રહે છે, અને માત્ર માનસસંન્યાસ કરે છે; એટલે તે યોગી વિશે ગીતા કહે છે કે—જે મનુષ્ય કર્મોના માનસસંન્યાસના બળથી, બાહ્ય સંસ્પર્શમાં રહેલા અને કામક્રોધથી ઉત્પન્ન થતા માનસિક જુસ્સાને સ્થૂળશરીરથી છૂટા પડતાં પહેલાં, આ ચાલુ, એક જ જન્મમાં, સહન કરતાં શીખે છે તેને ગીતા યુક્ત (યોગ વાળો) કહે છે અને તે મનુષ્ય 'સુખી' (મુક્તિના સુખવાળો) જ છે (૨૩). બાહ્ય સ્પર્શસુખનો માનસ ત્યાગ કરનારને, બ્રહ્મના સુખ જેટલું અને જેવું જ, સુખ મળે છે, એમ (શ્લોક ૨૧-૨૪માં) કહ્યા પછી, હવે, શ્લોક ૨૪-૨૫માં ગીતા કહે છે કે એને જે સુખ મળે છે એટલે કે

મળ્યું છે તે બ્રહ્મનું જ સુખ મળ્યું છે (બ્રહ્મસુખ જેવું નહીં; પણ બ્રહ્મનું જ સુખ તે ભોગવે છે). આ વિધાન માટે ગીતાની દલીલ એ છે કે (બાહ્ય સ્પર્શના સુખમાં માનસ સંન્યાસ રાખવાથી) તેના પરિણામે તે અન્તરાનન્દવાળો, અન્તઃશાન્તિવાળો અને અન્તઃપ્રકાશવાળો બન્યો છે; અને જે એવો થયો છે તે યોગી બ્રહ્મભૂત છે, અને છેવટે બ્રહ્મશાન્તિ જ મેળવે છે (બ્રહ્મમાં લય પામે છે) (૨૪). એ જ વાત બીજી વાર કહે છે. ગીતા યોગીઓને 'ઋષિઓ' કહે છે; આ ઋષિઓ પાપરહિત, શંકાઓરહિત, સંયમિતમનવાળા, અને સર્વપ્રાણીઓના હિતમાં આનન્દ લેનાર (લોકસંગ્રહ માટે કર્મ કરનારા) છે; તેઓ બ્રહ્મમાં નિર્વાણ મેળવે છે (૨૫), કેમકે કામક્રોધરહિત, સંયતમનવાળા, અને આત્માને એટલે બ્રહ્મને નિર્દોષ અને પક્ષપાતરહિત જાણનારા, કર્મના **માનસસંન્યાસ**વાળાઓ (યતિઓ)ની **પાસે** જ (જીવનમાં જ) બ્રહ્મનિર્વાણ રહે છે (બ્રહ્મનિર્વાણના અનુભવ માટે કંઈ નવું પ્રાપ્ત કરવું પડતું નથી) (૨૬).

**નોંધ—**(૧) જે નોંધ લખવા જેવી છે તે ઉપર ભાષાન્તરમાંજ આવી ગઈ છે. (૨) यतीनां એટલે માનસસંન્યાસીનાં, જેને વિશે ૫. ૧૩માં नैव कुर्वन् न कारयन् અને मनसा संन्यस्य કહ્યું છે તે यतीनाम्.

## ગીતા ૫. ૨૭-૨૯

**પ્રસ્તાવના**—અગાઉ ૫. ૨૧-૨૬ની પ્રસ્તાવનામાં કહ્યા

મુજબ, આ શ્લોકોમાં 'સ્વભાવની જ સર્વ (કર્તૃત્વ, કર્મ, કર્મફલસંયોગની) પ્રવૃત્તિ છે" એમ માની બ્રાહ્મણ-શ્વપાક સાથેના વ્યવહારમાં સમત્વ અનુભવનાર મનુષ્ય(=યોગી) નિરાકાર બ્રહ્મને બદલે સાકાર શ્રીકૃષ્ણનું ધ્યેય રાખીને તેની પ્રાપ્તિ કરી શકે છે, એમ કહ્યું છે. અને એ રીતે પરનાં બન્ને સ્વરૂપો મોક્ષદાતા હોવાથી, પોતાને પસંદ પડે તે એક સ્વરૂપ યોગી મેળવે છે, એવો પરનાં બે સ્વરૂપોનો સમન્વય અહીં વિવક્ષિત છે. ગીતામાં જ્યારે જ્યારે નિરાકાર-સાકારનાં વાકયો સાથે આવે છે ત્યારે તે નિર્દેશને "વિકલ્પદ્વારા સમન્વયવાચક" સમજવા યત્ન કરવો જોઇએ. પણ ઘણા આધુનિક વિદ્વાનો કયાં તો "पर તત્ત્વનાં એ બે સ્વરૂપોમાંથી **એક પાછળથી** ગીતામાં દાખલ થયું" એમ માને છે; જેમ પશ્ચિમના ઘણા વિદ્વાનો માને છે; અથવા તો શાંકર વેદાન્ત (જેમાં સાકાર ગૌણ છે) અથવા વાલ્લભ વેદાન્ત (જેમાં નિરાકાર ગૌણ છે) તેવા સાંપ્રદાયિક સમાધાનમાં માને છે, જેમ હિન્દના ઘણા વિદ્વાનો માને છે.—પણ, ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસની ખરી હકીકત એ છે કે ઋગ્વેદના नासदीयसूक्त અને पुरुषसूक्तથી શરૂ થઈને पर તત્ત્વનાં બે, નિરાકાર અને સાકાર (પુરુષાકાર) સ્વરૂપો મનાતાં આવ્યાં છે; બન્ને સમકક્ષાનાં મનાયાં છે. ગીતા બન્ને, સાથે જ, મૂકે છે; કેમકે તે વખતનો સમાજ પોતાની મેળે જ બેમાંથી એક સ્વરૂપ પસંદ કરી લેતો. આ બાબત બ્રહ્મસૂત્ર III. ૩. (छन्दत: उभयाविरोधात) ૬૫- રથી સ્પષ્ટ સમજાય છે.—જે રીતે ૫.૧૪-૧૫માં સાકાર-સગુણનો,

૫.૧૯-૨૬માં નિરાકાર-નિર્ગુણનો, ૫.૨૭-૨૯માં સાકાર શ્રીકૃષ્ણનો નિર્દેશ આવે છે તે ઉપરથી સાકારતત્ત્વ નિરાકારથી નીચે હતું (શાંકર મત) અથવા નિરાકારતત્ત્વ સાકાર શ્રીકૃષ્ણથી નીચે (શ્રીકૃષ્ણનું ધામ, વગેરે) હતું (વાલ્લભ મત), એમ કહેવું અશક્ય છે.

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ ॥२७॥
यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥२८॥
भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति ॥२९॥

ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु
ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे कर्मसंन्यासयोगो नाम
पञ्चमोऽध्यायः ॥ ५ ॥

ભાષાન્તર—૫.૨૭ બ્રાહ્મણ-શ્વપાક વગેરે બાહ્ય સ્પર્શવાળાઓને બહાર કાઢી મૂકીને, (દૂર કરીને), તેમનો **માનસ ત્યાગ કરીને**, આંખને બે ભવાંઓની વચ્ચે રાખીને (?) અને નાસિકાની અન્દર ચાલતા પ્રાણઅપાનને સરખા કરીને (આ સમત્વ પ્રાપ્ત કર્યાની નિશાની હોય એમ લાગે છે; જેને કામક્રોધોદ્ભવ વેગ હોય છે તેને પ્રાણાપાનની સમતા હોતી નથી–

શ્લોક ૨૩), સંયત ઇન્દ્રિયમન અને બુદ્ધિવાળો, મોક્ષ માટે તત્પર, ઇચ્છા-ભય-ક્રોધ રહિત યોગી,-જેને ગીતા 'મુનિ' કહે છે તે હમેશાં મુક્ત જ છે (ઉપનિષદના સંન્યાસી જેમ જ મુક્ત છે) (૨૭-૨૮). તેવો યોગી, (જો તેની પસંદગી મારી પ્રાપ્તિ માટે હોય તો), મને અર્પણ કરેલાં યજ્ઞતપનો ભોક્તા, સર્વ-લોકનો મોટો પ્રભુ અને સર્વપ્રાણીમાત્રનો મિત્ર, એવા મને જાણીને શાન્તિ (મોક્ષની એક સ્થિતિ) મેળવે છે (૨૯).

નોંધ—(૧) આ અધ્યાયમાં શ્લોક ૧૪-૧૫માં "સ્વભાવની જ પ્રવૃત્તિ છે", એમ સિદ્ધાન્ત કહીને, ઈશ્વર કર્માદિ સરજતો નથી, તેમ મનુષ્ય પાસેથી કર્મો લેતો પણ નથી, એમ સ્પષ્ટ કહ્યું છે. તે સિદ્ધાન્ત સાથે આ ૨૯મો શ્લોક વિરોધમાં નથી, કેમકે ગીતા મુજબ યજ્ઞાદિકર્મો સ્વભાવમાંથી ઉત્પન્ન થયા છે પણ તેનો ભોક્તા જીવાત્મા નહીં, પણ ઈશ્વર અથવા શ્રીકૃષ્ણ છે. જીવાત્મા તો નિર્લિપ્ત છે; કર્તૃત્વરહિત તેમજ ભોક્તૃત્વ-રહિત છે. મનુષ્ય (યોગી)ની ઇચ્છા હોય તો ઈશ્વરને યજ્ઞતપ-જે સ્વભાવમાંથી ઉત્પન્ન થયાં છે તે—અર્પણ કરી શકે છે, અને ઈશ્વર એ કર્મો સ્વીકારે છે, એટલું જ અહીં કહ્યું છે (૨૯). આ છેલ્લા શ્લોકને અધ્યાય ૬ઠ્ઠાની સાથે સંબંધ નથી. માટે અધ્યાય ૫ સાથે એનો સંબંધ ઘટાવવો જોઇએ.

(૨) વળી, પ્રવૃત્તિની ઉત્પત્તિ સ્વભાવતત્ત્વમાંથી કહી હોવા છતાં, સ્વભાવની એ પ્રવૃત્તિનો ભોક્તા શ્રીકૃષ્ણ છે, જીવાત્મા નહીં, એમ અહીં કહ્યું છે. ગીતા ૧૮.૪૧-૪૭માં કહ્યું છે કે

કર્મો સ્વભાવજ છે; તે સ્વભાવ પોતે શ્રીકૃષ્ણમાંથી ઉત્પન્ન થએલું તત્ત્વ હોવાથી, કર્મો (પ્રવૃત્તિ) શ્રીકૃષ્ણમાંથી છે (યતઃ પ્રવૃત્તિર્ભૂતાનામ્); તે કર્મો દ્વારા શ્રીકૃષ્ણની અર્ચના કરીને મનુષ્ય સિદ્ધિ મેળવે છે. ગીતા ૫.૧૪-૧૫માંનું સ્વભાવતત્ત્વ શ્રીકૃષ્ણમાંથી ઉત્પન્ન થએલું એક તત્ત્વ નહીં હોય, પણ પરતત્ત્વનું ઘટક એક તત્ત્વ હોવું જોઈએ. જો એમ હોય તો જ ૫.૧૪-૧૫ મુજબ 'પરમાત્મા (પ્રભુ) લોકનાં કર્તૃત્વ-કર્મનો સરજનાર નથી' એ કથન યથાર્થ થાય. ગીતા ૧૮.૪૭ મુજબ સ્વભાવમાંથી જન્મેલાં કર્મો છેવટે તો શ્રીકૃષ્ણમાંથી જ ઉત્પન્ન થએલા ગણ્યા છે (યતઃ પ્રવૃત્તિર્ભૂતાનામ્). આટલે અને ગીતા ૧૮ના સિદ્ધાન્તમાં છે.

# અધ્યાય છઠ્ઠો

**પ્રસ્તાવના**—(૧) બીજા અધ્યાયથી છઠ્ઠા અધ્યાય સુધી દાર્શનિક વિચારોનું પ્રાધાન્ય રાખ્યા વગર નિષ્કામ કર્માચરણના જુદા જુદા પ્રકારો ગીતામાં આપ્યા છે. સાતમા અધ્યાયથી દાર્શનિક વિચારો ઉપર મંડાએલા **યોગ** (**સમત્વ**)ના પ્રકારો શરૂ થાય છે

(૨) આ છઠ્ઠા અધ્યાયમાં પ્રારંભમાં સંન્યાસી–યોગીની શ્રી-કૃષ્ણ ચર્ચા કરે છે; એવી સામાન્ય ચર્ચા પાંચમા અધ્યાયમાં પણ છે. અમુક અંશે એક જ ચર્ચા જુદા જુદા અધ્યાયોમાં છે કેમકે દરેક અધ્યાય સ્વતઃપૂર્ણ એક **યોગ** રજૂ કરે છે; તેથી અમુક, સર્વયોગોને ઉપયોગી, વિચારોની પુનરુક્તિ કરવી પડી છે. પશ્ચિમના વિદ્વાનોએ આ **પુનરુક્તિઓને** ગીતાના લેખકની ખામી કહી છે; પણ દરેક અધ્યાય અને દરેક **યોગ** સ્વતઃપૂર્ણ કરવાની લેખકની યોજનાથી આવી પુનરુક્તિઓ ગીતામાં આવશ્યક બને છે.

(૩) ગીતા પછીના સમયમાં જેને પાતંજલયોગ અથવા અષ્ટાંગયોગ અથવા ધ્યાનયોગ કહેવામાં આવેલ છે તેવા, ઉપર-ઉપરથી દેખાતા એકપ્રકારના ધ્યાનરૂપી, **સાધન**વડે ગીતાના **સમત્વ**નો એક નવો પ્રકાર રજૂ કરવાનો છઠ્ઠા અધ્યાયનો મુખ્ય ઉદ્દેશ છે. મનને સંયમમાં લાવવા માટે આસન, ધારણા, ધ્યાન જેવાં જણાતાં સાધનો આ છઠ્ઠા અધ્યાયમાં આપ્યાં છે; તેના વડે મન નિષ્કામ થતાં નિષ્કામકર્માચરણ (**યોગ**) થઇ શકે છે.

તેને આ અધ્યાયની ઇતિશ્રીમાં આત્મસંયમયોગ કહેલ છે. ગીતા 'ચિત્તવૃત્તિનિરોધયોગ' નામ વાપરતી નથી.

## ગીતા ૬. ૧-૨

**પ્રસ્તાવના**—આપણે જોયુ છે કે ગીતાના સમયમાં વૈદિક કામ્ય કર્મોની અને ઔપનિષદિક સર્વકર્મસંન્યાસની, એમ **બે પરસ્પર વિરોધી સંસ્કૃતિઓ** હતી, અને બન્નેના રહસ્યમાંથી સમાજ ઉપયોગી **યોગ** અથવા **સમત્વ** એટલે નિષ્કામકર્માચરણની **નવી સંસ્કૃતિનો** બોધ ગીતાએ આપ્યો. આમ કરવામાં પુરોગામી બન્ને સંસ્કૃતિ સાથે પોતાના યોગની તુલના ગીતાએ કરવી પડી. આ બે શ્લોકોમાં સંન્યાસ સાથે યોગની તુલના કરી છે. દરેક અધ્યાય ગીતાના બોધનો એક સ્વતંત્ર, સ્વતઃપૂર્ણ એકમ હોવાથી આ તુલના દરેક અધ્યાયમાં અમુક રીતે આપવામાં આવી છે; તેમાં પુનરુક્તિદોષ ન કહેવાય. ગીતાએ કહ્યું કે **સંન્યાસ સારો છે**, પણ **યોગ** જનકલ્યાણ (**લોકસંગ્રહ**)ની દૃષ્ટિએ વધારે સારો છે. આ આપણે આગલા અધ્યાયોમાં જોયુ છે. છઠ્ઠા અધ્યાયના પહેલા બે શ્લોકોમાં ગીતા કહે છે કે **ગીતાનો યોગ એટલે ઉપનિષદોનો સંન્યાસ જ** છે, કેમકે **ફલસંકલ્પસંન્યાસ યોગ** તથા **સંન્યાસ**, બન્નેમાં છે જ. વળી, **બીજી રીતે** ગીતા એમ પણ કહે છે કે યોગી પોતે તો એમ જ માને છે કે "હું કંઈ કરતો નથી" અર્થાત્ "હું કર્મસંન્યાસી છું." ઉપનિષદોનો સંન્યાસી પણ આ જ માન્યતા ધરાવે છે; **કર્મસંકલ્પસંન્યાસ**

બન્નેમાં હાજર છે. ગીતાનો યોગી કર્મના કરનાર તરીકે પ્રકૃતિ, પરમાત્મા, વગેરે (જીવાત્મા સિવાય બીજા તત્ત્વો)ને માને છે. ઉપનિષદોનો સંન્યાસી, 'કર્મોનો કરનારો કોણ છે," તે પ્રશ્નનો વિચાર કે ચિન્તા કરતો નથી, પણ પોતે કર્મોનો સંકલ્પ ત્યજીને સંન્યાસી થઈને રહે છે. આમ, શ્લોક ૧-૨ અને ૪માં જે **સંકલ્પસંન્યાસ** કહ્યો છે, તેના બે અર્થ ગીતામાં થઈ શકે છે અને વિવક્ષિત પણ છે. આ-દ્વિઅર્થી લક્ષણને લીધે ગીતા કહે છે કે ઉપનિષદોનો સંન્યાસ તે જ ગીતાનો યોગ છે.

श्रीभगवानुवाच

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥१॥
यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥२॥

**ભાષાન્તર**—પોતે જે કર્મો કરે છે તે કર્મોના ફલનું પ્રયોજન અથવા ઇચ્છા રાખ્યા વગર જે મનુષ્ય કરવાનાં કર્મો કરે છે તે સંન્યાસી અને યોગી બન્ને છે; જે મનુષ્ય અગ્નિ-રહિત અને કર્મરહિત છે, તે નહીં; [કેમકે તેવો મનુષ્ય કદાચ ફલેચ્છાવાળો હોય, અને છતાં અગ્નિ અને કર્મોનો સંન્યાસ કરીને બેઠો હોય; ખરો સંન્યાસી ન હોય] (૧). હે પાંડુપુત્ર, ઉપનિષદોએ જેને સંન્યાસ કહ્યો છે તેને તું ગીતાનો યોગ જાણ, કેમકે ફલસંકલ્પ અથવા કર્મનો માનસ સંકલ્પ જેણે

ફેંકી દીધો નથી તેવો મનુષ્ય ગીતાનો એકેય યોગી નથી.

નોંધ—પ્રથમ શ્લોકમાં "अनाश्रितः कर्मफलम्" કહ્યું છે માટે "असंन्यस्त (फल) संकल्पः" સમજવું ઠીક છે.

## ગીતા ૬. ૩-૪

**પ્રસ્તાવના**—ઉપનિષદોએ તો કર્મના જ સંન્યાસનો પક્ષ કર્યો છે; છતાં મનુષ્ય ફલસંકલ્પના સંન્યાસ અને કર્મસંકલ્પના સંન્યાસ તરફ વળે છે, તેનું કારણ આ શ્લોકોમાં આપ્યું છે. જે મનુષ્યે, જનકરાજાની જેમ ખૂબ કર્મો જ કર્યાં છે, તેને પાછળથી પણ જીવનભર કર્મો જ કરે રાખવાની ઇચ્છા થાય છે; આ ઇચ્છા એટલે (ઉપનિષદોના સંન્યાસ તરફ જવાની ઇચ્છાને બદલે) ગીતાના યોગ તરફ વળવાની ઇચ્છા. આ પ્રકારની ઇચ્છા થવાનું કારણ પોતાના જીવનના પ્રારંભના બધા કાળમાં ખૂબ કર્મમય જીવન વીતાવ્યું છે તે હકીક્ત છે. એવા મનુષ્યને કર્મ-સંન્યાસ તરફ જવાની વૃત્તિ જ ક્યાંથી થાય?—અને આ ઇચ્છા બરાબર ઉત્પન્ન અને દૃઢ થયા પછી જ્યારે મનુષ્ય યોગમય જીવન શરૂ કરે છે ત્યારે તેને "શમ", મનની શાન્તિ, મળે છે; તે કારણથી તે યોગારૂઢ રહી શકે છે; કદી પણ યોગપતિત થતો નથી. મનુષ્ય પ્રથમ સાધનયોગ પૂરો કરે; પછી તે (સંન્યાસને બદલે) ફલયોગ પસંદ કરે; અને છેવટે ફલયોગારૂઢ જ રહે, યોગભ્રષ્ટ ન જ થાય. તે બધાનાં કારણો અહીં આપ્યાં છે.

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥३॥
यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥४॥

**ભાષાન્તર**—ઉપનિષદોના સંન્યાસમાં જવાને બદલે ગીતાના નિષ્કામકર્માચરણ (योग) માં આગળ વધવાની ઇચ્છા (मुनि) વિચારશીલ મનુષ્યને થાય છે, તેનું **કારણ** એણે અદ્યઅવધિ કરેલાં કર્મો (પસાર કરેલું કર્મમય જીવન) છે. તે જ મનુષ્ય પાછળથી યોગમાં દૃઢ થઈને (योगारूढ થઈને) રહે છે, તેનું **કારણ** એણે પ્રાપ્ત કરેલો **शम** (મનની શાન્તિ) છે (૩). કેમકે (हि) જ્યારે ઇન્દ્રિયોના વિષયોમાં (કરાતાં કર્મોના **ફલોમાં**) મનુષ્ય આસક્તિ રાખતો નથી અથવા જ્યારે કરાતાં **કર્મોમાં** જ (હું જ કર્મો કરૂં છું એવા અહંકાર રૂપ) આસક્તિ રાખતો નથી, અને એ રીતે કર્મફલસંકલ્પનો અથવા કર્મોના જ સંકલ્પનો સંન્યાસી બને છે ત્યારે તે **योगारूढ** કહેવાય છે. આ શ્લોકમાં યોગનાં બન્ને સ્વરૂપો (ફલસંકલ્પસંન્યાસ તથા કર્મસંકલ્પસંન્યાસ) કહ્યાં છે (૪).

**નોંધ**—(૧) શ્લોક ૪માં પહેલા न इन्द्रियार्थेषु अनुषज्जते કહ્યા પછી ફરીથી न कर्मसु अनुषज्जते એમ જુદું વચન છે; તે પાછલું વચન ગીતા ૨.૫૦ જેવા શ્લોકોમાં કહેલી મનોવૃત્તિને અનુલક્ષીને છે. તેવી મનોવૃત્તિ હોય તો કર્મો કરતી વખતે જ

મનુષ્ય પોતાની જાતને અકર્તૃ અથવા કર્મસંન્યાસી માને છે; કર્માચરણ ચાલતું હોય **તે સમયે જ** "હું કંઇ કરતો જ નથી, પ્રકૃતિ જ બધું કરે છે, અથવા ઇન્દ્રિયો અને એના વિષયો જ પોતાની રમત રમે છે, અથવા ઈશ્વર જ બધું કરે છે, હું નિમિત્ત માત્ર જ છું", **આવી મનોવૃત્તિ રહે છે.** ઉપર, પ્રસ્તાવનામાં આ વિશે અમે કહ્યું છે.

(૨) શ્રી શંકરાચાર્ય ત્રીજા શ્લોકમાં 'कारण' શબ્દનો અર્થ **સાધન** કરે છે અને યોગમાં આરોહ કરવાની ઇચ્છા વાળા માટે સાધન નિષ્કામ (?) કર્મો છે, એવો અર્થ કરે છે. તે ઠીક નથી. 'કારણ'નો અર્થ સાધન ન થાય અને 'કર્મ'નો અર્થ નિષ્કામ જ કર્મ ન કરાય.

## ગીતા ૬. ૫-૬

**પ્રસ્તાવના**—જે યોગ આ છઠ્ઠા અધ્યાયમાં વિશેષતઃ કહેવાનો છે, તેની ખરી પ્રસ્તાવના આ બે શ્લોકોમાં છે. પોતાના મનને કર્મફલની ઇચ્છાથી મુક્ત કરવા માટે દરેક મનુષ્યે સાવધાનતાથી યત્ન કરવો જોઇએ; પોતાની ઉપેક્ષાથી અથવા જાણી જોઇને પોતાનો અધઃપાત ન થવા દેવો જોઇએ उद्धरेदात्मनात्मानम्.

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥५॥
बन्धुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥६॥

**ભાષાન્તર**—સમજુ મનુષ્યે પોતાની જાત વડે પોતાની જાતનો ઉદ્ધાર કરવો જોઇએ, પોતાની જાતને પતિત કરવી ન જોઇએ, કેમકે મનુષ્યની પોતાની જાત જ પોતાનો (ઉદ્ધાર વગેરે કાર્યમાં મદદ દેનાર મિત્ર જેવો) મિત્ર છે અને પોતાની જાત પોતાનો (પતન કરનાર શત્રુ જેવો) શત્રુ છે (૫). જે મનુષ્યે (યેન) પોતાની જાત વડે જ પોતાની જાતને જીતી છે તે પોતે પોતાનો મિત્ર (બન્ધુ) છે. પણ (તુ) જેણે પોતે પોતાને જીત્યો નથી તેની જાત જ (આત્મૈવ) પોતાના શત્રુની જગાએ રહીને, પોતાના શત્રુની જેમ વર્તી રહી છે (એને ડૂબાડનાર બીજી કોઈ વ્યક્તિ ન હોવા છતાં, તે સ્વતઃ જ ડૂબી રહ્યો છે). (૬).

**નોંધ**:-(૧) જે પ્રકારનો **યોગ (સમત્વ)** આ અધ્યાયનો મુખ્ય વિષય છે, તેમાં જાતપ્રયત્નની અત્યન્ત આવશ્યકતા રહે છે, સંકલ્પથી ઉત્પન્ન થતી ઇચ્છાઓની અસારતા સમજીને સંકલ્પોને દાબી દેવામાં જાત મહેનતની જરૂર છે, તે અમે ઉપર કહ્યું છે.

(૨) "उद्धरेदात्मनात्मानम्"નો અર્થ, કોઈ વાર "ગુરુ વગેરે નકામા છે, માટે કોઇપણ ગુરુનો આશ્રય ન કરવો," એમ કરવામાં આવે છે તે ઠીક નથી. અહીં "પોતાની જાતવડે પોતાનો **ઉદ્ધાર કરવો**" એમ કહીને **પછી** તુરત જ "પોતાની જાતવડે પોતાનું **પતન ન કરવું**" એમ કહ્યું છે. એટલે અહીં "आत्मना" ઉપર જે ભાર મૂક્યો છે તેનાં કરતાં વિશેષ-

બાર उद्धरेत ઉપર છે. "उद्धरेत् न तु अवसादयेत."

## ગીતા ૬. ૭-૯

जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥७॥
ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥८॥
सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥९॥

**પ્રસ્તાવના**—આ શ્લોકોમાં युक्त "જેણે યોગ સાધ્યો છે તે"નું વર્ણન છે.

**ભાષાન્તર**—(શ્લોક ૬માં કહ્યા મુજબ) જેણે પોતાની જાતને જીતી છે, જેણે મનની શાન્તિ મેળવી છે, તેનો પરમાત્મા(ના અંશરૂપી જીવાત્મા) શીતઉષ્ણ, સુખદુઃખ, માનઅપમાન વગેરે દ્વન્દ્વોમાં સમત્વવાળો (समाहित:) હોય છે (૭). અધ્યાય ૭ વગેરેમાં કહેલા અથવા બીજા **કોઇ પ્રકારના** જ્ઞાનવિજ્ઞાનથી સંતુષ્ટ મનવાળો, સમસ્વરૂપવાળો, જીતાએલી ઇન્દ્રિયોવાળો, અને ઢેફું, પથ્થર અને સુવર્ણમાં સમત્વવાળો યોગી (નિષ્કામ કર્મી) युक्त "સમત્વપ્રાપ્ત કરેલો" કહેવાય છે (૮). આવી રીતે ઢેફું, પત્થર, સુવર્ણ વગેરે વસ્તુઓમાં સમત્વ મેળવેલા નિષ્કામ-કર્મીના કરતાં સુહૃદ, મિત્ર, દુશ્મન, ઉદાસીન, તટસ્થ, ધિક્કાર-

પાત્ર, અને સગાંસંબંધીઓ તથા પુણ્યશાળી અને પાપીઓ, એ બધા મનુષ્યો (એ બધા સાથે વ્યવહાર રાખતો અને તે બધા) તરફ સમબુદ્ધિવાળો યોગી **ચઢે છે** (૯).

**નોંધ**—(૧) જે આદર્શે પહોંચવાનું છે, તે આદર્શરૂપ યોગી (નિષ્કામ કર્મી)નુ આ વર્ણન છે.

(૨) જીવાત્માને જ સ્પષ્ટ શબ્દમાં અહીં પરમાત્મા કહ્યા છે. પણ તે ઉપરથી શાંકરવેદાન્તના અર્થમાં "જીવબ્રહ્મનો અભેદ" અહીં ગીતા કહે છે, એમ માની શકાય નહીં. પણ બન્ને તત્ત્વો **સમાનધર્મી** છે, એટલું જ વિવક્ષિત લાગે છે.

(૩) ગીતાના સમયમાં "જ્ઞાનવિજ્ઞાન" સંજ્ઞાથી અનેક પ્રકારનાં જ્ઞાનો પ્રચારમાં હતાં. ગીતામાં તેવાં બે-ત્રણ જ્ઞાનવિજ્ઞાનો આપ્યાં છે (જેમકે ગીતા ૭.૨;)

(૪) યોગ, સાધનકક્ષાનો તેમજ ફલકક્ષાનો પણ છે. સમત્વ મેળવવાને માટે સમત્વના પાલનની શરૂઆત કરવી પડે. જે યોગ મેળવવા માટે કાળજીપૂર્વક યત્નો કરવા પડે છે અને જ્યારે કોઈવાર 'સમત્વ' જાળવી શકાતું નથી, તે યોગ સાધનદશાનો છે. પણ સમત્વનું આચરણ કરતાં કરતાં પરિપાક દશાએ પહોંચી જવાય, યોગારૂઢ થઈ જવાય, ત્યારે તે યોગ સિદ્ધ થયેલો હોય છે; આ સિદ્ધયોગ અથવા ફલાત્મક યોગ ધરાવનાર યોગીને અહીં "युक्त" નામથી કહેવામાં આવ્યો છે. (૫) विशिष्यते—અમુક **સંજોગો કે વસ્તુઓ** તરફ સમવૃત્તિ રાખવી તેનાં કરતાં (વિરુદ્ધપ્રકારના) **મનુષ્યો** તરફ સમતા બતાવવી, એ

વધારે મુશ્કેલ છે; માટે એ બે સમવૃત્તિ ધરાવનારાઓમાં પાછલો વધુ શ્રેષ્ઠ છે.

### ગીતા ૬. ૧૦–૧૫

योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥१०॥
शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥११॥
तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः।
उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥१२॥
समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥१३॥
प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४॥
युञ्जन्नेवं सदात्मानं योगी नियतमानसः।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥१५॥

પ્રસ્તાવના—એક નવા પ્રકારના સમત્વનાં યૌગિક સાધનો અહીં આપ્યાં છે.

ભાષાન્તર—યોગના અનુયાયીએ (योगी) હમેશાં એકાન્તમાં વસીને પોતાની જાતને સમત્વવાળી કરવા પોતે જાતે યત્ન કરવો (आत्मानं युञ्जीत); તે એકલો રહે, ચિત્ત અને બુદ્ધિને

સંયત રાખે, ફલેચ્છા ત્યજી દે, પરિગ્રહ ત્યજી દે (સાધનાના સમય દરમિયાન માલીકીની ચીજો ન રાખે, અથવા એકઠી ન કરે) (૧૦). પવિત્ર સ્થળમાં, બહુ ઊંચું નહીં અને બહુ નીચું નહીં, પ્રથમ કુશતૃણો, ઉપર મૃગચર્મ, અને એની ઉપર રેશમી વસ્ત્રવાળું પોતાનું 'આસન દઢ સ્થાપીને-(૧૧)-મનને એકાગ્ર કરીને, બુદ્ધિ અને ઇન્દ્રિયોની ક્રિયાઓને સંયમમાં રાખીને, તે આસન ઉપર બેસીને (तत्र आसने उपविश्य) પોતાની વિશુદ્ધિ મેળવવા (आत्मविशुद्धये) સમત્વનો વારંવાર અભ્યાસ સાધકદશામાં યોગીએ કરવો જોઇએ (અહીં આત્મવિશુદ્ધિ એટલે મનની ઇચ્છાઓ અને સંકલ્પો બંધ થવા તે) (૧૨). શરીર, માથું અને ડોક સમ અને અચલ (એક જ સ્થિતિમાં) રાખતાં રહીને, પોતે સ્થિર બનીને, પોતાના નાકની ટોચ ઉપર આંખો સ્થિર કરીને, આજુબાજુ જોયા વગર (૧૩); શાન્ત (જેમાં ઇચ્છાઓ ઊઠતી નથી તેવા) મનવાળા બનીને, કોઇપણ પ્રકારની ભીતિ રાખ્યા વગર, બ્રહ્મચર્યવ્રતમાં દૃઢ બનીને, મનને વિષયો તરફ જતું રોકીને, મારામાં મન પરોવીને, મને પરા ગતિ રાખીને (જે "युक्त" બનવાનું ધ્યેય છે તેવા) युक्त બનીને બેસવું (आसीत) (૧૪). આ પ્રમાણે દરરોજ પોતાની જાતને સમત્વની ટેવ પાડતો પાડતો, સંયત મનવાળો યોગી

કરે છે) (૧૫).

નોંધ—(૧) પાતંજલ યોગમાં જે यमनियम आसनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधि—કહ્યાં છે, તેના કરતાં અહીં જુદા પ્રકારના આસન વગેરે કહ્યાં છે. અહીં વર્ણવેલા આસન વગેરે અંગો પાતંજલ યોગમાં તેજ નામોથી ઓળખાતા અંગોથી તદ્દન જુદાં જ છે. ગીતાના અને પાતંજલ યોગના આસન વગેરે અંગો વચ્ચેના ભેદોની નોંધ લેતાં અતિ વિસ્તાર થવાના ભયથી અમે તે અહીં આપ્યા નથી. પાતંજલ યોગનું શિષ્ટસ્વરૂપ જે યોગસૂત્રમા છે તે અને તેથી પણ પ્રાચીન, યોગદર્શનની ઉત્પત્તિ સમયનુ સ્વરૂપ જે મોક્ષધર્મપર્વમાં છે તે; એ બન્ને યોગપ્રકારો કરતા ગીતાના પ્રસ્તુત છઠ્ઠા અધ્યાયનો આ ધ્યાનનો પ્રકાર તદ્દન જુદો અને ઘણો જ પ્રાચીન છે, એટલું જ અહીં નોંધીએ છીએ.

(૨) શ્લોક ૧૦ મુજબ સમત્વ મેળવવા માટે ધ્યાન દ્વારા યત્ન કરનારે સાધનકાળમાં એકલા રહેવાનુ, પરિગ્રહ લઈ દેવાનુ (વગેરે સંન્યાસી જેવી દશામાં રહેવાનું) છે. શ્લોક ૩૧માં કહ્યા મુજબ સિદ્ધ થયા પછી તે, સંન્યાસી અથવા યોગી, એમાંથી એક થઈ શકે છે.

(૩) युंज्याद्योगमात्मविशुद्धये (૧૨). પોતાનું મન વિશુદ્ધ (સંકલ્પરહિત) બને તે માટે સમત્વની ટેવ પાડવી. આ અને આવાં (યોગદ્વારા ચિત્તશુદ્ધિની પ્રાપ્તિ દર્શાવતાં) જે બે ચાર વાક્યો ગીતામાં છે તે ઉપરથી શ્રીશંકરાચાર્ય યોગનુ સાધ્ય

(અથવા ફલ) ગીતામાં **સર્વત્ર** "ચિત્તશુદ્ધિ" જ છે, એમ વારંવાર (ગીતાભાષ્યમાં) કહ્યા કરે છે. પણ તે ઠીક નથી. સાધનયોગનું સાધ્ય ફલયોગ જ છે; **તેમાં વચ્ચે આત્મશુદ્ધિ આવી જાય છે. છેવટે તો નિષ્કામકર્માચરણ જ ધ્યેય અથવા વિવક્ષિત છે.**

(૪) "બ્રહ્મચારિવ્રત (શ્લો. ૧૪) યોગની ટેવ પડે ત્યાં સુધી પાળવાનું આવશ્યક છે." આ કથન બતાવે છે કે **આ યોગી સંન્યાસી થયો નથી**; જો તે સંન્યાસી જ હોય તો બ્રહ્મચારી વ્રતનો ખાસ નિર્દેશ અર્થરહિત થાય.

(૫) યુક્તની જેમ આસન કરવું.

(૬) શ્લોક ૧૫ મુજબ લાંબો સમય (મરણપર્યન્ત) આ સાધના કરવાથી શાન્તિ મળે છે.

(૭) શાન્તિં નિર્વાણપરમાં મત્સંસ્થામધિગચ્છતિ–એ વાક્યમાં ગીતાના **અનેક** મોક્ષદશાવિચારોમાંથી **એક** રજૂ કરવામાં આવેલ છે. ગીતા જુદા જુદા મનુષ્યો માટે જુદા જુદા મોક્ષવિચારો રજૂ કરે છે, મત્સંસ્થાં નિર્વાણપરમાં શાન્તિમ્—એટલે જીવાત્માને શ્રીકૃષ્ણમાં **પ્રવેશ થયા પછી** શાન્તિ મળે છે. એ પ્રવેશ થયા પછી તેજમાં તેજ ભળી જાય છે, એમ મોક્ષની દશાનો ખ્યાલ અહીં જણાતો નથી, કેમકે ગીતામાં બીજે સ્થળે બ્રહ્મનિર્વાણમ્ શબ્દ છે. નિર્વાણ એટલે સંસારી સ્થિતિનું નિર્વાણ; જીવસ્વરૂપનું નિર્વાણ નહીં. બ્રહ્મસૂત્રકારના મતમાં મુક્ત આત્માનું વ્યક્તિત્વ નિત્ય રહે છે.

(૮) ગીતાના સમયમાં निर्वाण શબ્દની પરિભાષા બંધાઈ નહતી. માટે ગીતા બૌદ્ધ 'નિર્વાણ'ની પહેલાનો ગ્રન્થ છે.

## ગીતા ૬. ૧૬-૧૭

**પ્રસ્તાવના**—આ બે શ્લોકોમાં યોગ (સમત્વ) મેળવવાનાં **સાધન નહીં**, પણ યોગ મેળવવા ઇચ્છનારમાં અધિકાર અથવા યોગ્યતા માટે શાં મૂળભૂત લક્ષણો જોઈએ, તેનો નિર્દેશ છે.

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः।
न चाति स्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥१६॥
युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥१७॥

**ભાષાન્તર**—આ યોગ (ધ્યાન-આસનદ્વારા સમત્વ) અતિ-અશન કરનાર માટે, તેમજ અતિઅનશન કરનાર માટે (શક્ય) નથી; તેમજ અતિનિદ્રાળુ માટે નથી, તેમજ અતિજાગરણ કરનાર માટે નથી. હે અર્જુન (૧૬). જેના આહારવિહાર નિયમિત (માપસર, દેહધારણ માટે જોઈએ તેટલાં જ) છે, જેની કર્તવ્ય કર્મો માટે કરવી પડતી હિલચાલ (દેહધારણ માટે) જરૂર પૂરતી છે, જેની નિદ્રા તથા જાગરિત દશા માપસર છે, તેને આ યોગ દુઃખનાશક (સુખપ્રદ) બની શકે છે.

**નોંધ**—બે મર્યાદાઅત્યયો (two extremes), અત્યન્ત-અશન અને અત્યન્ત અનશન, વગેરે, ત્યજીને મધ્યમ રૂપી ત્રીજો વિકલ્પ અનુસરવો, એ બૌદ્ધ ધર્મ અને તત્ત્વજ્ઞાનનું એક

લક્ષણ છે અને તેવું લક્ષણ ગીતાના બોધમાં પણ જડે છે, જેમકે આ બે શ્લોકોમાં; પણ તે ઉપરથી **ગીતા બૌદ્ધ ધર્મ પછીની છે એમ કહી શકાય નહીં.** વળી, ગીતા, અહીં **સાધનના** વિચાર કરતાં તો યોગના અધિકારીની—યોગદ્વારા દુઃખ દૂર કરવા ઇચ્છનારની—મૂળભૂત યોગ્યતાનો વિચાર કરે છે. છતાં, Golden Mean નો ખ્યાલ અહીં છે. ગીતાના **યોગમાં** પણ સમત્વ જ છે. ગીતામાંથી બૌદ્ધોએ પોતાની **માધ્યમિકતા** (Golden Mean)નો સિદ્ધાન્ત લીધો હોય તે શક્ય છે.

## ગીતા ૬. ૧૮-૨૩A; ૨૩B.

**પ્રસ્તાવના**—આ શ્લોકોમાં **ફલદશાના** યોગનું વર્ણન કરીને **પછી**, ૨૩Bમાં "એવો મહાન, સુંદર, સુખકારક-દુઃખહારક યોગ પ્રાપ્ત કરવા દરેક મનુષ્યે, ધ્યાન-આસન વગેરે સાધનો જરા કષ્ટદાયક હોવા છતાં, અવશ્ય યત્ન કરવો જોઇએ," એમ ગીતા યોગમહાત્મ્ય દર્શાવી યોગની ભલામણ સાધકને કરે છે. પણ તે માટે ૧૮-૨૩Aમાં સિદ્ધ થએલા યોગ અને યોગીનું વર્ણન પહેલાં કરે છે.

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥१८॥
यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युञ्जतो योगमात्मनः ॥१९॥
यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥२०॥

सुखमात्यन्तिकं यत्तद् बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥२१॥
यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥२२॥
तं विद्याद् दुःखसंयोगवियोगं योग संज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥२३॥

ભાષાન્તર—જ્યારે ખૂબ સંયમમાં રાખેલું મન પોતાનામાં જ સ્થિર રહે છે (વિષયો તરફ દોડીને બહાર ચાલ્યુ જતું નથી) અને યોગનો અનુયાયી સર્વ ઇચ્છાઓથી રહિત બને છે ત્યારે તે "યોગસિદ્ધ" (युक्त) કહેવાય છે. (એનો યોગ ફલ-યોગ અથવા પકવયોગ છે ) (૧૮). જેમ પવન-વગરના સ્થળ (निवात)માં રહેલો દીવો હાલતોચાલતો નથી, તે તુલના (सा उपमा) સંયતમનવાળા, પોતાના મનનાં સમત્વનુ આચરણ કરતાં [સિદ્ધદશાના] યોગીની, સ્મૃતિ ગ્રન્થમાં કહેવામાં આવી છે (स्मृता) (૧૯) જે પકવદશામાં, દીર્ઘકાળ પર્યન્ત સાધન-યોગના સેવનથી, વિષયો તરફ પલાયન થતું રોકી દીધેલુ ચિત્ત શાન્ત થાય છે (उपरमते) અને જે પકવદશામાં પોતાની જાત-વડે પોતાની જાતને જોતાં જોતાં પોતાની જાતમાં જ યોગી સંતોષ મેળવે છે, જે પકવભૂમિકામાં રહીને જે સુખ આત્યન્તિક (અન્તવગરનું), બુદ્ધિથી સમજાય તેવું અને અતીન્દ્રિય છે તેને જાણે છે (તે સુખનો અનુભવ કરે છે, वेत्ति), અને જે પકવ-દશામાં રહેલો આ યોગાનુયાયી તત્ત્વમાંથી ચલાયમાન થતો

જ નથી, વળી, જે ફલયોગને મેળવ્યા પછી બીજા કોઈ લાભને તે લાભ કરતાં વધારે સારો લાભ ગણતો નથી, જે યોગમાં એક વાર દૃઢ થયા પછી (यस्मिन् स्थित:) મહાન આફત કદાચ આવી પડે તો તે આફતથી યોગમાંથી ડગતો નથી (ચલાયમાન થતો નથી, થોડે અંશે પણ ભ્રષ્ટ થતો નથી), તે-આવા વર્ણનવાળા, "દુઃખના મેળાપથી થએલા વિયોગ (એવો વિયોગ કે ફરીથી દુઃખસમાગમ થાય જ નહીં)" તેને "ફલ-યોગ" નામથી (તારા જેવા વિદ્વાને) સમજી લેવો જોઇએ (૧૯-૨૩A). આમ, ફલયોગથી સર્વદુઃખનો છેવટનો વિયોગ થાય છે માટે એવો (મહાન કલ્યાણકારી) યોગ, નિર્વેદ (થાક, કંટાળો) રહિત ચિત્તવડે, દૃઢતાથી મનુષ્યે આચરવો જોઇએ, મેળવવા યત્ન કરવો જોઇએ.

નોંધ—(૧) અહીં સફળ અથવા સિદ્ધ થએલા યોગનું સુંદર વર્ણન છે. અહીં "चित्तं निरुद्धं योग—सेवया" શબ્દો છે, તેનો અર્થ "निःस्पृहः सर्वकामेभ्यः" દ્વારા સમજાવ્યો છે. અને આ યોગની કસોટી "આફત આવી પડે તો પણ ચિત્તની અચગતા" કહી છે. તેથી પાતંજલ યોગ કરતાં આ યોગ જુદો પડે છે. આ યોગમાં ચિત્ત વિચારો કરતું અટકી જતું નથી, પણ ચિત્ત ઇચ્છાઓરહિત બને છે, એમ સ્પષ્ટ કહ્યું છે. માટે ફલયોગનું આ લક્ષણ ગીતાના સમત્વરૂપ યોગ માટે જ યોગ્ય છે.

(૨) ગીતા ૨.૪૮ અને ૨.૫૦માં યોગનાં બે લક્ષણો આપ્યાં

છે; અહીં ત્રીજું લક્ષણ આપ્યું છે. "दुःखसंयोगवियोग"માં અને "वियोगं योगसंज्ञितं विद्यात्"માં એક જાતનો વિરોધાભાસ છે. અને પાતંજલદર્શનના યોગના લક્ષણથી ગીતાનું આ લક્ષણ જુદું જ છે.

## ગીતા ૬. ૨૪-૨૮

**પ્રસ્તાવના**—ધ્યાનદ્વારા એટલે આસનથી કરેલા મનના સંયમ દ્વારા પ્રાપ્ત થનાર યોગની સાધનદશાનું **ફરીથી વર્ણન** અહીં આપ્યું છે. શ્લોક ૧૮-૨૩A સુધીમાં ફલયોગનું વર્ણન આપ્યા પછી ૨૩Bમાં એ યોગની ભલામણ કરી. તેથી આવી અર્ધપુનરુક્તિ અર્ધપૂર્તિ ગીતા કરે છે. શ્લોક ૨૩Bમાં "अनिर्विण्णचेतसा" "થાક્યા વગરના મનવડે" એમ જે કહ્યું છે તે ઉપરથી ધીરજ રાખવાનો બોધ મુખ્યત્વે આ ૨૪-૨૮ શ્લોકોનું વિવક્ષિત વક્તવ્ય છે. આ અભ્યાસ યોગ છે, માટે **નિષ્ફળતાથી** કંટાળવું નહીં, પણ **ફરી ફરીને** મનને વિષયોમાંથી ખેંચી લેવું જોઇએ, એ તો અહીં સિદ્ધાન્ત છે. બીજા યોગોમાં આવી મુશ્કેલ પરિસ્થિતિ ઓછે અંશે હોય છે.

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेन्द्रियग्रामं विनियम्य समन्ततः ॥२४॥
शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिन्तयेत् ॥२५॥
यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥२६॥

प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥२७॥
युञ्जन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥२८॥

ભાષાન્તર—મનનો સ્વભાવ સંકલ્પો કરવાનો છે તે સંકલ્પોમાંથી કામો (ઇચ્છાઓ) જન્મે છે; તે ઇચ્છાઓને, દરેકે દરેકને (अशेषतः), ત્યજીને અને એ રીતે **મનવડે જ** (વસ્તુઓના બાહ્ય, શારીર અથવા સગાંસંબંધી કે સંસારના ત્યાગ સિવાય, **મનોબળ વાપરીને જ**) ચારે બાજુઓથી (આસપાસ રહેલા ઇન્દ્રિયવિષયોમાંથી) ઇન્દ્રિયસમુદાયને સંયમમાં લઈને (૨૪), **ધીમેધીમે** અને **ધીરજથી** વશ કરેલી (હરાવેલી) બુદ્ધિવડે (અભ્યાસસમત્વ રૂપ આ યોગના અનુયાયીએ) ઉપરમ કરવો (માનસિક શાન્તિ મેળવવી). જ્યારે વિષયોમાં મન રહે નહીં ત્યારે તે મન (યોગીમાં) પોતામાં જ રહે; તે રીતે મન પોતામાં જ રહેતું બનાવીને (બહાર જતું રોકીને) કંઇપણ વસ્તુ (ઇન્દ્રિયવિષય)નો વિચાર ઉત્પન્ન થવા દેવો નહી (न किञ्चिदपि चिन्तयेत्) (૨૫). [પણ મનનો વિચિત્ર સ્વભાવ છે તેથી] આંખદ્વારા, કાનદ્વારા જે જે ઇન્દ્રિય દ્વારા (यतः यतः), સ્વભાવથી ચંચળ અને અસ્થિર (શાન્ત થઇને એકઠેકાણે ન બેસતું) મન (સાધકયોગીના પોતાના દેહમાંથી) બહાર નીકળી જાય (વિષયોમાં દોડી જાય) ત્યારે તે તે ઇન્દ્રિયને રસ્તે એ મનને સંયમમાં લાવીને યોગીએ પોતાની જાતની

અંદર (आत्मन्येव) વશ કરવું (૨૬). (આમ સતત, ધીરજથી કરેલા પ્રયત્નોવડે) જેનું મન પ્રશાન્ત બન્યું છે તેવા, જેનો ્વેચ્છાપૂર્વક પ્રવૃત્તિઓ કરાવનાર રજોગુણ શાન્ત (નષ્ટ) થયો છે તેવા, (ગીતા તેવા યોગીને બ્રહ્મરૂપ જ માની લે છે, તેથી તે) બ્રહ્મરૂપ થએલા, પાપરહિત બનેલા, સિદ્ધયોગીને સર્વો ત્તમ સુખ (સમત્વનું સુખ) [એની મેળે આવીને] મળે છે (૨૭). (હવે તો એ યોગી યોગારૂઢ થઈ ગયેલો છે માટે) હમેશ. માટે એ રીતે પોતાની જાતને સમત્વમાં રાખતો (सदा युञ्जन्) અને નિષ્પાપ બનેલો (સિદ્ધ)—યોગી ઉપનિષદોમાં કહેલું બ્રહ્મની સાથે જોડાએલું, જેમાં દુઃખનો અંશ પણ નથી તેવું (अत्यन्त) ખ સહેલાઇથી પ્રાપ્ત કરે છે (ઉપનિષદોમાં કહેલા, બ્રહ્મ- ્રબંધવાળા, સુખને માટે બીજો વિશેષ પ્રયત્ન એ સમત્વપ્રાપ્ત યોગીએ કરવો પડતો નથી. કેમકે ગીતા તો પ્રશાન્તમના અને શાન્તરજા યોગીને "બ્રહ્મભૂત" જ ગણે છે; એની સમત્વની દશા જ બ્રાહ્મી સ્થિતિ છે, એમ ગીતા માને છે; ગીતા પ્રમાણે બ્રહ્મ- જ્ઞાન સિવાય પણ બ્રહ્મભૂત થવાય છે) (૨૮).

નોંધ – (૧) શ્લોક ૨૪-૨૫-૨૬માં ધીરજ, સબૂરી રાખ વાનું કહ્યું છે; જે પ્રકારનો याग અહીં કહ્યો છે તેમાં મનને ઉદ્વેગ (નિરાશા) થવાનો ઘણો સંભવ છે, માટે अनिर्विण्णचेतसा કહ્યું છે; કોઇ निर्विण्ण એટલે 'વિરક્ત ચિત્ત' એવો અર્થ કરે છે. અને ૬.૩૫માં વૈરાગ્યનો બોધ પણ છે. પરંતુ, (અ) निर्विण्ण નો મુખ્ય અર્થ કંટાળેલું, થાકેલું, નિરાશ થએલું, એવો થાય છે, (આ) ૨૩B (જેમાં अनिर्विण्णचेतसा કહ્યું

છે તેની) **પછી તરત જ**, વૈરાગ્યને બદલે **ધીરજ** રાખવાનો બોધ (૨૪-૨૬માં) છે. માટે **अनिर्विण्ण** "ન કંટાળેલું" એ જ શબ્દ બરાબર છે.

(૨) "कामांस्त्यक्त्वाऽशेषतः" દ્વારા નિષ્કામ કર્માચરણની તૈયારી જ સૂચિત છે (જુઓ નીચે શ્લોક ૩૧). મનને મનથી જ (સંન્યાસ અથવા વિષયોના ત્યાગથી નહીં) કામનારહિત કરવાનો માર્ગ કહ્યો છે. પાતંજલયોગમાં દેહ **બહાર** જતાં અને બહાર ગએલા મનને અંદર લાવવાની ક્રિયાનો બોધ છે. પણ ગીતા તેના કરતાં અતિપ્રાચીન છે.

(૩) शान्तरजस्—રજોગુણ ફ્લેચ્છાપૂર્વક પ્રવૃત્તિ કરાવે છે. માટે તે શાન્ત થઈ જવો જોઈએ.

(૪) જેનું મન નિઃસ્પૃહ થઈ જાય છે તે યોગીને ગીતા "બ્રહ્મભૂત" જ **કહેતી હોય તેમ** જણાય છે.

(૫) विगतकल्मषम्—શાંકરવેદાન્તમાં જ્ઞાનીના છેલ્લા દેહમાં જ્ઞાનની પ્રાપ્તિ વખતે જ તેના સંચિત અને ક્રિયમાણ પાપોનો નાશ થાય છે; અને "પ્રારબ્ધ" પાપોનો નાશ દેહપાતસમયે થાય છે. પણ ગીતા મુજબ જે ક્ષણે મનુષ્ય समत्व (કાર્યની સિદ્ધિ-અસિદ્ધિમાં મનનું સમાનપણું, એટલે યોગ, નિષ્કામ (નિઃસ્વાર્થ કર્માચરણ) મેળવે છે તે ક્ષણે જ તેના સર્વ પાપો (એટલે કર્મો કરવાથી થતા પાપો), સમત્વ પ્રાપ્તિ પહેલાના અને પછીના, નાશ પામે છે.

(૬) कल्मषम्—ગીતાની શરૂઆત જ અર્જુન જે જે કર્મો કરવાનો હતો તેમાં રહેલાં **અનેક પાપોના** વિચારમાંથી થઈ છે. અને ગીતાનો દરેક અધ્યાય એક **સ્વતંત્ર એકમ** છે; માટે દરેક અધ્યાયમાં પાપો વિશે કહ્યું છે. છેલ્લા ૧૮.૬૬માં પણ, એ જ પાપમાંથી મુક્ત થવાની ગીતાની ઘણી રીતિઓ-માંથી એક, ઈશ્વરની શરણાગતિની રીત, કહી છે (अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच:).

(૭) सुखेन ब्रह्मसंस्पर्शं सुखमश्नुते—ઉપનિષદના અનુયાયીઓને આ જવાબ ગીતા દે છે. તે લોકો **બ્રહ્મના આનન્દનુ** ડિંડિમ વગાડ્યા કરતાં. તેઓ મુખ્યત્વે સંન્યાસીઓ હતા. ગીતા કહે છે કે (અ) **સમત્વવાળો** મનુષ્ય "બ્રહ્મભૂત" જ છે અને તદુપરાંત (આ) બ્રહ્મસંસ્પર્શવાળું સુખ પણ એને સહેલાઈથી મળે છે. (માટે સંન્યાસની જરૂર નથી. ભલે મનુષ્ય યોગી રહે. એ યોગી "મારામાં જ છે," જુઓ નીચે શ્લોક ૩૧).

## ગીતા ૬. ૨૯—૩૨

**પ્રસ્તાવના**—બ્રહ્મસંસ્પર્શ સુખ મળ્યા પછીની યોગીની (સંન્યાસીનો અહીં નિર્દેશ નથી) સ્થિતિનુ અહીં વર્ણન છે. છેવટે (શ્લોક ૩૧માં) કહ્યું છે કે આ પ્રકારનો યોગી "કોઈ પણ રીતે રહેતો હોય તો પણ" (**सर्वथा वर्तमानोऽपि**), અર્થાત્ અર્જુનની જેમ હિંસાની ફરજ કરવી પડે તો પણ, શ્રીકૃષ્ણમાં જ રહે છે. આ જ અર્થ **सर्वपापेभ्य:** શબ્દથી ગીતા ૧૮.૬૬માં કહ્યો છે. અર્જુને પ્રથમ અધ્યાયમાં મિત્રદ્રોહ, ગુરુદ્રોહ, સગાંઓની હત્યા, વગેરે પાપો કહ્યાં છે, તેના અનુસંધાનમાં "सर्वथा वर्तमानोऽपि" અને 'सर्वपापेभ्य:' કહે

વામાં આવ્યું છે.

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥२९॥
यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥३०॥
सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥३१॥
आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥३२॥

ભાષાન્તર– જ્યારે બ્રહ્મસંસ્પર્શવ ળું સુખ યોગીને (નિષ્કામ કર્મીને) પ્રાપ્ત થાય છે—જે એને સહેલાઇથી મળે છે—ત્યારે, અગાઉ બધી સ્થિતિ સિદ્ધિ–અસિદ્ધિ, સુખદુઃખ, શીતઉષ્ણ, માન–અપમાનમા સમત્વને અનુભવ કરનારો, સમત્વયુક્ત મન વાળો (योगयुक्तात्मा) [સહેલાઇથી] એક જ આત્માને સર્વ પ્રાણીમાં રહેલો અને સર્વ પ્રાણીઓને એક જ આત્મામા રહેલાં જુએ છે (જે દર્શન ઉપનિષદોના સંન્યાસીને થાય છે, તે જ દર્શન યોગીને સ્વાભાવિક થાય છે, તફાવત એટલો કે સંન્યાસીને અરણ્યમાં ધ્યાન–નિદિધ્યાસન દ્વારા જે દર્શન થાય છે, તે યોગીને કર્મફળની સિદ્ધિ–અસિદ્ધિમાં સમદષ્ટિ મળ્યા પછી તે સમદષ્ટિને લીધે સહેલાઇથી થાય છે.) (૨૯). જે મનુષ્ય (સંન્યાસી અથવા યોગી, અહીં યોગીનો સંદર્ભ છે) સર્વ ભૂતોમાં (સર્વત્ર) શ્રીકૃષ્ણને જુએ છે અને શ્રીકૃષ્ણમાં સર્વ ભૂતમાત્રને જુએ છે તેને (અહીં, સંદર્ભ યોગીનો છે માટે, તે યોગીને) હું ભૂલાતો નથી (तस्य अहं न प्रणश्यामि) અને

મને તે ભૂલાતો નથી (स च मे न प्रणश्यति), અર્થાત્ ભવિષ્યમાં એ યોગીનું પતન થતું નથી, એ યોગારૂઢ અને બ્રહ્માનન્દી જ રહે છે (૩૦). સર્વ પ્રાણીમાત્રની અન્દર તેના આત્મારૂપે રહેલા મને (શ્રીકૃષ્ણને), હું એક જ, અનેક (સર્વ)થી ઊલટો એક જ, (સર્વભૂતોમાં) છું એમ મારા **એકપણા**, સમાનપણાનો આધાર લઇને (आस्थितः) જે મારો આશ્રય લે છે (**यो मां भजति**, મને પોતાનો રક્ષક માને છે, મારું શરણ લે છે) તે **યોગી કોઇપણ ફરજ બજાવતો હોય કે કર્મોથી રહેતો હોય** (જીવન પસાર કરતો હોય) તોપણ તે મારામાં જ જીવે છે (મારામાં જ છે; અર્થાત્ તે તે કર્મોનાં પાપોથી મુક્ત છે, કર્મોનાં પાપો એને લાગતાં નથી, તે મુક્ત જ છે) (૩૧). સર્વભૂતમાત્રમાં આત્મતત્ત્વના ઔપમ્ય, (સમાનતા, એક જ આત્મા છે તે ભાવ) દ્વારા, સિદ્ધાન્ત દ્વારા, સર્વ પ્રાણીઓમાં સમાનતાનું દર્શન—પછી ભલે તે દર્શન [બીજા સાધારણ માનવની દૃષ્ટિએ] જેમ મિત્રદર્શન સુખપ્રદ હોય છે તેમ, સુખપ્રદ હો કે જેમ શત્રુદર્શન દુઃખપ્રદ હોય છે તેમ, દુઃખપ્રદ હો—કરે છે તે યોગી સર્વ પ્રકારના યોગીઓ (સમત્વવાળાઓ)માં સર્વોચ્ચ (**परम**) છે, એમ હું માનું છું. (સરખાવો ૬.૪૭, જેમાં સર્વ યોગીઓમાં શ્રીકૃષ્ણના **ભક્ત** યોગીને ઉત્તમ કહ્યા છે. અહીં ૬.૩૨માં, સર્વ પ્રાણીમાત્રમાં એક જ, શ્રીકૃષ્ણ જ, આત્મારૂપે છે, એવા **જ્ઞાનવાળા** યોગીને બીજા (પ્રકૃતિ જ સર્વ કરે છે, વગેરે માન્યતાઓ ધરાવનારા) યોગીઓની અપેક્ષાએ ઉત્તમ કહેલ છે.) (૩૨). અહીં શ્લોક ૨૯–૩૨માં, ઉપનિષદોના સર્વઆત્મૈકત્વના સિદ્ધાન્તનો સમન્વય ગીતાએ પોતાના યોગ સાથે કર્યો છે. સમત્વની આવશ્યકતાને મુખ્ય રાખીને, એટલે યોગનો મુખ્ય ઉદ્દેશ રાખીને, ગીતા અનેક પ્રકા

યોગ અને યોગીઓ સ્વીકારે છે, તેમાંથી એક પ્રકારના યોગીઓને બીજા સર્વ યોગીઓમાં શ્રેષ્ઠ કહે છે; આ છે ગીતાની સામાન્ય રીત. પણ અહીં સિદ્ધિ–અસિદ્ધિમાં સમત્વ રાખનાર પાછળથી પ્રગતિ કરીને ભૂતમાત્રમાં આત્મૈકત્વ અનુભવે તો તે યોગી માત્ર સમત્વ (હર્ષશોકમાં સમત્વ) વાળા યોગીઓ કરતાં પરમ (ચઢિયાતો) છે, એમ ગીતા કહે છે.

નોંધ—(૧) બધી અગત્યની નોંધ ઉપર અનુવાદમાં આપાઈ ગઈ છે.—અહીં "સંન્યાસી" વિશે કંઈ કહ્યું નથી; માત્ર યોગી વિશે જ કહ્યું છે. "સર્વથા વર્તમાનોઽપિ" એટલે "સંન્યાસ લે કે નિષ્કામ કર્મ ચાલુ રાખે તોપણ" એવો અર્થ અમે લીધો નથી, કારણ કે ૩૧–૩૨માં યોગીનો જ નિર્દેશ છે. આજ રીતે "સ્થિતપ્રજ્ઞ" પણ યોગી જ છે; સંન્યાસી થવાનો વિકલ્પ સ્થિતપ્રજ્ઞ કે ધ્યાની (૬ ઠ્ઠો અધ્યાય)ના વર્ણનમાં નથી વિચારાયો. ભક્ત તથા ગુણાતીતના (૧૨મો અધ્યાય તથા ૧૪મો અધ્યાય) વર્ણનોમાં સંન્યાસીનો વિકલ્પ સાથોસાથ શક્ય તરીકે માન્ય રાખવામાં આવ્યો છે. છઠ્ઠા અધ્યાયનો યોગી જો ધારે તો સંન્યાસી થઈ શકે, કેમકે ગીતા સંન્યાસીને એક શકયતા તરીકે સ્વીકારે જ છે. અને ૬.૩૭માં (અયતિઃ શ્રદ્ધયોપેતઃ દ્વારા) છઠ્ઠા અધ્યાયમાં કથિત યોગીને યતિ (સંન્યાસી) બનવાની શકયતા માન્ય રખાઈ પણ છે જ; જુઓ નીચે ૬.૩૭.

(૨) શ્લોક ૨૯–૩૨નો ઉદ્દેશ ગીતાના સમત્વ એટલે યોગ સાથે ઉપનિષદોના સર્વભૂતાત્મૈકત્વનો સમન્વય કરવાનો જ છે. સંન્યાસ સાથે એ સમન્વય ગીતાની પહેલાં ઉપનિષદોએ કર્યો હતો; માટે ગીતાએ પોતાના યોગ સાથે એ

સમન્વય કરવો જ પડે. ગીતા પોતાના યોગને મુખ્ય રાખીને ઉપનિષદના આત્મજ્ઞાનવાળા યોગીને "परम योगी" કહીને આ સમન્વય કરે છે.

(૩) શ્લોક ૩૨માં सुखं वा यदि वा दुःखम् કહ્યું છે. તેને યોગી સિવાય વ્યક્તિની દૃષ્ટિએ, સુખપ્રદ કે દુઃખપ્રદ અનુભવનો નિર્દેશ સમજવો જોઈએ.

(૪) અહીં એક વધુ નોંધ ઉમેરવાની જરૂર છે. શ્લોક ૨૮માં નિરાકાર બ્રહ્મના સુખની પ્રાપ્તિ, શ્લોક ૨૯માં આત્મા એટલે મારા મત મુજબ સાકાર પુરુષની પ્રાપ્તિ અથવા સાક્ષાત્કાર અને શ્લોક ૩૦-૩૧માં શ્રીકૃષ્ણનાં દર્શન અને શ્રીકૃષ્ણમાં નિવાસ (मयि वर्तते), એમ ત્રણ સ્વરૂપ પર તત્ત્વનાં અહીં કહ્યાં છે. પહેલાં ૬.૧૪-૧૫માં માત્ર શ્રીકૃષ્ણનો નિર્દેશ હતો. ગીતાના સમયમાં અક્ષરબ્રહ્મ, પુરુષ અને શ્રીકૃષ્ણ, એમ ત્રણ સ્વરૂપો મનાતાં હતાં. (જુઓ અ. ૮.૩-૪, ૧૦-૧૧, ૨૧-૨૨).

## ગીતા : ૬.૩૩-૩૬ અને ૩૭-૪૫.

**પ્રસ્તાવના**—અહીં અર્જુન બે શંકાઓ યોગ વિશે પૂછે છે. (૧) સમત્વરૂપી જે યોગ ગીતામાં કહ્યો છે તે સ્થિર રહેવાનો સંભવ નથી, કેમકે "મનનો નિગ્રહ" દુષ્કર છે. (૨) યોગમાંથી પતન થાય તો તે પતિત અથવા યોગભ્રષ્ટની શી સ્થિતિ થાય? નાશ જ થાય?—આ બે શંકાઓ કદાચ ગીતાના બધા યોગો અથવા યોગના બધા પ્રકારો વિશે છે, એમ લાગે. પણ, મારા મત મુજબ પ્રથમ શંકા તો યોગનો જે **પ્રકારવિશેષ** છઠ્ઠા અધ્યાયમાં કહ્યો છે તેને વિશે હોવાનો સંભવ વધારે છે: મૂળમાં તો યોગ એટલે પોતાનાં કર્મોની સિદ્ધિ-અસિદ્ધિમાં મનનું સમત્વ; એટલે દરેક યોગને મનના

નિગ્રહ સાથે ગાઢ સંબંધ છે જ. પણ બીજા બધા યોગોના કરતાં છઠ્ઠા અધ્યાયમાં કહેલા યોગને મનોનિગ્રહ સાથે સૌથી વધારે સીધો સંબંધ છે; છઠ્ઠા અધ્યાયમાં તો એક આસન ઉપર બેસીને, ઇન્દ્રિયોના વિષયો તરફ જતાં મનને **મનવડે જ** રોકવાનું કહ્યું છે અને **એ રીતે** મનની શુદ્ધિ કરવાનું કહ્યું છે. છઠ્ઠા સિવાય, જેમકે ચોથા અધ્યાયમાં એક રૂપક યજ્ઞ દ્વારા, ત્રીજા અધ્યાયમાં વૈદિક, અન્નઉત્પાદક, યજ્ઞ દ્વારા, બીજા અ૦માં આત્માના 'મરણ'ની ખરી સમજૂતી દ્વારા, પાંચમા અધ્યાયમાં 'સ્વભાવ જ બધી પ્રવૃત્તિઓ કરે છે' એવા સિદ્ધાન્તના જ્ઞાન દ્વારા, તે તે યોગના પ્રકારનો બોધ આપ્યો છે. પણ છઠ્ઠા અધ્યાયનો **आत्मसंयमयोग** મનના નિગ્રહ સાથે સીધો સંબંધ ધરાવે છે. તેથી ૬.૩૩-૩૬ની શંકાને છઠ્ઠા અધ્યાયના યોગ સાથે વધુ સંબંધ છે, જો કે બીજા યોગો સાથે પણ મનોનિગ્રહનો સંબંધ છે જ.

(૨) ૬.૩૭-૪૫માં જે પ્રશ્ન અર્જુન પૂછે છે તે આ છેઃ યોગને અનુસરનાર મનુષ્ય યતિ એટલે સંન્યાસી તો થતો નથી, કેમકે યોગ એટલે જ, કર્મસંન્યાસ નહીં, પણ ફલ-સંન્યાસ (अयतिः ૬.૩૭). હવે જો કોઈ પણ કાલે યોગનો અનુયાયી નિષ્કામ કર્મને બદલે થોડાંઘણાં સકામ કર્મો કરી નાંખે; હંમેશાં નિષ્કામ કર્મો જ કરતો હોય, પણ દૈવવશાત્ (અથવા મનની કંઈ ખામીને લીધે) જો અમુક કર્મો સકામ (એટલે ફલપ્રાપ્તિના સંકલ્પપૂર્વક) થઇ જાય તો તે उभय, સંન્યાસ અને યોગ બન્નેમાંથી ભ્રષ્ટ થશે; યોગનો રસ્તો લીધો માટે સંન્યાસમાર્ગે તે ગયો જ નહિ, અને યોગને માર્ગે છેવટના સમય સુધી રહી શકયો નહીં (योगाच्चलित-

માનસઃ) થયો (૬.૩૭). આમ, જીવનની જે બે મહાન નિષ્ઠાઓ, સંન્યાસ અને યોગ, તે બન્નેમાંથી ભ્રષ્ટ થયો. તે अयति-योग-भ्रष्टનું જન્માન્તરે શું થવાનું? એમ અર્જુન પૂછે છે.—આ પ્રશ્ન દરેક યોગને ઉદ્દેશીને છે અર્થાત્ મૂળભૂત યોગ અથવા समत्व માંથી પતન થાય તો યોગીનું શું થાય, તે આ પ્રશ્ન છે. માટે ભલે છઠ્ઠા અધ્યાયને અન્તે આ પ્રશ્ન રહ્યો, પણ યોગના બધા પ્રકારો અથવા મૂળભૂત યોગને લગતો જ આ પ્રશ્ન સમજવાનો છે. આ પ્રશ્નને છઠ્ઠા અધ્યાયને અન્તે સ્થાન આપ્યુ છે, તે હકીકત ગીતાના અઢાર અધ્યાયો કયારે, કેવી રીતે, યથા તે પ્રશ્ન સાથે સંબંધ રાખે છે. સાતમા વગેરે અધ્યાયોમાં યોગ અને સંન્યાસની સરખામણી વિશે ઝાઝું આવતું નથી; અને છઠ્ઠાની શરૂઆત જ 'સંન્યાસ (ઉપનિષદોનો સંન્યાસ) અને ગીતાનો યોગ, બે એક જ છે,' એમ કહીને કરી છે; તેથી આ પ્રશ્ન છઠ્ઠા અ૦ને અન્તે છે, એમ કહી શકાય.

अर्जुन उवाच

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम् ॥३३॥
चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥३४॥

श्रीभगवानुवाच

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥३५॥
असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥३६॥

अर्जुन उवाच

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥३७॥
कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥३८॥
एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥३९॥

ભાષાન્તર—અર્જુન કહે છેઃ- હે મધુસૂદન, કાર્યની સફળતા નિષ્ફળતામાં મનના સામ્યરૂપી (૨.૪૮) જે આ ધ્યાન-પ્રાપ્ય યોગપ્રકાર તમે કહ્યો તેની સ્થિતિ સ્થિર રહે એમ મને લાગતું નથી, મનના ચંચલપણાને લીધે; (૩૩) કેમકે હે કૃષ્ણ, ચોક્કસ. (શંકા વગર, दृढम् ) મન અત્યન્ત પ્રમાથી, માણસને મુંઝવે તેવું, છે; તેને (આસન, ધ્યાન, વગેરે દ્વારા જે નિગ્રહ કરવાનું તમે આ છઠ્ઠા અધ્યાયમાં કહ્યું તે) નિગ્રહ માણુવાયુના નિગ્રહ જેવો જ દુષ્કર છે, એમ હું માનું છું (૩૪). શ્રીભગવાન કહે છેઃ- હે કુન્તાપુત્ર, હે મહાબાહો! ખરેખર મનનો નિગ્રહ મુશ્કેલ છે અને મન ચંચલ (ક્ષણમાં બદલાઈ જાય તેવું) છે; પણ (तु) ચાલુ, સતત ટેવ પાડવાથી (अभ्यासेन) અને દુનિયાની ચીજો પ્રતિ આસક્તિના ત્યાગથી (वैराग्येण) મનનો નિગ્રહ (સુકર નહીં, તો) શકય, જરૂર, બને છે (૩૫). મારો મત છે કે અસંયત મનવાળાથી યોગની પ્રાપ્તિ અશક્ય છે, પણ સ્વાધીન મનવાળો મનુષ્ય જો [સતત] યત્નશીલ થાય (यतता) તો યોગ્ય (અભ્યાસ અને વૈરાગ્ય રૂપી) ઉપાયો વડે (=જે ઉપાયો છઠ્ઠા અ૦માં કહ્યા છે તે વડે) યોગ મેળવી શકાય

(शक्यः अवाप्तुम्). અર્જુન કહે છેઃ– [યોગમાર્ગમાં] શ્રદ્ધાવાળો જે મનુષ્ય સંન્યાસી બનતો નથી—જો કે વિકલ્પે સંન્યાસી થઈ શકે છતાં—[યોગી બને છે; પછી અમુક સમયે] જેનું મન યોગથી ચલિત થાય છે (અર્થાત્ જે અમુક સકામ કર્મો કરી નાખે છે, અથવા समत्व ખોઈ બેસે છે) તે યોગ દ્વારા મોક્ષ (પૂર્ણપણું) મેળવ્યા વગર શી ગતિ (મરણોત્તર સ્થિતિ)ને પ્રાપ્ત થાય છે, હે કૃષ્ણ? (૩૭). સંન્યાસ અને યોગ બન્નેમાંથી ચ્યુત થએલો, બ્રહ્મપ્રાપ્તિના [બેમાંથી એક પણ] માર્ગમા દૃઢ ન થએલો અને ભૂલેલો (विमूढः), તે યોગમાર્ગી કપાઇ ગએલા વાદળની જેમ શું નાશ નથી પામતો? (૩૮) હે કૃષ્ણ, આ મારા સંશયને સંપૂર્ણ રીતે દૂર કરવા હું તમને વિનંતી કરૂં છું, કેમકે (યોગેશ્વર જે તમે તે) તમારા સિવાય બીજો કોઈ આ શંકાને દૂર કરવા શક્તિમાન હોવા સંભવ નથી (૩૯).

## ગીતા ૬. ૪૦–૪૫

**પ્રસ્તાવના**—અર્જુનની શંકાનો જે ઉત્તર શ્રીકૃષ્ણે આપ્યો છે તેના મુખ્ય મુદ્દાઓ આમ છેઃ– (અ) ઉપનિષદના સંન્યાસમાર્ગીઓ જો કહેતા હોય કે યોગભ્રષ્ટનો નાશ થાય છે, અને એમ કહી ગીતાના બોધથી ગભરાવતા હોય તો તે ખોટું છે, કેમકે યોગમાર્ગમાં જવું એટલે (પાપ કરવું એમ નથી પણ) પુણ્ય કર્મ કરવું, એવો અર્થ છે. યોગી થોડાંઘણાં નિષ્કામ કર્મો કરે જ છે; માત્ર અમુક કર્મો તેનાથી કામનાપૂર્વક થઈ જાય છે. (આ) જો આનાં સકામ કર્મોની સંખ્યા વધારે પડતી હોય તો તેનાં 'ફળ'નો ઉપભોગ અનુભવવા માટે એવાં પુણ્ય કર્મો કરનારા લોકોમાં તેણે જન્મ લેવો પડે છે; પછી આ દુનિયામાં તે પાછો આવે છે, અને યોગમાં પ્રગતિ કરે છે.

વિકલ્પ હું તને પાછળથી કહું છું કેમકે જે આવો જન્મ આ લોકમાં મળે છે તે મેળવતાં મુશ્કેલીઓ નડે છે; તેવો જન્મ સહેલાઇથી મળતો નથી (૪૨). હવે, બન્ને વિકલ્પોમાં જ્યારે યોગભ્રષ્ટ આ દુનિયામાં ફરીથી (પવિત્ર સંપત્તિવાનોને ત્યાં અથવા પોતાનાં કરતાં વધારે બુદ્ધિશાળી યોગમાર્ગીઓને ત્યાં) જન્મે છે ત્યારે તે નવા જન્મમાં (तत्र) આગલા આ દુનિયાના શરીરમાં જે બુદ્ધિસંયોગ હતો તે બુદ્ધિસંયોગ ફરીથી તે મેળવે છે (કેમકે તે ખરી કમાણીનો નાશ થતો નથી) અને તે નવા જન્મમાં, હે કુરુનન્દન, તે યોગભ્રષ્ટ આગલા જન્મમાં થએલી પ્રગતિથી આગળ (ततः भूयः) યોગ દ્વારા પૂર્ણતાના રસ્તે (संसिद्धौ) યત્ન કરે છે (૪૩). આ નવા જન્મમાં તેને કોઇ જાણે કે પરાણે ખેંચતું હોય તેમ (अवशोऽपि), જે યોગની ટેવ એણે આગલા જન્મમાં પાડેલી તેના જ વડે તે યોગમાર્ગમાં ખેંચાય છે (પરાણે તણાય છે). એટલું ચોક્કસ કે જે મનુષ્યમાં યોગની ખરી જિજ્ઞાસા માત્ર છે તે પણ (जिज्ञासुरपि) [યોગનો પૂર્ણ જ્ઞાતા બન્યા પહેલાં] કામ્યકર્મ શીખવનાર શબ્દબ્રહ્મ એટલે વેદને (વેદના ફળને) ટપી જાય છે (अतिवर्तते) (૪૪). (યોગભ્રષ્ટને આવું બધું થાય છે,) પણ (સામાન્ય રીતે તો કોઇ યોગમાર્ગીને વિઘ્ન આવતું નથી, તે યોગમાર્ગી (योगी) પ્રયત્નપૂર્વક મહેનત કરે છે તો યોગભ્રષ્ટ થયા વગર કર્મોના આચરણમાં અવશ્ય રહેલાં પાપોથી શુદ્ધ થઇને એક જ નહીં પણ અનેક જન્મ બાદ 'પૂર્ણ' બનીને પછી (ततः) એ પરમા ગતિ (મોક્ષ) મેળવે છે (૪૫).

## ગીતા : ૬. ૪૬-૪૭

પ્રસ્તાવના—ગીતાના સમયમાં તપની (ઉગ્ર તપની,

ગીતા ૧૧.૪૮ तपोभिरुग्रैः) ઉપનિષદોના જ્ઞાનની—જે જ્ઞાનને સંન્યાસ સાથે સંબંધ હતો તે જ્ઞાનની, અને વૈદિક કામ્ય કર્મોની, એમ ત્રણ સંસ્કૃતિઓ બહુ પ્રચલિત હતી.—આર્ય સંસ્કૃતિનો ઇતિહાસ તપાસીએ તો, દેવોને અગ્નિમાં આહુતિ આપીને યજમાનની કામનાઓની પૂર્તિ કરવાની વૈદિક સંસ્કૃતિ સર્વથી પ્રાચીન કાળની છે; તે અનેક વર્ષો સુધી ચાલી હશે. પછી તે કામ્ય સંસ્કૃતિથી લોકો કંટાળ્યા, ને, તેથી ઊલટી, કામનાત્યાગની અને સર્વકર્મના ત્યાગની ઉપનિષદોની સંન્યાસ સંસ્કૃતિ ઉત્પન્ન થઈ; તે જ વખતે સંન્યાસ ઉપરાંત શરીર-શોષણની, તપની, સંસ્કૃતિ પણ ઉદ્ભવી હશે. અને પછી ગીતાએ પોતે નિષ્કામ કર્માચરણની, સમાજના હિતવાળી, સંસ્કૃતિ સમાજને આપી. પુરોગામિની આ ત્રણે સસ્કૃતિઓ કરતાં પોતાની નિષ્કામ કર્માચરણની નવી સંસ્કૃતિ વધારે સારી છે એમ કહેવા માટે શ્લોક ૪૬માં તપસ્વી, જ્ઞાની એટલે જ્ઞાનપૂર્વક સંન્યાસી અને વૈદિક કામ્યકર્મી, એ ત્રણે કરતાં નિષ્કામકર્મી, સમત્વયુક્ત, યોગી વધારે ઉત્તમ છે, એમ અહીં શ્લોક ૪૬માં કહ્યું છે. ઉપર ૬.૩૭માં अयतिः દ્વારા યતિ અથવા સંન્યાસીનો નિર્દેશ સૂચિત થયો હતો, તેમ ૬.૪૪માં शब्दब्रह्मातिवर्तते દ્વારા શબ્દબ્રહ્મવાળા વૈદિકકર્મીનો પણ નિર્દેશ થઇ ગયો હતો.

(૨) અને શ્લોક ૪૭માં જુદા જુદા પ્રકારના યોગીઓ—કેમકે અઢાર પ્રકારના યોગો તો ગીતાના અઢાર અધ્યાયોમાં, દરેક અધ્યાયમાં એક એમ, આપેલા છે, તે બધા યોગોના અનુયાયી વિવિધ યોગીઓમાં (योगिनामपि सर्वेषाम) શ્રીકૃષ્ણની ભક્તિવાળો યોગી युक्ततम "સર્વોચ્ચ પ્રકારના સમત્વવાળો" છે, એમ અહીં શ્લોક ૪૭માં કહ્યું છે. આ શ્રીકૃષ્ણભક્તિવાળા,

યોગીનું જ વર્ણન અધ્યાય ૭માં કહ્યું છે, કેમકે તે અધ્યાયમાં જગતનું સર્વોચ્ચ તત્ત્વ શ્રીકૃષ્ણ જ છે, એમ સાબિત કર્યું છે (જુઓ નીચે અધ્યાય ૭ની નોંધ).

(૩) ૬.૨૮, ૨૯ અને ૩૦માં, અમે ઉપર બતાવ્યું છે તેમ, નિરાકાર બ્રહ્મ, સાકાર પુરુષ (જેને માટે આત્મા શબ્દ વપરાયો છે), તથા શ્રીકૃષ્ણ, એ ત્રણને અનુક્રમે પ્રાપ્ય તરીકે કહ્યાં છે. હવે, અહીં શ્લોક ૪૭માં શ્રીકૃષ્ણનો નિર્દેશ ફરીથી છે.

(૪) શ્લોક ૪૭મા ભક્તિનો સિદ્ધાન્ત છે. ગીતાએ, જેમ યોગનો બોધ તદ્દન નવો આપ્યો, તેમ ગીતાએ એક બીજો, ભક્તિનો બોધ ગીતાની પહેલાંની કોઇ સંસ્કૃતિમાં ન હતો તેવો, નવો આપેલો. તેથી જ જેમ યોગને (૬.૪૬માં) સર્વશ્રેષ્ઠ કહે છે, તેમ ભક્તિને પણ સર્વશ્રેષ્ઠ, કોઇકોઇ સ્થળે, ગીતા કહે છે, જેમકે ગીતા ૧૧.૪૮, ૫૪ વગેરેમાં. યોગોમાં ભક્તિપૂર્વક યોગ શ્રેષ્ઠ છે.

(૫) અધ્યાય ૬ઠ્ઠામાં, "ધ્યાન અથવા ધ્યાનયોગ", એટલે મારા મતમાં 'ધ્યાનના સાધનથી નિષ્કામ કર્મ (યોગ)'નો એક નવો યોગ તાત્પર્ય છે શાં. ભા. પ્રમાણે ગીતા ૬માં કર્મ અથવા કર્મયોગના સાધનવાળો ધ્યાનયોગ (એટલે ધ્યાન જ) શીખવવામાં આવ્યો છે, અને તે ધ્યાનયોગ જ્ઞાન માટે અન્તરંગ સાધન છે. પણ તેમ અહીં કહ્યું નથી.

(૬) उभयविभ्रष्ट-શાં. ભા. કર્મમાર્ગ અને યોગમાર્ગમાંથી ચ્યુત થએલો.

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ।४६।

श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥४७॥
ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे आत्मसंयमयोगो नाम षष्ठोऽध्यायः ॥६॥

**ભાષાન્તર**—હે અર્જુન, આપણા સમાજમાં શરીરશોષણ કરનાર તપસ્વીઓ છે; એમણે સર્વ ઇચ્છા ત્યજીને, નિષ્કામ થઈને મોક્ષની પ્રાપ્તિ કરી છે; પણ બાકીનું શેષ જીવન તપશ્ચરણમાં ગાળે છે. બીજો આપણો સમાજવિભાગ સર્વ કામના ત્યજીને વિવિધ જ્ઞાનપ્રક્રિયાઓ, જગતની ઉત્પત્તિ અને જીવાત્માની બ્રહ્મરૂપતા વિશેનાં મંતવ્યોનો આશ્રય લઈને મોક્ષસુખ મેળવીને સંન્યાસીજીવન ગાળે છે. ત્રીજો વિભાગ વૈદિક કામ્ય કર્મીઓનો છે. આ ત્રણે કરતાં ગીતાનો ફલયોગનો અનુયાયી શ્રેષ્ઠ છે માટે તું એવો યોગી થા (૪૬). આવા યોગીઓના પણ અનેક પ્રકારો છે, જે ગીતાના જુદાજુદા અધ્યાયોમાં કહ્યા છે, જેમ કે સાંખ્યયોગીઓ, કર્મયોગીઓ, વગેરે. આવા બધા યોગીઓમાં મારામાં આસક્ત ચિત્ત વડે, અને શ્રદ્ધા રાખીને, જે યોગી મારી ભક્તિ કરે છે (મારો આશ્રય લે છે) સર્વશ્રેષ્ઠયોગથી યુક્ત થયો છે, ને યુક્તતમ છે, એમ મારું માનવું છે (૪૭)

**નોંધ—આત્મસંયમયોગ** એટલે આસન ઉપર બેસીને મનની ઈચ્છાઓને એક પછી એક તપાસીને, તેને ત્યજીને સિદ્ધિઅસિદ્ધિમાં સમત્વની પ્રાપ્તિરૂપ યોગ.

# અધ્યાય સાતમો

## ગીતા ૭. ૧-૨.

**પ્રસ્તાવના**—આ અધ્યાયનો પ્રારંભ શ્રીકૃષ્ણના શબ્દોથી થાય છે. ગીતા ૬. ૪૬માં અર્જુનને યોગી થવાનું કહ્યું છે, કેમકે તપસ્વી, જ્ઞાની તથા કર્મી કરતાં યોગી વધારે સારો છે. ૬.૪૭મા, બધા પ્રકારના યોગીઓમાં શ્રીકૃષ્ણભક્તિવાળો યોગી યુક્તતમ છે, એમ કહ્યું છે. તે હકીકતનો આશ્રય લઈને સાતમો અધ્યાય શરૂ થાય છે. પણ ૬.૪૭માં શ્રીકૃષ્ણની ભક્તિવાળો યોગ કહ્યો છે અને હવે ૭. ૧-૨માં શ્રીકૃષ્ણનું જ્ઞાન આપીને શ્રીકૃષ્ણના જ્ઞાનવાળો યોગ કહેવાની શરૂઆત થાય છે; આ 'જ્ઞાન વિજ્ઞાન સાથે' આપ્યું છે. જેમ ૭. ૧-૨ ઉપરથી આ ઉદ્દેશ જણાય છે, તેમ સાતમા અધ્યાયના સ્વતંત્ર નામ 'જ્ઞાનવિજ્ઞાનયોગ' ઉપરથી પણ સાતમા અધ્યાયના સ્વતંત્ર વિષયનુ સૂચન થાય છે. મારા મત મુજબ ૬.૪૭ અને ૭. ૧-૨ વચ્ચે કંઈ ગાઢ સંબંધ નથી. અર્જુનને તો જિજ્ઞાસા થઇ નથી; પણ શ્રીકૃષ્ણને વિવક્ષા થવાથી અધ્યાય ૭ લખાયો છે. અને તે વિવક્ષા એક, નવા, સ્વતંત્ર યોગના બોધમાં પરિણમે છે.

श्रीभगवानुवाच

मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥१॥
ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥२॥

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥३॥

**ભાષાન્તર**—શ્રી ભગવાન કહે છે, હે પાર્થ, મારામાં ચોંટેલા મનવાળો, મારા આશ્રય (મારી ભક્તિ)વાળો, નિષ્કામ કર્માચરણથી મનને સમાન રાખતો (**योगं युञ्जन्**) તું જે રીતે મને પૂરેપૂરો અને શંકારહિત જાણીશ, તે સાંભળ (૧). તને હું આ, 'વિજ્ઞાનસહિત જ્ઞાન' પરિપૂર્ણ રીતે કહીશ, જે જ્ઞાન જાણવાથી આ દુનિયામાં વધારે (**भूयः**) બીજું જાણવું જોઈએ તેવું કંઈ બાકી રહેતું નથી (૨). મનુષ્યોના અનેક હજારોમાંથી કોઈ એક જ સિદ્ધિ(મોક્ષ)ની પ્રાપ્તિ માટે યત્ન કરે છે. યત્ન કરનારાઓમાંથી જેઓ સિદ્ધ થાય છે તેઓમાં (**सिद्धानां=सिद्धेषु**) કોઈ એક જ મને [જે રીતે આ અધ્યાયમાં અહીં શ્લોક ૪-૭માં પ્રતિપાદન કરવામાં આવ્યું છે તેમ] સાચેસાચ જાણે છે.

**નોંધ**—(૧) ૭.૧માં **मदाश्रयः** દ્વારા **ભક્તિ**, **योगं युञ्जन्** દ્વારા **નિષ્કામકર્મ** અને **ज्ञास्यसि** દ્વારા **જ્ઞાન**, એમ **ત્રણ મુખ્ય સાધનોનો સમન્વય** સૂચિત થયો છે.

(૨) બીજું, ગીતામાં જુદા જુદા અધ્યાયોમાં જુદાં જુદાં 'જ્ઞાનો' અને 'વિજ્ઞાનસહિત જ્ઞાનો' આપવામાં આવ્યાં છે (જુઓ ૯.૧માં **ज्ञानं विज्ञानसहितम्**). તેમાંનું એક આ અધ્યાયમાં છે.

(૩) શ્લોક ૩ મુજબ, સિદ્ધ એટલે મુક્ત થયેલાને આ અધ્યાયનું જ્ઞાન પ્રાપ્ત થયેલું જ હોય, એવું નથી, કેમકે 'સિદ્ધોમાંથી પણ કોઈક જ આ જ્ઞાન ધરાવે છે.' ગીતા મુ

સિદ્ધિ એટલે પૂર્ણતા, (અ) જ્ઞાન સિવાય અથવા (આ) ગૌણ સાધન તરીકે રહેલા જ્ઞાનથી, પણ મુખ્યત્વે મદદગાર ભક્તિ કે નિષ્કામ કર્મથી, મળે છે. ગીતાના બોધની એક વિશિષ્ટતા એ છે કે મોક્ષ માટે અથવા પૂર્ણતા માટે જ્ઞાનને આવશ્યક માન્યું નથી.

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥४॥
अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥५॥
एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥६॥
मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥७॥

ભાષાન્તર—પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, આકાશ, મન, તેમ જ બુદ્ધિ અને અહંકાર; એમ આ મારી આઠ પ્રકારે પરિણામ પામેલી (જુદા રૂપમાં પ્રકટ થયેલી) એક પ્રકૃતિ (જડ પ્રકૃતિ) છે (૪). આ પ્રકૃતિ અપરા 'નીચેની' છે, પણ આથી જુદી, મારી, પરા 'ઉચ્ચ' પ્રકૃતિ (ચેતન, નિત્ય, પ્રકૃતિ), જે જીવભૂતા (જીવનતત્ત્વરૂપી) છે અને જેનાથી આ જગતનું ધારણ (=શાસન) થાય છે તેને તું સમજ, હે મહાબાહો (૫). સર્વ પ્રાણીમાત્રની ઉત્પત્તિની જગા, 'યોનિ', આ પરા પ્રકૃતિ છે, એમ તું નિશ્ચયપૂર્વક સમજ. હું સમગ્ર જગતના પ્રભવ અને પ્રલય [નું કારણ] છું (૬). હે ધનંજય! [અપરા પ્રકૃતિથી જીવભૂતા પ્રકૃતિ ઉચ્ચ 'પરા' છે; એ પરા પ્રકૃતિથી

હું 'પર' છું, પણ] મારાથી વધારે 'ઉચ્ચ' (**परतरम्**) બીજું કોઇ પણ તત્ત્વ નથી; [કેમકે] જેમ રત્નસમૂહો દોરામાં પરોવાયેલા હોય છે તેમ જે કંઇ આ બધું છે તે મારામાં પરોવાયેલું છે. બધું મારામાં (મારી અંદર) પરોવાયેલું છે માટે મારાથી ઉચ્ચ (જુદું અને સારું) કંઇ હોઇ શકે જ નહીં.

નોંધ– (૧) અહીં ત્રણ તત્ત્વો, (બે પ્રકૃતિ અને શ્રીકૃષ્ણ) કહ્યાં છે અને તેમની વચ્ચે **પરાપર સંબંધ** છે. એટલે એ ત્રણ મળીને એક જાતના સ્વગત ભેદવાળું એક, શ્રીકૃષ્ણ નામનું, પરમ તત્ત્વ અહીં કહ્યું છે.

(૨) અપરા પ્રકૃતિ જડ છે પણ નિત્ય જણાય છે કેમકે તે શ્રીકૃષ્ણની પ્રકૃતિ છે (અને શ્રીકૃષ્ણમાં રહે છે). પરા પ્રકૃતિ જીવનતત્ત્વ એટલે ચેતન છે. **जीवभूता** એટલે જીવાત્મારૂપે, એવો અર્થ બરાબર નથી, કેમકે જીવાત્માથી આ જગતનું ધારણ થઇ શકતું નથી (**ययेदं धार्यते जगत्**). ઉપનિષદમાં અક્ષરથી જગતના જુદા જુદા ભાગોનું 'ધારણ' થાય છે, એમ શ્રુતિ છે, અને બ્રહ્મસૂત્રમાં એ 'ધારણ' અથવા ધૃતિની ક્રિયા 'પ્રશાસન' (આજ્ઞા) દ્વારા થાય છે. એમ ઉક્ત શ્રુતિનો અર્થ આપ્યો છે (**अक्षरमम्बरान्तधृतेः । सा च प्रशासनात् ।**)

(૩) **एतद्योनीनि भूतानि**માં **एतद्** દ્વારા પરા પ્રકૃતિ માત્ર એક જ સમજવી જોઇએ; ઉપનિષદોમાં, જેમકે મુંડક ઉપ૦માં પરબ્રહ્મને **भूतयोनि** કહ્યું છે. બીજા ઉપનિષદોમાં આકાશ, જ્યોતિ, વગેરે શબ્દથી વાચ્ય (બ્રહ્મ) તત્ત્વને **भूतयोनि** (પ્રાણીમાત્રની ઉત્પત્તિનું સ્થાન) કહેલ છે. તે બતાવે છે કે અહીં પરા પ્રકૃતિ એટલે નિરાકાર, ચેતન, બ્રહ્મ સમજવું અને (**एतद्योनीनि**)માં **एतद्** દ્વારા માત્ર પરા પ્રકૃતિ જ લેવી.

(૪) છાન્દોગ્ય-બૃહદારણ્યક ઉપનિષદોમાં માત્ર પરબ્રહ્મને એકને જ ભૂતોની ઉત્પત્તિનું કારણ કહ્યું છે; અહીં ગીતામાં ભૂતોની ઉત્પત્તિ તથા પ્રલયમાં શ્રીકૃષ્ણ પણ કંઈક અંશે કારણ બને છે, એમ સ્પષ્ટપણે કહ્યું છે. (**अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा**) અહીં ૭. ૪-૭ પ્રમાણે પણ બે પ્રકૃતિઓ અને શ્રીકૃષ્ણ મળીને સંખ્યાની દૃષ્ટિએ ત્રણ સ્વતંત્ર તત્ત્વો નથી કહ્યાં, પરંતુ ત્રણ જેમાં છે એવું એક જ પર તત્ત્વ વિવક્ષિત છે. પરાપ્રકૃતિ ગર્ભ ધારણ કરનાર તત્ત્વ છે, અને શ્રીકૃષ્ણ બીજ મૂકનાર તત્ત્વ છે, એમ અનુમાન, ઉપનિષદોનાં સમાનવિષયક વાક્યો ઉપરથી, કરી શકાય. ભૂતોની સીધી ઉત્પત્તિ અને સીધો લય પરા પ્રકૃતિમાંથી અને પરા પ્રકૃતિમાં અનુક્રમે થાય છે; પણ શ્રીકૃષ્ણ તેમાં પોતાનો ભાગ ભજવે છે, કેમકે ઉપ૦થી જુદા પડીને ગીતા સ્પષ્ટરીતે સ્વગતભેદવાળું એક તત્ત્વ સ્વીકારે છે. મુંડક વગેરે ઉપ૦માં **पुमान् रेतः सिञ्चति योषितायाम्**, એવાં અનેકાત્મક એક પર તત્ત્વનાં વાક્યો છે. ગીતાના જુદા જુદા અધ્યાયોમાં પર તત્ત્વાન્તર્ગત તત્ત્વોની સંખ્યા જુદી જુદી છે. સાતમા અધ્યાય સિવાય બીજા કોઇ પણ અધ્યાયમાં બે પ્રકૃતિઓનો નિર્દેશ નથી.

## ગીતા ૭. ૮-૧૨

**પ્રસ્તાવના**—શ્રીકૃષ્ણ જ પરાત્પર તત્ત્વ છે; શ્રીકૃષ્ણથી ચડિયાતું બીજું કોઇ પર તત્ત્વ નથી એમ ૭Aમાં કહ્યું છે, તેની દલીલ ૭Bમાં આપી છે કે આ સર્વ જગત શ્રીકૃષ્ણરૂપી 'દોરામાં પરોવાયેલ' છે, અર્થાત્ જગતની દરેક વસ્તુ અને દરેક તત્ત્વનું કેન્દ્ર, દરેકનો સાર, દરેકનું રહસ્ય, શ્રીકૃષ્ણ જ

છે, અન્ય કોઈ શ્રીકૃષ્ણથી પર 'ઉચ્ચ' નથી. શ્લોક ૮-૧૨માં શ્રીકૃષ્ણની આ સર્વોચ્ચતા જ સાબિત થાય છે, અને તે માટે જ सूत्रे मणिगणा इवनी દલીલ આપી છે.

रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥८॥
पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥९॥
बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥१०॥
बलं बलवतां चाहं कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥११॥
ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥१२॥

**ભાષાન્તર**—હે કુન્તીપુત્ર, જળમાં રસ હું છું, ચંદ્ર અને સૂર્યની કાન્તિ હું છું, સર્વવેદોમાં સારરૂપ પ્રણવ હું છું, આકાશમાં (એનો વિશેષ ગુણ) શબ્દ હું છું, નરોમાં નરપણું હું છું (૮). પૃથિવીમાં પવિત્ર ગન્ધ અને અગ્નિમાં તેજ હું છું, સર્વપ્રાણીઓમાં જીવન–ચેતન તત્ત્વ અને તપસ્વીઓમાં તપશ્ચરણ હું છું. (શુદ્ધ તપ ને જીવનશક્તિરૂપ એવા મારાથી બીજું કોઈ ઉચ્ચ તત્ત્વ નથી) (૯). હે પૃથાપુત્ર, સર્વપ્રાણીમાત્ર(ની ઉત્પત્તિ)નું સનાતન બીજ તું મને સમજ. બુદ્ધિશાળી મનુષ્યોની બુદ્ધિ હું છું. અને પ્રકાશમાન વસ્તુઓનો પ્રકાશ હું છું (૧૦). બલવાનોનું કામરાગરહિત બલ હું છું. હે ભરતશ્રેષ્ઠ, પ્રાણીઓમાં રહેલી સ્વધર્મઅનુકૂળ ઇચ્છા હું છું (૧૧),

અને જે સાત્ત્વિક, રાજસ અને તામસ માનસિક ભાવો છે તે મારામાંથી જ (મારાથી કોઈ ઉચ્ચ તત્ત્વમાંથી નહીં) ઉત્પન્ન થયેલા છે એમ તું સમજ; નહીં કે 'હું તેઓમાં છું; તેઓ મારામાં છે.' (ટુંકમાં મારાથી પર તત્ત્વ કોઇ નથી, હું જ સર્વ ભાવોથી પણ પર છું' (૧૨).

નોંધ—(૧) શ્લોક ૭ B (मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव)માં જે ઉપમા છે, તે ઉપરથી અને (रसोऽहम) અપ્સુ વગેરેમાં જે સપ્તમી વિભક્તિ છે, તે ઉપરથી કેટલાક વિદ્વાનો માને છે કે અહીં શ્રીકૃષ્ણની સર્વવ્યાપકતા (વિભુત્વ) કહેલ છે; બીજા કેટલાક વિદ્વાનો (શ્રીશંકરાચાર્ય પણ) માને છે કે અહીં શ્રીકૃષ્ણની અમુક વિભૂતિઓ કહી છે (બાકીની વિભૂતિઓ બીજા કોઈ અધ્યાયોમાં પણ કહી છે). પણ શ્લોક ૭ ઉપરથી સમજાશે કે અહીં ગીતાકાર, "શ્રીકૃષ્ણ સર્વથી પર તત્ત્વ છે", એવો દાર્શનિક વિચાર માત્ર રજૂ કરે છે. શ્લોક ૧૨માં કહ્યું છે કે "તે ભાવો મારામાંથી જ છે, હું તેઓમાં નથી, તેઓ મારામાં છે." આપઃ, શશિસૂર્ય, સર્વ વેદો, આકાશ, નરો, પૃથિવી, વિભાવસુ, સર્વ જીવન્ત ભૂતો, તપસ્વીઓ, બુદ્ધિમન્તો, તેજસ્વીઓ —આ બધાં જ શ્રીકૃષ્ણમાંથી પ્રકટ થયાં છે; તેઓ શ્રીકૃષ્ણમાં છે પણ શ્રીકૃષ્ણ તેઓમાં નથી." જળનું જળત્વ રસ છે અને એ રસ શ્રીકૃષ્ણનું એક સ્વરૂપ છે; ચંદ્રસૂર્ય પ્રકાશરૂપ છે, પણ પ્રકાશ પોતે શ્રીકૃષ્ણનું એક રૂપ છે; નહીં કે શ્રીકૃષ્ણનું કૃષ્ણપણું જલમાંથી કે શશિસૂર્યમાંથી આવ્યું છે. એ જ રીતે, તેજસ્વી પુરુષો કે પદાર્થોનું તેજ શ્રીકૃષ્ણ છે, નહીં કે શ્રીકૃષ્ણનું કૃષ્ણત્વ તેજસ્વી પદાર્થોમાંથી આવ્યું છે. ને આ બધાં, જલથી શરૂ કરીને કામ સુધીના

ભાવો, અને બીજા ત્રિગુણાત્મક ભાવો (મનોવૃત્તિઓ) શ્રીકૃષ્ણ-માંથી ઉત્પન્ન અથવા પ્રકટ થયા હોય તો શ્રીકૃષ્ણનું એ સર્વેથી **परत्व** (ઉચ્ચપણું) સિદ્ધ થઈ જાય છે. પણ, ઊલટું, જો એ બધામાંથી શ્રીકૃષ્ણનું કૃષ્ણત્વ આવ્યુ હોય તો એ બધાં શ્રીકૃષ્ણથી **पर** (ઉચ્ચ) સિદ્ધ થાય; પણ તેમ નથી. અહીં એક વસ્તુ નોંધવી જોઈએ કે અમુક સૃષ્ટિવાદો કદાચ ઔપનિષદિકો કે પ્રાચીન પૌરાણિકોમાં પ્રચલિત હશે:– જેમ કે સૃષ્ટિની શરૂઆતમાં બધું જલ માત્ર હતું, અને તેમાંથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ; બીજો એક સૃષ્ટિવાદ એવો હશે— ઔપનિષદિકોમાં હતો જ— કે જગત આખું ૐ શબ્દ (**प्रणव**)માંથી ઉત્પન્ન થયું; છાન્દોગ્ય ઉપ૦ની એક શ્રુતિ પ્રમાણે 'આકાશ'માંથી આખું જગત ઉત્પન્ન થયું (**आकाशादेव खल्विमानि भूतानि जायन्ते, आकाशं प्रत्यन्त्यभिसंविशन्ति** છા. ઉપ૦); એક સૃષ્ટિવાદ એવો પણ હતો કે સર્વત્ર એક તેજ (**प्रभा तेजस्**) પ્રસરેલું હતું અને તેમાંથી પાછળથી જગત ઉત્પન્ન થયું; એક સૃષ્ટિવાદ પ્રમાણે **तपस्**માંથી સૃષ્ટિ થઈ (બ્રહ્મના કે બ્રહ્મના પોતાના તપમાંથી). ઋગ્વેદની એક ઋચા પ્રમાણે **काम**માંથી (**कामस्तदग्रे समवर्तत**-નાસદીય સૂક્ત) ગીતા એમ કહેતી લાગે છે કે જે જે સૃષ્ટિવાદોમાં જે જે તત્ત્વો અનાદિ અથવા પ્રથમ ઉત્પન્ન થયેલાં મનાયાં છે, તે તે દરેક પદાર્થ અને તે દરેકનું (essence) મૂળભૂત સ્વરૂપ (જેમ જળનું જળપણું રસ છે તેમ) શ્રીકૃષ્ણ છે, અને તે બધા પદાર્થો શ્રીકૃષ્ણમાથી ઉત્પન્ન થયેલા છે; નહીં કે શ્રીકૃષ્ણ તે તે પદાર્થોમાંથી ઉત્પન્ન થયા છે. ઉપર બતાવ્યુ તે રીતે શ્રીકૃષ્ણનું સર્વથી પરત્વ કહેવા માટે જ આ (૭-૧૧) શ્લોકો છે. 'વિભૂતિઓ બતાવવા' કે શ્રીકૃષ્ણનું સર્વત્र

'વ્યાપકપણું' બતાવવા આ શ્લોકો નથી.— એ રીતે ૭.૩-૧૧માં શ્રીકૃષ્ણનું જ્ઞાનવિજ્ઞાન આપેલુ છે.— આ એક જ્ઞાનવિજ્ઞાન છે. "मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव (૭ B)" પણ શ્રીકૃષ્ણનુ પરાત્પરત્વ સિદ્ધ કરવા માટે જ છે. શ્લોક ૮-૧૧માં જે તત્ત્વો કે પદાર્થો—જલ, શશિસૂર્ય, સર્વવેદ, આકાશ, નર, પૃથિવી, અગ્નિ, સર્વભૂત, તપસ્વીઓ વગેરે—નો ક્રમ એવો છે કે શ્રીકૃષ્ણની વ્યાપકતા કે વિભૂતિઓ બતાવવા આ ક્રમ ઉપયોગી થતો નથી.

(૨) "न त्वहं तेषु ते मयि" (૭.૧૨d)નો અર્થ ગીતાનાં એવાં બીજાં વાકયો ઉપરથી વિચારવો પડશે. જુઓ ગીતા ૯. ૪-૫.

(૩) ૭.૧૨ને ૭.૧૧ની સાથે વાંચીએ તો એક અર્થ નીચે મુજબ થાય. ભૂતો (પ્રાણીઓ)માં બુદ્ધિ, તેજ:, બલ, ધર્મવિરુદ્ધ काम વગેરે भावाः (લાગણીઓ, ગુણો, શક્તિઓ) છે તે બધી માનસિક દશાઓ (વૃત્તિઓ) શ્રીકૃષ્ણમાંથી ઉત્પન્ન થયેલી છે, તેથી તે ભાવો (भावाः) મનુષ્યને ઈશ્વરમાંથી પ્રાપ્ત થયા છે, એમ માની મનુષ્યે નિષ્કામકર્મો કરવાં, કર્મોમાં અહંકાર ન રાખવો. (न त्वहं तेषु ते मयि-ના અર્થ માટે નીચે જુઓ)·(૧૨). મનુષ્યો સામાન્યરીતે આ વૃત્તિઓને પોતાની ઉત્પન્ન કરેલી, સ્વપ્રયત્નથી મેળવેલી માને છે, અને એ રીતે આ આખી દુનિયા આ ત્રણ પ્રકારની વૃત્તિઓથી ભ્રમમાં પડે છે (પોતાનું નથી, તેને પોતાનું માને છે) અને એ ભાવોથી પર (એટલે એ ભાવોને ઉત્પન્ન કરનાર) અને અવ્યય શ્રીકૃષ્ણને ઓળખતી નથી (૧૩).

## ગીતા : ૭. ૧૩-૧૫.

**પ્રસ્તાવના**—(૧) અમે ઉપર કહ્યું છે કે આ આખા અધ્યાયનું ધ્યેય શ્રીકૃષ્ણની સર્વોચ્ચતા (**परात्परत्व**) સિદ્ધ કરવાનું છે; તે રીતે અહીં એક પ્રકારનું વિજ્ઞાનસહિત જ્ઞાન આપવામાં આવ્યુ છે. "**मामेभ्यः परम्**"માં શ્રીકૃષ્ણનું પરાત્પરત્વ સિદ્ધ થાય છે.

(૨) શ્લોક ૭.૧૨માં માનસિક ભાવોનો નિર્દેશ છે. અને બધા ભાવો શ્રીકૃષ્ણમાંથી ઉત્પન્ન થાય છે એમ કહ્યું છે (**मत्त एवेति तान विद्धि**). સરખાવો ગીતા ૧૦.૫ (**भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः**), જેમા સાત્ત્વિકભાવો (બુદ્ધિ, સત્ય, શમ, સુખ), રાજસિકભાવો (દુઃખ), તામસિકભાવો (ભય, અયશ) વગેરે **શ્રીકૃષ્ણમાંથી** પ્રાણીઓને મળે છે, એમ કહ્યું છે.

(૩) હવે, 'શા કારણથી મનુષ્યો સમજી શકતા નથી કે ભાવોને ઉત્પન્ન કરનાર અને મનુષ્યોમાં એ ભાવો પ્રકટાવનાર તત્ત્વ શ્રીકૃષ્ણ છે, જે એ ભાવોથી પર છે' એની સમજણ શ્લોક ૧૩-૧૫માં છે. આ ત્રણ પ્રકારના માનસિક ભાવો મનુષ્યમાત્રને (**सर्वमिदं जगत**) મોહિત કરે છે (ગીતા ૧૪.૬ પ્રમાણે સાત્વિક ભાવ પણ સુખાસક્તિ-જ્ઞાનાસક્તિ ઉત્પન્ન કરે છે). આ ત્રણ પ્રકારના ભાવો (ભગવાનની **माया**માંથી ઉત્પન્ન થયા છે, માટે એ ભાવો રૂપે) ભગવાનની માયા પોતે જ છે. એ માયા દુરત્યયા છે; અર્થાત્ ત્રણ પ્રકારના ભાવોને ઓળંગવું મુશ્કેલ છે.

(૪) એ ભાવોને ઓળંગવા માટે (એ ભાવોની અસરથી

બચવા માટે) એ માયાના સ્વામી શ્રીકૃષ્ણને શરણે જવાનો એક જ માર્ગ છે (૭.૧૪B). જે લોકો, સત્ત્વગુણથી અપહૃતજ્ઞાનવાળા જ્ઞાનીઓ પણ, ત્રણ પ્રકારના ભાવોથી (ભાવોરૂપી માયાથી) મોહિત બની, ભગવાનને શરણે જતા નથી, તેઓ આસુર ભાવ ઉપર આશ્રિત છે, એમ સમજવું.

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥१३॥
दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥१४॥
न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥१५॥

ભાષાંતર—(શ્લોક ૧૨માં કહેલા) આ, સત્ત્વાદિ ગુણોના બનેલા ત્રણ માનસિક ભાવોથી મોહિત (આકર્ષિત) થયેલું આ સર્વ જગત (જગતના મનુષ્યો) તે ત્રણ માનસિક ભાવોથી पर 'ઉચ્ચ' અને અવ્યય એવા મને જાણી શકતું નથી (૧૩). કેમકે (हि) આ ગુણોની બનેલી અને દૈવી મારી માયા (શક્તિ) દુરત્યયા છે; (દરેક મનુષ્ય એમાં સપડાય છે; તેનાથી પર થવું અને મને पर તત્ત્વ તરીકે સમજવો એ મુશ્કેલ છે) જે મનુષ્યો મારે જ શરણે આવે છે તેઓ આ માયાને તરી જાય છે (માયાથી પર મને ઓળખે છે, मायां तरन्ति=मामभिजानन्ति) (૧૪). દુષ્કર્મી, મૂર્ખ, માયાથી જેમનું જ્ઞાન હરાયું છે એવા, આસુરપણાને ભજનારા (આશ્રિત), અધમ મનુષ્યો મારે શરણે આવતા નથી.

નોંધ— ઉપર કહ્યું તેમ "मामेभ्यः परमव्ययम्"માં

શ્રીકૃષ્ણનું જ્ઞાનવિજ્ઞાન ચાલુ છે, અને શ્રીકૃષ્ણનું પરાત્પરત્વ જે ૭. ૩-૬માં કહ્યું છે, તે અહીં પણ ચાલુ છે. "**મમ ગુણમયી માયા**" શબ્દ ઉપરથી જણાય છે કે માયા અથવા પ્રકૃતિ જે ત્રિગુણાત્મિકા છે **તે જ ત્રણ પ્રકારના ભાવોરૂપે** છે અને મનુષ્યો એ ભાવોથી મોહિત થઈને, ભાવોથી, માયાથી પણ, **પર**, અને સર્વથી પરાત્પર શ્રીકૃષ્ણને જાણતા નથી (**नाभिजानाति**). માયા એક મોહક તત્ત્વ છે; પણ તે ત્રિગુણાત્મિકા પ્રકૃતિ છે, અને ત્રણ પ્રકારના ભાવો શ્રીકૃષ્ણમાંથી પરંપરયા, અને આ માયામાંથી સાક્ષાત્ ઉત્પન્ન થયેલા છે.—માટે આ માયા શાંકરવેદાન્તની ભ્રમ ઉત્પાદન કરનારી અવિદ્યા નથી; પણ ત્રિગુણાત્મક ભાવો ઉત્પન્ન કરનારી પ્રકૃતિ છે. માયા મોહ ઉત્પન્ન કરે છે; ભ્રમ ઉત્પન્ન કરતી નથી. મોહ એટલે એક સત્ય વસ્તુએ બીજી સત્ય વસ્તુ (જીવ)ને કરેલું આકર્ષણ. એ ભ્રમ નથી. "**मायामेतां तरन्ति**"માં 'તરી જવા'નું કહ્યું છે, પણ ભ્રમને તરી જવાનો અર્થ અહીં નથી. અહીં 'તરવું' એટલે ત્યાગ કરવો.

(૨) પરાત્પર શ્રીકૃષ્ણને જાણવા માટે શ્રીકૃષ્ણને શરણે જવાનું અહીં કહ્યું છે. માટે એ ભક્તિ અહીં જ્ઞાનનું સાધન છે, (ગીતામાં અન્યત્ર જ્ઞાન **પછી** ભક્તિની પ્રાપ્તિ પણ કહી છે.)

(૩) માયાના ઉત્પન્ન થયેલા ભાવોથી મોહિત થવું, એટલે આસુર ભાવ (માનસિક વૃત્તિ)નો આશ્રય લેવો. આ આસુર ભાવ ૧૬મા અધ્યાયની આસુર સંપદથી જુદો છે. ત્યાં આસુર સંપદને વૈદિક કર્મકાંડ સાથે સંબંધ છે. માયા અથવા ભાવોથી મોહિત થવું; એ મૂળ અર્થમાં આપણે બધા **આસુર ભાવ**-વાળા છીએ

## ગીતા : ૭. ૧૬-૧૯

**પ્રસ્તાવના**—શ્રીકૃષ્ણ જ પરાત્પર તત્ત્વ છે, એમ જ્ઞાની ભક્ત સમજે છે. શ્લોક ૧૮માં "मामेव अनुत्तमां गतिम्" દ્વારા, ઉપર ૭.૭માં કહેલ "मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति" એ સિદ્ધાન્તની પુનરુક્તિ, ૭.૧૬-૧૯માં કરી છે. સાતમા અધ્યાયનું ધ્યેય 'વિજ્ઞાનસહિત જ્ઞાન' એટલે 'શ્રીકૃષ્ણની શ્રેષ્ઠતા'નું પ્રતિપાદન છે; અને તે શ્રેષ્ઠતા સ્થાપવામાં ગીતાના મુખ્ય ઉદ્દેશ શ્રીકૃષ્ણના એક યોગ (જેને અહીં જ્ઞાનવિજ્ઞાનયોગ કહ્યો છે) તે આપવાનો છે. શ્રીકૃષ્ણની શ્રેષ્ઠતા ગૌણ ઉદ્દેશ છે, કેમકે યોગ અથવા સમત્વના એક નવા પ્રકાર આપવા, એ ઉદ્દેશ દરેક અધ્યાયના મુખ્ય ઉદ્દેશ છે.

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥१६॥
तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥१७॥
उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥१८॥
बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥१९॥

**ભાષાન્તર**—હે અર્જુન, (શ્લોક ૭.૧૫માં કહેલા દુષ્કર્મી ઓથી ભિન્ન) સત્કર્મી, ચાર પ્રકારના, મનુષ્યો મારો આશ્રય લે છે:- પીડિત, જ્ઞાનની ઇચ્છાવાળો, કોઈ વસ્તુની પ્રાપ્તિ માગનારો અને જ્ઞાન પ્રાપ્ત કરી લીધેલો (જ્ઞાની), હે ભરત-

શ્રેષ્ઠ (૧૬). તે ચાર મારા આશ્રિતોમાં જ્ઞાની આશ્રિત હમેશાં સમત્વ પ્રાપ્ત કરેલું હોવાથી અને મારા એકમાં જ આશ્રય રાખેલો હોવાથી, બીજા ત્રણ કરતાં તે ચઢે છે (विशिष्यते), કેમકે જ્ઞાનીને (**જ્ઞાનીભક્તને**) હું અતિશય વહાલો છું અને (ભક્તિના સિદ્ધાન્ત પ્રમાણે આશ્રિતની ભક્તિને પરિણામે ભગવાનમાં પણ પ્રેમ ઉત્પન્ન થાય છે તેથી) તે (જ્ઞાની ભક્ત) મને વહાલો છે (૧૭). આ ચારેય જણાઓએ મારો આશ્રય લીધો હોય છે તેથી આ ચારેય (માયાને જ परात्पर તત્ત્વ માનનારા, શ્લોક ૧૩-૧૫માં કહેલા અધમ નરો કરતાં સારા અને મને પ્રિય (उदाराः) છે; પરંતુ જ્ઞાની (=જ્ઞાની આશ્રિત) મારો આત્મા જ (અર્થાત્ **સૌથી અધિક પ્રિય**) છે, એમ હું માનું છું, કેમકે એ 'સમત્વ'થી યુક્ત મનવાળો (યોગી?), **સર્વથી ઉચ્ચ** ધ્યેયરૂપ મારો જ આધાર લઈને રહેલો છે (મને જ સર્વોચ્ચ ગતિ માને છે). ગીતાના સમયના ઔપનિષદિકો સાથે એક સમાધાનરૂપે ગીતા ज्ञानीभक्तને શ્રીકૃષ્ણનો આત્મા (અત્યન્તપ્રિય) કહે છે (૧૮). જ્ઞાન (જે જ્ઞાન આ સાતમા અધ્યાયમાં આપ્યું છે, 'શ્રીકૃષ્ણ જ પરાત્પર તત્ત્વ છે', એ જ્ઞાન)વાળો મનુષ્ય, અનેક જન્મોને અન્તે "વાસુદેવ શ્રીકૃષ્ણ સમગ્ર જગત છે (અર્થાત્ વાસુદેવથી 'પરતર' કંઈ પણ નથી, ૭.૭)" એમ માની, મારો આશ્રય લે છે. એ મહાત્મા મળવો ઘણો અશક્ય છે (૧૯).

**નોંધ**—(૧) જેમ અહીં "मामेव अनुत्तमां गतिम्" દ્વારા શ્રીકૃષ્ણની સર્વોચ્ચતા કહી છે, તેમ તે જ સર્વોચ્ચતા "वासुदेवः सर्वम्" દ્વારા પણ કહી છે. રસ, પ્રભા, પ્રણવ ઇત્યાદિ રૂપે હોવાથી શ્રીકૃષ્ણ જ જલ, સૂર્ય-ચન્દ્ર, સર્વ વેદો, ઇ૦

પણ છે જ, અર્થાત શ્રીકૃષ્ણથી વધારે ઉચ્ચ કંઇ પણ નથી; એ અર્થ "वासुदेवः सर्वम्"નો છે.

(૨) કોઇ વાચકને એમ લાગે કે અહીં ગીતા ભક્તિનું અથવા ભક્તના ચાર પ્રકારોનું પ્રતિપાદન કરે છે; તેમજ કોઇ વાચકને 'અહીં જ્ઞાની અને જ્ઞાનનો મહિમા ગીતા આપે છે' એમ જણાય. પણ એ બધી વાતો ગૌણ છે. શ્રીકૃષ્ણની સર્વોચ્ચતાનો મુખ્ય વિષય અહીં છે, તે હકીકત **मामेव अनुत्तमां गतिम्** અને **वासुदेवः सर्वम्**–એ બે વાકયોમાંથી નિષ્પન્ન થાય છે; અને શ્રીકૃષ્ણની પરાત્પરતાનો વિષય પણ નિષ્કામકર્માચરણનો એક નવો પ્રકાર શીખવવાના મુખ્ય ઉદ્દેશથી જ અહીં કહ્યો છે, એમ અમે ઉપર કહી ગયા છીએ. '**वासुदेवः सर्वम्**'નો અર્થ **रसोऽहमप्सु** ઇત્યાદિની દૃષ્ટિથી જ કરવો જોઇએ. સર્વને રાખીને ગીતા સર્વમાં વાસુદેવદૃષ્ટિ શીખવે છે. '**ज्ञानी त्वात्मैव मे मतम्**' કહ્યું છે, પણ 'જ્ઞાનીનો આત્મા હું છું' એમ નથી કહ્યું; અને 'જ્ઞાની તો મારો આત્મા જ છે' એ ભગવાનના પ્રેમનું વાકય છે. માટે અહીં શાંકરસિદ્ધાન્ત—જીવ અને બ્રહ્મના અભેદનો—વિવક્ષિત નથી. **ज्ञानी त्वात्मैव मे मतम्**—એ પ્રેમની ઉક્તિ છે; ભક્તિનો સિદ્ધાન્ત છે.

(૩) ગીતાનો ભક્તિનો સિદ્ધાન્ત કેવો છે, તે જાણવામાં આ શ્લોકો (૧૬–૧૯) અવશ્ય ઉપયોગી છે. નિષ્કામકર્માચરણનો મુખ્ય ઉપદેશ દેનારી ગીતા **आर्त** અને **अर्थार्थी** ભક્તોના બે વર્ગોનો સ્વીકાર કરે છે, કેમકે ગીતા, ઉત્તમ અધિકારી કરતાં સામાન્ય અધિકારી માટે વધારે ચિન્તા કરે છે.

(૪) '**एकभक्ति**' શબ્દથી સૂચિત થાય છે કે **आर्त** અને **अर्थार्थी** કદાચ 'અનેકભક્તિ' થઇ જતા હશે.

(પ)૧૯. જ્ઞાનવાનને ભક્તિ ઘણા જન્મોને અન્તે પ્રાપ્ત થાય છે; જુઓ બ્રહ્મસૂત્ર ૪. ૧-૧ (आवृत्तिः असकृदुपदेशात्)- बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते – (A Critique of Bra. Sutra : Part I. P.) અહીં ભક્તિ પણ એક પ્રકારના જ્ઞાનનું સ્વરૂપ લે છે (वासुदेवः सर्वम् इति).

## ગીતા : ૭. ૨૦–૨૩

**પ્રસ્તાવના**— આ શ્લોકો શ્રીકૃષ્ણની પરાત્પરતા, સર્વોત્કૃષ્ટતા, નવી રીતે સિદ્ધ કરે છે. ગીતાના સમયમાં 'અનેક પૌરાણિક (અને કદાચ અમુક 'વૈદિક') દેવોના કામ્ય વ્રતનિયમોથી કામનાઓ સફળ થાય છે', એવી માન્યતાવાળો ધર્મ ખૂબ પ્રચલિત હતો. ગીતા કહે છે કે તે દેવોનાં વ્રત, નિયમ અને અર્ચનથી 'અન્તવત્' ફલ મળે છે. પણ શ્રીકૃષ્ણના આરાધનથી અનન્ત ફલ (મોક્ષ) મળે છે (यान्ति मामपि). આમ કહી ગીતા એક નવી રીતે શ્રીકૃષ્ણની શ્રેષ્ઠતા બતાવે છે.

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥२०॥
यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥२१॥
स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हितान् ॥२२॥
अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥२३॥

**ભાષાન્તર**—જેમની સમજણશક્તિ જુદી જુદી ઇચ્છાઓ (ઇષ્ટવસ્તુઓ)થી હરાઈ ગઈ છે તેવા લોકો મારા સિવાય બીજા

દેવતાઓને શરણે જાય છે; તેઓ જુદા જુદા વ્રતનિયમોનો આશ્રય લઈને પોતાના (હીન) સ્વભાવથી વશ કરાયેલા હોય છે (૨૦). (ગીતાના કૃષ્ણ જૂના દેવોને ધિક્કારતા નથી, પણ તેમની પૂજામાં દૃઢ શ્રદ્ધા ઉત્પન્ન કરે છે, તે વિશે હવે કહે છે.) જે જે મનુષ્ય [મારા—કેમકે બધા દેવો મારાં જ રૂપો છે—] જે જે સ્વરૂપ (તનુ=શરીર)નો આશ્રિત થઈને (भक्तः) તે (સ્વરૂપ)ની પૂજા કરવા ઇચ્છા કરે છે તે તે મનુષ્યની તે જ શ્રદ્ધાને હું અચલ બનાવું છું (૨૧). (મેં જૂના દેવમાં તેની અચલ બનાવેલી) તે શ્રદ્ધાથી યુક્ત તે મનુષ્ય તે [મારા] સ્વરૂપનુ આરાધન કરે છે (ईहते), અને તે સ્વરૂપ પાસેથી પોતાની ઇષ્ટ વસ્તુઓ તે મેળવે છે, કેમકે તે [ખરૂં જોતાં] મેં જ આપેલી ઇષ્ટ વસ્તુઓ (તે મેળવે) છે (૨૨). પણ તેમણે મેળવેલુ (तेषाम्) ફળ 'अन्तवत्' સ્વલ્પ સમયનું છે; અને તે સ્થિતિ અલ્પબુદ્ધિવાળાઓની થાય છે. દેવોનું યજન કરનારાઓ દેવોને મેળવે છે પણ (अपि) મારો આશ્રય લેનારાઓ મને પ્રાપ્ત કરે છે (૨૩).

**નોંધ**—(૧) આ બધા (૨૦-૨૩) શ્લોકોનું તાત્પર્ય શ્રીકૃષ્ણની બીજા બધા દેવો કરતાં શ્રેષ્ઠતા બતાવવામાં છે, એ સ્પષ્ટ દેખાય છે. બીજા દેવો પાસેથી મેળવેલું ફળ અન્તવત્ છે; શ્રીકૃષ્ણ પાસેથી મેળવેલું ફળ અનન્ત છે, એ એક રીતથી શ્રીકૃષ્ણની શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે. બીજી રીતે પણ અહીં એની જ ઉત્તમતા સિદ્ધ કરી છે—બધા દેવો શ્રીકૃષ્ણનાં રૂપો, તનુઓ છે, એમ કહીને. વળી ત્રીજી રીતે પણ એ જ મુદ્દો સાબિત કરે છે કે પોતાંના કામ્ય સ્વરૂપમા કામીભક્તની શ્રદ્ધા

પણ શ્રીકૃષ્ણ જ દૃઢ કરે છે. અને ચોથી રીતે શ્રીકૃષ્ણ કહે છે કે "કયા દેવની આરાધનાથી કયુ ફળ મળશે, તેનો નિયમ કરનાર હું પોતે જ છું, માટે જ્યારે ભક્ત અમુક દેવની આરાધના કરે છે, ત્યારે તે (મેં નક્કી કરેલું) ફળ તેને ચોક્કસ મળે છે. આમ, એક જ રીતે નહીં પણ અનેક રીતે આ બધા શ્લોકો શ્રીકૃષ્ણની જ શ્રેષ્ઠતા સિદ્ધ કરવા લખાયેલા છે.

(૨) પોતાનાથી પ્રાચીન ધર્મ પ્રતિ ઉપનિષદોનું વલણ તિરસ્કારભરેલું હતું; તેનાં ઘણાં દૃષ્ટાન્તો આપી શકાય; મુંડક ઉપ૦ વૈદિકધર્મને માટે 'अन्धेनैव नीयमाना यथान्धाः' અને 'प्लवा ह्येतेऽदृढा.' શબ્દો વાપરે છે; ઈશાવાસ્ય વેદધર્મથી એક ફળ, અને ઉપનિષદના જ્ઞાનથી તદ્દન જુદું જ ફળ મળે છે, એમ કહે છે. ગીતા પણ ઈશાવાસ્યની જેવું જ કહે છે. **પણ વધારામાં જૂના દેવોને શ્રીકૃષ્ણનાં રૂપાન્તરો કહે છે.** એ જૂના દેવોનું આરાધન અને દરેકના આરાધનનું શું ફળ, તેનો નિર્ણય કરનાર શ્રીકૃષ્ણ જ છે, એમ ગીતા કહે છે, અને પ્રાચીન દેવોમાં તેના ભક્તની શ્રદ્ધાને અચલ પણ શ્રીકૃષ્ણ જ કરે છે, એમ ગીતા કહે છે. **ગીતાની નવા ધર્મના પ્રચારની આ શૈલી જુદી છે.**

(૩) આ શ્લોકોમાં વ્રત–નિયમ અને અર્ચન–આરાધનનો નિર્દેશ હોવાથી ગીતાના સમયમાં વૈદિક ઉપરાંત પૌરાણિક દેવો અને પૌરાણિક વિધિઓ હશે, તેનો સંબંધ અહીં લેવો જોઈએ; જો કે અહીં देवयजः શબ્દ છે. આમ, ગીતાના સમયમાં એક પૌરાણિક સંસ્કૃતિ પણ હતી જ. (ચાર સંસ્કૃતિઓ —વૈદિક, ઔપનિષદિક જ્ઞાન–સંન્માસની, ઔપનિષદિક તપની, અને પૌરાણિક).

## ગીતા ૭. ૨૪–૨૮

**પ્રસ્તાવના**—(૧) શ્રીકૃષ્ણને જાણવું અત્યન્ત કઠિન છે, એમ કહીને અહીં કૃષ્ણની શ્રેષ્ઠતા રજૂ કરવામાં આવી છે (૨૪B, ૨૫-૨૬); તદુપરાંત એક જુદી રીતે પણ શ્રીકૃષ્ણની શ્રેષ્ઠતા અહીં સિદ્ધ કરાઇ છે; એમ કહ્યું છે કે જ્યારે શ્રીકૃષ્ણ દેખાયેલા નથી હોતા ત્યારે બુદ્ધિરહિતો 'શ્રીકૃષ્ણ દેખાયા' એમ માની લે છે (व्यक्तिमापन्नम्). શ્લોક ૨૪B મુજબ શ્રીકૃષ્ણનાં રૂપો (ભાવાઃ) અનેક છે, તેમાંથી શ્રીકૃષ્ણ સ્વરૂપ સર્વથી पर भाव અને अनुत्तम છે, એમ અહીં સ્પષ્ટ કહ્યું છે.

(૨) છેવટે શ્લોક ૨૭–૨૮માં શ્રીકૃષ્ણની સર્વોત્તમતા ન સમજાવાનું કારણ 'द्वन्द्वमोह' આપેલ છે અને પુણ્યકર્મીઓ द्वन्द्वमोहથી મુક્ત થાય છે એમ કહ્યું છે. ગીતાના વાચકને સહેલાઇથી સમજાશે કે द्वन्द्वमोहનો વિચાર એ હર્ષશોક અને અસમતાનો વિચાર છે; અને દ્વન્દ્વમોહમાંથી છૂટવું, એટલે समत्व મેળવવું; એ અર્થ થાય છે; અને એ समत्व ગીતાના 'योग'નું જ બીજું નામ છે.

(૩) આમ, યોગીઓ શ્રીકૃષ્ણને ઓળખે છે, એની શ્રેષ્ઠતા સમજે છે અને દૃઢવ્રત થઇને શ્રીકૃષ્ણનો આશ્રય લે છે એમ કહ્યું છે. અર્થાત્ આ છેલ્લા બે શ્લોકોમાં 'એકયોગ' કહ્યો છે અને એનું જ બીજું નામ "જ્ઞાનવિજ્ઞાનયોગ" છે તે અમે ઉપર સમજાવ્યું છે. જ્ઞાન એટલે આ અધ્યાયમાં શ્રીકૃષ્ણની શ્રેષ્ઠતાનું જ્ઞાન.

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥२४॥

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥२५॥

ભાષાન્તર—બુદ્ધિરહિતો, મારા સર્વશ્રેષ્ઠ (પર), કદાપિ ન બદલાતા (અવ્યય), અને જેનાથી વધારે ઉચ્ચ અન્ય કોઈ તત્ત્વ કે ભાવ નથી તેવાં (अनुत्तमम्) મને ન જાણનારાઓ, જ્યારે હું દેખાયો ન હોઉં (હું અવ્યક્ત હોઉં) ત્યારે મને દેખાયેલો (व्यक्तिमापन्न), માને છે (૨૪). શ્લોક ૨૫—(અ) શ્લોક ૧૪ પ્રમાણે શ્રીકૃષ્ણ પાસે જવા માટે મનુષ્યે શ્રીકૃષ્ણની માયાને (માયાશક્તિને) તરીને જવાનું છે. આમ માયા, શ્રીકૃષ્ણને ઢાંકે છે તેથી શ્રીકૃષ્ણ બધાને દેખાતા નથી અને તે જ માયાથી જગત ઢંકાયેલું છે અને તે કારણથી મૂઢ (मोहित) થયેલું છે. શ્રીકૃષ્ણ માયાથી ઢંકાયેલા હોવાથી દેખાતા નથી અને લોકો માયાથી ઢંકાયેલા (મોહિત થયેલા) હોવાથી શ્રીકૃષ્ણને દેખી શકતા નથી. (આ) અહીં માયા ઉપરાંત શ્રીકૃષ્ણનો યોગ પણ શ્રીકૃષ્ણને અને લોકોને ઢાંકે છે. જેમ શ્લોક ૧૪માં માયા કહી છે તેમ શ્લોક ૧૨માં શ્રીકૃષ્ણનો યોગ કહ્યો છે એમ મને લાગે છે. (ઇ) શ્લોક ૧૨ મુજબ જલ, શશિસૂર્ય, પ્રણવ, વગેરે તથા બીજા સાત્ત્વિક વગેરે 'ભાવો' (અસ્તિત્વ ધરાવતાં તત્ત્વો કે પદાર્થો અથવા કામ, શ્લોક ૧૧ની જેવી સાત્ત્વિકાદિ મનોવૃત્તિઓ) શ્રીકૃષ્ણમાંથી જ ઉત્પન્ન થઇ છે, છતાં તે બધાંમાં શ્રીકૃષ્ણ વળગેલા (આસક્ત) નથી. સામાન્ય મનુષ્ય જે વસ્તુ ઉત્પન્ન કરે છે તેમાં તે આસક્ત રહે છે, પણ શ્રીકૃષ્ણમાંથી ઉત્પન્ન થયેલી વસ્તુઓ અને ભાવોમાં શ્રીકૃષ્ણ આસક્ત નથી. 'न त्वहं तेषु'નો અર્થ આ છે. 'ते मयि' એટલે તે વસ્તુઓ, પદાર્થો, મનોવૃત્તિ[illegible]

રહેલાં છે' અર્થાત્ શ્રીકૃષ્ણમાંથી ઉત્પન્ન થયેલાં છે, શ્રીકૃષ્ણ જ એ બધાનો આશ્રય છે. (ઈ) 'न अहं तेषु ते मयि'ને અમુક અંશે मयि तेषु चाप्यहम् (ગીતા ૯.૨૯)ની સાથે સરખાવી શકાય. (ઉ) આમ શ્રીકૃષ્ણમાંથી વસ્તુઓ ઉત્પન્ન થાય છે છતાં શ્રીકૃષ્ણને તેમાં આસક્તિ નથી; તે કાર્ય શ્રીકૃષ્ણનો યોગ (નિષ્કામકર્મ) છે. આ યોગ શ્રીકૃષ્ણને લોકોથી ઢાંકે છે અને ગુપ્ત રાખે છે; અને આ યોગથી લોકો ઢંકાયેલા હોવાથી મોહિત થાય છે, અને અજ તથા અવ્યય શ્રીકૃષ્ણને જાણી શકતા નથી (૨૫).

## ગીતા ૭. ૨૬-૨૮

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि- मां तु वेद न कश्चन ॥२६॥
इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप ॥२७॥
येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥२८॥

ભાષાન્તર—(હવે; એક નવી, સાદી રીતે શ્રીકૃષ્ણની સર્વશ્રેષ્ઠતા રજૂ કરે છે:—) હે અર્જુન, હું અતીત, વર્તમાન તથા ભવિષ્યનાં બધાં પ્રાણીઓને જાણું છું; પણ મને તો કોઈ પણ જાણતું નથી (मां तु वेद न कश्चन. આ રીતે પણ હું પરાત્પર છું (૨૬). હે ભરતકુલોત્પન્ન અર્જુન, હે પરંતપ, ઇચ્છાદ્વેષ (=રાગદ્વેષ)માંથી ઉત્પન્ન થયેલા દ્વન્દ્વમોહને લીધે (द्वन्द्वमोहेन) પ્રાણીમાત્ર ઉત્પન્ન થયેલી આ દુનિયામાં મોહ (અવિવેક, અસમજણ) મેળવે છે (અને તેને લીધે શ્રીકૃષ્ણની શ્રેષ્ઠતા તે સમજી શકતા નથી.) (૨૭). પરંતુ, જે પવિત્રકર્મી

મનુષ્યોનાં પાપોનો છેડો આવેલો હોય છે, તેઓ સુખદુઃખ, હર્ષશોક, જયપરાજય વગેરે દ્વન્દ્વોથી થયેલી મૂઢતા અથવા અસમજણથી છૂટીને, દઢવ્રત બનીને, મારો આશ્રય લે છે (૨૮).

**નોંધ**—(૧) ઉપર પ્રસ્તાવનામાં કહ્યા મુજબ, શ્રીકૃષ્ણને જાણવું ઘણું કઠિન છે, એમ કહીને અહીં પણ શ્રીકૃષ્ણની **પરાત્પરતા** જ કહેવા ગીતા ઇચ્છે છે. લોકોનું શ્રીકૃષ્ણ વિશે અજ્ઞાન એટલે શ્રીકૃષ્ણ '**પરઃ ભાવઃ**' છે, ઉચ્ચતમ તત્ત્વ છે, એ હકીકતનું અજ્ઞાન, તેમજ 'અવ્યક્ત (નહીં દેખાયેલા) શ્રીકૃષ્ણ દેખાયા છે' એમ માનવું, એ પ્રકારનું અજ્ઞાન. 'લોકો અજ્ઞાની છે,' (અ) કેમકે શ્રીકૃષ્ણને જાણવા ઘણું જ મુશ્કેલ છે, (આ) કેમકે શ્રીકૃષ્ણના **યોગ** અને **માયા**થી લોક આવૃત (ઢંકાયેલ) છે, અને ઉત્પન્ન કરેલા જગતમાં લોકોને મોહ, દ્વન્દ્વમોહ થાય છે. (**યોગમાયાસમાવૃતઃ** માટે ભાષાન્તર જુઓ). અહીં વિવિધ રીતે, લોકોનું **શ્રીકૃષ્ણની સર્વોત્તમતા** વિશેનું અજ્ઞાનીપણું કહ્યું છે, જેથી શ્રીકૃષ્ણની સર્વોત્તમતા સાબિત થાય. એ સર્વોત્તમતાને આધારે એક નવો **યોગ (સમત્વનો પ્રકાર) શીખવવો છે**; તે જ આ અધ્યાયનું મુખ્ય તાત્પર્ય છે.

(૨) છેલ્લા બે શ્લોકોનો ઉદ્દેશ–**સમત્વરૂપી યોગ (સર્વોચ્ચ શ્રીકૃષ્ણયોગ)**નું પ્રતિપાદન કરવાનો–સ્પષ્ટ શબ્દોમાં કહ્યો છે અને એના ઉપરથી આ અધ્યાયનું નામ સમજાય છે. પ્રથમ બે શ્લોકો (૭. ૧-૨)ની માફક છેલ્લા બે શ્લોકો (૨૭-૨૮)ને પણ 'જ્ઞાનવિજ્ઞાનયોગ' નામ સાથે સંબંધ છે. વચ્ચેના (૩–શ્રીકૃષ્ણને સિદ્ધ પણ ભાગ્યે જ જાણે છે; ૪-૭–શ્રીકૃષ્ણથી પર તત્ત્વ નથી, એવો સ્પષ્ટ, સીધો, નિર્દેશ; ૮-૧૨–જુદા જુદા અમુક સૃષ્ટિવાદોનો ઇન્કાર; ૧૩-૧૫–પ્રકૃતિ અથવા માયારૂપી ભાવોથી

તરી જવા શ્રીકૃષ્ણની શરણાગતિ સાધન છે; ૧૬-૧૯-ખરો જ્ઞાનીભક્ત શ્રીકૃષ્ણને જ સર્વોત્તમ ગતિ જાણે છે; ૨૦-૨૩-અન્ય દેવો પાસેથી અન્તવત્ ફલ મળે છે; ૨૪-૨૮-શ્રીકૃષ્ણને કોઇ જાણતું નથી, मां तु वेद न कश्चन ।) એ બધા— એટલે કે ૩-૨૬—શ્લોકોમાં એક જ ઉદ્દેશ છે કે શ્રીકૃષ્ણ परात्पर તત્ત્વ છે. તે ઉદ્દેશ પણ ગૌણ છે; મુખ્ય ઉદ્દેશ એક योग છે; જ્ઞાન વિજ્ઞાનયોગ=શ્રીકૃષ્ણના જ્ઞાન અને વિજ્ઞાનનો યોગ.

## ગીતા : ૭. ૨૯-૩૦

આ શ્લોકોને ૭. ૧-૨૮ સાથે ભાગ્યેજ સીધો સંબંધ છે; એમનો સીધો સંબંધ અધ્યાય ૮ સાથે જ છે. સાતમા અધ્યાયને આઠમા સાથે ગાઢ(?) સંબંધ છે, એવું બતાવવા માટે જ ૭. ૨૯-૩૦ને સાતમા અધ્યાયને અંતે લખી નાખ્યા છે. અમે આ શ્લોકો અધ્યાય ૮ની શરૂઆતમાં લેશું.—સાતમા અધ્યાયની ઇતિશ્રી પણ ત્યાં આપીએ છીએ, જેથી પાઠ કરનારને સગવડ રહે.

# અધ્યાય આઠમો

## ગીતા : ૭. ૨૯-૩૦

जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥२९॥
साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥३०॥

ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे ज्ञानविज्ञानयोगो नाम सप्तमोऽध्यायः॥

ભાષાન્તર—વૃદ્ધાવસ્થા, અને મરણથી મુક્ત થવાને મારો આશ્રય લઈને (=મારા ભક્ત થઈને) જે લોકો યત્ન કરે છે તેઓ આટલી વસ્તુઓ જાણે છે ઉપનિષદોમા જાણીતું બ્રહ્મ (तद् ब्रह्म) સપૂર્ણ જાણે છે અને કૃત્સ્ન અધ્યાત્મ, તથા અખિલ કર્મ, જાણે છે (૨૯) મને અધિભૂત તથા અધિદૈવ અને અધિયજ્ઞ સહિત જે લોકો જાણે છે તેઓ યોગયુક્ત ચિત્તવાળા હોઇને પ્રયાણકાળે પણ મને જાણે છે (૩૦).

નોંધ–(अ) આ શ્લોકોનુ સ્થાન સાતમા અધ્યાયમા છે, પણ સાતમા અધ્યાયના વિષય જોડે આ શ્લોકોને કોઈ સંબધ નથી, એમ ગીતા ૮ ઉપરથી સ્પષ્ટ થાય છે (आ) જરામરણથી મોક્ષ, એ 'મોક્ષ'નો એક વિચાર છે ગીતામા મોક્ષના ઘણા વિચારો છે, તેમાથી એક. (इ) 'ब्रह्म तद्'મા तद् બતાવે છે કે ગીતા ઔપનિષદિકોના બ્રહ્મને આવકારે છે, અને તેના જ્ઞાન (विदु.)ને મહત્ત્વ આપે છે અહીં જે વિષયોનુ જ્ઞાન 'જરા મરણમોક્ષ' માટે મેળવવાનુ કહ્યું છે તેમા 'तद् ब्रह्म' સૌથી પ્રથમ છે (ई) कृत्स्नं तद् ब्रह्म એમ 'कृत्स्न' શબ્દ 'બ્રહ્મ' સાથે લઇએ તો લઈ શકાય. 'પૂરુ બ્રહ્મ' એટલે બ્રહ્મ વિશે અધ્યાય ૮મા જે જે કહ્યુ છે તે બધા જ્ઞાન સાથે બ્રહ્મ. (उ) જો कृत्स्न मध्यात्मम લઇએ તો સત્ત્વાદિગુણોસહિત 'स्वभाव' તત્ત્વ (ऊ) અખિલ કર્મ કહ્યું છે, પણ અ० ૮મા कर्म વિશે બહુ જ થોડું કહેવામા આવ્યુ છે (ऋ) 'મને અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ સહિત'—આમ કહ્યુ છે તેથી पर તત્ત્વ એક જ છે, અને બીજાં તત્ત્વો, "બ્રહ્મ, અધ્યાત્મ, કર્મ, અધિભૂત,

અધિદૈવ, અધિયજ્ઞ," તે પરતત્ત્વરૂપ શ્રીકૃષ્ણમાં જ છે અથવા શ્રીકૃષ્ણનાં સ્વરૂપો જ છે, એમ કહેવા ઈચ્છયું છે. (इइ) જે લોકો ઉપલું જ્ઞાન ધરાવે છે તેમણે પ્રયાણકાળે શ્રીકૃષ્ણનું સ્મરણ કરવા યત્નશીલ બનવું પડતું નથી; તેઓ પ્રયાણકાલે સ્વતઃ શ્રીકૃષ્ણનું સ્મરણ કરે છે. સામાન્ય રીતે પ્રયાણકાલે શ્રીકૃષ્ણનું સ્મરણ કરવાને દરેક સાધકે જીવનપર્યન્ત પ્રયત્ન કરવો જ પડે છે. પ્રયાણકાલે શ્રીકૃષ્ણનું સ્મરણ કરવું મોક્ષ મેળવવા માટે અત્યન્ત જરૂરી છે. પણ શ્રીકૃષ્ણનાં છ સ્વરૂપો અથવા શ્રીકૃષ્ણતત્ત્વનાં અન્તર્ગત છ ઘટકોનું જ્ઞાન ધરાવનારને શ્રીકૃષ્ણનું સ્મરણ સ્વાભાવિક રીતે જ પ્રયાણસમયે થાય છે, એમ અહીં કહ્યું છે.

## ગીતા : ૮. ૧-૨.

### अर्जुन उवाच

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥१॥
अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥२॥

ભાષાન્તર—અર્જુન કહે છે—હે પુરુષોત્તમ! (જે બ્રહ્મનો નિર્દેશ ૭.૨૯માં થયો છે) તે બ્રહ્મ શું છે? 'અધ્યાત્મ' શું છે? અને 'કર્મ' શું છે? અને 'અધિભૂત' શા (તત્ત્વ)ને કહેવામાં આવેલું છે? 'અધિદૈવ' કોને કહેવાય છે? (૧). હે મધુસૂદન, આ (મારા) દેહમાં-અહીં-અધિયજ્ઞ કોણ, કેવી રીતે છે? અને સંયમિત મનવાળા [યોગીઓ]થી 'પ્રયાણ' સમયે તમે (સાકાર પરસ્વરૂપ શ્રીકૃષ્ણ) કેમ જાણી શકાઓ છો (૨)?

નોંધ—(૧) ગીતામાં અમુક અધ્યાયોનો પ્રારંભ અર્જુનના પ્રશ્નથી થાય છે, જેમકે અધ્યાય ૩ (જુઓ પા. ૭૬). પણ ગીતા ૮. ૧-૨ના પ્રશ્નો અ૦ ૭. ૧-૨૮ ઉપરથી ઉપસ્થિત થતા નથી પણ માત્ર ૭. ૨૯-૩૦માંથી જ થાય છે; અને ગી. ૭. ૨૯-૩૦ને ૭. ૧-૨૮ સાથે સંબંધ નથી. માટે ગી. ૮. ૧-૨ને ૭. ૧-૨૮ સાથે સંબંધ નથી. ગીતામાં ઘણા અધ્યાયોનો પ્રારંભ શ્રીકૃષ્ણ પોતે જ કરે છે. તેવો જ પ્રારંભ ૭. ૨૯-૩૦થી અહીં થાય છે; એમ કહી શકાય. અર્થાત્ (૭. ૨૯-૩૦ સહિત) ગીતા ૮ ગીતાનો એક સ્વતંત્ર ભાગ છે.

(૨) ब्रह्म અને अधिदैव (पुरुष) બે અલગ તત્ત્વો છે; અને શ્રીકૃષ્ણ પણ અધિદૈવ એટલે પુરુષથી તથા બ્રહ્મથી અલગ તત્ત્વ છે; એમ અહીં કહ્યું છે. અહીં अधिदैव જે पुरुष કહ્યા છે તે શ્રીકૃષ્ણનું અને શ્રીકૃષ્ણથી કંઇક ન્યૂન તત્ત્વ છે, એમ જણાય છે.

(૩) अस्मिन् देहे એટલે અર્જુનના પોતાના દેહમાં अधियज्ञ કેવી રીતે, કોણ છે?—એમ પ્રશ્ન છે. શ્રીકૃષ્ણ પોતે અધિયજ્ઞ સ્વરૂપે દરેક માનવના દેહમાં એટલે હૃદયમાં વસે છે —એવો ઉત્તર આવશે.

### ગીતા ૮. ૩-૫

श्रीभगवानुवाच

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥३॥
अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥४॥

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥५॥

ભાષાન્તર—શ્રીભગવાન કહે છે: સર્વોચ્ચ તત્ત્વ 'અક્ષર' બ્રહ્મ છે. 'સ્વભાવ' નામનું તત્ત્વ અધ્યાત્મ કહેવાય છે. પ્રાણીઓ રૂપી ભાવ (અસ્તિત્વ ધરાવનાર એક સ્વરૂપ)ની ઉત્પત્તિ કરનાર [અગ્નિમાં આહુતિઓનો, દેવતાઓને ઉદ્દેશીને, કરેલો] ત્યાગ (વિસર્ગ) 'કર્મ' નામથી ઓળખાય છે (૩). પર તત્ત્વનું ક્ષર (બદલાતું છતાં નાશ નહીં પામતું) સ્વરૂપ (ભાવ) 'અધિભૂત' (કહેવાય) છે, (જે સ્વરૂપની ઉત્પત્તિ 'વિસર્ગ'થી થાય છે, અર્થાત્ યજ્ઞરૂપ કર્મથી થાય છે). અને [પર તત્ત્વનું જાણીતું] પુરુષરૂપ 'અધિદૈવતરૂપ'ના (નામથી ઓળખાય) છે. હે દેહધારીઓમાં શ્રેષ્ઠ અર્જુન! અહીં [તારા] દેહમાં રહેલો હું પોતે જ 'અધિયજ્ઞ' કહેવાઉં છું (૪). અને (હવે, તારો છેલ્લો પ્રશ્ન), દેહત્યાગની છેલ્લી પળોમાં [બીજા કોઈ દેવ અથવા બીજી કોઈ પુત્ર, સંપત્તિ વગેરે વસ્તુઓને યાદ કર્યા સિવાય] માત્ર મને એકલાને જ યાદ કરતો જે મનુષ્ય દેહ ત્યજીને પ્રયાણ કરે છે (શરીરમાંથી બહાર નીકળીને બ્રહ્મ પ્રતિ જાય છે) તે મારા ભાવ (સ્વરૂપ)ને પ્રાપ્ત કરે છે (मद्भावं याति); આ બાબતમાં બીલકુલ શંકા નથી (૫).

નોંધ—(૧) (અ) અક્ષર અથવા બ્રહ્મ વિશે આ અધ્યાયમાં ઘણું કહેવાશે. (આ) સ્વભાવ કે અધ્યાત્મ વિશે અહીં કંઈ વધારે કહ્યું નથી; સામાન્ય રીતે જડપ્રકૃતિ તત્ત્વને સ્વભાવ કહેવામાં આવે છે, જેમકે, स्वभावस्तु प्रवर्तते (ગીતા ૫.૧૪); સ્વભાવથી નક્કી થયેલું કર્મ કરતાં મનુષ્ય તે કર્મમાં રહેલા

પાપને પ્રાપ્ત કરતો નથી (૧૮.૪૭). (इ) ૮ 3B સાથે સરખાવો ૩.૧૪, જ્યાં ભૂતોની ઉત્પત્તિ વિશે કહ્યું છેઃ ભૂતો અન્નમાંથી, અન્ન પર્જન્યમાંથી, પર્જન્ય યજ્ઞમાંથી (=અગ્નિમાં આહુતિના વિસર્ગ=યજ્ઞમાંથી) અને યજ્ઞ કર્મમાથી ઉત્પન્ન થાય છે, ૩.૧૪ યજ્ઞને 'કર્મ'માંથી ઉત્પન્ન થયેલો કહે છે; ૮.3B યજ્ઞને જ કર્મ કહે છે, કેમકે અગ્નિમાં આહુતિઓના પ્રક્ષેપને જ કર્મ કહે છે બન્ને ઠેકાણે 'કર્મ' શબ્દ જુદા અર્થમાં છે; બન્ને જુદી પરંપરાને અનુસરે છે. 'સંજ્ઞિત' સૂચન કરે છે કે અહીં कर्म શબ્દ એક સંજ્ઞા (પારિભાષિક નામ) છે.

(૨) (अ) ૮.3Bમાં 'ભૂત' રૂપી 'ભાવ'નો (परना એક સ્વરૂપનો) નિર્દેશ છે; તે પર તત્ત્વનું क्षर (વિકારી છતાં નિત્ય) સ્વરૂપ છે, 'દેહધારી આત્મા'ઓ વિશે અહીં આવો એક સિદ્ધાન્ત આપ્યો છે (आ) पुरुष સૂક્તથી શરૂ કરીને આર્યોએ પર તત્ત્વનું જ એક પુરુષાકાર સ્વરૂપ માન્યુ છે, જેને पुरुष નામ આપ્યુ છે. (इ) અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવ, એ શબ્દો ઉપનિષદોમાં પર તત્ત્વનાં જુદાં જુદાં રૂપો માટે વપરાયાં છે. પણ 'અધિયજ્ઞ' શબ્દ ગીતાએ એક નવો જ પારિભાષિક બનાવ્યો છે. જો મનુષ્ય પોતાનાં કર્મો પરમાત્માને અર્પણ કરીને કાર્ય કરે તો તે દરેક કર્મ એક 'યજ્ઞ' બને છે. વૈદિક 'યજ્ઞ'માં આહુતિ લેનાર દેવો હતા; ગીતાના આ નિષ્કામ કર્મરૂપી યજ્ઞના અધિષ્ઠાતા શ્રીકૃષ્ણ છે અને તે શ્રીકૃષ્ણ દરેક મનુષ્યના દેહમાં નિષ્કામકર્મના સાક્ષી અને તેવા કર્મના ગ્રહણ કરનારા દેવ તરીકે હાજર છે. તેથી જીવાત્મા સાથે દેહમાં રહેલા પરમાત્માને શ્રીકૃષ્ણરૂપી 'અધિયજ્ઞ' સ્વરૂપ અહીં કહેલ છે.

(ઈ) અહીં એક પ્રશ્ન એ છે કે આ બધાં જુદાં જુદાં તત્ત્વો છે કે એક જ તત્ત્વનાં રૂપો છે? ગીતા ૭.૨૯ થી ૮. ૧-૪ વાંચતાં એમ જણાય છે કે **પર તત્ત્વ એક જ છે**, અને અધ્યાત્મ (દેહ, જડ, સંબંધી રૂપ), પ્રાણીમાત્ર સ્વરૂપ એટલે અધિભૂત, પર તત્ત્વમાં બીજાં સ્વરૂપો ઉપર સત્તા ધરાવનાર સાકાર રૂપ એટલે અધિદૈવત રૂપ, અને દરેક મનુષ્યના નિષ્કામ કર્મના સાક્ષી અને કર્મરૂપ યજ્ઞને સ્વીકારનાર અધિયજ્ઞ સ્વરૂપ, એમ જુદાં જુદાં સ્વરૂપો એક જ **પર** તત્ત્વનાં જ સ્વરૂપો છે—અહીં વિશેષતઃ નોંધવું જરૂરી છે કે અક્ષર અથવા બ્રહ્મ અને પુરુષ અથવા અધિદૈવ (૭ ૩૦; અધિદૈવત ૮.૪), એમ **બે જુદા જુદા નિર્દેશો** અહીં **અનેક શ્લોકોમાં** (૭. ૨૯-૩૦. ૮. ૧-૨, ૮. ૩-૪; જુઓ ૮. ૧૦-૧૧, ૮. ૨૧-૨૨) કર્યા છે. પર તત્ત્વનાં નિરાકાર અને સાકાર (અર્થાત્ અપુરુષવિધ અને પુરુષવિધ) સ્વરૂપોનો સંબંધ, એ ઉપનિષદોના, ગીતાના અને સામાન્યપણે ભારતીય, તત્ત્વજ્ઞાનનો એક મહાપ્રશ્ન છે. (ઉ) આઠમા અધ્યાયમાં પુરુષ અને શ્રીકૃષ્ણ, એ બે (પર તત્ત્વનાં) અલગ સ્વરૂપો છે ૮.૨૨માં પુરુષને શ્રીકૃષ્ણથી ભિન્ન કહેલ છે.

(૩) (અ) ગીતામાં જુદા જુદા અધ્યાયોમાં 'મોક્ષ' વિશે જુદા જુદા વિચારો આપ્યા છે. **मद्भावं याति**, એ મોક્ષના અનેક વિચારોમાથી એક છે. શ્રીકૃષ્ણ ગીતાનું સર્વોચ્ચ તત્ત્વ છે, તે રૂપ મુક્તનું થઇ જાય છે; તે શ્રીકૃષ્ણમાં ભળી શ્રીકૃષ્ણ-રૂપ થઇ જાય છે, એવો મત અહીં છે. આ જ અધ્યાયમાં નિરાકાર 'બ્રહ્મ' રૂપ થવાનો 'મોક્ષ'નો **બીજો** વિચાર પણ છે. અને 'પર સ્થાન'ની પ્રાપ્તિ થાય છે, એવો **ત્રીજો** વિચાર

પણ ૮.૨૮માં છે. (આ) 'મોક્ષ'નું વર્ણન ગીતામાં ગૌણ વિષય છે; અને ગીતાના સમયમાં મુક્તિના અનેક વિચારો પ્રચલિત હશે; તે બધાને ગીતા માન્ય રાખે છે, એમ કહી શકાય.

## ગીતા : ૮. ૬-૧૦

**પ્રસ્તાવના**—અર્જુને જે પ્રશ્નો (કુલ સાત) પૂછયા તેનો દરેકનો ઉત્તર શ્રીકૃષ્ણે શ્લોક ત્રણથી પાંચ સુધીમાં અલગ અલગ આપ્યો છે. બાકીના શ્લોકો ૬થી ૨૮માં અર્જુનના છેલ્લા પ્રશ્નના જ પૂરક જવાબો શ્રીકૃષ્ણ આપતા હોય, એમ જણાય છે. આમ, અર્જુનના સાતમા પ્રશ્નની જ ચર્ચા ૬–૨૮માં ચાલુ છે.

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥६॥
तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्ध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥७॥
अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन् ॥८॥
कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिन्त्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥९॥
प्रयाणकाले मनसाचलेन भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् १०

**ભાષાન્તર**—અથવા, પર તત્ત્વના જે જે સ્વરૂપ (भाव)નું સ્મરણ કરતો કરતો મનુષ્ય મરણ સમયે દેહ ત્યજે છે તે તે

સ્વરૂપને પોતાના હૃદયમાં હંમેશાં ધારણ કરનારો તે મનુષ્ય તે તે સ્વરૂપને જ પહોંચે છે, હે કૌન્તેય! (૬). તે કારણથી (=શ્લોક ૬માં કહેલાં કારણસર) તું મારું સ્મરણ સર્વકાળ કરતો રહે અને યુદ્ધ કર. મારામાં કેન્દ્રિત મનબુદ્ધિ ધરાવનાર તું અન્તકાળે મને જ નિઃશંક પ્રાપ્ત કરીશ (૭). પ્રયાણકાલે, અભ્યાસયોગથી સમત્વ પામેલો અને પુરુષ સિવાય બીજા કોઈ (તત્ત્વ કે વસ્તુ)નો વિચાર નહીં કરતાં ચિત્ત વડે, પરમ દિવ્ય પુરુષનો (જ) વિચાર કરતો [યોગી] એ પુરુષને જ પ્રાપ્ત કરે છે (૮). કવિ, પુરાણ, જગતના અનુશાસક, અણુથી વધારે અણુ (જગતના શાસન દ્વારા) જગતને ધારણ કરનાર (ટકાવી રાખનાર), અચિન્ત્ય રૂપવાળા, આદિત્યસમાન તેજસ્વી, તમસ્થી પર, એવા, [અક્ષરબ્રહ્મથી] પર (ઉચ્ચ), પુરુષને (तं परं पुरुषम्), જે [નિષ્કામકર્મી] સ્મરણ કરે તે મનુષ્ય, પ્રયાણસમયે (અર્જુનનો પ્રશ્ન સાતમો) નિશ્ચળ મન, ભક્તિ અને સમત્વના (=યોગના) જોરથી જોડાયેલો (युक्तः) બનીને પોતાના બે ભવાંઓની વચ્ચે પ્રાણવાયુને બરાબર સ્થાપીને (आवेश्य, તે દ્વાર દ્વારા દેહ ત્યજીને, બહાર નીકળીને), તે પુરુષની સમીપ જાય છે. (૯–૧૦).

નોંધ—(૧) (अ) શ્લોક ૬માં એક સામાન્ય નિયમ આપ્યો છે. જેમ, પરતત્ત્વરૂપ શ્રીકૃષ્ણને જ સ્મરણ કરનાર એને જ પ્રાપ્ત કરે છે તેમ પરતત્ત્વના પુરુષભાવને સ્મરણ કરનાર પુરુષને પ્રાપ્ત કરે છે. આમ શ્લોક ૮–૧૦માં કહ્યું છે. અને, 'અક્ષર અથવા બ્રહ્મ ભાવનું સ્મરણ કરનાર એમાં પ્રવેશ કરે છે (૮. ૧૧b विशन्ति)' એમ એકંદર કથન ૧૧–૨૮નો ઉદ્દેશ છે. એ રીતે શ્લોક ૬માં 'પુરુષભાવ અને અક્ષરભાવ

એ બે ભાવોની પ્રાપ્તિ સ્મરણ દ્વારા થાય છે' એમ બતાવવા ઇચ્છયું છે. (આ) બીજું, જો મનુષ્ય એક, ચોક્કસ, સ્વરૂપ (અથવા વિષય)નું જિંદગીભર સ્મરણ કરે છે (ભાવના કરે છે) તો તે સ્વરૂપ (કે વિષય)નું તે અન્તપળે પણ ચોક્કસ સ્મરણ કરી શકે છે અને તેની જ પ્રાપ્તિ તેને દેહત્યાગ પછી તરત જ થાય છે. सदा तद्भावभावितः (भाविततद्भाव')નો આ જ અર્થ છે; એમ શ્લોક ૭માં तस्मात् દ્વારા પણ કહ્યું છે.

(૨) (અ) અહીં 'युद्ध्य च' દ્વારા ગીતાના योग સાથેનો સંબંધ સ્પષ્ટ કર્યો છે. શ્રીકૃષ્ણ 'અધિયજ્ઞ' છે. યુદ્ધ એક યજ્ઞ —ગીતાના અર્થમાં-છે. વૈદિક યજ્ઞમાં એના દેવનું સ્મરણ કરવાનું હોય છે. તેવી રીતે ગીતામાં અધિયજ્ઞ શ્રીકૃષ્ણનું સ્મરણ કરીને અર્જુને યુદ્ધ કરવાનું છે. મારા નમ્ર મતે ગીતાના **આઠમા અધ્યાય ના મુખ્ય બોધને આ શ્લોક ૭માના युध्य च સાથે નીચે મુજબ સંબંધ છે. (આ)** આ અધ્યાયનું નામ અક્ષરબ્રહ્મ-યોગ છે; એનો અર્થ—'અક્ષરબ્રહ્મનું નિષ્કામકર્માચરણ' અથવા અક્ષરબ્રહ્મનું સમત્વ (समत्वं योग उच्यते) થાય. આઠમા અધ્યાયનો મુખ્ય ઉદ્દેશ આ જ છે. અક્ષરબ્રહ્મને પોતાનાં કર્મો અર્પણ કરીને समत्व અથવા योग મેળવવાનું અહીં મુખ્ય કથન છે. તે મુખ્ય કથન કહેવા ખાતર ગીતા पुरुष અને શ્રીકૃષ્ણ દ્વારા સમત્વ મેળવનારાઓ (योगिनः)નો નિર્દેશ અહીં તુલનાત્મક દૃષ્ટિએ કરે છે આ તુલનાનો ભાવાર્થ એ છે કે શ્રીકૃષ્ણ અને પુરુષના જ્ઞાન અને ભક્તિ દ્વારા સમત્વ મેળવનારાઓ દેહ ત્યજે કે તુરત જ શ્રીકૃષ્ણ અથવા પુરુષની પ્રાપ્તિ અવશ્ય કરે છે, જ્યારે અક્ષરબ્રહ્મના જ્ઞાનભક્તિ દ્વારા યોગ અથવા સમત્વ પ્રાપ્ત કરનારાઓ જો 'દક્ષિણાયન'માં દેહ છોડે તો આ દુનિયા-

માં પાછા ફરે છે, અને ઉત્તરાયણમાં પ્રયાણ કરે તો જ તેમને અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. આ વિશિષ્ટ બોધ હવે પછીના શ્લોકો ઉપરથી સ્પષ્ટ થશે.

(૩) (અ) આ આઠમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ **પરાત્પર** (સર્વોચ્ચ) તત્ત્વ છે. એનું જ બીજું નામ અધિયજ્ઞ છે. **પુરુષ** અને શ્રીકૃષ્ણ એક જ નથી, પણ શ્રીકૃષ્ણરૂપ સર્વોચ્ચ તત્ત્વના અધિદૈવત સ્વરૂપનું નામ **પુરુષ** છે. (બીજા અધ્યાયોમાં શ્રીકૃષ્ણ અને પુરુષ, બન્ને એક જ સ્વરૂપ, મુખ્ય રૂપ જ છે.) આ અધ્યાયમાં, જેમ અક્ષર-બ્રહ્મ પુરુષથી અલગ કહેલું છે તેમજ 'પુરુષ' શ્રીકૃષ્ણથી અલગ (ભિન્ન) સ્વરૂપ છે, માટે ૭મા શ્લોકમાં શ્રીકૃષ્ણ કહ્યા છે અને ૮-૧૦માં વિષય તરીકે શ્રીકૃષ્ણ નહીં, પણ પુરુષ છે. (આ) **અભ્યાસયોગયુક્તેન ચેતસા**—મનને વારંવાર ટેવ પાડીને મેળવેલું સમત્વ તે **અભ્યાસયોગ**; તે યોગ (એટલે તે સમત્વ)થી યુક્ત મનવડે.— અહીં પુરુષના અભ્યાસયોગનો વિષય છે. જે નિષ્કામકર્માચરણ (સમત્વ અથવા યોગ) કરનાર સ્વકર્મો ભક્તિપૂર્વક **પુરુષને** અર્પણ કરે, તો તે પુરુષનો અભ્યાસયોગ. આગલા (સાતમા) શ્લોકમાં સર્વશ્રેષ્ઠ શ્રીકૃષ્ણનો યોગ કહેલો છે. પુરુષ તથા અધિયજ્ઞ શ્રીકૃષ્ણ ઉપરાંત નિરાકાર બ્રહ્મનો યોગ પણ આ અધ્યાયમાં છે. પરતત્ત્વ શ્રીકૃષ્ણ છે; તેનું એક સ્વરૂપ પુરુષ છે; બીજું સ્વરૂપ નિરાકાર બ્રહ્મ છે. નિરાકાર બ્રહ્મનો અભ્યાસયોગ આ અધ્યાયનો વિશિષ્ટ યોગ છે; પુરુષનો અભ્યાસયોગ તથા શ્રીકૃષ્ણનો અભ્યાસયોગ અહીં તુલના માટે લીધા છે, કેમકે અધ્યાયનું નામ અક્ષરબ્રહ્મયોગ જ છે.

(૪) (અ) અહીં શ્રીકૃષ્ણ તથા અક્ષરબ્રહ્મ, એ બન્નેથી

અલગ પુરુષનું સ્મરણ પ્રયાણકાલે કરનારને તે પુરુષની પ્રાપ્તિ થાય છે એમ તુલનાત્મક દૃષ્ટિએ,— પ્રયાણકાલે થતી શ્રીકૃષ્ણની અને અક્ષરબ્રહ્મની પ્રાપ્તિની દૃષ્ટિએ—કહ્યું છે. (આ) એ પુરુષનાં વિશેષણો દ્વારા એનું એવું **જ્ઞાન** એ સાધક ધરાવે છે એમ કહ્યું છે, કેમકે એ વિશેષણો દ્વારા જ પુરુષનું **સ્મરણ** કરવાનું છે. એ **જ્ઞાન** સાથે **ભક્તિ** તેમજ **સમત્વ** અથવા નિષ્કામકર્માચરણરૂપ યોગબલ, એમ જ્ઞાન અને ભક્તિ સહિત સમત્વને અહીં સાધન કહ્યું છે. ત્રણેનો સમુચ્ચય અહીં સાધન છે. **જ્ઞાન, ભક્તિ** અને **योगबल** (નિષ્કામકર્મ), ત્રણે **સમકક્ષાએ** સાધન છે. (इ) આ પુરુષ દિવ્ય છે, એટલે પરતત્ત્વ શ્રીકૃષ્ણનું અધિદૈવ સ્વરૂપ છે; શાંકરમતનું માયોપહિત બ્રહ્મ અથવા ઈશ્વર નથી. (ई) प्रयाणकाले-આ ત્રણે (૮,૯,૧૦) શ્લોકોને અર્જુનના સાતમા પ્રશ્ન સાથે સંબંધ છે.

## ગીતા : ૮. ૧૧

यदक्षरं वेदविदो वदन्ति विशन्ति यद्यतयो वीतरागाः।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ११

**ભાષાન્તર**— જેને વેદ જાણનારાઓ અક્ષર કહે છે, જેમાં વીતરાગ સંન્યાસીઓ પ્રવેશે છે, જેની પ્રાપ્તિની ઇચ્છા કરતાં [નૈષ્ઠિક] બ્રહ્મચારીઓ મરણપર્યન્ત બ્રહ્મચર્ય પાળે છે, તે સ્થાન સંગ્રહદ્વારા (બધેથી એકઠું કરીને ટૂંક વર્ણન દ્વારા) તને હું (મારી મેળે, મારી ઇચ્છાએ) કહીશ (૧૧).

**નોંધ**—(૧) શ્લોક ૧૦માં પુરુષની વાત પૂરી થઈ. શ્લોક ૧૧થી અક્ષર સ્થાનની વાત શરૂ થઈ. પણ હવે પછી શ્લોક ૧૨થી ૧૬માં શ્રીકૃષ્ણના **સ્મરણ** દ્વારા અન્તકાલે દેહ

**છોડવાથી** અવશ્ય એની જ પ્રાપ્તિ થાય છે, એમ કહ્યું છે. એનો ઉદ્દેશ તુલનાત્મક દૃષ્ટિ છે કેમકે શ્લોક ૧૧માના બ્રહ્મનું જ વર્ણન ફરીથી થોડું થોડું ૧૮–૨૨માં છે, અને એ બ્રહ્મના **સ્મરણ દ્વારા દેહ ત્યજવાથી** અક્ષરબ્રહ્મયોગીને ક્યારે એની પ્રાપ્તિ થાય છે અને ક્યારે થતી નથી, તેની સમજણ શ્લોક ૨૩–૨૮માં આપી છે અને એ જ અહીં મુખ્ય વિષય છે.

(૨) વેદના તરફ ગીતાનું વલણ બે પ્રકારનું છે. જો વૈદિક યજ્ઞ તેના મૂળ રૂપમાં હતો તેમ કામ્યયજ્ઞ સમજાય અને વૈદિક દેવો સ્વતંત્ર દેવો મનાય, તો ગીતા તેવી વૈદિક સંસ્કૃતિનો વિરોધ કરે છે, પણ જો એ યજ્ઞ નિષ્કામકર્મ સમજાય (જુઓ અધ્યાય ૩, ૪, ૧૮) અને વૈદિક દેવોને પરતત્ત્વનાં જ રૂપો તરીકે જ ગણવામાં આવે તો ગીતા વેદને માન્ય રાખે છે. ગીતાએ આપેલી આ બીજી દૃષ્ટિએ 'વેદો અક્ષરનો બોધ આપે છે', એમ કહેવાય.

(૩) **यतयः**। ગીતા સંન્યાસનો ત્યાગ કર્યા વગર યોગને પસંદગી આપે છે તે આપણે જોયું છે.

(૪) '**वीतराग (द्वेष)**' શબ્દ બતાવે છે કે ગીતા જૈન સંસ્કૃતિથી પ્રાચીન છે.

(૫) **ब्रह्मचर्यम्**–છાન્દોગ્ય ઉપ૦માં ત્રણ નિષ્ઠાઓ, બ્રહ્મચર્યનિષ્ઠા, ગૃહસ્થનિષ્ઠા અને સંન્યાસનિષ્ઠાનો નિર્દેશ કરીને કહ્યું છે કે ત્રણેમાંથી જે કોઈપણ નિષ્ઠાવાળો બ્રહ્મને જાણે છે તે મુક્ત બને છે. (त्रयो धर्मस्कन्धाः... ...ब्रह्मसंस्थोऽमृतत्वमेति). મનુસ્મૃતિ મુજબ બ્રહ્મચર્યાશ્રમ અને પછી અનુક્રમે બીજા બે કે ત્રણ આશ્રમોની વ્યવસ્થા છે. તેનો નિર્દેશ ગીતામાં

નથી. ગીતામાં ચાર વર્ણની વ્યવસ્થા જાણીતી છે; પણ ચાર આશ્રમની વ્યવસ્થાનો કોઇ ઉલ્લેખ નથી. (Baroda Session of All India Oriental Conferenceના Proceedingsમાં P. M. Modiનો Origin of the System of Four Orders of Life ઉપર લેખ જુઓ).

## ગીતા ૮. ૧૨-૧૬

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥१२॥
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥१३॥
अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥१४॥
मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥१५॥
आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥१६॥

ભાષાન્તર—બધી ઇન્દ્રિયો (પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો)ને સંયમમાં રાખીને, અને મનને હૃદયમાં રોકી લઇને, પોતાના પ્રાણવાયુને મૂર્ધામાં મૂકીને, **સમત્વની અને નિગ્રહની સ્થિતિ (धारणा)** અર્થાત્ योगनिष्ठानो આશ્રય લીધેલો (સંન્યાસનિષ્ઠાનો આશ્રય નહીં લેનાર) (૧૨), ૐકારરૂપી એકાક્ષર વેદ (એક જ અક્ષરમાં સમાવેલા અથવા એક અક્ષરનું પ્રતીક ધરાવનાર વેદ, અર્થાત્ સમગ્ર વેદના

પ્રતીક રૂપી એકાક્ષર ૐકાર)નો ઉચ્ચાર કરતો કરતો અને તે દ્વારા મને યાદ કરતો કરતો જે (યોગી) દેહ છોડનો પ્રયાણ કરે છે તે સર્વોચ્ચ ગતિ (રૂપ મને) પામે છે (૧૩). હે પાર્થ, બીજા કોઈ તત્ત્વ કે વસ્તુમાં આસક્ત મન વગરનો જે યોગી હંમેશાં મારું સ્મરણ કરે છે તે નિત્યયુક્ત યોગીને હું સુલભ છું (૧૪). મને એકવાર મેળવ્યા પછી, પરમ સંસિદ્ધિને પ્રાપ્ત થયેલા મહાત્માઓ દુઃખના નિકેતનરૂપ અને અનિત્ય પુનર્જન્મને ફરીથી મેળવતા નથી (૧૫). હે અર્જુન, જેમાંથી ભૂતોની ઉત્પત્તિ અને લય છે તે નિરાકાર બ્રહ્મના ભુવન સુધી બધાં ભુવનો (લોકો) પુનરાવર્તી (જેને પ્રાપ્ત કરીને પાછું આવવું જ પડે તેવાં) છે, પણ, કૌન્તેય, મને પ્રાપ્ત કર્યા પછી પુનર્જન્મ છે જ નહીં (૧૬).

**નોંધ**—(अ) **आस्थितो योगधारणाम्**—પાતંજલ યોગમાં જે ધારણા છે તેનાથી આ યોગધારણા જુદી જ છે. સમત્વ માટે ચિત્તનો સંયમ જોઈએ, એને જ અહીં योगधारणा અથવા સમત્વધારણ કહેલ છે; જુઓ શ્લોક ૧૪માં योगिनः. (आ) એક જ અક્ષરમાં આવી જતો સમગ્ર વેદ એટલે ૐકાર. તે ૐકાર અહીં શ્રીકૃષ્ણનું પ્રતીક છે, માટે ૐકારનો જપ કરતો યોગી શ્રીકૃષ્ણનું સ્મરણ કરે છે. (इ) અર્જુનના સાતમા પ્રશ્નમાં અન્તકાલે શ્રીકૃષ્ણ કેવી રીતે જાણી શકાય છે તે પૂછેલ છે તેનો અહીં ઉત્તર છે. (ई) सुलभः બ્રહ્મ-અક્ષરની પ્રાપ્તિ કેવી રીતે મુશ્કેલ છે તે નીચે કહેવાશે (શ્લોક ૨૩-૨૮માં). (उ१) શ્લોક ૧૬. આ શ્લોકમાં ब्रह्मभुवन નામનું એક ભુવન (લોક) કહ્યું છે અને શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કરનારા અને આ ब्रह्मभुवनની પ્રાપ્તિ કરનારા જીવો વચ્ચે તુલના કરી છે. (उ२) ગીતાના લગભગ બધા

વ્યાખ્યાતાઓ અહીં બ્રહ્મભુવન એટલે 'બ્રહ્માનો લોક' એમ અર્થ કરે છે; કેમકે તેમના મત મુજબ બ્રહ્માના લોક સુધી ગયેલા જીવો પાછા ફરીને આ દુનિયામાં જન્મ ધારણ કરે છે, એમ પુરાણોમાં કહ્યું છે અને શ્રીશંકરે સ્વીકાર્યું છે. (૩૩) મારા નમ્ર મત મુજબ, આ આઠમા અધ્યાયમાં બ્રહ્મ એટલે અક્ષર બ્રહ્મ સમજવાનું છે અને શ્રીકૃષ્ણને એ બ્રહ્મથી ઉચ્ચ (પર) સમજવાના છે. અને શ્લોક ૧૬માં તથા ૧૭-૧૯માં એક જ બ્રહ્મનું કથન છે. શ્લોક ૧૬-૧૭માં જેને બ્રહ્મ અથવા બ્રહ્મભુવન કહ્યું છે, તેને જ શ્લોક ૧૮-૧૯માં અવ્યક્ત કહ્યું છે; અને શ્લોક ૨૦માં જે પર અવ્યક્ત કહ્યું છે તેની અપેક્ષાએ શ્લોક ૧૬-૧૭ના બ્રહ્મ અને ૧૮-૧૯ના અવ્યક્ત—જે બન્ને એક જ તત્ત્વ છે—તે બન્નેનું એક નવું નામ "અપર અવ્યક્ત" થઇ શકે. શ્લોક ૧૭માં બ્રહ્મની રાત્રિ અને દિવસનું માપ કહ્યું છે અને શ્લોક ૧૮માં દિવસના આગમે ભૂતોની ઉત્પત્તિ અને રાત્રિના આગમે ભૂતોનો પ્રલય કહ્યો છે; તે પણ બતાવે છે કે શ્લોક ૧૭નું જે બ્રહ્મ છે તેને જ શ્લોક ૧૮માં અવ્યક્ત કહ્યું છે. (૩૪) શ્લોક ૧૬-૧૯માં જે બ્રહ્મ અથવા અવ્યક્ત કહ્યું છે અને જે શ્લોક ૨૦ની અપેક્ષાએ અપર અવ્યક્ત કહી શકાય (જેને અપર અવ્યક્ત કહેવું જોઇએ) તે તત્ત્વ શું છે? આ પ્રશ્નનો નિર્ણય કરવો જોઇએ. તેમાં ઉપનિષદોનાં ભૂતોના જન્મસ્થિતિપ્રલયનાં વાકયો અને તે વાકયોના અર્થનો બ્રહ્મસૂત્રકારે બ્રહ્મસૂત્ર ૧.૧.૨માં કરેલો નિર્ણય મદદરૂપ થાય છે. બ્રહ્મસૂત્ર ૧.૧માં ચર્ચેલી બધી શ્રુતિઓ અને બ્ર. સૂ. ૧.૧.૨ ('जन्माद्यस्य यतः')માં આપેલા બ્રહ્મના લક્ષણ ઉપરથી નિર્ણય થાય છે કે શ્લોક ૧૬-૧૭ અને ૧૮-૧૯નું બ્રહ્મ અથવા

અવ્યક્ત, એ પોતે પર અને નિરાકાર બ્રહ્મનુ એક સ્વરૂપ છે. નિરાકાર બ્રહ્મ સિવાય બીજા કોઈ તત્ત્વમાંથી ભૂતોની ઉત્પત્તિ તથા લયની સમજૂતી બ્ર. સૂ. ૧.૧ની શ્રુતિઓમાંથી મળતી નથી. માટે આપણે અહીં ગીતા ૮. ૧૬-૧૯ અને ૨૦-૨૧ ઉપરથી એવું અનુમાન કરવાનુ રહેશે કે અહીં ઉપનિષદોના બ્રહ્મ અને બ્રહ્મસૂત્રકારે સ્વીકારેલા બ્રહ્મના એટલે 'એક' બ્રહ્મનાં બે સ્વરૂપો ગીતાએ અલગ અલગ બતાવ્યાં છે, અને **એક સ્વરૂપમાંથી** ભૂતોની ઉત્પત્તિ અને લય, જેમ આનન્દ, આનન્દમય, આકાશ, પ્રાણ, જ્યોતિ', વગેરેમાથી તેમ, કહ્યાં છે; અને બીજા સ્વરૂપને પર અવ્યક્ત (શ્લોક ૨૦-૨૧મા) કહીને તેને પરમા ગતિ અને શ્રીકૃષ્ણનુ ધામ કહ્યુ છે. ઉપનિષદોના એક 'બ્રહ્મ'નાં બે સ્વરૂપો ગીતા ઘણીવાર બતાવે છે, પણ અહીં તો તેથી પણ વિશેષ સ્વરૂપો ગીતાએ જ બનાવ્યાં હોય એમ લાગે છે 'પર બ્રહ્મ' એક જ છે પણ તેમાં સ્વગતભેદ (અન્તર્ગત ઘટકો)ના વિષયમાં ગીતામા વિવિધતા છે. (૩૫) હવે, ૧૬-૧૭માં જેને બ્રહ્મ અને ૧૮-૧૯માં જેને અવ્યક્ત કહ્યું છે તે પર બ્રહ્મનુ એક સ્વરૂપ છે, તેના રાત્રિ અને દિવસનો નિર્દેશ શ્લોક ૧૮-૧૯માં છે, (અને તે બ્રહ્મભુવનને પ્રાપ્ત થયેલાનો પુનર્જન્મ આ લોકમાં અવશ્ય થાય છે એમ કહ્યું છે). પણ પર બ્રહ્મનુ જે પર અવ્યક્ત નામનુ સ્વરૂપ શ્લોક ૨૦-૨૧મા કહ્યું છે, તે નિત્ય એટલે કાલાતીત છે, એમ અહીં જણાય છે—આમ પર બ્રહ્મના એક (નીચા, અપર અવ્યક્તરૂપ) સ્વરૂપને ગીતા અનિત્ય માને, તેમા કઈ નવાઇ જેવું નથી, કેમકે, મુંડકોપનિષદ ૩ ૨.૬મા પર એટલે પર બ્રહ્મ—જે પુરુષની અપેક્ષાએ અપર છે—તેના અન્તનો નિર્દેશ છે. જે મુક્ત જીવો

નિરાકાર પર બ્રહ્મમાં ગયા છે, તે ત્યાં રહ્યા છે; પણ જ્યારે પરાત્પર પુરુષ નિરાકાર બ્રહ્મને એટલે અક્ષરને પોતાનામાં અન્તર્હિત કરે છે ત્યારે "पर ब्रह्मમાં જઈને રહેલા" જીવોને પુરુષની પ્રાપ્તિ થાય છે, આવો સિદ્ધાન્ત મું. ઉ૫૦ ૩.૨ ૬માં કહ્યો છે, એમ હું માનું છું. (જ્યારે पर ब्रह्मરૂપી અક્ષરનો લય પુરુષમાં થાય છે તે પહેલાં બ્રહ્માનો અને બ્રહ્માના લોકમાં વસેલા આત્માઓનો લય નિરાકાર परब्रह्म માં થાય છે; એમ એક સ્મૃતિમાં કહ્યું છે, દા. ત. ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे। આ સ્મૃતિમાં બ્રહ્માના લોકમાં વસનારાઓનો નિર્દેશ છે; પણ મું. ઉ૫૦૩.૨.૭માં ખુદ पर ब्रह्म માં વસનારાઓની વાત કહી છે). (३६) શ્લોક ૧૫ અને ૧૬Bમાં શ્રીકૃષ્ણના મહિમા રૂપે, શ્રીકૃષ્ણને પ્રાપ્ત થનારાઓનો પુનર્જન્મ થતો જ નથી, એમ કહ્યું છે, અને ગીતાં ૮માં તેમ જ ગીતાના બીજા ઘણા અધ્યાયોમાં નિરાકાર બ્રહ્મને શ્રીકૃષ્ણથી નીચું કહ્યું છે (ગીતા ૮.૨૧માં નિરાકાર બ્રહ્મને શ્રીકૃષ્ણનું ધામ કહ્યું છે). તેથી શ્લોક ૧૬માં શ્રીકૃષ્ણના લોકમાં વસતા મુક્ત આત્માઓના સદ્ભાગ્ય સાથે નિરાકાર બ્રહ્મના એક સ્વરૂપમાં વસના (ત્યાં જતા) આત્માઓના ભાગ્યની તુલના થઇ હોય, તે જ સંભવિત છે. બ્રહ્માના લોકમાં જનારા આત્માઓનો અહીં ઉલ્લેખ હોય તેવો સંભવ ઓછો છે. (ऊ) અહીં કુલ ચાર સ્વરૂપો વિશે કહ્યું છે. (અ) ब्रह्मयुक्त अव्यक्त (૧૮-૧૯), अपर अव्यक्त (શ્લોક ૨૦-૨૧માં કહેલા पर अव्यक्तની અપેક્ષાએ બનાવેલું નામ)—એ નામોથી ઓળખાતું નિરાકારનું, ભૂતોની ઉત્પત્તિ-સ્થિતિ લયના કારણરૂપ, એક સ્વરૂપ. આ પણ એક લોક અથવા ભુવન છે; ત્યાં જનારા બધા આત્માઓ પાછા અહીં જન્મે

છે. આ સ્વરૂપ અધ્યાય ૭ની परा प्रकृति જેવું पर તત્ત્વનું એક સ્વરૂપ છે. (આ) બીજું સ્વરૂપ. पर અવ્યક્ત, શ્રીકૃષ્ણનું ધામ; તેને પ્રાપ્ત કરનારા યોગીઓ જો ઉત્તરાયણમાં પ્રયાણ કરીને ત્યાં જાય તો ત્યાં પહોંચે છે, અને ફરીને અહીં પુનર્જન્મ લેતા નથી. પણ पर અવ્યક્તનું ધ્યેય રાખનારા યોગીઓ બ્રહ્મજ્ઞાની હોવા છતાં જો દક્ષિણાયનમાં દેહત્યાગ કરે તો ચંદ્રલોક સુધી જ જઈ શકે છે ને ત્યાંથી (ત્યાં જઈ, ત્યાં રહીને) પાછા આ લોકમાં જન્મે છે. (ઇ) શ્રીકૃષ્ણના પુરુષ સ્વરૂપને પ્રાપ્ત કરનારા (યોગીઓ) અહીં પાછા જન્મતા જ નથી. (ઈ) શ્રીકૃષ્ણના પોતાના ભક્તયોગીઓ પણ ફરીથી અહીં જન્મતા નથી. —એમ અહીં (ગીતા ૮. ૧૫-૨૭માં) કહ્યું છે.

## ગીતા : ૮. ૧૭-૧૯.

सहस्रयुगपर्यन्तमहर्यद्‌ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥१७॥
अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे ।
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥१८॥
भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥१९॥

**ભાષાન્તર**—અપર બ્રહ્મનો દિવસ સહસ્રયુગપર્યન્તનો છે, તે હકીકત તથા એ જ બ્રહ્મની યુગસહસ્રાન્તા રાત્રિ છે, આ હકીકત જે (વિદ્વાનો) જાણે છે તેઓ 'અહોરાત્રવેત્તા લોકો' છે (૧૭). એ અપર બ્રહ્મ અથવા અપર અવ્યક્તમાંથી એના દિવસના આગમ સાથે સર્વ ભૂતમાત્ર ઉત્પન્ન થાય છે અને

તેની રાત્રિ આવવાથી તે જ 'અપર અવ્યક્ત' સંજ્ઞાવાળા તત્ત્વમાં સર્વે વ્યક્ત પ્રાણીઓનો લય થાય છે. (આ અપર બ્રહ્મ ચેતન બ્રહ્મ છે; પર બ્રહ્મનું જ એક રૂપ-ભૂતયોનિરૂપ-છે. જુઓ નોંધ, ઉપર, પા. ૨૬૧-૬૨) (૧૮). આમ, (મોક્ષ પ્રાપ્ત કરનારાઓ સિવાયનો) તેનો તે જ ભૂતસમુદાય વારંવાર ઉત્પન્ન થઈ થઈને, રાત્રિ આવવાથી તેમાં જ, પોતાની ઇચ્છા વિરુદ્ધ (અવશઃ, શ્રીકૃષ્ણની ઇચ્છાથી) પ્રલય પામે છે, અને દિવસના આગમે (ફરીથી) ઉત્પન્ન થાય છે (૧૯).

**નોંધ**—(૧) અહીં જે તત્ત્વને શ્લોક ૧૭માં 'બ્રહ્મભુવન' કહ્યું છે તેને શ્લોક ૧૮માં 'અવ્યક્ત' કહ્યું છે. અમારા મત મુજબ આ 'અવ્યક્ત બ્રહ્મ'માંથી સર્વ વ્યક્તિઓ એટલે સર્વ ભૂત (પ્રાણી)માત્રના ઉત્પત્તિ-પ્રલય થાય છે, માટે **આ તત્ત્વ નિરાકાર બ્રહ્મનું જ એક સ્વરૂપ છે.** (જુઓ ઉપર પા. ૨૬૧-૨૬૨).

(૨) સહસ્રયુગ-બ્રહ્મ (૧૬-૧૭) જે અપર અવ્યક્ત (શ્લોક ૧૮-૧૯) છે તેના દિવસરાત્રિનું માપ અહીં આપ્યું છે; પર બ્રહ્મ અથવા પર અવ્યક્તને કાલમર્યાદા અહીં નથી કહી (૮.૨૦).

(૩) ગીતામાં વપરાયેલા યુગ શબ્દ અને કલ્પ શબ્દનો નિર્ણયાત્મક (માપ) અવધિ કહેવો મુશ્કેલ છે. ગીતાકારને સત્ય, ત્રેતા વગેરે ચતુર્યુગનું જ્ઞાન હતું, એમ કહી શકાતું નથી.

(૪) શ્લોક ૧૭-૧૯ સાથે આવે છે માટે બ્રહ્મ શબ્દ (શ્લોક ૧૭)નો અર્થ 'બ્રહ્મા' થઈ શકે નહીં; ઊલટું, અહીં અપર બ્રહ્મને જ બ્રહ્મભુવન કહ્યું છે. એ બ્રહ્મભુવનમાં જના-

શાઓની પુનરાવૃત્તિ થાય છે.

## ગીતા ૮. ૨૦-૨૨.

**પ્રસ્તાવના**—બ્રહ્મ અને અવ્યક્ત નામના પર તત્ત્વના એક સ્વરૂપમાંથી ભૂતોની ઉત્પત્તિ અને તેમાં જ ભૂતોનો લય થાય છે. એમ શ્લોક ૧૭-૧૯માં કહ્યું. હવે, એ ભાવથી પર 'ઉચ્ચ' એવો બીજો ભાવ ગીતા કહે છે. આ અધ્યાયના ૧૧મા શ્લોકમાં જે બ્રહ્મ કહ્યું છે તેનો નિર્દેશ હવે કર્યો છે.

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२०॥
अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥२१॥
पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥२२॥

**ભાષાન્તર**—પણ, [પર તત્ત્વના], તે (શ્લોક ૧૭-૧૯માં કહેલા) અવ્યક્ત ભાવથી ઉચ્ચ (પર) બીજો અવ્યક્ત [નામનો] સનાતન (શાશ્વત) ભાવ (સ્વરૂપ) છે, જે, જ્યારે સર્વ ભૂતો નાશ પામે છે ત્યારે [જેમ ભૂતયોનિરૂપ અપર અવ્યક્તનો અન્તર્ભાવ પર અવ્યક્તમાં થાય છે તેમ] નાશ પામતો નથી (૨૦). આ પર ભાવ, 'અવ્યક્ત' 'અક્ષર' એવા નામથી, (ઉપનિષદોમાં) કહેવામાં આવેલો છે; તેને ઉપનિષદો 'પરમા ગતિ' કહે છે. જે ભાવને (ઉત્તરાયણમાં) પામનારાઓ [આ મનુષ્ય લોકમાં] પાછા આવતા નથી, તે મારું સર્વોચ્ચ ધામ છે (૨૧). હે પાર્થ, જેની અંદર પ્રાણીઓ રહ્યાં છે અને જેના

વડે આ સર્વ જગત્ (કાપડના તાકાની જેમ) પ્રસારિત કરવામાં આવ્યું છે, તે અનન્ય (બીજો દેવ કે બીજી વસ્તુ રહિત) ભક્તિ (પુરુષમાં આશ્રયભાવ)થી પ્રાપ્ય છે; તે પુરુષ આ પર અવ્યક્ત અથવા અક્ષરથી પર (વધારે ઉચ્ચ) છે (૨૨).

**નોંધ**—(અ) શ્લોક ૨૦માં સૂચન છે કે આ અધ્યાયમાં (શ્લોક ૧૭-૧૯માં) કહેલા ભૂતયોનિરૂપ અવ્યક્ત ભાવમાં સર્વ ભૂતનો પ્રલય થયા પછી ખુદ એ ભાવનો પોતાનો પણ લય પર અવ્યક્ત અર્થાત્ અક્ષર ભાવમાં થાય છે. (આ) શ્લોક ૨૧માં "उक्तः" દ્વારા કઠોપ૦, મુંડકોપ૦નું અનુસંધાન હોવું જોઈએ (इ) પણ ઉપનિષદોના એક બ્રહ્મના અહીં બે ભાવ (સ્વરૂપો) કરવામાં આવ્યા છે; એક, વિનાશી, ભૂતયોનિરૂપ, અને બીજો અવિનાશી, ધામ અને પરમા ગતિરૂપ. (ई) શ્લોક ૧૧માં શરૂ કરેલ અક્ષરનું જ વર્ણન અહીં કરવામાં આવ્યું છે. અને શ્લોક ૮-૧૦માં કહેલા પુરુષને શ્લોક ૧૧ અને ૨૦-૨૧ના અક્ષરથી પર (ઉચ્ચ) કહેવામાં આવેલ છે. (उ) આ અધ્યાયમાં સર્વત્ર (૧-૨, ૩-૪, ૧૦-૧૧) અક્ષર અને પુરુષને જુદા કહ્યા છે; અને તે રીતે જ ૨૧-૨૨માં પણ એ બે સ્વરૂપોને અલગ અલગ રાખીને શ્લોક ૨૧-૨૨નો અર્થ કરવો જોઈએ. 'અક્ષર (શ્લોક ૨૧) પોતે જ પુરુષ (૮.૨૨ પુરુષઃ સઃ પરઃ) છે", એવો શ્લોક ૨૨નો અર્થ આખા આઠમા અધ્યાયની વિરુદ્ધ છે; જ્યારે અક્ષર કરતાં પુરુષ 'પર' છે, એ અર્થ આઠમા અધ્યાયના બીજા શ્લોકો તેમ જ કઠ, મુંડક, વગેરે ઉપનિષદોને વફાદાર છે.—(ऊ) અક્ષરનું જે વર્ણન ૮.૧૧-માં શરૂ કર્યું છે તે જ વર્ણન મારા મત મુજબ ૮ ૨૦-૨૧માં આપ્યું છે; અને ૮. ૧૨-૧૯ તથા ૮.૨૨માં અક્ષર સાથે સં

ધરાવતા અને પ્રયાણકાલે પરતત્ત્વનું સ્મરણ કેવી રીતે થાય તે પ્રશ્ન સાથે સંબંધ ધરાવતા વિષયો આપવામાં આવ્યા છે. આ અક્ષર બ્રહ્મનો યોગ (સમત્વ), એ જ આ અધ્યાયનો મુખ્ય વિષય છે.—અક્ષરનો શ્રીકૃષ્ણ સાથે (૮. ૧૨-૧૬), અપર અવ્યક્ત સાથે (૮. ૧૭-૧૯), પુરુષ સાથે (૮.૨૨) સંબંધ બનાવ્યો છે. આમ અક્ષરની જ વિગતો અહીં આપી છે.— यस्यान्तःस्थानि भूतानि અને येन सर्वमिदं ततम् વિશે નીચે જુઓ. આ અધ્યાયનો દાર્શનિક સિદ્ધાન્ત કંઈક વિશેષ અટપટો છે. દરેક અધ્યાયના દાર્શનિક વિચારો અલગ અલગ છે.

## ગીતા ૮. ૨૩-૨૭

પ્રસ્તાવના—यत्र काले સાથે प्रयाताः જોડવાનું છે. શ્લોક ૨૩નો 'तु' બતાવે છે કે અક્ષરનું વર્ણન કર્યા પછી ગીતાકાર નવો વિષય, જે કાલમાં દેહ છોડીને જનારા અક્ષરબ્રહ્મના ઉપાસક યોગીઓ પાછા આવે છે તે કાલનો વિષય શરૂ કરે છે. આથી સિદ્ધ થાય છે કે ૮. ૬-૨૮માં, શ્લોક ૫-૬નો, અન્તકાલમાં સ્મરણ કરવાથી જુદાં જુદાં, પરતત્ત્વનાં સ્વરૂપોની પ્રાપ્તિઅપ્રાપ્તિનો વિષય અહીં વિવક્ષિત છે અને તેની સાથે જ અક્ષરબ્રહ્મયોગનો વિષય પણ વિવક્ષિત છે.

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥२३॥
अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥२४॥
धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥२५॥

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययावर्तते पुनः ॥२६॥
नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥२७॥

ભાષાન્તર—[અક્ષરબ્રહ્મનું વર્ણન વિગતો આપીને કર્યું.] પણ, જે કાલમાં પ્રયાણ કરેલા [અક્ષરબ્રહ્મના ઉપાસક] યોગીઓ (=સમત્વવાળા કર્મીઓ) અનાવૃત્તિ અને આવૃત્તિ મેળવે છે (યાન્તિ), તે કાળ, હે ભરતર્ષભ, હું તને, હવે, કહીશ (૨૩). જે કાળમાં 'અગ્નિ' "જ્યોતિઃ" (નામના કાળમાપો, તેમ જ) 'અહુઃ' "શુક્લ" અને સૂર્યની ઉત્તર તરફ ગતિના સમયમાપના છ માસો, ચાલતા હોય છે તે કાળમાં (तत्र काले) દેહ છોડી ગયેલા બ્રહ્મવેત્તા યોગી જનો (નિષ્કામકર્મીઓ, જેઓ બ્રહ્મના ઉપાસક હોય તેઓ) નિરાકાર પરતત્ત્વ રૂપ બ્રહ્મને મેળવે છે (૨૪). જે કાળમાં 'ધૂમ' (નામનું કાળમાપ, તેમ જ) રાત્રિ, કૃષ્ણ, અને સૂર્યની દક્ષિણ દિશામાં ગતિના છ માસનું કાળમાપ પ્રવર્તતું હોય તે કાળમાં દેહ છોડી ગયેલો (तत्र काले प्रयातः) અક્ષરઉપાસક નિષ્કામકર્મી (યોગી) ચંદ્રના તેજ (ચંદ્રલોક)ને પ્રાપ્ત કરીને (ત્યાંથી) આ લોકમાં પાછો આવે છે (૨૫). (કોઇ પૂછે કે આમ શા કારણથી થાય છે? તો તેનો ઉત્તર ગીતા આપે છે—) કેમકે (=અનાદિ કાળથી આમ મનાતું આવ્યું છે કે) આ બે, શુક્લા અને કૃષ્ણા (નામથી ઓળખાતી) ગતિઓ જગતમાં અનાદિ કાળથી માનવામાં આવેલી છે (માટે શંકા કરવી વાજબી નથી); એક ગતિથી જનાર અનાવૃત્તિ મેળવે છે, બીજી ગતિથી જનાર પુનરાવૃત્તિ

પામે છે (૨૬). હે પૃથાપુત્ર, આ બે ગતિઓ (અર્થાત્ રસ્તાઓ) છે જ એમ સમજનાર કોઈપણ નિષ્કામકર્મી [દેહ છૂટયા પછી મારુ શું થશે, તેવા વિચારથી] ગભરાતો નથી, (પણ ઉત્તરાયણ-દક્ષિણાયન ઉપરથી પોતાની મેળે સમજી લે છે કે મારી અનાવૃત્તિ કે પુનરાવૃત્તિ થશે). માટે, [તને ૮.૭મા કહ્યા મુજબ તું મારુ સ્મરણ કર, અને યુદ્ધ કર અર્થાત્] સર્વ કાળમા [મારો ઉપાસક બનીને] નિષ્કામકર્મયુક્ત થઇ રહે, હે અર્જુન, (જેથી અક્ષરબ્રહ્મના ઉપાસક યોગીએ વિચારવાનો પ્રશ્ન તારે વિચારવાનો જ ન રહે) (૨૭).

**નોંધ** — અહીં ઘણા મુદ્દાઓ ઉપસ્થિત થાય છે. (અ) સૌથી પ્રથમ, સન્યાસીને આ આવૃત્તિઅનાવૃત્તિના પ્રશ્ન સાથે નિસ્બત નથી, માત્ર યોગીને જ સંબંધ છે, અને અર્જુને એક યોગી જ થવાનુ છે (આ) બીજુ, શ્રીકૃષ્ણના યોગીએ અને પુરુષના યોગીએ પણ આવૃત્તિ-અનાવૃત્તિ થશે કે કેમ ?, તેની ચિન્તા કરવાની નથી, કેમકે આ પ્રશ્ન તો (નિરાકાર) બ્રહ્મના ઉપાસક નિષ્કામકર્મીને જ થાય છે શ્રીકૃષ્ણનો ઉપાસક યોગી ગમે ત્યારે દેહ છોડે, તે યોગી અનાવૃત્તિ જ મેળવે છે (૮ ૫, ૭, ૧૨-૧૬), તેમ જ પુરુષ ઉપાસક યોગી પણ અનાવૃત્તિ જ પામે છે (૮ ૮-૧૦) (ઇ) ત્રીજુ -અર્જુને તો શ્રીકૃષ્ણના ઉપાસક થઇને નિષ્કામ કર્મ કરવાના છે, અને એની અનાવૃત્તિ જ ચોક્કસ છે (૮ ૭,૨૭B) (ઈ) શ્લોક ૨૪મા અગ્નિ અને જ્યોતિઃ શબ્દો અને શ્લોક ૨૫માં ધૂમ શબ્દ, અહ. અને 'રાત્રિ' વગેરે શબ્દોની જેમ, અમુક સમયના, મળસ્કું-પરોઢિયુ અને સાંજની સધ્યાના સમયના વાચક હોય, એમ સમજાય છે. (ઉ) આ બધા શબ્દો પ્રથમા વિભક્તિમા છે, માટે એવા બે

સમયો—છ છ માસના ગાળાઓ અહીં કહ્યા છે કે જ્યારે છ માસનો દિવસ અને પછી છ માસની રાત્રિ સતત ચાલુ રહે. શ્રી ટિળકે સિદ્ધ કર્યું છે કે આ પરિસ્થિતિ ઉત્તર ધ્રુવના પ્રદેશની છે અને આર્યોનો વસવાટ ત્યાં હતો, તેની ખાતરી અને તે સમયથી મનાતી મૃત્યુ બાદની આવૃત્તિ-અનાવૃત્તિની માન્યતાની ખાતરી આ શ્લોકો આપે છે. મારા મત મુજબ "शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते" ઉપરથી સિદ્ધ થાય છે કે ગીતાના સમયમાં આ ઘણી જ પ્રાચીન માન્યતા થઈ પડી હતી, અને તેમાં શંકા કરવા દેવામાં આવતી ન હતી. (ऊ) શ્લોક ૨૩માં यत्र कालेમાં કાલ એટલે સમય અને અહીં દેહ યોગીનો ત્યાગનો સમય, એમ જ અર્થ છે. 'કાલ' શબ્દનો અર્થ કાલઅધિષ્ઠાતૃ દેવતા, જે શ્રીરામાનુજાચાર્યે કર્યો છે તે, સાચો નથી (ऋ) બ્રહ્મસૂત્રકાર બાદરાયણે સ્પષ્ટ કહ્યું છે કે ગીતાની શુક્લકૃષ્ણ ગતિઓ ઉપનિષદોની દેવયાન-પિતૃયાન ગતિઓથી જુદી જ, સ્માર્ત જ, છે; અને આ સ્માર્ત માન્યતા મુજબ બ્રહ્મજ્ઞાની હોવા છતાં યોગીની આવૃત્તિ થાય જ;—જો તેનો દેહ દક્ષિણાયનમાં પડે તો. (ॠ) શ્રીશંકરાચાર્ય આ શ્લોકોમાં જે કાલવાચક શબ્દો છે તેમને અર્ચિરાદિ અને ધૂમાદિ માર્ગોના અધિષ્ઠાતૃ દેવો તરીકે સમજાવે છે; અને જેમની આવૃત્તિ થાય છે તેમને કામ્યકર્મમાર્ગના અનુયાયીઓ તરીકે સમજાવે છે; અને એ રીતે ગીતાની આ બે ગતિઓને ઉપનિષદોની બે ગતિઓ તરીકે જ સમજાવે છે. પણ તે ગીતાનો મૂળ અર્થ નથી જ; અને તે અર્થ બ્રહ્મસૂત્રકારના અર્થથી વિરુદ્ધ છે.

## ગીતા ૮. ૨૮

वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत् सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् २८
ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योग-
शास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अक्षरब्रह्मयोगो नामाष्टमोऽध्यायः ८

ભાષાન્તર :—વેદોમાં, યજ્ઞોમાં, તપોમાં અને દાનોમાં જે 'પુણ્યફ્લો' દર્શાવેલાં છે (જુદા જુદા લોકોની પ્રાપ્તિ અને પછી પુનરાવૃત્તિ; અને બીજાં કામ્ય ફ્લો, પુત્ર, પશુ, સંપત્યાદિ ફ્લો) તે સર્વ ફ્લોને, નિષ્કામ કર્મી **ગીતાના આઠમા અધ્યાયનો સમગ્ર બોધ જાણીને**, તરી જાય છે (अत्येति) અને આદ્ય, ઉચ્ચ સ્થાનને પ્રાપ્ત કરે છે.

**નોંધ**—(૧) આઠમા અધ્યાયના જ્ઞાનનું માહાત્મ્ય. વેદ, યજ્ઞ, તપ અને દાન કામ્ય ફ્લો આપે છે અને છેવટે આવૃત્તિ આપે છે. ગીતાનો યોગ નિષ્કામ યોગ છે અને તેનું ફ્લ અક્ષર, પુરુષ, શ્રીકૃષ્ણ-એમાંથી પોતાના ઇષ્ટ સ્વરૂપની પ્રાપ્તિ છે, જેમાં અનાવૃત્તિ જ રહી છે; પણ અક્ષરઉપાસક યોગીને ઉત્તરાયણમાં દેહ છોડયા પછી અનાવૃત્તિ જ મળે છે. શ્રીકૃષ્ણ અને પુરુષનો **ભક્ત કર્મયોગી ગમે તે અયનમાં દેહ છોડે** તો પણ તેની અનાવૃત્તિ જ થાય છે (આ દુનિયામાં ફરી જન્મ થતો નથી.—)આ શ્લોકમાં 'पुण्य फल' શબ્દ દ્વારા કામ્ય ફ્લનો અર્થ છે; અને યોગી શબ્દ દ્વારા નિષ્કામકર્મી જ વિવક્ષિત હોઇ શકે, બીજો કોઇ નહીં, 'ધ્યાની' નહીં.

(૨) ગીતા અધ્યાય ૮નું તત્ત્વજ્ઞાન--આ અધ્યાયમાં સર્વોચ્ચ તત્ત્વ શ્રીકૃષ્ણ છે. પણ બીજા અધ્યાયોમાં શ્રીકૃષ્ણ જ પુરુષ (પુરુષાકાર, પર તત્ત્વનું, સ્વરૂપ) છે, જ્યારે આ અધ્યાયમાં શ્રીકૃષ્ણ અધિયજ્ઞ છે અને બીજા અધ્યાયોના "પુરુષ" શ્રીકૃષ્ણનું એક સ્વરૂપ છે; પુરુષ અને શ્રીકૃષ્ણ, એ બન્ને અક્ષરથી પર છે, ઉચ્ચ છે; એ અક્ષર પરમા ગતિ એટલે મુક્તિનું સ્થાન છે અને સાથેસાથ શ્રીકૃષ્ણનું ધામ છે; એનાથી નીચે એક અપરબ્રહ્મ અથવા અવ્યક્ત તત્ત્વ છે, જેમાંથી ભૂતોની ઉત્પત્તિ તથા લય છે અને જેનો પોતાનો પણ "લય" થાય છે, એવું સૂચન શ્લોક ૨૦ ઉપરથી ફલિત થાય છે. આ અપર અવ્યક્ત પણ ચેતન બ્રહ્મનું રૂપ જ છે, કેમકે તેમાંથી ભૂતોની ઉત્પત્તિ તથા લય થાય છે. આમાં જો જડ તત્ત્વ (સ્વભાવ-૮.૩) ઉમેરાય તો તે "આ અપર અવ્યક્તમાંથી ઉત્પન્ન થયેલું" તત્ત્વ જ હોય, ને જડ પ્રકૃતિ જેવું તત્ત્વ હોય. આમ એ તત્ત્વસહિત અહીં પાંચ [(૧) જડ પ્રકૃતિ; (૨) ચેતન પણ વિનાશી અપર અવ્યક્ત; (૩) ચેતન પણ અવિનાશી પર અવ્યક્ત અથવા અક્ષર; (૪) પુરુષ અને (૫) અધિયજ્ઞ શ્રીકૃષ્ણ] તત્ત્વોનું બનેલું એક પરમ તત્ત્વ આ અધ્યાયમાં શીખવવામાં આવ્યું છે, જે બીજા અધ્યાયોના પર તત્ત્વથી જુદું જ છે. જે પુરુષ અહીં કહ્યો છે તે શ્રીકૃષ્ણથી કંઈક ન્યૂન છે અને અક્ષરથી પર છે

(૩) આઠમા અધ્યાયનું નામ—અક્ષરબ્રહ્મયોગ—ગીતા યોગ એટલે સમત્વનું શાસ્ત્ર છે. અક્ષરબ્રહ્મની ઉપાસના દ્વારા નિષ્કામ કર્મ કરવામાં આવે અને તે રીતે સમત્વ પ્રાપ્ત કરાય, તે યોગ આઠમા અધ્યાયનો વિષય છે. આઠમા અ'

શ્રીકૃષ્ણના સ્મરણરૂપ આશ્રય (ભક્તિ) દ્વારા સમત્વ એટલે શ્રીકૃષ્ણયોગ, પુરુષની ઉપાસનાદ્વારા યોગ (૮. ૮-૧૦) એટલે पुरुषयोग અને અક્ષરબ્રહ્મના સ્મરણ દ્વારા સમત્વ (૮.૨૨માં योगिनः, ૨૫માં योगी', એટલે अक्षरब्रह्मयोग, એમ ત્રણ યોગો આપ્યા છે; અને અક્ષરબ્રહ્મનું સવિસ્તર વર્ણન અને અક્ષરબ્રહ્મયોગીની આવૃત્તિઅનાવૃત્તિની સમજણ આપી છે. તે ઉપરથી આઠમા અધ્યાયનુ નામ પાડયુ હોવું જોઇએ. શ્રીકૃષ્ણનો યોગ અને પુરુષનો યોગ "अक्षरब्रह्मयोग" સાથે તુલના માટે આપ્યા છે.

---

# અધ્યાય નવમો

## ગીતા : ૯. ૧-૩

**પ્રસ્તાવના**:—(૧) શ્રીભગવાન પોતે જ આ અધ્યાયની શરૂઆત કરે છે; અર્જુનની કોઈ શંકાના ઉત્તર તરીકે શ્રીભ. કંઈ કહેતા નથી; વળી ભગવાન **નવા** વિષયનુ નામ સ્પષ્ટ જ કહે છે કે તને "વિજ્ઞાન સહિત **એક** (નવુ) જ્ઞાન" કહું છું, જે જાણીને તું યુદ્ધ વગેરે અશુભ કર્મના પાપથી છૂટો થઈશ.

(૨) સાતમા અધ્યાયમા પણ એક "જુદું વિજ્ઞાન સહિત જ્ઞાન" શ્રી ભગવાને કહ્યું છે (૭.૨). ચૌદમા અધ્યાયમાં પણ "**જ્ઞાનો**માં ઉત્તમ એવું એક જ્ઞાન" શ્રીભગવાને જ શરૂ કરીને કહ્યુ છે. માટે, **ગીતાના સમયમાં અનેક જ્ઞાનો હતાં,** જેમાંથી કોઈ પણ એક જ્ઞાન (કોઈ કોઈ વાર, તે જ જ્ઞાનની સાથે જોડાએલા વિજ્ઞાન સહિત) જાણવાથી કર્મબંધનથી છૂટાય છે, મોક્ષ મળે છે, એમ મનાતું. કેટલાક વિદ્વાનો માને છે કે "સમગ્ર ગીતામાં એક જ પ્રકારનું, એક જ દર્શનનું, જ્ઞાન આપ્યું છે." તે માન્યતા ગીતાનાં જુદાં જુદાં જ્ઞાનો ઉપરથી **ખોટી, ભૂલ ભરેલી, દેખાય છે.**

(૩) અહીં આપેલા જ્ઞાનને ગીતા "રાજવિદ્યા રાજગુહ્ય" નામ આપે છે. ૯-૨ માં તથા આ અધ્યાયની ઇતિશ્રીમાં આ

નામ આપ્યું છે. राजविद्याराजगुह्ययोगः —એ આ નવમા અધ્યાયનો વિષય છે, એમ કહેવામાં આવ્યું છે, અર્થાત્ "રાજ-વિદ્યારાજગુહ્ય " (રૂપી જ્ઞાન અથવા સમજણ) દ્વારા " समत्व (કાર્યની સફળતા-નિષ્ફળતામાં મનની સમાન વૃત્તિ)" અહીં આપેલ છે. આ નવમા અધ્યાયમાં કહેવા ઇચ્છેલું **વિજ્ઞાન સહિત જ્ઞાન શ્લોક ૪ થી ૧૦ સુધીમાં આપ્યું છે.** આ જ્ઞાન અત્યન્ત સરળ હોવાથી તેને राजविद्या(राजगुह्य), કહેલ છે. જેમ રાજમાર્ગ એટલે અત્યન્ત સરળ માર્ગ તેમ જે વિદ્યાથી હીન અધિકારી, શૂદ્ર-સ્ત્રી-વૈશ્યો (૯-૩૧-૩૨) ને પણ **સહેલાઈથી** મોક્ષ મળે છે, તેને રાજવિદ્યા કહેલ છે.

(૪) (અ) ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં જ્યારે તત્ત્વ-જ્ઞાનનો પ્રારંભ થયો ત્યારે જનસમૂહમાં, જાહેર સમાજમાં, અનુષ્ઠાન થતા "કર્મ" અથવા યજ્ઞધર્મના જેવો, જ્ઞાનનો પ્રચાર થયો ન હતો. કોઇ ઋષિને વ્યક્તિગત જ્ઞાન સ્ફુરતું હતું અથવા ગુરુશિષ્ય જ એ જ્ઞાન જાણતા હતા, અને એમાં માનતા હતા. સામાન્ય સમાજનો ધર્મ તો यज्ञनो વૈદિક ધર્મ જ હતો; તે જાહેર ધર્મ હતો. તેનાથી ભેદ દર્શાવવા જ્ઞાનને गुह्य 'ગુપ્ત રાખવાની વસ્તુ' કહેતા હતા. માટે જ્ઞાનને गुह्यतम અને એ જ અર્થમાં राजगुह्य સૌથી મોટું गुह्य અથવા જ્ઞાન કહ્યું છે. (આ) જ્ઞાન પ્રમાણે કર્મો કરાય છે; મનુષ્યની ઈશ્વર સંબંધી જે માન્યતા હોય તે પ્રમાણે જો તે આ જગતનાં સ્વકર્મો કરે તો મનની શુદ્ધિ મેળવી શકે છે; મનને વાસનામુક્ત કરી શકે છે. માટે

અનુભવયુક્ત જ્ઞાન હમેશાં પાવક, ચિત્તશુદ્ધિકારક, હોય છે; અહીંના જ્ઞાનને **સર્વોત્તમચિત્તશુદ્ધિકર** કહ્યું છે. જે માણસ પોતાની ધાર્મિક **માન્યતા** મુજબ વ્યવહારમાં વર્તતો નથી તેનું મન કદી શુદ્ધ થતું નથી. ઈશ્વરને સર્વકર્તૃ માને છતાં 'હું જ બધું કરું છું' એમ અહંકાર રાખે, ઈશ્વરને સર્વજ્ઞ માને છતાં ગુપ્ત રીતે પાપાચરણ કર્યે રાખે, ઈશ્વરને ભૂતમાત્રના પિતા માને છતાં મનુષ્યો સાથેના વ્યવહારમાં ભ્રાતૃભાવ ન રાખે, તેની ચિત્તશુદ્ધિ કેમ થાય ? ગીતા કહે છે કે જો મનુષ્ય આ અધ્યાયમાં (૪-૧૦) આપેલા જ્ઞાન મુજબ વિચારો અને કર્મો કરશે તો મનની શાન્તિ મેળવશે, કેમકે એનું મન નિર્મળ થશે. ગીતામાં જે જે અધ્યાયમાં એક એક જ્ઞાન આપ્યું છે, ત્યાં ત્યાં જ્ઞાનનો આ મહિમા, જ્ઞાનની આ મહાન શક્તિ, જ્ઞાન ધરાવનારને ચિત્તશુદ્ધિ દ્વારા ચિત્તશાન્તિ આપવાનું જ્ઞાનમાં રહેલું આ અપૂર્વ બળ, સમજાવવામાં આવ્યું છે, જેમકે ગીતા ૪.૩૩-૩૯. ત્યાં કહ્યું છે કે જ્ઞાન કર્મને એટલે કર્મજન્ય બંધનને બાળીને ભસ્મ કરી નાખે છે, જ્ઞાનમાં નહીં માનનારાની અવદશા વિશે ૪.૪૦ મા કહ્યું છે; તેમ ૯.૧૧-૧૨ માં પણ કહ્યું છે.

(૫) प्रत्यक्षावगमम्, "પ્રત્યક્ષ બોધવાળું". (અ) દરેક જ્ઞાન પ્રથમ એક સિદ્ધાન્ત તરીકે સ્વયં સ્ફુરે છે અથવા ગુરુ પાસેથી મળે છે. **પછી** જ્યારે એ જ્ઞાનમાં શ્રદ્ધા રાખીને આપણે તદનુસાર સ્વકર્માચરણ કરીએ છીએ ત્યારે એ જ જ્ઞાનનો બોધ આપણા હૃદયમાં થાય છે. જ્ઞાનની શક્તિ વિશે હૃદયની પ્રતીતિ

થાય છે કે ઈશ્વર મારાં પાપોને જોઈ રહ્યો છે, જાણી રહ્યો છે, મને શિક્ષા કરી રહ્યો છે; ત્યારે તે પાપ કરતો અટકે છે, અને ત્યારથી ઈશ્વરની સર્વજ્ઞતાનો એને હમેશાં સીધો અનુભવ થયા કરે છે. ગીતામાં તો દરેક અધ્યાયમાં "કર્માચરણ"નો જ સીધો પ્રશ્ન છે; માટે જે જ્ઞાન, ભક્તિ કે ધ્યાન ગીતામાં જ્યાં જ્યાં કહ્યું છે ત્યાં ત્યાં તે દરેકને કર્માચરણ સાથે સીધો સંબંધ છે, અને તે કાર્ય તો 'પ્રત્યક્ષ' એટલે જીવનવ્યવહારનો જ વિષય છે, માન્યતાનો કે શુષ્ક ચર્ચા કરવાનો નહીં પણ આચરવાનો વિષય છે; માટે ગીતામાં દરેક જ્ઞાન "પ્રત્યક્ષ બોધ", સીધા અનુભવ, પ્રતીતિ, રૂપ જ છે. (આ) **કર્મકાંડમાં યજ્ઞથી મળતું સ્વર્ગ આ લોકની જિંદગીમાં અનુભવનો વિષય બનતું નહીં;** એ સ્વર્ગફલની પ્રાપ્તિ માટે રાહ જોઈને બેસવું પડતું. ઉપનિષદોના જ્ઞાનકાંડમાં તે સમયે "अहं ब्रह्मास्मि" અને "सर्वं खल्विदं ब्रह्म" એ જ્ઞાન સિધ્ધાન્તમાં સ્પષ્ટ ગ્રહણ થતું કે તુરત તે જ્ઞાન ધરાવનારનું ચિત્ત શુધ્ધ (વાસના રહિત) થઈ જતું અને અને તુરત જ શાન્તિ પણ મળતી; અને છેવટે મુક્તિ મળતી. (ઇ) **વળી, સંન્યાસીને થતી એના જ્ઞાનની પ્રતીતિ જુદી હતી; અને ગીતાના યોગીને થતી પ્રતીતિ જુદી હતી.** સંન્યાસીને અપરોક્ષ એટલે અન્તઃકરણમાં અનુભવ થઇ જતો કે જગત્ સર્વ બ્રહ્મરૂપ છે. યોગીને તો **નજર આગળ,** દરેક **ક્ષણના લોકવ્યવહારમાં,** દરેક વ્યક્તિ–પતિ, પત્ની, પિતા, પુત્રમાં બ્રહ્મ રૂપતા અનુભવાતી અથવા ભ્રાતૃભાવ અનુભવાતો અને એ ભાવનામય બની ગીતાનો યોગી દરેક વ્યક્તિ અને

પ્રાણી જોડે જીવનમાં લેણદેણ એટલે પોતાનો સર્વ સંબંધ રાખતો; એ અર્થમાં ગીતા પોતાના નિષ્કામકર્માચરણથી સુદૃઢ થએલા જ્ઞાનને **"પ્રત્યક્ષ બોધવાળું જ્ઞાન"** કહે છે. અન્તઃકરણમાં રહેલા બોધવાળું નહીં; પણ નજર આગળ દેખાતી સમજણવાળું, એ જ્ઞાન છે. 'प्रत्यक्षावगमम्' દ્વારા કર્મકાંડનાં પરોક્ષ અવગમવાળા જ્ઞાન અને સંન્યાસીના અપરોક્ષાનુભૂતિવાળા જ્ઞાન, એ બન્નેથી ગીતાકાર યોગીના નિત્ય લોકવ્યવહારથી અને લોકવ્યવહારમાં અનુભવાતા યોગીના જ્ઞાનને જુદું પાડે છે.

(૬) प्रत्यक्षावगम (વ્યવહારિક) હોઇ આ જ્ઞાન "ધર્મ સાથે જોડાએલું," ધર્મ્ય, "સામાન્ય ધર્મો અને વર્ણાદિ ધર્મોમાં સહાયક બનતું" જ્ઞાન છે.

(૭) प्रत्यक्षावगम હોવાથી આ જ્ઞાન कर्तुं (अनुष्ठातुम्) सुसुखम् "કરવામાં સહેલું" છે. ગીતાનું જ્ઞાન માત્ર 'પરામર્શ' અથવા એક વિચાર રૂપ ન હતું. ઉપનિષદોનું જ્ઞાન પણ (કર્મકાંડના જ્ઞાનોની જેમ) કેવળ વિચાર રૂપ ન હતું. એ જ્ઞાન એક "ક્રિયારૂપ" હતું, એટલા માટે બ્રહ્મસૂત્રમાં જ્ઞાનને "अनुष्ठेयम्" કહ્યું છે. કર્મકાંડમાં જે જ્ઞાનો છે, તે તો માત્ર 'પરામર્શ' અથવા "મનના એક સંકલ્પ" રૂપે હતાં. ઉપનિષદનું જ્ઞાન હૃદયમાં રહેતું અને **હૃદયમાં કરાતું જ્ઞાન** હતું. પણ ગીતામાં જે જે જ્ઞાનો બતાવ્યાં તે બધાં **બાહ્ય જગતમાં પણ કરવાનાં એટલે આચરવાનાં** જ્ઞાનો છે; તે બધામાં આ નવમા અધ્યાયનું જ્ઞાન **બાહ્ય જગતમાં કરવા માટે** ઘણું સહેલું છે, એમ कर्तुं सुसुखम् દ્વારા વિવક્ષિત અર્થ છે.

(૮) ૧.૪ માં ગીતાના યોગ ને અવ્યય કહ્યો છે; તેમ આ જ્ઞાનને પણ અવ્યય કહ્યું છે. નિષ્કામકર્મ અને નિષ્કામકર્મ સાથે જોડાએલું જ્ઞાન જે રૂપમાં ( સૂર્યને આપવામાં આવ્યું અથવા ) પ્રાચીન કાળમાં ઉદય પામ્યું તે જ રૂપમાં પરંપરા દ્વારા ચાલુ રહ્યું અને ચાલુ રહેશે; માટે તે અવ્યય–પરિણામ અથવા નાશ રહિત–છે.

(૯) શ્લોક ૨ માં આ જ્ઞાનને "ધર્મ" માં ઉપયોગી કહ્યું છે. ધર્મ એટલે સ્વકર્માચરણ એટલે નિષ્કામકર્માચરણ. જે લોકો એ ધર્મમાં શ્રદ્ધા ન રાખે એટલે સકામ કર્માચરણ કરે તેઓ ફરીથી આ લોકમાં જન્મ ધારણ કરે જ કરે (૩).

(૧૦) શ્લોક ૧–૨માં જ્ઞાન વિશે જે કહેવામાં આવ્યું છે, તે આપણે સમગ્ર ગીતાની દૃષ્ટિએ ઉપર નોંધ ૧–૯ માં જોયું. હવે, ટૂંકમાં જ્ઞાનના તેજ લક્ષણો નવમા જ અધ્યાયમાંથી જોઇ લઈએ.

૧ જ્ઞાનને ગુહ્યતમ કહેવાનું કારણ? જે લોકો અશ્રદ્દધાનાઃ (શ્રદ્ધા રહિત) છે (શ્લો. ૩), જે લોકો શ્રીકૃષ્ણ, માનુષદેહધારી ભૂતમહેશ્વર,ની અવજ્ઞા કરે છે (૧૧-૧૨), જે ત્રયીધર્મવાળા છે (૨૦–૨૧), જે અસૂયાવાળા છે (૧), તેમનાથી આ જ્ઞાન ગુપ્ત રાખવાનું છે. ૨ ગીતાના સમયમાં 'વિજ્ઞાનસહિત જ્ઞાન' નો પ્રચાર હતો; તે નામનાં અનેક જ્ઞાનો હતાં. અહીં શ્રીકૃષ્ણ अव्यक्त મૂર્તિ રહીને, પ્રકૃતિમાંથી, નિર્લેપ રહીને, સૃષ્ટિ ઉત્પન્ન કરે છે (૪-૧૦), એ એક જ્ઞાન છે. બીજાં જ્ઞાનોની શકયતાનો સ્વીકાર છે (૧૫), શ્રીકૃષ્ણ ક્રતુ વગેરે (૧૬), પિતા વગેરે (૧૭)–(૧૯),

ભક્તના યોગક્ષેમવાહક, ઇત્યાદિ ( ૨૨ ઇત્યાદિ ) છે-એ આ અધ્યાયનું ' જ્ઞાન વિજ્ઞાનસહિત ' છે. ૩ राजविद्याराजगुह्य જુઓ. ઉપર गुह्यतमनी નોંધ. ૯-૧૪, (કીર્તન વગેરે), પત્રપુષ્પથી ભક્તિ (૨૬), સ્વભોજન અર્પણ કરવું વગેરે, એ બધુ ઉપનિષદોના ધ્યાન કરતાં સરળ છે માટે વિદ્યાઓમાં राजा છે, સહેલામા રહેલી વિદ્યાછે. ૪ पवित्रमुत्तमम्-ઉચ્ચ વર્ણ તો ખરા જ (૩૩), પણ सुदुराचार (૩૦), पापयोनि शूद्र વગેરે (૩૨) પણ-આ જ્ઞાનથી પાવન થાય છે. ૫ प्रत्यक्षावगमम्- અહીં ભક્તિ ( ૧૪-૧૮ ) જેમાં ઈશ્વરનો અનુભવ पिता, माता, सुहृद्, स्वयोगक्षेमवाहक (૨૨), અર્પિત વસ્તુ ગ્રહણ કરનાર (૨૬-૨૭), પ્રેમ (પરસ્પર) રાખનાર (૨૯), આશ્રયદાતા (૩૨) તરીકે થાય છે; તે प्रत्यक्ष અનુભવનો નિર્દેશ છે, વૈદિક ને ઔપનિષદિકને આ અનુભવ થતો નથી. ૬ धर्म्य-પત્રપુષ્પ આદિથી આ માર્ગમાં ઈશ્વરતોષણ થાય છે; અને દુરાચારની શુદ્ધિ થાય છે, માટે કોઈ આ ભક્તિને અધર્મ ન માને; તેથી धर्म्यं કહેવું પડયું છે. ૭ कर्तुं सुसुखम् – જ્ઞાનના આ લક્ષણને નિઃસંશય શ્લોક ૨૬-૨૭ સાથે સંબંધ છે. ભક્તિ પૂર્વક અર્પણ કરેલા પાણીથી ભગવાન સંતોષ પામે છે.-યજ્ઞયાગાદિનો ધર્મ પૈસાદારનો અને અનેક વિસ્તૃત દુષ્કર અંગોવાળો હતો, ઔપનિષદિકોનું જ્ઞાન મનોનિગ્રહસાધ્ય હતું. ગીતાની ભક્તિ (નવમા અધ્યાયની, અહીં ખાસ) હૃદયના પ્રેમથી સાધ્ય છે અને જળ-પુષ્પથી સાધ્ય છે. ૮ अव्यय-ભક્તિરૂપી જ્ઞાનનો નાશ કદી થશે નહીં', એ अव्यय શબ્દ દ્વારા કહ્યું છે.

श्रीभगवानुवाच

इदं तु ते गुह्यतम प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञान विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१॥

राजविद्याराजगुह्य पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥२॥

अश्रद्दधाना पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥३॥

**ભાષાન્તર**—શ્રીભગવાન કહે છે—મારા ઉપદેશ અને સલાહમાં તું શ્રદ્ધાવાન (अनसूयु) છો; તેથી તને "ગુહ્ય" નામથી ઓળખાતા બધાં જ્ઞાનોમાં સર્વોત્તમ "ગુહ્ય" આ જ્ઞાન, આ જ જ્ઞાનના વિજ્ઞાન સહિત, સંભળાવીશ, જે જ્ઞાન જાણીને તું (કર્મોમાં રહેલા) પાપથી છૂટીશ (૧). આ જ્ઞાન સર્વથી સરળ વિદ્યા અને સર્વથી ઊચ્ચ ગુહ્ય, 'राजविद्याराज्यगुह्य' નામથી ઓળખાય છે, જે નામ આ અધ્યાયની इतिश्रीમાં આ અધ્યાયના વિષય માટે વપરાયું છે. આ જ્ઞાન સર્વશ્રેષ્ઠ પાવક છે, આ જ્ઞાનની સમજૂતી નજર આગળ દેખીતી (प्रत्यक्ष) છે,—લોકવ્યવહારગમ્ય છે, પોતાના વર્ણાશ્રમધર્મોની સાથે સંબંધ ધરાવે છે. આ જ્ઞાન કરવાનું (પાળવાનું) ઘણું સુકર છે, યોગનું આ જ્ઞાન હમેશાં એકસરખું અવિનાશી રહે છે (૨). "राजविद्याराजगुह्य" નામના આ ધર્મમાં શ્રદ્ધા વગરના પુરુષો દેહ છૂટ્યા પછી મને પ્રાપ્ત કરતા જ નથી, પણ મૃત્યુવાળા સંસારના રસ્તામાં પાછા ફરે છે (૩).

## ગીતા : ૯. ૪–૧૦

**પ્રસ્તાવના** (૧) આ અધ્યાયની ઇતિશ્રીમાં દર્શાવેલા राजविद्याराजगुह्ययोगની સમજણ આ સાત શ્લોકોમાં આપવામાં આવી છે, એમ જણાય છે. पश्य मे योगमैश्वरम् (શ્લોક)માં શ્રીકૃષ્ણનો જે योग કહ્યો છે, તે સાથે આ योग જોડાએલો હોવો જોઈએ. "શ્રીકૃષ્ણમાં સર્વ ભૂતો છે" અને "છતાં શ્રીકૃષ્ણમાં સર્વ ભૂતો નથી," કેમકે શ્રીકૃષ્ણને ભૂતોમાં આસક્તિ નથી (न चाहं तेष्ववस्थित). જગત્સ્રષ્ટા તરીકે શ્રીકૃષ્ણ જે યોગ આચરે છે તેનું દૃષ્ટાન્ત લઈ મનુષ્યે સ્વકાર્યો કરવાં, તેનું નામ राजविद्याराजगुह्ययोग. અહીં "न चाहं तेष्ववस्थित" અને "न च भूतस्थ"–એ બે વાક્યોનો અર્થ એટલો કે શ્રીકૃષ્ણને ભૂતોમાં આસક્તિ નથી. વળી, જે ઉપમા આપી છે તે પણ આ નિર્લેપ કર્માચરણના અર્થ તરફ લઈ જાય છે. જેમ આકાશમાં મહાન સર્વવ્યાપી વાયુ રહ્યો છે અને આકાશ સ્વભાવથી જ **અલિપ્ત** છે, તેમ ભૂતમાત્ર એની ઉત્પત્તિના કારણરૂપ શ્રીકૃષ્ણમાં રહ્યાં છે છતાં શ્રીકૃષ્ણ નિર્લિપ્ત છે. આકાશનું દૃષ્ટાન્ત આપીને ભૂતોનો વાસ પોતામાં હોવા છતાં પોતે નિર્લેપ રહે છે, તે સમજાવ્યું છે (શ્લો. ૬). આગળ ચાલીએ તો શ્લોક ૭–૧૦માં શ્રીકૃષ્ણનું નિર્લેપપણું જ સમજાવ્યું છે; આ **નિર્લિપ્તપણું સમજાવવા ખાતર જ** ભૂત સર્જન કાર્ય કરવામાં શ્રીકૃષ્ણ અને प्रकृति (અહીં ચેતન બ્રહ્મ) નો સંબંધ અધ્યક્ષ અને અધિષ્ઠિતનો છે, એમ કહ્યું છે. શ્લોક ૧૦ માં અને શ્લોક ૯માં સ્પષ્ટ કહ્યું છે કે ભૂતની સૃષ્ટિના કાર્યમાં હું

ઉદાસીનતાથી પ્રવૃત્તિ કરું છુ માટે આવી મહાન પ્રવૃત્તિ પણ મને બંધન કરતી નથી. શ્રીકૃષ્ણ એટલે પરમેશ્વર પોતે નિર્લેપ છે, આપ્તકામ અર્થાત્ નિષ્કામ છે, માટે એમનું કોઇ પણ કાર્ય એમને બંધન કરી શકતું જ નથી.

આ અધ્યાયમા જે ખાસ યોગ નો પ્રકાર કહેવા ઇચ્છયું છે, તે આ, ઉપર કહ્યો તે જ, યોગ છે. જુઓ નીચે (૪).

(૨) કોઇ વાચકને લાગે કે અહીં ગીતાની એક Creation Theory, સૃષ્ટિની એક માન્યતા, આપી છે અને તે જ મુખ્ય વિષય છે. પણ એ વાત ખોટી છે. ગીતાને કોઇ દાર્શનિક સિદ્ધાન્તમાં રસ જ નથી, મુખ્ય રસ એક એક નવો નવો યોગ આપવામા છે; તે યોગ ની સમજણ માટે ગીતા દરેક દર્શન અથવા દરેક દાર્શનિક પ્રક્રિયા આપે છે. તે રીતે અહીં राजविद्याराजगुह्ययोग ની સમજણમાં ૪, ૫, ૬ શ્લોકો આપ્યા; પછી તે સમજણની પૂર્તિમા ૭-૧૦ શ્લોક આપ્યા છે. એટલે ચેતનપ્રકૃતિમાંથી ભૂત-સૃષ્ટિ કહેવામાં મુખ્ય ઉદ્દેશ શ્રીકૃષ્ણની "ઉદાસીનતા" સમજાવવાનો છે. આપણી આસપાસ प्रकृति કાર્ય કરી રહી છે. તેના કાર્યમાં ભગવાન 'હું સૃષ્ટિ કરું છું' એવું અભિમાન લેતા નથી. ચેતન પ્રકૃતિ (=નિરાકાર બ્રહ્મ) સ્વયં ભૂતસૃષ્ટિ કરે છે. "શ્રીકૃષ્ણ માત્ર अध्यक्ष (એક દ્રષ્ટા જ) રહે છે, અને તેથી કર્મ-ફલથી નિર્લિપ્ત રહે છે." **ગીતા ૩.૨૨ માં શ્રીકૃષ્ણની નિર્લેપતા** आप्तकामत्व **થી, ૪.૧૪ માં** कर्मफल **ની** स्पृहा **ના અભાવથી અને અહીં** अध्यक्षत्व **થી સમજાવી છે.**

(૩) અહીં જે "પ્રકૃતિ" કહી છે, તે ચેતન બ્રહ્મ જ છે કેમકે તેમાંથી "ભૂતોની સૃષ્ટિ" થાય છે. જેમાથી ભૂતોની સૃષ્ટિ-સ્થિતિપ્રલય થાય તે પરબ્રહ્મ છે, એમ બ્રહ્મસૂત્રકારે ઉપનિષદો ઉપરથી બ્રહ્મનું લક્ષણ નક્કી કર્યું છે.

(૪) राजविद्याराजगुह्ययोग ની પૂરી સમજણ, જે શ્રીકૃષ્ણ પોતે યોગી છે અને જે યોગી શ્રીકૃષ્ણ (योगी એટલે આસક્તિરહિત હોવાથી) ભૂતોમાં આસક્તિ રાખતા નથી (न चाहं तेष्ववस्थितः શ્લોક ૪) તે જ શ્રીકૃષ્ણને पत्रपुष्प અર્પણ કરવું, પોતાની ભોજનની થાળી પ્રથમ અર્પણ કરવી અને પોતે યોગી શ્રીકૃષ્ણમાં આશ્રિત થઈને રહેવું અને સામેથી શ્રીકૃષ્ણને પોતામાં આશ્રિત બનાવીને રાખવા શ્લોક ૨૯ (યોગી શ્રીકૃષ્ણ અને યોગસાધક ભક્ત વચ્ચે પરસ્પર પ્રેમ સંબંધ થાય)– તેનું નામ राजविद्या-राजगुह्ययोग–એમ આ અધ્યાયના શ્લોકો વિચારતાં લાગે છે. આ યોગ સહેલો–સરળ હોવાથી राजविद्या છે; અને કર્મકાંડ તથા ઉપનિષત્કાંડની દૃષ્ટિએ ભક્તિમાર્ગ ગુહ્ય (ગુપ્ત રાખવા જેવો) હોવાથી राजगुह्य છે. આ યોગ કોનાથી છૂપાવવો તે ઉપર કહ્યું છે.

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥
न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥
यथाकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥

सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥

न च मां तानि कर्माणि निबध्नन्ति धनंजय ।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥

मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनानेन कौन्तेय जगद्विपरिवर्तते ॥१०॥

**ભાષાન્તર**–હવે હું તને મારો योग એટલે જે કર્મ હું ઉદાસીન રહીને, અનાસક્ત રહીને, કરું છું, તે કહું છું. હું ભૂતોની સૃષ્ટિ કરવાનુ વિશાળ કાર્ય કરું છું. છતા હું નિર્લેપ રહું છું. ન દેખી શકાય તેવા શરીરવાળો હું આ દૃશ્યમાન આખું જગત, જેમ કાપડનો તાકો-પ્રસારવામાં આવે તેમ, પ્રસારું છું (मया ततम्). મારામાંથી ભૂતો ઉત્પન્ન થાય છે માટે **ભૂતો મારામાં રહેલાં છે,** ભૂતોની સ્થિતિ મારામાં છે, પણ **મને ભૂતોમાં આસક્તિ નથી,** (૪) માટે મારામાં ભૂતો હોવા છતા **ભૂતો મારામાં નથી.** ઈશ્વર તરીકેનો મારો આ याग (એટલે નિષ્કામકર્મ) તું જો હું ભૂતોનું ભરણ કરું છું છતાં હું ભૂતોમાં આસક્તિ રાખતો નથી. **મારો આત્મા એટલે ચેતન બ્રહ્મ, ચેતન પ્રકૃતિ,** ભૂતોને ઉત્પન્ન કરે છે (भूतभावन) (૫). તને મેં મારો योग એટલે મારું એક નિષ્કામ કર્મ કહ્યુ. હવે તને એક દૃષ્ટાન્ત આપું છું. જેમ અલિપ્ત આકાશમાં તેમાંથી ઉત્પન્ન થતો સર્વવ્યાપી વાયુ હંમેશાં

રહે છે, અને છતાં આકાશ નિર્લિપ્ત રહે છે; તેમ અલિપ્ત એવા મારામાં ભૂતમાત્ર રહે છે, છતાં હું નિર્લિપ્ત રહું છું, એમ તું નિશ્ચયપૂર્વક સમજ (૬). હે કુન્તાપુત્ર, મેં તને મારો योग કહ્યો, અને તે યોગ માટે નિર્લેપતાનું એક દૃષ્ટાન્ત-આકાશ અને આકાશમાં રહેલ વાયુનું-કહ્યું. હવે, હું ભૂતસૃષ્ટિનુ કાર્ય-જે હું નિર્લિપ્ત રહીને કરું છું તે-કેવી રીતે બને છે (જેથી હું એ કાર્યના ફળથી અલિપ્ત રહી શકું છું), તે તું સાંભળ. મારી એક ચેતન પ્રકૃતિ છે અર્થાત્ પરબ્રહ્મ જ મારી પ્રકૃતિ છે. એ પ્રકૃતિમાં "કલ્પક્ષયે" ભૂત માત્ર પ્રવેશે છે; પછી, ફરીને કલ્પના પ્રારંભમાં તે **સર્વ ભૂતોને** હું જ **સરજું** છું (૭). આમ તમામ અનેક વાર પ્રલય વખતે મારી ચેતન પ્રકૃતિમાં પ્રવેશે છે, અને અનેક વાર મારી પ્રકૃતિનો આધાર લઈને હું એ પરાધીન ભૂતસમુદાયને પ્રકૃતિના તાણામાંથી ફરીને **સરજું છું** (૮). હવે આ સૃષ્ટિનું કાર્ય કરતી વખતે મારી મનોવૃત્તિમાં ફલસંકલ્પસંન્યાસ રહે છે, તે તને કહું છું-પ્રકૃતિમાંથી હું ભૂતસૃષ્ટિ કરું છું છતાં તે વારંવાર કરેલાં કર્મો મને બંધન કરતાં નથી, કેમકે તે સર્વ કર્મો કરતી વખતે હું આસક્તિ રહિત અને ઉદાસીન જેમ 'રહું છું' (आसीनम्) (૯). મારા **ઉદાસીન સર્જકપણા રૂપ અધ્યક્ષપણા** નીચે ચેતન બ્રહ્મરૂપ પ્રકૃતિ સ્થાવર જંગમ જગત્ ઉત્પન્ન કરે છે. આ કારણથી, હે કુન્તા-પુત્ર, આ જગત્ વારા ફરતી ઉત્પત્તિ અને લયના ફેરા ફર્યા કરે છે, અટકતું નથી." (હું જો સૃષ્ટિનું કાર્ય ન કરું, તો બીજા કોઈમાં એ કાર્ય કરવાની શક્તિ નથી.)

**નોંધ**-(૧) આ શ્લોકો ઉપરથી જ આ અધ્યાયનું નામ અપાયું લાગે છે; તે અમે ઉપર સમજાવ્યું છે.

(૨) શાંકરવેદાન્તીઓ શ્લોક ૪-૫માં "માયાવાદ", જુએ છે "મારામા ભૂતો છે છતાં મારામાં નથી" એટલે શાંકર વેદાન્તીને રજ્જુમા સર્પના અસ્તિત્વ જેવો અર્થ જણાય છે; પણ અહીં "योग", એટલે આસક્તિરહિત કરેલું કર્મ અકર્મ છે, એમ કહેવા ઇચ્છયું છે; ભૂતો શ્રી કૃષ્ણમાં હોવા છતાં શ્રીકૃષ્ણને આસક્તિ નથી, માટે ભૂતો તેનામાં નથી, એમ કહી શકાય. આ ઉપરાત જે સમજુતીઓ છે,-આકાશનું દૃષ્ટાન્ત, શ્રીકૃષ્ણની ઉદાસીનતા અને કર્મોમા અનાસક્તિ, શ્રીકૃષ્ણનુ કેવલ अध्यक्षपणुं-એ બધી ગીતાની દલીલો ગીતાના માયાવાદી અર્થની વિરુદ્ધ જાય છે, અને योगाचरण અર્થના પક્ષમાં જ છે.

(૩) प्रकृति એટલે બ્રહ્મ, ચેતન પ્રકૃતિ.

(૪) અહીં શ્રીકૃષ્ણના **અધ્યક્ષપણા નીચે એની ચેતન પ્રકૃતિમાથી ચરાચર જગત જન્મે છે**, એમ કહ્યુ છે, अध्यक्षपणुं એટલે **તદ્દન ક્રિયારહિતપણું નહીં, પણ તટસ્થ સર્જકપણું** અને તે રીતે સૃષ્ટિના કાર્યમાં નિમિત્ત કારણ જેવો સક્રિય ભાગ; તેના વગર જગત્ ઉત્પન્ન થાય જ નહીં (શ્લો. ૧૦). માટે શ્લોક ૭-૮મા विसृजामि જ કહ્યું છે. એટલે અહીં अध्यक्षનો આ અર્થ છે.

## ગીતા : ૯. ૧૧-૧૨

**પ્રસ્તાવના**—અહીં શ્રીકૃષ્ણના બે ભાવ (સ્વરૂપો) નો નિર્દેશ છે; એક તો, માનુષ શરીરી શ્રીકૃષ્ણ, અને બીજું સ્વરૂપ

તે ભૂતમહેશ્વરનું; આ બીજું સ્વરૂપ પર એટલે ઉચ્ચ, શ્રેષ્ઠ, ભાવ (સ્વરૂપ) છે. શ્લોક ૧૧માં શ્રીકૃષ્ણ એવી ફરિયાદ કરે છે કે ભૂતમહેશ્વર સ્વરૂપ અને માનુષ શ્રીકૃષ્ણ સ્વરૂપ, બંને એકનાં જ બે રૂપો છે, પણ મૂઢોને શ્રીકૃષ્ણના જ પર સ્વરૂપ (भूतमहेश्वर સ્વરૂપ) નું જ્ઞાન નથી અને તે કારણથી એ पर भावज માનુષ રૂપ શ્રીકૃષ્ણમાં હાજર છે, એ હકીકત આ મૂર્ખ લોકો સ્વીકારતા નથી, ઊલટા શ્રીકૃષ્ણની અવજ્ઞા કરે છે. પણ નિષ્કામ કર્મ કરનાર તમહેશ્વર રૂપ શ્રીકૃષ્ણ છે, એ શ્લોક ૪-૧૦માં કહેલી હકીકત ભક્તોએ સ્વીકારવી જોઇએ. શ્લોક ૧૧-૧૨ શ્રીકૃષ્ણના योगના **સંબંધમાં** કહ્યા છે, તે આપણે યાદ રાખવું જોઇએ. ઈશ્વર રૂપે શ્રીકૃષ્ણ એક योगी છે, જેને સ્વીકારનાર પણ योगी બને છે એ વસ્તુ સૌએ માન્ય રાખવી જોઇએ. આ શ્લોકમાં શ્રીકૃષ્ણને માત્ર ઇશ્વર તરીકે સ્વીકારવાનું કહ્યું નથી; પણ **શ્રી કૃષ્ણના ઈશ્વર ભાવને "योगी" તરીકે માન્ય રાખવાનો આગ્રહ અહીં છે.** જો એવી શ્રદ્ધા મનુષ્યને હોય તો તે राजविद्याराजगुह्य-योगવાળો યોગી બને; જો એવી શ્રદ્ધા ન હોય, તો મનુષ્ય સકામ કર્મો જ કરે. શ્લોક **૧૨**માં આ સકામકર્મીઓ જ કહ્યા છે. એવા શ્રદ્ધારહિતોથી આ યોગ ગુપ્ત રાખવાનો છે (राजगुह्य)

अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥११॥
मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतस. ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥१२॥

**ભાષાન્તર :** જે સ્વરૂપ દ્વારા હું ભૂતસૃષ્ટિનાં કર્મો નિષ્કામ બનીને કરું છું તે મારું ભૂતમહેશ્વર તરીકેનું રૂપ છે.

તે રૂપ મારુ ઊંચુ (જગતમા સર્વથી ઉચ્ચુ) છે. તેનું જ્ઞાન જેમને નથી (अजानन्त) તેવા મૂર્ખો માનુષ દેહધારી તે જ परमाव રૂપ શ્રી કૃષ્ણની અવગણના કરે છે (૧૧) અને મિથ્યા આશાઓ રાખે છે (ફલાશાઓ રાખે છે), મિથ્યા, કર્મો કરે છે, ખોટું જ્ઞાન ધરાવે છે અને તેઓનું ચિત્ત શુદ્ધ નથી (શુદ્ધચિત્ત વગરના તેઓ છે) તેઓએ રાક્ષસી અને આસુરી અને મોહિની પ્રકૃતિનો આશરો લીધો છે, **અર્થાત્ તેઓ પોતાનાં કર્મો ફલાશાથી જ કરે છે.** માટે અહીં વૈદિક કામ્યકર્મીઓની એક પ્રકારની ઝાટકણી છે (૧૧–૧૨).

## ગીતા : ૯. ૧૩–૧૪

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिता ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥१३॥
सततं कीर्तयन्तो मां यतन्तश्च दढव्रता ।
नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥१४॥

**ભાષાન્તર** . પણ દેવી પ્રકૃતિનો આશ્રય જેમણે લીધો છે તે નિષ્કામકર્માચરણ રૂપ योगने અનુસરનારા મહાત્માઓ, અનન્યચિત્તવાળા બનીને, **શ્રીકૃષ્ણને**, પ્રાણીમાત્ર (ભૂતમાત્ર)ના વ્યયરહિત કારણ (भूतादि) અને **એ રીતે નિષ્કામકર્મી, સમજીને** એ જ યોગીરૂપ શ્રીકૃષ્ણનો આશ્રય લે છે (૧૩). તેઓ યત્ન કરે છે, દૃઢ નિયમ પાળે છે, શ્રીકૃષ્ણનું કીર્તન કરે છે, હમેશા ભક્તિપૂર્વક શ્રીકૃષ્ણને નમસ્કાર કરે છે અને **હમેશાં યોગથી યુક્ત** બનીને ભક્તિ વડે નિષ્કામકર્મા શ્રીકૃષ્ણની ઉપાસના કરે છે (૧૪).

**નોંધ** : આ શ્લોકોને શ્લોક ૪–૧૦ સાથે સંબંધ છે, તે વાત યાદ રાખીને, શ્રીકૃષ્ણનો ઈશ્વર તરીકેનો યોગ અર્થાત્ શ્રીકૃષ્ણનું નિષ્કામકર્મ કરનારું ઈશ્વર સ્વરૂપ, સ્વીકારવાની અગત્ય અને એની ભક્તિની અગત્ય અહીં ગીતાએ કહી છે. સામાન્ય શ્રીકૃષ્ણસ્વરૂપની વાત અહીં કહી નથી. અહીં भूतादिं ज्ञात्वा અને नित्ययुक्ता શબ્દો અને શ્લો. ૪–૧૦નો સંદર્ભ પણ અગત્યનો છે.

## ગીતા ૯. ૧૫–૧૯

**પ્રસ્તાવના**–(૧) ઉપર, શ્લોક ૪–૧૦માં "રાજવિદ્યા–રાજગુહ્યયોગ" સમજાવીને, શ્લો. ૧૧–૧૨માં એ "યોગ" માં નાસ્તિક બુદ્ધિવાળાઓનો અને શ્લો. ૧૩–૧૪ માં એમાં જ આસ્તિક બુદ્ધિવાળાઓનો નિર્દેશ કર્યો છે. શ્લો. ૧૧માં परं भावं मम भूतमहेश्वरम् દ્વારા અને શ્લોક ૧૩માં ज्ञात्वा मां भूतादिमव्ययम् દ્વારા મૂળ શ્લોક ૪–૧૦માં કહેલા શ્રીકૃષ્ણના "योगी" એટલે "આપ્તકામ હોવા છતાં ભૂતસૃષ્ટિ ઉત્પન્ન કરનાર," સ્વરૂપનો જ સંદર્ભ લીધો છે. હવે, એ "ભૂત-મહેશ્વર" સ્વરૂપ અને **'જેનામાં સર્વ ભૂતો રહે છે છતાં જે અનાસક્ત** હોવાથી **જેનામાં સર્વ ભૂતો રહેતાં નથી'** તે યોગી શ્રીકૃષ્ણને ભજનારા "ઔપનિષદિકો" અને "વૈદિકો"નો નિર્દેશ શ્લોક ૧૫–૧૯માં છે, એવો મારો મત છે. શ્લોક ૧૫માં च+अपि+अन्ये કહ્યું છે; માટે જે ભક્તિમાર્ગીઓનો નિર્દેશ શ્લોક ૧૩–૧૪માં છે તેથી જુદા પ્રકારના સાધકોનો નિર્દેશ શ્લોક ૧૫માં વિવક્ષિત લેવો જોઈએ. "ज्ञानयज्ञेन चाप्यि" કહીને પણ

ભક્તિથી અલગ જ્ઞાનરૂપ સાધનનો જ નિર્દેશ વિવક્ષિત છે શ્રીભગવાનને પ્રાપ્ત કરવાના જુદા જુદા સાધનો અને વિવિધ માર્ગોનો નિર્દેશ ગીતામા વારવાર આવે છે

(૭) અગાઉ ૪ ૨૮મા જ્ઞાનપ્રાપ્તિ અને જ્ઞાનવિતરણ કરનારા સન્યાસીઓને ज्ञानयज्ञ यतय કહ્યા છે, અને ૪ ૩૩મા જ્ઞાન પ્રાપ્ત કરવુ અને જ્ઞાનનુ વિતરણ કરવુ, જે કાર્ય એક ગૃહસ્થ પણ કરી શકે છે–તે પ્રવૃત્તિને ज्ञानयज्ञ કહેલ છે પણ ૮ ૧૫મા જ્ઞાનયજ્ઞ દ્વારા જુદો અર્થ સમજવાનો છે, એમ મને જણાય છે મારા મત પ્રમાણે ૮ ૧૫મા કહેલા ज्ञानयज्ञनु જ વર્ણન ૧૬-૧૮ મા છે ગીતાના સમયમા મૂળભૂત यज्ञની સસ્કૃતિ ખૂબ પ્રચારમા હતી, પણ આરણ્યકો, અને ઉપનિષદોની અસર નીચે એ વદિક यज्ञमा જ વેદિકોને એક નવુ દૃષ્ટિબિન્દુ સૂઝ્યુ હતુ યજ્ઞનો સમગ્ર વિધિ વેદોક્ત વિધિ જ હતો, છતા એક એકમ તરીકે (એક વૈદિક કર્મ તરીકે) यज्ञ તથા क्रतुमा, યજ્ઞના સાધનો મન્ત્રો, અગ્નિ, વગેરમા, ઋગાદિ વેદોમા, સૂક્તોમા દેવોને પિતા માતા ઇત્યાદિ કહ્યા છે તે વચનોમા, વૃત્ર વરસાદ રોકે છે–ઇન્દ્ર વરસાદ લાવે છે એવા વચનોમા, नासदीय વગેરે સૂક્તોમા જગતની ઉત્પત્તિનુ કારણ सद्–असत् કહ્યુ છે તે વાક્યોમા, ઉપનિષદોમા જગતની ઉત્પત્તિ–સ્થિતિ–પ્રલયનુ કરનાર એક જ અદ્વિતીય તત્ત્વ કહ્યુ છે, તે અદ્વિતીય તત્ત્વ પણ શ્રીકૃષ્ણ જ તેવી માન્યતાથી વૈદિક દેવોને એવા સમજવામા–વૈદિકયાજ્ઞિક સમાજે નવુ દૃષ્ટિબિન્દુ અપનાવ્યુ હતુ વેદોક્ત યજ્ઞધર્મને ત્યજવાને બદલે યજ્ઞને રાખીને યજ્ઞધર્મમા નવી માન્યતા દાખલ કરી યજ્ઞને નવુ

જીવન આ વૈદિકોએ આપ્યું હતું. અને આવા ગૃહસ્થ વૈદિક જીવનથી "મોક્ષ" મળે છે, એવો એક ધર્માન્તર, એમણે કર્યો હતો. આ "ધર્માન્તર" ન કહેવાય, પણ ધર્મનું રૂપાન્તર કર્યું કહેવાય. આમ વૈદિક યજ્ઞને જ એક પ્રકારનો ज्ञानयज्ञ આ વૈદિકોએ બનાવ્યો હતો.

(૩) હવે, આપણે "एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम्" નો વિચાર કરી લઇએ. મારા મતમાં શ્લોક ૧૬-૧૯માં આ "એકત્વ" ઇત્યાદિ ચારેય દૃષ્ટિઓ સમજાવી છે. વૈદિકયાજ્ઞિકોને યજ્ઞમાં શ્રીકૃષ્ણ (ભૂતમહેશ્વરરૂપ શ્રીકૃષ્ણ) એક રીતે "એક" સમજાતા હતા, કેમ કે **શ્રીકૃષ્ણ જ** ક્રતુ ઇત્યાદિ સર્વ સ્વરૂપે હતા, એમ તેઓ માનતા હતા. पृथक्त्वनो અર્થ–શ્રીકૃષ્ણ તત્ત્વમાં જ, સ્વગત ભેદ છે, પ્રકૃતિતત્ત્વ પણ શ્રીકૃષ્ણમાં જ અન્તર્ગત છે, એવી દાર્શનિક માન્યતા હતી–એ અર્થ જણાય છે. बहुधा શ્રીકૃષ્ણ क्रतु, यज्ञ, स्वधा, औषध मन्त्र, अग्नि, आज्य, ઇત્યાદિ રૂપે बहुधा છે, એ માન્યતા. અને विश्वतोमुखम् એટલે समष्टि જગતરૂપે ભૂતમહેશ્વર, परभावरूपे શ્રીકૃષ્ણ, જે ભાવ प्रभव, प्रलय स्थान निधान અને सदसच्च શબ્દો દ્વારા અહીં વ્યક્ત કર્યો છે, તે સમજવો જોઇએ. **આ તો મારી સંદર્ભાનુસારી એક કલ્પના છે. બીજી વધુ સારી કલ્પના સંદર્ભ ઉપરથી મળે તો આપણે તે સ્વીકારવી જોઇએ.** શ્લોક ૧૫નો જ અર્થ શ્લોક ૧૬-૧૯માં સ્પષ્ટ કરવામાં આવ્યો છે, તે નિર્વિવાદ છે. (विश्वतोमुखम्નો ૧૧મા અધ્યાયમાં જે અર્થ છે, તે જુદો હોઇ શકે, અને જુદો છે એમ હું માનું છું.)

ગીતાના સમયમાં પણ વૈદિકોની મોટી સંખ્યા તો શુદ્ધ વેદોક્ત યજ્ઞને જ વળગી રહી હતી, તેથી બીજા અધ્યાયમા वदवादरता नान्यदस्तीतिवादिन, त्रैगुण्यविपया वेदा, ઇત્યાદિ કહ્યું છે. તેઓ ऋक्सामयजु ને જુદી જ રીતે, સ્વતંત્ર, માનતા હતા. અત્યન્ત પ્રાચીન માન્યતા પ્રમાણે વેદમન્ત્રબ્રાહ્મણ સ્વતંત્ર ગ્રન્થો જ હતા, परात्पर તત્ત્વ સાથે કોઇ રીતે સંબંધ વેદોને ન હતો, દરેક દેવ પણ સ્વતંત્ર દેવતા જ હતા; જગત પણ સ્વતંત્ર ઉત્પન્ન થએલું હતુ, અગ્નિ, ઔષધ ઇત્યાદિનું અસ્તિત્વ પણ સ્વતંત્ર હતું.

ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥१५॥
अहं क्रतुरहं यज्ञ स्वधाहमहमौषधम् ।
मन्त्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥१६॥
पिताहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्य पवित्रमोङ्कार ऋक्साम यजुरेव च ॥१७॥
गतिर्भर्ता प्रभु. साक्षी निवास. शरण सुहृत् ।
प्रभव प्रलय. स्थानं निधानबीजमव्ययम् ॥१८॥
तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृत चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥१९॥

**ભાષાન્તર**—જે ભક્તો વિશે શ્લોક ૧૩-૧૪માં મેં તને કહ્યું તેથી જુદા પ્રકારના સાધકો મને, એક માનીને, **મારામાં** સ્વગત ભેદ દ્વારા પ્રકૃતિ ઇત્યાદિ તત્ત્વો રહેલાં છે એમ માનીને (पृथक्त्वेन) અગ્નિ, હવિષ્ય, વૈદિક દેવતાઓ ઇત્યાદિ "બહુ" રૂપી હું છુ એમ વિચારીને અને સાથોસાથ જે કંઇ વિશ્વ છે તે

પણ હું છુ, હું વિશ્વરૂપી છું, એમ ધારીને (विश्वतो मुखम) મને એક નવા પ્રકારના यज्ञ—જે यज्ञने હું ज्ञानयज्ञ કહું છુ તે यज्ञद्वारा, બાહ્યરૂપે વૈદિક यज्ञ જ છતા અન્તર્ગત પરિવર્તિત ભાવનાવાળા જ્ઞાનયજ્ઞથી અમુક વૈદિકો (अन्य) **પૂજે** છે. (એમની **પૂજાની** સામગ્રી यज्ञनी જ સામગ્રી છે, શૈલી પણ यज्ञनीછે, એ પૂજનને આપણે यजन કહેવું વધારે ઠીક છે) (૧૫) તેઓ માને છે કે હું સર્વભૂતમહેશ્વર શ્રીકૃષ્ણ જે અહી માનુષી તનુમા છુ તે હું, મોટો, અમુક મહિનો સુધી ચાલતો क्रतु છુ, હું જ यज्ञ (નાનો, ટૂંકોયજ્ઞ) છુ, હું स्वाहा–स्वधा શબ્દો રૂપે છું, હું હોમવાના પદાર્થ ઔષધરૂપે છુ, મન્ત્રોચ્ચારના મંત્રોરૂપે, આજ્યરૂપે, અગ્નિરૂપે, હવિષ્યરૂપે, હું જ છુ (૧૬). વેદના મંત્રોમા વરુણ ઇત્યાદિ દેવોને પિતા, માતા, ઇત્યાદિ કહેવામાં આવ્યા છે, તો **તે દેવો રૂપે હું હોવાથી,** હું જ આ જગતનો પિતા, માતા, ધાતા, પિતામહ, જાણવા લાયક પરતત્ત્વ (वेद्य), પાવનકારી, ૐકાર, ઉચ્ચાર્યમાણ ત્રણે વેદના મંત્રો, એ સર્વ હું જ છું (૧૭). વેદના મંત્રોમા દર્શાવેલી ગતિ (અન્તિમ પ્રાપ્ય ધ્યેય), ભરણ કરનાર, ઉપરી (પ્રભુ), દરેકના કર્મો જોનાર સાક્ષી, વસવા લાયક સ્થાન, આશરો, મિત્ર, ઉત્પત્તિ સ્થિતિ પ્રલયનુ કારણ, છેવટે લય થવાની જગા (निधान), અને કદી નાશ નહીં પામનાર बीज હું જ છું (૧૮). સૂર્યાદિ **દેવો** તાપ કરે છે પણ સૂર્યાદિરૂપે હું જ છું માટે હું જ તાપ–ગરમી–કરું છું. હું જ વરસાદ રોકુ છું (વૃત્રરૂપે હું જ છું), હું જ વરસાદ છોડું છું (ઇન્દ્રરૂપે હું જ સાત નદીઓના જળો વૃત્ર પાસેથી છોડાવું છું) ऋग्वेदना

છેલ્લાંછેલ્લાં સૂકતોમાં જેનું દર્શન થયું તે અમૃત અને મૃત્યુ તથા सद् અને असद् હું જ છું. આવી માન્યતાવાળા વૈદિકો, ત્રણધર્મીઓ, એક પ્રકારના ज्ञानयज्ञ દ્વારા મારું પૂજન (જે यजन રૂપ છે તે) કરે છે (૧૯).

નોંધ . ઘણી ખરી નોંધો પ્રસ્તાવનામાં અપાઇ ગઇ છે. શ્લોક ૧૬મા તો યજ્ઞની સામગ્રીઓ જ કહી છે અને તે દરેક રૂપે શ્રીકૃષ્ણને જ માનવામાં આવ્યા છે, શ્લોક ૧૭-૧૯માં જગતના પિતા, માતા ઇત્યાદિ રૂપે જે રૂપો કહ્યાં તે દરેક રૂપે વેદના દેવતાઓ મનાતા હતા, તે હકીકત વેદના સૂકતો વાંચવાથી તુરત જ સમજાશે. તેમજ વરસાદ રોકનાર અને વરસાદના પાણી છોડવનાર પણ વેદમાં જ (वृत्र અને ઇન્દ્ર રૂપે) જોવામાં આવે છે તથા અહીં ત્રણે વેદોનો જ નિર્દેશ છે; ऋग्–साम–यजुः નો; તેથી કહી શકાય કે આ શ્લોકો ૧૭-૧૯ વૈદિક સંસ્કૃતિનું એક પરિવર્તન બતાવે છે; અહીં પુરાણોની સંસ્કૃતિનો નિર્દેશ નથી; પુરાણોની સંસ્કૃતિ આમાંથી સૂચિત થઇ હોય તે શક્ય છે. અહીં વિસ્તારભયને લીધે વેદનાં સૂકતો અમે આપ્યાં નથી; પણ કોઇપણ Selectionમાંથી અથવા ભાષાન્તરમાંથી થોડાં સૂકતો વાંચવાથી શ્લોક ૧૭–૧૯ નો જે અર્થ અહીં કર્યો છે, તેની

સમયમાં અથર્વવેદનો વેદમાં સમાવેશ ન હતો. ગીતા ૨·૪૦ ૪૬ માં काम्य वैदिक ધર્મનું વર્ણન છે; ત્યાં વૈદિક દેવોને ઉદ્દેશીને અગ્નિમાં આહુતિઓ આપવાનો ધર્મ વિવક્ષિત છે. પણ ગીતાના કાળમાં એ અસલ વૈદિક ધર્મમાં **અનેક સુધારાઓ** થયા. એવા બે સુધારાઓ ગીતા ૩ અને ગીતા ૪ માં છે. તેમજ આ (નવમા) અધ્યાયમાં શ્લો. ૧૫–૧૯માં, કામ્યવૈદિક યજ્ઞને નિષ્કામ જ્ઞાનયજ્ઞ કેવી રીતે બનાવેલો, તે કહ્યું છે. ૯·૨૦–૨૧માં મૂળ વૈદિક અનેકદેવતાવાદી, કામ્ય, સ્વર્ગકામનાપ્રધાન, ધર્મમાં **માત્ર દેવતાની દૃષ્ટિએજ** પરિવર્તન થયું, અને ધર્મની કામ્યતા, સ્વર્ગપ્રાપ્તિઈચ્છાતૃપ્તિના સાધન તરીકે વેદયજ્ઞની ગણત્રી, ચાલુ રહી; તે કહ્યું છે. આ અંશતઃ રૂપાન્તરમાં વૈદિક દેવોને બદલે શ્રીકૃષ્ણને આહુતિઓ અપાતી, **અથવા** વૈદિકદેવો શ્રીકૃષ્ણનાં રૂપાન્તરો છે એમ માનીને દેવોરૂપી શ્રીકૃષ્ણને આહુતિઓ અપાતી. આ સુધારો થયો. પણ એ યજ્ઞ કરીને યજમાન સ્વર્ગની કામના સ્પષ્ટ જ રીતે મનમાં સેવતો. અને જન્મ-જન્માન્તરમાં આ કામના ચાલુ રહેતી ને આ પ્રકારનો વૈદિકધર્માનુયાયી અનેક જન્મો પર્યન્ત માનુષદેહમાં રહી કામ્ય, સ્વર્ગઆપનાર, યજ્ઞ શ્રીકૃષ્ણને અર્પણ કરવો અને સ્વર્ગમાં જન્મી ભોગ ભોગવવા, **પછી** ફરીથી પૃથ્વી ઉપર માનુષદેહ લઈ, વળી પાછો, યજ્ઞ કરવો, એમ એજ પરંપરામાં રહેતો.

ગીતા દરેક કામ (કામના) નો વિરોધ કરે છે; પણ અજ્ઞજનોની દયા ખાઈને વૈદિક ધર્મની કામ્યતા રાખીને દેવોને સ્થાને શ્રીકૃષ્ણને આહુતિ આપવાનો જે સુધારો થયો હતો, તેની નોંધ અહીં લે છે.

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥२०॥
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥२१॥

**ભાષાન્તર**—ત્રણ વેદને વિદ્યા માનનારા, સોમરસ પીનારા, પાપથી મુક્ત, પવિત્ર, થએલા, **એક પ્રકારના વૈદિકો** મને યજ્ઞોદ્વારા યજન (પૂજન) કરીને સ્વર્ગપ્રાપ્તિ માગે છે. તેઓ વૈદિક દેવતાઓને આહુતિ આપવાને બદલે મને આહુતિઓ આપે છે અથવા વૈદિકદેવોરૂપી મને માનીને વૈદિકદેવોને હવીંષિ આપતી વખતે મને આપવાની ભાવના સેવે છે. આમ એ વૈદિકોએ, અનેક દેવતાઓ છે અને દરેક દેવ સ્વતંત્ર છે, એ મૂળ વૈદિક માન્યતા છોડી છે, સુધારી છે. પણ સ્વર્ગની કાસના ચાલુ રાખી છે. તે વૈદિકો પવિત્ર (પાપરહિત) દેવોના પતિ ઇન્દ્રની દુનીઆ સ્વર્ગ મેળવીને (ત્યાં) સ્વર્ગમાં દેવના ભોગ્યપદાર્થોનો ઉપભોગ કરે છે (૨૦). તે વૈદિકો તે વિશાલ (સુખભોગવાળી) સ્વર્ગની દુનીઆના જીવનનો અનુભવ લઇને જ્યારે એમના વૈદિક યજ્ઞોનું પુણ્ય વપરાઇ જાય છે ત્યારે ફરીથી આ મૃત્યુની દુનીઆમાં દાખલ થાય છે. ફરીથી એજ આવૃત્તિ ચાલુ રહે છે. એ રીતે, વૈદિક, કંઇક સુધરેલા છતાં કામ્ય, ધર્મનો આશ્રય લેનારાઓ, અને ઇષ્ટ પદાર્થોની ઇચ્છાઓ સેવનારાઓ गतागतम् સ્વર્ગમાં જવું અને પાછું આવવું અને ફરીથી જવું—એવી આવૃત્તિ પ્રાપ્ત કરે છે; એમને મુક્તિ મળતી નથી. કામના રહે છે માટે મુક્તિ ક્યાંથી મળે ? (૨૧).

## ગીતા : ૯. ૨૨

**પ્રસ્તાવના :** (૧) આ શ્લોકને ૯-૧૩-૧૪ સાથે જોડી શકાય. ૯-૧૪માં नित्ययुक्ताः કહ્યું છે; અહીં, ૯-૨૨માં नित्याभियुक्तानाम् કહ્યું છે શ્લોક ૨૦-૨૧માં કહેલા વૈદિકોથી શ્લોક ૧૩-૧૪માં કહેલા ભક્ત યોગીઓ (ભક્તિપૂર્વક નિષ્કામ કર્માચરણીઓ) જુદા છે, એમ કહેવા માટે अनन्याश्चिन्तयन्तः ઇત્યાદિ (૯-૨૨મો) શ્લોક ૯-૨૦-૨૧ પછી મૂકવામાં આવ્યો છે. વળી ૯-૨૨માં જે કહ્યું છે તે ૯-૨૩-૨૫ના વક્તવ્યથી જુદું પડે છે. તેથી પણ अनन्याश्चिन्तयन्त શ્લોકનું સ્થાન અગત્યનું છે.

(૨) 'ભક્તિ' શબ્દનો અર્થ "આશ્રય લેવો"–એ છે; અને ભક્તિમાર્ગનો સિદ્ધાન્ત છે કે ભક્તિમાં "અનન્યાશ્રય" હોવો જોઇએ; એક જ દેવનો અથવા પર તત્ત્વનો કોઈ પણ એક અમુક જ સ્વરૂપનો "આશ્રય", (શરણાગતિ) હોવો જોઇએ. બીજા બધા દેવો એ "એક"નાં જ રૂપાન્તરો છે, અને પોતાના ઇષ્ટદેવને એ રૂપાન્તરોનાં નામોથી ઓળખવા છતાં આશ્રય માટે એક રૂપ જ પસંદ કરવું પડે. તદુપરાંત ભક્તિમાર્ગમાં આશ્રય લઇને ભક્તિ (ઉપાસના) દરમિઆન ઇષ્ટદેવ સિવાય કોઇ પણ "વસ્તુ"નું પણ સ્મરણ થવું જોઇએ નહીં. આ બન્ને અર્થો "अनन्याः' દ્વારા કહ્યા છે.

(૩) અહીં માત્ર ભક્તો એટલે સંન્યાસી ભક્તો વિવક્ષિત નથી, કેમકે नित्ययुक्त એટલે હમેશાં **સમત્વવાળા** (युक्त ગીતા. ) એનો નિર્દેશ અહીં છે. नित्यअभियुक्त શબ્દ વપરાયો છે. આ "समत्व"વાળા એટલે નિષ્કામકર્મી અથવા योगी પુરુષો.

(૪) જ્યારે ભક્તિયોગનુ આચરણ પરિપક્વ થાય છે, ત્યારે ભક્તના योगक्षेम (વ્યવહારિક જીવન)ની ચિન્તા, જવાબદારી, શ્રીભગવાન જ માથે ઉપાડી લે છે. શ્રીભગવાન એવા ભક્તને વ્યાવહારિક સંકટમા મૂકતા નથી, અને સંકટ આવે તો એને બચાવી લે છે. આ ઠેકાણે योगक्षेम એટલે નિષ્કામ કર્માચરણની નિર્વિઘ્નતા, સહી સલામતી, એવો અર્થ ન લેવો. પણ રુઢ અર્થ લેવો.

(૫) આવા ભક્તયોગીને અન્તે મોક્ષ જ મળે છે.

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥२२॥

**ભાષાન્તર :** બીજા દેવ (અથવા બીજી વસ્તુનો વિચાર) ત્યજીને, આ અધ્યાયમાં કહેલા राजविद्याराजगुह्ययोगના મારા સ્વરુપમાં મને જે લોકો ઉપાસેછે તે હમેશાં "સમત્વ" ધરાવે છે, અને તેમના યોગક્ષેમનું વહન હું કરું છું.

નોંધ ; (૧) આ અધ્યાયમાં જ્યાં શ્રીકૃષ્ણ માટે (સર્વનામ દ્વારા અથવા બીજી રીતે) અનુસંધાન આવે છે ત્યાં ત્યાં આ અધ્યાયના શ્લોક ૪-૧૦માં કહેલું શ્રીકૃષ્ણનું ભૂતમહેશ્વર તરીકેનું પર રુપ સમજવું જોઇએ આ નિયમ બધા અધ્યાયોને લાગુ પાડવો જોઇએ. આઠમા અધ્યાય (૮-૨૧-૨૨)માં શ્રીકૃષ્ણને પુરુષથી જુદા કહ્યા છે; અધિયજ્ઞ કહ્યા છે.

(૩) આ અધ્યાયમા यज्ञનો વિચાર આઠમા કરતા તદ્દન જુદો છે

(૪) योगक्षेम वहाम्यहमમા ભક્તિનો સિદ્ધાન્ત છે

(૫) જે योग આ અધ્યાયમા કહ્યો છે તે એક ભક્તિપ્રધાન યોગ છે (૮ ૧૩-૧૪)

## ગીતા : ૯ ૨૩-૨૫

**પ્રસ્તાવના** . (૧) આ અધ્યાયમા શ્લોક ૨૨ સુધી શ્રી કૃષ્ણને જ સર્વશ્રેષ્ઠ, સર્વોચ્ચ, પરાત્પર તત્ત્વ માનનારાઓ વિશે કહ્યુ છે (૯ ૧૧-૧૨ સિવાય, જેમા તદ્દન નાસ્તિકોનો નિર્દેશ જણાય છે), હવે, ગીતા अन्यदेवताના ભક્તોનુ 'પતન', 'ચ્યુતિ' થાય છે, એ ભક્તો શ્રીકૃષ્ણની પ્રાપ્તિ દ્વારા મળનારી નિત્ય શાન્તિ મેળવી શકતા નથી, એમ કહે છે

(૨) પણ સાથોસાથ ગીતા એક અગત્યનો ખુલાસો કરે છે કે અદ્વૈતવાદમા શ્રીકૃષ્ણ જ, એક જ, पर તત્ત્વ છે, તેથી શ્રીકૃષ્ણ સિવાય જે બીજા દેવો "સ્વત ત્ર" દેવો માનવામા આવે છે અને એ રીતે તેમનુ પૂજન યજન થાય છે, **તે દેવો તત્ત્વતઃ તો શ્રીકૃષ્ણનાં જ રૂપો છે;** અન્ય દેવોના ભક્તો ખરુ જોતા શ્રીકૃષ્ણનુ જ यजन કરે છે પણ **બે વસ્તુઓ** ભૂલે છે, માટે એ લોકો ગીતોક્ત યજન વિધિ પૂર્વક શ્રીકૃષ્ણનુ યજન કરતા નથી, (અ) એક તો પોતે જે દેવ કે દેવોનુ યજન કરે છે, તે પણ શ્રીકૃષ્ણના જ રૂપો છે, એવુ જ્ઞાન હોવુ જોઈએ (આ) બીજુ શ્રીકૃષ્ણની અથવા એમના જ રૂપો તરીકે માનેલા દેવોની ભક્તિ અને યજન

"નિષ્કામ" રીતે થવાં જોઇએ. તો અનન્ત સુખરૂપ મોક્ષ મળે. ગીતા ૧૬·૨૩ માં જુઓ "शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः".

(૩) આ ત્રણ (૯·૨૩–૨૫) શ્લોકોમાં **પૌરાણિક** દેવતાઓના ભક્તોનો નિર્દેશ **નથી**, એમ લાગે છે વૈદિક દેવોના કામ્ય યજ્ઞો કરનારાઓનો નિર્દેશ અહીં છે, અહીં यजन्ति શબ્દ વાપર્યો છે, "યજ્ઞમાં આહુતિ દ્વારા દેવોને આરાધે છે," એ અર્થ છે. બીજું, શ્લોક ૨૪માં "अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च"માં यज्ञ શબ્દ જ છે શ્લોક ૨૦–૨૧માં વૈદિક પણ સુધરેલા વૈદિકોના "યજ્ઞ" ધર્મ વિશે જ કહ્યું છે. વળી શ્લોક ૨૦–૨૧માં काम्य यज्ञ વિષે કહીને હવે ૨૩–૨૫માં પણ કામ્ય યજ્ઞ છતાં અસલ અનેકદેવવાદી વૈદિકોના ધર્મ વિશે કહે છે, તે વાજબી છે. ઉપરાંત पत्र पुष्प फल तोयम्માં પૌરાણિક પૂજનવિધિનું અનુસંધાન જણાય છે, તે અતિખર્ચાળ વૈદિક યજ્ઞો, જે ૧૫–૧૯, ૨૦–૨૧ અને ૨૩–૨૫માં વિવક્ષિત છે, તેના વિરોધમાં કહ્યું છે, એમ માનવું અસ્થાને નથી. ૨૫માં "દેવવ્રતાઃ"માં व्रत શબ્દ છે તે અસલ વૈદિક શબ્દ છે. માટે શ્લોક ૨૩–૨૫માં **વૈદિક સંસ્કૃતિનો મૂળભૂત કામ્ય યજ્ઞ ધર્મ જ કહ્યો છે**, એમ જ અનુમાન થઇ શકે.

(૪) શ્રીકૃષ્ણ જ મૂળ પર તત્ત્વ હોવાથી વૈદિક દેવો રૂપે પણ શ્રીકૃષ્ણ જ છે, એમ ભાવના રાખવી તે ખરો વિધિ છે; બીજી ભાવના, દેવોને સ્વતંત્ર માનવા એ વૈદિક ભાવનામાં अविधि છે, એમ અમે ઉપર કહ્યું તે શ્લોક ૨૪A ઉપરથી પણ સાચું ઠરે છે. ૨૪A પ્રમાણે સર્વ યજ્ઞોના આહુતિ સ્વીકારનાર

દેવ શ્રીકૃષ્ણ જ છે, અને ફલ આપનાર પ્રભુ પણ શ્રીકૃષ્ણ જ છે. દેવતાઓ "પ્રભુ" (એટલે સ્વતંત્ર શક્તિ ધરાવનાર) નથી.

(૫) શ્લોક ૨૩-૨૫ ઉપરથી જણાય છે કે एक सद् विप्रा बहुधा वदन्ति અને एक सन्त बहुधा कल्पयन्ति–એ ઋગ્વેદના દાર્શનિક સિદ્ધાન્તનો સ્વીકાર અમુક વૈદિકોએ કર્યો ન હતો. જે વૈદિકોએ એનો સ્વીકાર કર્યો હતો તેમનો નિર્દેશ ૯-૧૫-૧૯મા અને બીજી રીતે ૨૦-૨૧માં પણ છે. શ્લોક ૧૫મા તો बहुधा (मा उपासते) એમ સ્પષ્ટ કહ્યું છે.

(૬) અતિ પ્રાચીન કાળમાં જેમ વૈદિક દેવોનું યજનમત કરનારો વૈદિક સમાજ હતો, તેમ પિતૃઓ અને ભૂતોને પણ સ્વતંત્ર શક્તિવાળા માનીને દરેક પિતૃ અને દરેક ભૂત (અમુક જીવયોનિ) ના પણ યજ્ઞ કરનારા સમાજો હતા. ભૂતો દેવ તથા પિતૃ બન્નેથી ઉતરતા જીવો હતાં છતાં એમનો યજ્ઞ કરનારને તેઓ કામ્ય ફલ આપતા અથવા પોતાનો લોક આપતા હતા, એવી માન્યતા હતી.

(૭) આ પ્રચલિત માન્યતાઓમાં, શ્રીકૃષ્ણના યજ્ઞ કરવાની માન્યતા, જે ૧૫-૧૯માં વિસ્તારથી આપી છે તે ઉમેરવાની છે, એમ ૨૩-૨૫માં (यान्ति मद्याजिनोऽपि माम्) દ્વારા કહ્યુ છે. "જેમ બીજા દેવપિતૃભૂતોનો યજ્ઞ કરનારાઓ સ્વઇષ્ટને પ્રાપ્ત કરે છે, તેમ મારો યજ્ઞ કરનારાઓ પણ મને મેળવે છે." એ કહેવા માટે જ ૨૩-૨૫ શ્લોકો કહ્યા છે, અને તે વચન દ્વારા વૈદિક કામ્ય યજ્ઞ ઉપર ટીકા કરે છે.

येऽप्यन्यदेवता भक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥२३॥
अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥२४॥
यान्ति देवव्रता देवान्पितॄन्यान्ति पितृव्रताः ।
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥२५॥

**અનુવાદ :** હે અર્જુન, વૈદિક દેવોરૂપે હું જ છું, એમ ભાવના અને શ્રદ્ધા રાખી યજ્ઞધર્મનું આચરણ કરનારાઓ વિશે મેં તને કહ્યું. તે ઉપરાંત (अपि) જે વૈદિકો શ્રદ્ધાપૂર્વક અન્યદેવો (વૈદિક દેવો)ના યજ્ઞો કરે છે, અર્થાત્ "અમુક દેવો સ્વતંત્ર રીતે યજ્ઞોના ભોક્તાઓ છે અને યજ્ઞફલ આપવા શક્તિશાળી (प्रभु) છે એવી શ્રદ્ધાથી અન્ય દેવોના યજ્ઞો કરે છે, તેઓ પણ (अपि) તાત્ત્વિક દૃષ્ટિએ મારું જ યજન કરે છે, પણ મારા યજ્ઞનો વિધિ તેઓ અનુસરતા નથી. યજ્ઞનો ભોક્તા મને માનવો જોઈએ અને નિષ્કામ યજ્ઞો જ કરવા જોઈએ (૨૩). આ જ સિદ્ધાન્ત તને બીજીવાર કહું કે, વૈદિક યજ્ઞધર્મીઓ ગીતાના વિધિપૂર્વક યજ્ઞ કરતા નથી કેમકે (हि) હું જ સર્વ યજ્ઞોનો (અપાએલી આહુતિઓનો) ભોક્તા છું અને ફ્લોનો આપનાર સ્વામી (પ્રભુ) છું; પણ આ વૈદિક યજ્ઞકર્મીઓ ખરી રીતે મને ઓળખતા નથી, તેથી તેમનુ ફળ (સ્વર્ગફળ) ટૂંક સમયનું જ છે અને તે ફળ સ્વર્ગમાં ભોગવીને પાછા આ પૃથ્વી ઉપર પડે છે (च्यवन्ति न) (૨૪). શ્લોક ૨૦-૨૧માં જે વૈદિકો વિશે કહ્યું છે તેઓના જેવી દશા આ અસલ વૈદિકોની

પણ થાય છે.—હે અર્જુન અત્યન્ત પ્રાચીનકાળથી જુદા જુદા સમાજોમાં વૈદિક દેવો, પિતૃઓ અને ભૂતોના યજ્ઞો થાય છે અને દરેક સમાજના યજમાનો જેનો યજ્ઞ કરે છે તેને (તેના લોકને) પ્રાપ્ત કરે છે, તે જ રીતે મારો યજ્ઞ કરનારાઓ પણ મને જ મેળવે છે. એમ મારા યજ્ઞ વિશે જ્ઞાન મેળવીને મારો યજ્ઞ નિષ્કામ રીતે કરવાથી મારી પ્રાપ્તિ રૂપ અનન્ત ફળ મળશે લોકો અનન્ત ફળની પ્રાપ્તિવાળો મારો યજ્ઞ નથી કરતા અને વિનાશી ફળની પ્રાપ્તિ કરાવનારા દેવો, પિતૃઓ અને ભૂતોના યજ્ઞો કરે છે. તે શોચનીય છે (૨૫).

## ગીતા : ૯. ૨૬

**પ્રસ્તાવના :** (૧) અત્યાર સુધી યજ્ઞ રૂપી પૂજન પ્રકાર કહ્યો. હવે એકદમ સહેલો, સુપ્રાપ્ય, બીન ખર્ચાળ, **સાદો પૂજન પ્રકાર ગીતા** આર્યધર્મના સમગ્ર ગ્રન્થોમાં અને કદાચ જગતના સમગ્ર ધર્મોમાં પણ **પ્રથમવાર જ દર્શાવે છે.** વૈદિક યજ્ઞ ધર્મ ખૂબ ખર્ચાળ હતો. ગીતાએ યજનની જગાએ उपहार આપવાનો પૂજનપ્રકાર નવો બતાવ્યો અને ઉપહારમાં કોઇ વૃક્ષનું પાંદડું અથવા પુલ ધરાવવાનું અથવા ફળ અને જળ ધરાવવાનું કહ્યું; જો એવી સામાન્ય ચીજ ભાવપૂર્વક શ્રીકૃષ્ણને ઉપહાર કરાય તો શ્રીકૃષ્ણ તેનો ઉપભોગ કરે છે (अश्नामि) અને તેના બદલામાં અનન્ત સુખ આપે છે; પણ આ ઉપહાર નિષ્કામ ભાવે આપવાનો છે.

(૨) ભારતીય "ધર્મ" (Religion)ના પ્રાચીન ઇતિહાસમાં ગીતા ૯-૨૬ એક અગત્યનો ફાળો આપે છે. જેમ ગીતા ૨-૪૮

(कमण्यवाधिकारस्ते) અપૂર્વ ફાળો છે, તે જ રીતે ગીતા ૯૨૬ પણ છે મૂળમા यज्ञ ધર્મ અત્યન્ત સાદો હતો, અને જળની અજલિ અથવા દુધની ધારા દેવને આપવાની હતી, અથવા અગ્નિમા સમિધ અર્પવાનુ હતું, પણ ગીતાના સમયમા ( क्रियाविशेषबहुलाम् ૨ ૪૩ ) યજ્ઞ એક મહાન સમારંભ થઇ ગયો હતો તે વખતે ગીતાકારે ( ગરીબ માટે તેમજ પૈસાદાર ) ધર્મવાન્ગુ વ્યક્તિમા ભક્તિ ભાવની જ અગત્યતા છે, એમ નવુ જ કહ્યુ. તેની નોધ ૯-૨૬ મા થઇ છે.

(૩) જે સાદો પૂજનનો ( અથવા યજનનો જ ) પ્રકાર આ શ્લોકમા બતાવ્યો છે તેમાં ભગવાનને સાદી રીતે પાદડું વગેરે અપાતું હશે અને પૂજનો આડબર થતો નહીં હોય તેમ વિચારીએ તો પૌરાણિક પૂજન વિધિ પણ ગીતાના દેવારાધનાના આ પ્રકાર કરતા વધારે કષ્ટદાયક છે, એમ માનવું પડે છે

पत्र पुष्प फल तोय यो मे भक्त्या प्रयच्छति ।
तदह भक्त्युपहृतमश्नामि प्रयतात्मन ॥२६॥

**ભાષાન્તર**–જેમ વૈદિકોને હું કહ્યુ છુ, કે परात्पर तत्त्व તરીકે દેવોની જગોએ મને (૪–૧૦મા કહેલા શ્રીકૃષ્ણને) સ્વીકારો, તેમા તે જ વૈદિકોને મારે પૂજન પ્રકાર પણ શીખવવો છે. તેઓ મોટા યજ્ઞ કુડો કરે છે, અગ્નિ અથવા અગ્નિઓ પ્રકટાવે છે, સૂક્તો ગાઇને આહુતિઓ આપે છે, તેઓમા ભક્તિભાવને બદલે વિધિને મહત્ત્વ અપાય છે, હુ તેમા અત્યન્ત સાદાઇ શીખવું છું. જે મનુષ્ય માત્ર એક પાદડું, પુષ્પ, ફળ અથવા જળ મને પ્રેમભાવથી, શરણાગતિની ભાવનાથી ( भक्तया )

ધરે છે તેનું તે ભક્તિપૂર્વક આપેલું જે કંઇ હોય તે હું આરોગું છું (अश्नामि), કેમકે તે **શુદ્ધમનથી** તેણે આપ્યું છે (प्रयतात्मनः). મનની શુધ્ધિથી અને પ્રેમથી આપેલું મને બહુ જ ગમે છે; ગુદે તે જ ગમે છે.

## ગીતા : ૯ ૨૭–૨૮

**પ્રસ્તાવના :** (૧) ખર્ચાળ યજ્ઞોની જગાએ જેમ ગીતાએ पत्र पुष्पનો યજનપ્રકાર આપ્યો તેમ હવે શ્લોક ૨૭–૨૮માં એ पत्र पुष्पથી પણ વધારે સાદો અને બીલકુલ ખર્ચાળ નહીં, એવો યજનપ્રકાર ગીતા આપે છે. यत्करोषि यदश्नासि–ભક્તિયાગ. યોગના માર્ગમાં મનુષ્યે રોજબરોજમાં ન આવવાનુ હોય તેવું કંઇ કરવાનું નથી; રોજીંદા જીવનમાં જ જે કરવું પડતું હોય, જે રાંધવું પડતું હોય, તે જ શ્રીકૃષ્ણને અર્પણ કરવું. એ જ પૂરતું છે. તેમ કરવાથી પોતાનાં કર્મોના બંધનથી મુક્ત રહેવાય છે. વૈદિક યજ્ઞોના જેવી મોટી તૈયારી કરવાની નથી, તેમજ પત્ર કે પુષ્પ કંઇ ઘરમાં ઉગતાં નથી, પણ બહાર લેવા જવું પડે છે; ને કદાચ તેનું મૂલ્ય પણ દેવું પડે છે. પણ આ ત્રીજા યજન-પ્રકારમાં તેની પણ જરુર નથી. પોતે જે કર્મ ધંધા તરીકે કરવું પડતું હોય તે જ, અને જે કંઇ નાની મોટી રસોઇ ભાણામાં આવે તે જ સંકલ્પ વડે શ્રીકૃષ્ણને અર્પણ કરવી; તો તે કર્મો ગમે તેવા પાપમય હશે તો પણ–બંધન નહીં કરે.

(૨) यज्जुहोषि. પ્રાચીન આર્ય જીવનમાં ત્રણ વાનાં દૈનિક કાર્યક્રમમાં હતાં. યજ્ઞ, દાન, અને તપ. કંઇપણ પ્રકારનું યજન, દાન અને તપ રોજે રોજ દરેક આર્ય કરતો; જેમ રોજ

અન્ન ખાય તેમ રોજ આ ત્રણ પણ દરેક દ્વિજ કરતો. તેથી ગીતા કહે છે કે જે કંઈ હવન તું કરે તે જ મને અર્પણ કર નવો, જુદો, હવન કરવાની જરૂર જ નથી

(૩) सन्यासयोगयुक्तात्मा–જ્યારે યોગી **સ્વકર્મ** જ શ્રીકૃષ્ણને અર્પણ કરે છે, ત્યારે તેનાથી પાપમય કર્મો થતા જ નથી કદાચ બાહ્ય દૃષ્ટિએ હિંસાદિયુક્ત કર્મો કરવા પડે, તે પણ શ્રીકૃષ્ણને અર્પણ થઈ જવાથી તે "પોતાના" કર્મો રહેતા નથી ખરૂં જોતા એ કર્મોનો એણે સંન્યાસ એટલે **શ્રીકૃષ્ણમાં ન્યાસ** કર્યો છે અહીં યોગીએ કર્મોનો માનસિક સંન્યાસ નથી કર્યો, પણ કર્મો જ શ્રીકૃષ્ણને આપી દીધા છે, માટે એણે તે કર્મો પોતાથી દૂર કરી દીધા છે, તેવા નવીન "સંન્યાસ" દ્વારા એણે **સમત્વ** મેળવ્યુ છે, તેના મનબુદ્ધિ એ પ્રકારના **વિશિષ્ટ સમત્વ યુક્ત** છે

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥२७॥
शुभाशुभफलरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।
सन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥२८॥

**ભાષાન્તર** હે અર્જુન, યોગનો જે સહેલો પ્રકાર શ્લોક ૨૬મા તને કહ્યો તેથી પણ વધારે સુલભ એક પ્રકાર કહું છું તારા રોજી દા જીવનમા તું અમુક કર્મો, ધંધાના અને બીજા, રોજ કરે છે, તું રોજ કંઈક ભોજન લે છે, રોજ બધા આર્યો કંઈક દાન અને કંઈક હવનાદિ કરે જ છે, તો તે રોજી દી વસ્તુ જ મને તું અર્પણ કરી દે તે કર્મ ઉપરથી તારી માલીકી અને તારો અહંકાર ઉઠાવી દે (૨૭) **એમ કરીશ તો** (एवम्)–

મનુષ્ય કર્મ કરે છે, પછી એ કર્મનાં સારાં ખરાબ ફ્લો એણે ભોગવવાં પડે છે; અને આ ફ્લો કર્મ સાથે મનુષ્યને બાંધનારા છે–તેવાં ફ્લોથી અને તે બંધનોથી તું છૂટો થઇશ અને પરિણામે, **તે કર્મો જ મને સોંપી દીધા**, એ ભાવનાવાળા તારા સંન્યાસ રૂપી જે યોગ એટલે કર્મની સફળતા નિષ્ફળતામાં હર્ષશોકરહિતપણું (समत्व), તેનાથી યુક્ત મનબુદ્ધિવાળો તું, સંસારથી છૂટેલો, **મને પામીશ**; મોક્ષના અનેક પ્રકારોમાંથી "મારી પાસે હાજર" રહેવા રૂપી મોક્ષ તું મેળવીશ. મને તેં કર્મો આપ્યાં તેના પરિણામે હું તને દેહપાત પછી મારી સન્નિધિમાં રાખીશ (૨૮).

## ગીતા : ૯. ૨૯

**પ્રસ્તાવના** : (૧) હું આ શ્લોકને ૨૮ તથા ૩૦મા, એ બન્ને શ્લોકોથી જુદો પાડીને વિચારવા ઇચ્છું છું.

(૨) મોક્ષના સાધનો ઘણાં છે; જ્ઞાન, કર્મ, ભક્તિ, ધ્યાન, જપ, ઇત્યાદિ. તે સર્વમાં "भक्ति" સાધન વિશિષ્ટ છે. ભક્તિ એટલે ભગવાનનો આશ્રય. ભક્ત ભગવાનને શરણે જાય છે, જેમ પુત્ર પિતાને, પત્ની પતિને, શિષ્ય ગુરુને, મિત્ર મિત્રને, શરણે જાય તેમ. પણ આશ્રય અને શરણાગતિના કોઈ પણ એક પ્રકારમાં હંમેશાં આશ્રિત અને આશ્રયદાતા વચ્ચે **પ્રેમની** એક **લાગણી રહે છે**. આ પ્રેમબંધન એક દિવ્ય બંધન છે. એમાં સ્વાર્થ નથી, ઈશ્વરપક્ષે, ભગવાનપક્ષે તો સ્વાર્થ છે જ **નહીં**. ભક્તપક્ષે પણ સ્વાર્થ નથી, કેમકે સ્વાર્થમાં કંઇક આપીને કંઇક લેવાનું હોય છે અથવા કંઇ લઇને પછી દેનારનો ત્યાગ

કરવામા આવે છે તેવુ આ ભક્ત કઇ કરતો નથી, ઊલટો માગેલુ સર્વ આપનાર, અને કોઇવાર કસાટી કરીને આપનાર, ભગવાનમા દૃઢ શ્રદ્ધા, અધિક ભક્તિ, વિશિષ્ટ પ્રેમ, પ્રેમની વૃદ્ધિ અનુભવે છે, (**હે માંઇબાબા, તું મને આવો પ્રેમ આપ, આવી ભક્તિ આપ**)

(૩) આ "પ્રેમ" દર્શાવવાના શબ્દો અહીં નોધપાત્ર છે, "मयि त तेषु चाप्यहम" મારામા તે ભક્તો છે અને તેઓમા હું છુ, જેને માટે પ્રેમ હોય તેને આપણે આપણી પાસે રાખીએ છીએ બે પ્રેમીઓ જુદા પડતા નથી, કેમકે વિયોગ પરસ્પર સહી શકાતો નથી ભક્ત ભગવાન **પાસે** જ છે એટલુ નહી પણ ભગવાન**માં** જ છે, પ્રેમની આ લાગણી, વ્યવહારમા જેની સાથે પ્રેમ હોય તેના વિષયમા, દરેક જણ અનુભવે છે

(૪) હવે, એક વસ્તુ ઇશ્વિર જો ભક્ત માટે આવો પ્રેમ રાખે તો શું, ઈશ્વિર ભક્ત પ્રતિ પક્ષપાત ધરાવે છે અને બીજાઓ પ્રતિ દ્વેષ રાખે છે, એમ કહેવાય ? ન જ કહેવાય ઊલટુ ભક્તના પ્રેમનો જવાબ ઈશ્વિર ન આપે તો ઈશ્વિર જડ ઠરશે, બેદરકાર ઠરશે તટસ્થતા ગુણ છે, પણ બેદરકારી અવગુણ છે

(૫) અહીં સ્વભાવથી અનાસક્ત ભગવાન અને જેને અનાસક્તિ કેળવવા ભગવાને ઉપદેશ આપ્યો છે તે ભક્ત, એ બન્ને એક જુદી ભૂમિકામા છે, પરમ શ્રેયપ્રાપ્તિની સપાટીએ પહોચેલા છે, ઈશ્વર દાતા છે, ભક્ત ગ્રહીતા છે અથવા બન્ને દાતાગ્રહીતા છે

(૬) ઉપર ૯-૪-૫મા मत्स्थानि भूतानि અને न च मत्स्थानि

भूतानि જે કહ્યું છે તેનો અર્થ કરવામાં "मयि ते तेषु चाप्यहम्" એ વાકય ઘણું ઉપયોગી છે. न च अहं तेषु अवस्थितः નો અર્થ ભગવાનને પોતામાં રહેલાં ભૂતો માટે આસક્તિ નથી, એમ અમે સૂચવ્યો છે; તે અર્થ ૨૯માના શબ્દો "मयि ते तेषु चाप्यहम्" ઉપરથી યોગ્ય ઠરે છે. આવા વાકયો ગીતામા બીજે સ્થળે પણ છે. માટે ૯.૪-૫માં અનાસક્તિ દ્વારા શ્રીકૃષ્ણનો योग જ વિવક્ષિત છે.

(૭) જેમ ભક્તિમાં તેમ જ્ઞાનમાં પણ પ્રેમ હોય છે, સરખાવો ज्ञानी त्वात्मैव मे मतम् ૭.૧૮માં જ્ઞાનીભક્ત વિવક્ષિત છે.

(૮) તથા मयि ते तेषु चाप्यहम् જોડે ૭.૧૨ नत्वहं तेषु ते मयि સરખાવો; અને ૯.૪-૫નો અર્થ પણ ૭.૧૨ની ભાષા ઉપરથી કરવો જોઇએ.

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥२९॥

**ભાષાન્તર**—હે અર્જુન, હું ઈશ્વર છું; અને મારે મન બધાં, પાપી-પુણ્યવાન, પ્રાણી માત્ર सम એક સરખા છે; હું બધા પ્રાણીઓ તરફ સરખો જ છું; મને કોઇ ધિક્કારપાત્ર નથી, કે નથી પ્રીતિપાત્ર. આમ હું બધા પ્રાણી તરફ એક સરખું વર્તન ન રાખું, ને કોઇને ધિક્કારું અને કોઇને ચાહું; તો તું અને બીજા મનુષ્ય મને विषम પક્ષપાતી કહેશો; અને ઈશ્વરપણામાંથી મને દૂર કરશો—પણ આ તો સર્વસામાન્ય સ્થિતિ છે. કેમકે, તેવી સ્થિતિ સામાન્ય રીતે હોવા છતાં; જે ભકતો મને પ્રેમપૂર્વક અનન્યશરણાગતિથી અને પ્રેમથી ભજે છે, મારો આશ્રય લે છે, **"તેઓ મારામાં છે ને તેઓમાં હું છુ,"** અર્થાત અમારી

બેની વચ્ચે પ્રેમ બંધાય છે. અમે એક બીજાની અત્યન્ત નજીક છીએ, અમે જુદા પડતા નથી.

## ગીતા : ૯. ૩૦-૩૨

**પ્રસ્તાવના**—(૧) ૯-૨૯માં ભકિતસિદ્ધાન્તની એક વિશિષ્ટતા કહી છે, કે ભકત અને ભગવાન વચ્ચે પ્રેમગ્રન્થી બંધાય છે. હવે, ૩૦-૩૨ અને ૩૩-૩૪માં ભકિતસિદ્ધાન્તની બીજી વિશિષ્ટતા કહે છે. ભકિતના આ અધ્યાયના સિદ્ધાન્તને राजविद्याराजगुह्य કહ્યો છે. સૌથી સરળ વિદ્યા અને સર્વથી ઉત્તમ 'गुह्य' કહેલ છે. જ્ઞાન, કર્મ, ધ્યાન, વગેરેમા સાધકે અમુક વિકાસ કર્યા પછી જ પ્રવેશ મળે છે. મન વાસનારહિત બને, ચિત્તશુદ્ધિ થાય, પાપો અને પાપમય કર્મો દૂર થાય, ત્યારે જ જ્ઞાન પ્રકાશે છે અને કર્મ સફળ થાય છે. પણ ભકિત માર્ગમાં ભલે પાપી કે દુરાચારી ભકત હોય પણ જો તે એકવાર સર્વ-ભાવથી, સર્વ પ્રેમથી, ભગવાનને શરણે જાય છે, તો તે **શરણાગતિથી જ તેની શુદ્ધિ થાય છે;** જ્ઞાન, કર્મ, ધ્યાન, એ સર્વ સાધનોનું અનુષ્ઠાન કરતાં પહેલાં પાપોથી મુકિત થવી જોઇએ, પછી એ સાધન કામગર થાય છે. પણ ભકિતના માર્ગમાં એકવાર મનુષ્ય દાખલ થાય તો પછી એના હૃદયની શુદ્ધિ સહેલાઇથી થાય છે. અગાઉથી શુધ્ધિ હોવી જ જોઇએ; એવો નિયમ અહીં નથી. આ ભકિત માર્ગનો ખાસ ગુણ છે. આ ગુણ એકી સાથે બે લાભ આપે છે; ભગવાનનો આશ્રય લેતાં પહેલાં પાપોથી મુકત થવું ફરજીયાત નથી, 'પાપીને ભગવાનનો આશ્રય મળતો નથી,' અથવા 'પાપીની પ્રાર્થના ભગવાન

સાંભળતાં નથી;' એમ નથી. **તદુપરાંત**, ભગવાનનો આશ્રય લીધા પછી પાપીની પાપનિર્મુક્તિ **જલદી** થાય છે કેમકે ભક્તિ જ પાપોને દૂર કરે છે.

(૨) હવે, એક બીજી વાત. ગીતાનો योग જ્યારે આચરવામા આવે છે; ત્યારે યુધ્ધના હિંસામય કર્મમાં રહેલું પાપ યોગીને બાધ કરતું નથી. અર્થાત समत्व પ્રાપ્ત થયા **પછીના** પાપોથી મુક્તિ મળે છે. પણ જે પાપો લઈને મનુષ્ય જન્મેલો હોય છે, જેમકે (એક રીતે) શુદ્ર, સ્ત્રીઓ અને વૈશ્યો પાપો લઈને જ, જે પાપો કરેલાં છે તેના ફળરૂપે જ તેઓ પાપયોનિમાં જમેલાં છે; તે પાપોનું શું થાય ? આ પાપો ક્રિયમાણ કર્મો નથી; પણ પ્રારબ્ધ કર્મો છે, તેનું ફળ શું ભોગવવું જ પડે છે ? એ પાપોની શિક્ષા ભોગવીને બ્રાહ્મણનો જન્મ, શુદ્ધ, પાપરહિત જન્મ, જીવને મળે; તે સિવાય શું તે જીવનો ઉદ્ધાર શક્ય જ નથી ? ગીતા કહે છે કે "શક્ય છે" "ભક્તિ દ્વારા શક્ય છે." યોગના અમુક પ્રકારો માત્ર ક્રિયમાણ કર્મોના **પાપોથી** બચાવે છે; પણ ભક્તિપૂર્વક યોગ ગતજન્મનાં પાપોનો પણ જલદી નાશ કરે છે. યોગના બધા પ્રકારમાં નવાં પાપો થતાં જ નથી.

(૩) न मे भक्तः प्रणश्यति સરખાવો छिन्नाभ्रमिव नश्यति, જે સમજાવવાને કહ્યું છે કે नहि कल्याणकृत्कश्चित् दुर्गतिं तात गच्छति (૬·૪૦). મનુષ્યે પાપો કર્યાં હોય તો તેની દુર્ગતિ થવી જ જોઈએ. પણ એ પાપોની જે કંઈ શિક્ષા હોય તે થાય તે પહેલાં જો તે "ભક્તિ" તરફ વળે, તો દુર્ગતિમાંથી બચી જાય છે "न मे भक्तः प्रणश्यति" **એ ભક્તિમાર્ગને ઉદ્દેશીને નથી**

કહ્યુ; પણ પાપીભક્તનું શું થાય? તેવી શંકાનો જવાબ છે. ગીતામા જે પ્રકારની ભક્તિ રહી છે, તેમાં પતનનો ભય છે કે કેમ? તે પ્રશ્ન અહી (૯.૩૧મા) ઉપસ્થિત (પ્રસ્તુત) નથી. ગીતાના યાગમા "અયતિને" પતનનો ભય છે કે કેમ તે પ્રશ્ન ૬.૩૭ ૪૫માં ચર્ચાયો છે પણ તેવો પ્રશ્ન "ભક્ત"ના વિષયમાં અહીં (૯.૩૧મા) ચર્ચાયો નથી અહીં તો શ્રીકૃષ્ણ કહે છે કે જો પાપી ભક્તિના સાધનથી ભગવાન પાસે જવા યત્ન કરે તો તે સફળ થાય છે, તેણે કરેલા પાપો તેની આડા આવતા નથી આનું કારણ એ છે કે ભક્તિનુ અવલંબન લીધા પછી ભક્તિ જ પાપીના પાપો દૂર કરીને, જલદીથી પાપીને ધર્માત્મા બનાવે છે (૯.૩૧) અહી ભક્તિ માર્ગમા રહેલા ભયનો પ્રશ્ન પ્રસ્તુત નથી.

> अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक ।
> साधुरेव स मन्तव्य सम्यग्व्यवसितो हि स ॥३०॥
> क्षिप्र भवति धर्मात्मा शश्वच्छान्ति निगच्छति ।
> कौन्तेय प्रति जानीहि न मे भक्त प्रणश्यति ॥३१॥
> मा हि पार्थ व्यपाश्रित्य येऽपि स्यु पापयोनय ।
> स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥३२॥

અનુવાદ : હે અર્જુન, તને "ભક્તિ"ના સાધનનો એક વિશિષ્ટ ગુણ કહ્યો, કે ભક્તિમા ભક્ત અને ભગવાન વચ્ચે એક પ્રેમગાંઠ બંધાય છે હવે તને ભક્તિસાધનની બીજી વિશિષ્ટતા કહું છું. ભક્તિ સિવાયના, ભગવાન પાસે જવાના જે બીજા જ્ઞાન, કર્મ, ધ્યાન ઇત્યાદિ સાધનો છે, તે સાધનનુ આચરણ કરતાં પહેલાં સાધકે ચિત્તશુદ્ધિ અને પાપક્ષય મેળવવા પડે છે,

પછી જ જ્ઞાન વગેરે સમજાય છે અને ફળ આપે છે, મોક્ષ આપે છે. વળી, જ્ઞાન નવા પાપોને થવા દેતું નથી, પણ પ્રારબ્ધનો નાશ જ્ઞાન સહેલાઇથી કરી શકતું નથી. જ્ઞાનનાં બારણાં પાપી માટે બંધ છે. પણ ભક્તિનાં બારણાં પાપી માટે તો ખાસ ખુલ્લાં છે. માટે જો કદાચ ખૂબ દુરાચારી (પાપી) બીજા કોઇનો વિચાર માત્ર, બીજી કોઇ વસ્તુનો વિચાર પણ કર્યા વગર મારો જ આશ્રય લે (भजते), તો સમાજે એ પાપીને સાધુ જ માનવો, કારણ કે એ પાપીનો ભક્તિમાર્ગે જવાનો નિર્ણય જ ઘણો સારો છે (૩૦). અને બીજું કારણ, પાપી જો ભક્તિનું અવલંબન લે છે તો (અવલંબન લીધા પછી) તુરત જ તે પુણ્યાત્મા બને છે અને (છેવટે) સર્વોચ્ચ ગતિ એટલે કાયમી શાન્તિ તે મેળવે છે. હે કૌન્તેય તુ સમાજમાં જાહેર કર કે શ્રીકૃષ્ણની ભક્તિનું સાધન સ્વીકારનાર **પાપી હોય તો પણ** દુર્ગતિ પામતો નથી (૩૧). કેમકે જે પાપયોનિ જીવો, અર્થાત્ સ્ત્રીઓ, વૈશ્યો અને શૂદ્રો હોય, તેઓ પણ મારો આશ્રય લીધા પછી, મારી ભક્તિનો રસ્તો પકડ્યા પછી, ઉત્તમ ગતિને પામે છે (૩૨).

## ગીતા : ૯. ૩૩–૩૪

**પ્રસ્તાવના :** (૧) ગતજન્મનાં પાપો, પ્રારબ્ધ પાપો, પાપયોનિમાં જન્મેલાનાં પાપો, દૂર કરવાની ભક્તિની શક્તિ વિશે ૩૦–૩૨માં કહ્યું. **ભક્તિની આ અજબ શક્તિ ઉપરથી ગીતાકાર ભક્તિની એક બીજી શ્રેષ્ઠતા 'પરિણામ'ની જેમ, તારવી કાઢે છે.** પુણ્યશાળી બ્રાહ્મણ તથા રાજર્ષિઓ માટે જ્ઞાન

વગેરે સાધનો કરતા ભક્તિ સાધન વધારે સારુ છે, કેમકે વધારે જલદી કામ કરે છે. ભક્તિ પાપીઓને જલદી નિષ્પાપ કરે છે અને પછી મોક્ષ આપે છે, તો નિષ્પાપોને તો ત્વરિત મોક્ષ આપી દે છે. અર્જુન રાજર્ષિ અથવા ક્ષત્રિય છે, પુણ્યયોનિ છે, તો જ્ઞાન, ધ્યાન, નો આશ્રય ન લેતા તેણે ભક્તિનો આશ્રય લેવો જેથી શીઘ્ર મોક્ષ મળે.

(૨) अनित्यमसुखम् દુનિયા દુ:ખથી ભરેલી છે; માટે સુખ, શાશ્વત સુખ મેળવવા યત્ન કરવો જોઇએ, દુનિયાનુ સુખ, છેવટે દુ:ખરૂપ છે, માટે દુનિયામા પડી ન રહેવુ જોઇએ બુદ્ધ ભગવાને પણ આમ કહેલુ

(૩) मामेवैष्यसि સરખાવો मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे– ભક્તિના સ્વત સિદ્ધ બળને લીધે શ્રીકૃષ્ણ અર્જુનને પોતાના તરફથી એક પ્રકારની ખાતરી આપે છે કે ભક્તિનો આશ્રય, અવલંબન, તુ કરીશ તો તું મને જ પામીશ. મને જલદી પામીશ, એમ અહીં કહેવા ઇચ્છયું છે.

किं पुनर्ब्राह्मणा पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥३३॥
मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥३४॥

ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे राजविद्याराजगुह्ययोगो नाम नवमोऽध्यायः ।९।

અનુવાદ-હે અર્જુન, ભક્તિમા પાપીને પાપમુક્ત કરવાની શક્તિ છે અને પાપથી મુક્ત કર્યા પછી ભક્તિ પાપીને એટલે

શુદ્ધ થએલા પાપીને મોક્ષ આપે છે. પણ જો જન્મશુદ્ધ એવા બ્રાહ્મણો અને રાજર્ષિઓ ભજતો બને તો પૂછવું જ શું? એમને જલદી મુક્તિ મળી જાય, ભક્તિના બળથી. આ દુનિયા અનિત્ય, વિનાશી છે, દુનિયાનું સુખ સ્વલ્પ સમયનું છે; જે કંઇ સુખ જેવું લાગે છે, તે છેવટે તો असुख છે, દુનિયા જ દુઃખમય છે; દુનિયાની દુઃખમયતાનો દરેક સમજુ માણસે વિચાર કરવો જોઇએ. આવી દુઃખમય દુનિયામાં આવીને તું મારી ભક્તિ કર; ભક્તિ દ્વારા તને શાન્તિ, બીજા સાધનો કરતાં જલદી મળશે (૩૩). હવે, ભક્તિના સ્વગત બળને લીધે હું તને એક ખાતરી આપું છું તે સાંભળ. તારું મન મારામાં રાખ, મારો આશ્રય (શરણાગતિ) લે, તારા બધા યજ્ઞો, દેવોને બદલે મને જ આપ, જેમ શ્લોક ૧૫–૧૯માં, તથા ૨૭માં, ૩૪Aમાં કહ્યું તેમ, મને જ નમસ્કાર કર (શ્લોક ૧૪). આમ તારા મનને समत्व–યુક્ત બનાવીને અને મને તારું ધ્યેય માનીને તું ભક્તિમાર્ગે મને જ મેળવીશ (૩૪). આ અધ્યાયના નામ राजविद्याराजगुह्ययोगની સમજણ અમે ઉપર આપી છે (જુઓ ભા. ૨ પા. ૨).

---

# અધ્યાય દશમો

## ગીતા : ૧૦.૧

**પ્રસ્તાવના**–આ અને આવા બીજા શ્લોકો જે બીજા ઘણા અધ્યાયોના પ્રારંભમાં ગીતાકાર આપે છે તેનો બરાબર અભ્યાસ થવો જોઇએ. આવા શ્લોકો ગીતાના અધ્યાયોનો પરસ્પર સંબંધ કેવો છે તે બતાવે છે. નવમા અધ્યાયનો કોઇ મુદ્દો બાકી રહી ગયો નથી અથવા આગલા કોઇ અધ્યાયમાં જે કહ્યું છે તેનું કંઇ અસ્પષ્ટ રહેલું સમજાવવાની કે સવિસ્તર કહેવાની જરૂરિયાત ઉપસ્થિત થઇ નથી, કે જેથી દશમો અધ્યાય શરૂ કરવો જ પડે. ગીતાકાર શ્રીભગવાન પાસે જ કંઇ નવું કહેવરાવવા માટે ૧૦મો અધ્યાય શરૂ કરાવે છે. નવમા અધ્યાયની શરૂઆત પણ, આમ જ "હું તને જ્ઞાન કહીશ" એમ કહીને થઇ હતી. ૧૪મા અધ્યાયનો પહેલો શ્લોક પણ આમ જ શરૂ થાય છેઃ "હું તને અનેક જ્ઞાનોમાંથી ઉત્તમ જ્ઞાન એકવાર ફરીથી આગળ કહીશ". બીજા કેટલાક (૧૫મો વગેરે) અધ્યાયોમાં પણ આમ જ શરૂઆત થાય છે. ગીતાના દરેક અધ્યાયમાં એક સ્વતંત્ર યોગ વિવક્ષિત છે.

श्रीभगवानुवाच

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥१॥

અનુવાદ : શ્રી ભગવાન કહે છે, હે મહાબાહુ અર્જુન, ફરીથી (અથવા આગળ) જ તું મારો ઉત્તમ ઉપદેશ સાંભળ, જે હું તારા હિતની ઇચ્છાથી, મારા ઉપદેશથી આનન્દ પામતાં તને કહીશ (૧).

નોંધ : જેમ નવમા અધ્યાયમાં અર્જુન अनसूयु હોવાથી શ્રીકૃષ્ણે શરૂઆત કરી તેમ અહીં અર્જુન प्रीयमाण છે, એ કારણથી શરૂઆત કરી છે. આ તો ગીતાકારની નવો योग શરુ કરવા માટે એક યુક્તિ છે, જે દ્વારા તેઓ પોતાના નવા યોગને શ્રીકૃષ્ણના મુખમાં મૂકી શકે અને "શ્રીકૃષ્ણાર્જુનસંવાદ"નો ભાગ બનાવી શકે. આ રીતે અર્જુનના 'प्रीयमाणत्व'ના મિષે ગીતાકારે આ અધ્યાયની શરૂઆત કરી છે.

## ગીતા : ૧૦ ૨-૩

પ્રસ્તાવના : (૧) આ બે શ્લોકોમાં, શ્રીકૃષ્ણ સર્વોત્કૃષ્ટ તત્ત્વ છે, એમ કહ્યું છે. **શ્રીકૃષ્ણની સર્વોત્કૃષ્ટતા સિદ્ધ કરવા માટે જુદા જુદા અધ્યાયોમાં જુદી જુદી રીતો લેવામાં** આવી છે. સાતમા અધ્યાયમાં, શ્રીકૃષ્ણની अपरा અને परा એ બે પ્રકૃતિઓ છે અને શ્રીકૃષ્ણથી परतर 'अन्यत् किञ्चित्' નથી એમ કહ્યું છે. આઠમા અધ્યાયમાં, पर अक्षरને શ્રીકૃષ્ણનું धाम (૮·૨૧) કહ્યું છે; અને શ્રીકૃષ્ણને પ્રાપ્ત કર્યા પછી મુક્ત ફરીથી આ દુનિયામાં જન્મ લેતો નથી એમ કહ્યું છે; તથા पुरुष ને अधियज्ञ श्रीकृष्णનું એક સ્વરૂપ કહેવા ઇચ્છયું હોય, એમ આઠમા અધ્યાયના શ્લોકો ઉપરથી જણાય છે, તે અમે અગાઉ બતાવ્યું છે નવમા અધ્યાયમાં જગત સૃષ્ટિરૂપ योग અથવા નિષ્કામ

કર્મ કરનાર તરીકે શ્રીકૃષ્ણ હોવાથી તેમની પરાત્પરતા સિદ્ધ થાય છે.

અહીં દશમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પરાત્પર છે એમ સાબિત કરવા માટે શ્રીકૃષ્ણ દેવો અને મહર્ષિઓના આદિ (કારણ) છે, એમ દલીલ આપી છે. આ દલીલ વૈદિક સમાજની તે વખતની સ્થિતિ ઉપરથી ઉદ્ભવી લાગે છે. વૈદિક સમાજ દેવો અને મહર્ષિઓમાં માન્યતા ધરાવતો હતો. તે દેવો સ્વતંત્ર હતા. વેદનાં સૂક્તોના દરેકના એક "દેવતા" છે; અને દરેક સૂક્તના "દ્રષ્ટા" એક મહર્ષિ અથવા ઋષિ છે. શ્રીકૃષ્ણ દેવોના આદિ હોવાથી અને શ્રીકૃષ્ણનો આદિ બીજો કોઈ ન હોવાથી શ્રીકૃષ્ણ અનાદિ છે. શ્રીકૃષ્ણ અજ અને લોકોના મહેશ્વર છે.

(૨) શ્રીકૃષ્ણનો આ મહિમા અહીં શા માટે કહ્યો છે? ખુદ શ્રીકૃષ્ણનો નિર્દેશ જ અહીં શા માટે કર્યો છે? શ્રીકૃષ્ણને "જગત્કારણ" તરીકે સમજાવવા? એટલે શું એક દાર્શનિક મતનું પ્રતિપાદન કરવા માટે શ્રીકૃષ્ણની મહત્તા અહીં કહી છે? ના, શ્રીકૃષ્ણનો મહિમા યોગનો એક પ્રકાર બતાવવા અહીં ગાયો છે. કેમકે એક નવી રીતે શ્રીકૃષ્ણને જાણનાર પોતાના કર્મો કરવામાં અર્જુનની જેમ સંમોહ અનુભવતો નથી; શ્રીકૃષ્ણનું જ્ઞાન ધરાવનાર **સર્વપાપોથી** છૂટે છે (सर्वपापैः प्रमुच्यते); પોતાના વર્ણ વગેરેનાં જે જે કર્મો રોજ રોજ કરવાનાં હોય છે તે કર્મોનાં પાપો શ્રીકૃષ્ણને જાણનાર યોગીને વળગતાં નથી. હવે પછીના શ્લોકોમાં કહેવામાં આવ્યું છે કે અજ, અનાદિ, લોકમહેશ્વર **શ્રીકૃષ્ણની વિભૂતિઓ**

અને યોગ જાણનારને અવિકંપ યોગ એટલે "ફલયોગ" પ્રાપ્ત થાય છે (૯-૭). તદઉપરાંત શ્રીકૃષ્ણ વિશે બીજું પણ ઘણું અહીં કહ્યું છે. આ પરિપકવયોગ જાણનાર સર્વકર્મો કરે છે, છતાં તે કર્મોમાં રહેલા પાપોથી મુક્ત રહે છે, એમ શ્લોક ત્રીજાના ઉત્તરાર્ધનો અર્થ વિવક્ષિત છે, અથવા (असमूढ. स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते–એ વાક્ય દ્વારા) કહેલો જ છે.

> न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
> अहमादिर्हि देवाना महर्षीणां च सर्वशः ॥२॥
> यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
> असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥३॥

ભાષાન્તર–હે અર્જુન, વૈદિકો દેવોમાં અને ઋષિઓમાં માને છે; વૈદિકોની સૂકતો નામની પ્રાર્થનાઓને દરેકને એક દેવ અને તે સૂકતનાં એક દ્રષ્ટા ઋષિ હોય છે. આ દેવોને અને ઋષિઓને તેઓ અનાદિ માને છે. પણ ખરી હકીકત એ છે કે તે દેવો અને તે ઋષિઓ જ જાણતા નથી કે હું કૃષ્ણ ક્યાંથી ઉત્પન્ન થયો. જો દેવો અને ઋષિઓ અનાદિ હોય અને હું કૃષ્ણ અનાદિ ન હોઉં તો તે દેવો ઋષિઓને મારી ઉત્પત્તિ ક્યાંથી થઇ, તેનું જ્ઞાન હોવું જોઇએ. પણ તેમને તે જ્ઞાન નથી, કેમકે દેવો અને મહર્ષિઓની જ ઉત્પત્તિ મારામાંથી થઇ છે, તેમની ઉત્પત્તિનું કારણ હું છું. (તેમની ઉત્પત્તિ મારામાંથી કેવી રીતે થઇ છે તે હું તને શ્લોક ૬માં કહીશ) (૨). જે મનુષ્ય મને અજ, અનાદિ અને લોકમહેશ્વર જાણે છે તેને (પોતાના કર્તવ્ય વિશે) સંમોહ થતો નથી, તે તો પોતાના બધાં કર્મો (પાપમય કર્મો

પણ) કરે છે અને છતાં સર્વ પાપોથી મુક્ત રહે છે. કેમકે મારા જ્ઞાનથી મનુષ્યને એક નવા પ્રકારનું समत्व, એક નવો योग મળે છે (૩).

## ગીતા : ૧૦. ૪–૭ અને ૮–૧૧

**પ્રસ્તાવના :** શ્રીકૃષ્ણ સર્વોચ્ચ તત્ત્વ છે એમ શ્લોક ૨–૩માં કહ્યુ છે. સાથે એમ પણ કહ્યું છે કે શ્રીકૃષ્ણના જ્ઞાનથી (અર્જુનને થયો તેવો) સ્વકર્તવ્ય વિશે સંમોહ થતો નથી અને જે પાપકર્મો જીવનમાં કરવાં પડે, તેનાં પાપોથી મનુષ્ય મુક્ત રહે છે આ બીજી વાત જ ગીતામાં મુખ્ય કહેવાની છે. પોતાનાં કર્મો એવી રીતે કરવાં કે તેનાં સારાં ખરાબ ફળો કર્તાને સ્પર્શ ન કરે; તેવી એક રીત જ બતાવવાનો અહીં ગીતાનો મુખ્ય ઉદ્દેશ છે. તે ઉદ્દેશ જ ૧૦-૩Bમાંસ્પષ્ટ કર્યો છે. તેથી શ્રીકૃષ્ણની સર્વોચ્ચતાનોવિષય પણ અહીં ગૌણ છે.

## ગીતા : ૧૦. ૪–૭

પ્રસ્તાવના (૧) હવે, સર્વોચ્ચ તત્ત્વ શ્રીકૃષ્ણ પાસેથી પ્રાણીઓને વિવિધ ભાવો પ્રાપ્ત થાય છે; અર્થાત્ મનુષ્યો જે જે કંઇ બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ (કર્તવ્યની સ્પષ્ટ સમજણ), ક્ષમા, સત્ય, ઇત્યાદિ સદ્ગુણો, પોતામાં અનુભવે છે અને ધરાવે છે, તે સર્વ એ પ્રાણીઓનાં પોતાનાં ભૂતકાળના કર્મોને લીધે પ્રાપ્ત થએલા અનુભવો નથી, પણ શ્રીકૃષ્ણ સર્વોચ્ચ તત્ત્વ તરીકે તે તે પ્રાણીઓને વિવિધ અનુભવો કરાવે છે. સરખાવો–नत्वर्म अविभागात् ब्र सू. II. I. આ કાર્ય શ્રીકૃષ્ણ નિષ્કામ રીતે કરે છે કેમકે શ્રીકૃષ્ણ આપ્તકામ છે. શ્લોક ૭મા, આ કાર્યને

શ્રીકૃષ્ણનો "યોગ" "સમત્વયુક્ત કર્મ" કહેવામાં આવેલ છે. શ્રીકૃષ્ણનો યોગ સમજવાથી મનુષ્યનો પોતાનો યોગ અવિકમ્પ થાય છે (૧૦·૭).

(૨) શ્લોક ૧૦·૬ માં–પૂર્વકાળના સાત મહર્ષિઓ અને ચાર મનુઓ શ્રીકૃષ્ણનાં જ સ્વરૂપો (ભાવા.) હતા અને શ્રીકૃષ્ણના માનસ સ્વરૂપો તરીકે જનમ્યા હતા, અર્થાત્ મનુષ્ય કે ઇતર પ્રાણીઓની જેમ યોનિજ ન હતા, પણ શ્રીકૃષ્ણના સંકલ્પ માત્રથી જ જનમ્યા હતા. આ દૃષ્ટિએ શ્રીકૃષ્ણની વિભૂતિ એટલે શ્રીકૃષ્ણની જ **વિશિષ્ટ આકૃતિઓ** કહી છે. આ વિભૂતિનું જ્ઞાન થવાથી, જેમ શ્રીકૃષ્ણના યોગના જ્ઞાનથી થાય છે તેમ, મનુષ્યનો પોતાનો યોગ અવિકમ્પ થાય છે.

(૩) આમ ૧૦·૪–૭ માં શ્રીકૃષ્ણની વિભૂતિ અને યોગ કહ્યા છે; તે અહીં ગીતામાં સ્વતંત્ર વિષયો તરીકે કહેલા નથી; પણ "વિભૂતિયોગ" એટલે ગીતાના યોગનુ એક સ્વતંત્ર સ્વરૂપ, તે રજુ કરવા માટે તેમાં સાધન તરીકે કહ્યા છે. વિભૂતિયોગનો અર્થ: શ્રીકૃષ્ણ વિશિષ્ટ રૂપો ધારણ કરે છે અને **તે રૂપોદ્વારા જગતમાં પોતે જ જુદા જુદા નિષ્કામ કર્મો કરી રહ્યા છે,** એવું વિભૂતિઓનું જ્ઞાન થવાથી મનુષ્યનો પોતાનો યોગ પરિપક્વ અને, તેવો, યોગ નો એક પ્રકાર. આ હકીકત શ્લોક ૭ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. શ્રીકૃષ્ણની વિભૂતિઓ (ની સમજણ) દ્વારા સમત્વ, તેનું નામ વિભૂતિયોગ. શ્લોક ૭મો આ અધ્યાયનું નામ સમજાવે છે.

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखंदुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥४॥
अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥५॥
महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥६॥
एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः ॥७॥

**અનુવાદ**:–હે અર્જુન, હવે તને એક નવો યોગ કહું છું. મનુષ્યોને ઘણા ઘણા માનસિક અનુભવો, સદ્‌ગુણો, સ્થિતિઓ-માંથી પસાર થવું પડે છે. આ બધી, મનોવૃત્તિઓ અને **અનુભવો મનુષ્યના પોતાના અનાદિ અને પૂર્વ કર્મોને લીધે નથી** થતાં, પણ હું એમને આ સદ્‌ગુણોના અનુભવો કરાવું છું; કેમકે **મારા તરફથી એ મનોવૃત્તિઓ મનુષ્યોમાં ઉદ્‌ભવે છે. આ સિદ્ધાન્ત** પ્રમાણે બુદ્ધિ, જ્ઞાન, સ્વકર્તવ્યની સમજણ (असमोह), ક્ષમા, સત્ય, ઇન્દ્રિયોનો સંયમ (दम.), મનનો સંયમ (शम.), સુખ, દુઃખ, કોઈ વસ્તુની હાજરી (भवः) અને કોઈ વસ્તીની ગેરહાજરી (अभाव), ભય અને ભયનો અભાવ, (૪) અહિંસા (હિંસાના અભાવની વૃત્તિ), કર્મની સફળતા–નિષ્ફળતામાં મનનું સમત્વ, જેને ગીતામાં યોગ કહેલ છે તે, સંતોષ, તપ, દાન, યશ, યશનો અભાવ–આ અને આવા વિવિધ શારીરિક તથા માનસિક ભાવો પ્રાણીઓને-મનુષ્યોને-**પોતાનાં કરેલાં અનાદિ કર્મોનાં પરિણામે મળતા નથી, પણ મારી પાસેથી (મારી ઇચ્છા)થી મળે છે. હું સર્વોચ્ચ**

તત્ત્વ તરીકે એમને આવા અનુભવો કરાવું છું (૫). હે અર્જુન, જૂના કાળમાં સાત મહર્ષિઓ થયા અને ચાર મનુઓ થયા. તે વાત જાણીતી છે. એ અગિયાર વ્યક્તિઓની આ પ્રજાઓ આપણે દુનિયામાં જોઇએ છીએ. તે અગિયાર વ્યક્તિઓ રૂપે મારાં જ (માનસ) સ્વરૂપો જન્મેલા હતાં. એ રૂપે હું જ મારા મનોબળથી પ્રકટ થયો હતો. હું મારા મનઃસંકલ્પથી જે જે રૂપે બનુ છું તે રૂપ મારી "विभूति" (વિશિષ્ટ બનવું) કહેવાય છે (૬). શ્લોક ૪–૫માં મેં મારાં નિષ્કામ કર્મો તને કહ્યાં અને શ્લોક ૬માં મારાં વિશિષ્ટરૂપોમાંથી બે પ્રકારના, મહર્ષિઓ તરીકેનાં અને મનુઓ તરીકેનાં, રૂપો તને કહ્યાં. આમ, મેં મારો योग અને મારી વિભૂતિનો સિદ્ધાન્ત (વિભૂતિમ્‌માં એક વચન છે), એ બે વસ્તુઓ કહી. આ બે વાતો તને કહેવાનું કારણ એ છે કે ગીતાનો મુખ્ય વિષય योगનો છે, અને જે યોગાનુયાયી મારી વિભૂતિનો સિદ્ધાન્ત અને મારો योग જાણે છે તેનો પોતાનો योग દૃઢ થાય છે, એટલે કે એને દૃઢ (અવિકમ્પ) ફલયોગની પ્રાપ્તિ થાય છે. એમાં કંઇ શંકા નથી (૭).

નોંધ–(૧) ऋषयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा–ના ઘણા અર્થો થાય છે. Bhagavadgita: A Fresh Approach P. 415

## ગીતા : ૧૦.૮–૧૧

**પ્રસ્તાવના :** (૧) ખરું જોતાં આ શ્લોકો અગાઉના ચાર (શ્લોક ૪–૭) સાથે જ લેવા, વિચારવા જોઇએ. કેમકે, નીચેની ચર્ચા ઉપરથી જણાશે કે, શ્લોકો ૮–૧૧માં આગલા ચાર શ્લોકોનો જ વિષય ચાલુ છે.

(૨) શ્લોક ૮માં કહ્યું છે કે अहं सर्वस्य प्रभव : 'હું દરેકની (બધાની) ઉત્પત્તિનું મૂળ છું.' આ વાક્ય શ્લોક ૨–૩ની હકીકતને ધ્યાનમાં રાખીને લખાયું છે. ૧૦.૨–૩માં શ્રીકૃષ્ણ સર્વ જગતનું મૂળ છે, એમ કહ્યું છે. તેવી જ રીતે, શ્લોક ૮માં "मत्त सर्वं प्रवर्तते" મારામાંથી દરેકની પ્રવૃત્તિ થાય છે"–આ વાક્ય, મારા મત મુજબ, શ્લોક ૪–૭ના વિષયનો સંક્ષેપ છે. ૪–૫ મુજબ દરેકને બધી મનોવૃત્તિઓ પોતાનાં પૂર્વ કર્માનુસાર નહીં, પણ ઈશ્વર શ્રીકૃષ્ણ પાસેથી જ મળે છે; તો તે મુજબ જ દરેક પોતાનાં કર્મ (પ્રવૃત્તિ) કરે છે. મહર્ષિઓ અને મનુઓ રૂપે શ્રીકૃષ્ણે જ પ્રજાઉત્પાદન (પ્રજાસૃષ્ટિ)ની બધી પ્રવૃત્તિ કરી છે. આ બન્ને બાબતોનો ઉપયોગ ગીતા પોતાના વિભૂતિયોગની સમજણ માટે કરે છે. આ બન્ને બાબતો જાણીને મનુષ્યે શ્રીકૃષ્ણનો આશ્રય લેવો. આમ ભક્તિ દ્વારા વિભૂતિયોગ સિદ્ધ કરવો, એમ અહીં કહ્યું છે (૧૦.૮).

(૩) જ્યારે મનુષ્ય વિભૂતિયોગ સાધવા શ્રીકૃષ્ણનો આશ્રય લે છે, એમની ભક્તિ કરે છે, ત્યારે તેવા ભક્તિવાળા વિભૂતિયોગના અનુયાયીઓને સામેથી આવીને શ્રીકૃષ્ણ बुद्धियोग એટલે સમત્વ-બુદ્ધિવાળો योग (નિષ્કામ કર્માચરણ) આપે છે. આમ સામેથી આવીને શ્રીકૃષ્ણ ભક્તને માર્ગદર્શન આપે છે, કેમકે શ્રીભગવાન દયાળુ છે (अनुकम्पार्थम्), પોતાના ભક્તને મદદ કરે છે, ભક્તનું અજ્ઞાન ભગવાન પોતે જ દૂર કરે છે (શ્લોક ૧૧). આ રીતે શ્લોક ૭માં કહ્યા મુજબ શ્રીકૃષ્ણની વિભૂતિ અને શ્રીકૃષ્ણના યોગના જ્ઞાનથી યોગાનુયાયીનો વિભૂતિયોગ દૃઢ, દૃઢતર થાય છે.

(૪) અહીં ભક્તિનો એક મહાન સિદ્ધાન્ત રજૂ થયો છે. જ્યારે ભક્ત ભગવાનનુ "ભજન કરે છે" એટલે આશ્રય લે છે, અને ભક્તિપરાયણ થવા મથે છે, ત્યારે ઈશ્વર જ સામેથી આવીને એના અજ્ઞાનનો નાશ કરે છે. ભગવાનમાં આવા ભક્ત માટે અનુકંપા છે. તેથી ભગવાન આમ સહાનુભૂતિથી ભક્તને બુદ્ધિ યોગ આપે છે, ભક્ત જે માગે છે, તે તેને સહેલાઇથી ભગવાન આપે.—જો શ્લોક ૮–૧૧નો આમ અર્થ કરીએ તો, શ્લોક ૭માં જે કહ્યું છે કે યોગાનુયાયીનો યોગ દૃઢ થાય છે, તે કેવી રીતે થાય છે, તેની સમજણ ૮–૧૧માંથી આપણને મળે છે.

अहं सर्वस्य प्रभवो मत्त. सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥८॥
मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥९॥
तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥१०॥
तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥११॥

અનુવાદ–મેં તને ઉપર શ્લોક ૨–૩માં જે કહ્યુ તેનો અર્થ સંક્ષેપમાં એમ છે કે **આ સર્વ** જગત્**ની** ઉત્પત્તિ **મારામાંથી છે;** તથા તને ૪–૬માં જે કહ્યું તેનો સંક્ષેપ એ છે કે આખું **જગત મારામાંથી પોતાની પ્રવૃત્તિ કરે છે;** હું વિભૂતિરૂપે પ્રકટ થઇને પ્રવૃત્તિઓ કરું છું. આ બે બાબતો જાણીને શરણાગતિ અને પ્રેમની લાગણીપૂર્વક ડાહ્યા મનુષ્યો મારો આશ્રય લે છે (मां भजन्ते) (૮). આ મારો આશ્રય લેનારાઓ મારામાં

ચિત્ત રાખી, મારામાં પ્રાણ (જીવન) પરોવી, (ખાનગીમાં) પરસ્પર મારી સમજણ આપી તથા મારો જે અનુભવ થયો હોય તે પરસ્પર કહી, મારી જ કથા–બીજાઓને થયેલા અનુભવોની વાર્તાઓ-કહે છે, અને હમેશાં એવા જીવનમાં સંતોષ મેળવે છે અને આનન્દ કરે છે (૯). હવે, એવા ભક્તો પ્રતિ હું કેવું વર્તન સામેથી, મારા તરફથી, બતાવું છું તે સાંભળ. ઉક્ત પ્રકારના, હમેશાં સમત્વવાળા (सततयुक्तानाम्), પ્રેમપૂર્વક મારો આશ્રય લેનારા, તે ભક્તોને હું સમત્વબુદ્ધિયોગ આપું છું, જે વડે તેઓનો રસ્તો સરળ થાય છે ને સહેલાઇથી તેઓ મારી પાસે આવે છે (મોક્ષ મેળવે છે) (૧૦). એમને સમત્વ-બુદ્ધિયોગ આપવાની મારી રીત હું તને કહું છું. હું દરેક પ્રાણીના પોતાનામાં–એના પોતાના રૂપમાં જ–એના આત્માનાં રૂપમાં જ રહું છું. તે રૂપે રહેલો હું, મારા ભક્તો માટે મને અનુકંપા હોવાથી, મારા ભક્તોના અજ્ઞાનથી જન્મેલા તમસ્‌નો, (ગેરસમજણ, પોતે જ કર્તા છે, એવી ખોટી સમજણનો) પ્રકાશ-માન જ્ઞાનદીપ વડે, નાશ કરૂં છું. અર્થાત્ હું એમના આત્મારૂપે છું, ત્યાંથી જ હું જ્ઞાન સ્ફુરાવું છું અને એમનો યોગ દૃઢ કરું છું. શ્લોક ૭માં મેં તને કહ્યું કે મારા ભક્તોનો યોગ, મારા યોગ અને વિભૂતિના જ્ઞાનથી, દૃઢ થાય છે; તે આ પ્રકારે દૃઢ થાય છે (૧૧).

## ગીતા : ૧૦. ૧૨-૧૮

પ્રસ્તાવના–(૧) આ શ્લોકોનો મુખ્ય ઉદ્દેશ શ્લોક ૧૮માં આપ્યો છે. શ્રીકૃષ્ણનો યોગ અને વિભૂતિનો સિદ્ધાન્ત (વિશિષ્ટ સ્વરૂપે પ્રકટ થઇને વિશિષ્ટ કર્મ અથવા પ્રવૃત્તિ ભગવાન જ

કરે છે તે) વધુ વિગતો આપીને સમજાવવાની ગીતાકારની ઇચ્છા છે; તેથી આ દશમો અધ્યાય આગળ ચાલે છે.

(૨) પણ અર્જુનના મુખમાં જે શબ્દો (૧૨-૧૮) મૂક્યા છે તેમાંથી અમુક સિદ્ધાન્તો સમજાય છે. (અ) પહેલી વાતઃ શ્રીકૃષ્ણ નિરાકાર બ્રહ્મ તથા સાકાર પુરુષ, બન્ને રૂપ છે (૧૨). (આ) બીજુંઃ અહીં વિભૂતિનો વિચાર એવો છે કે શ્રીકૃષ્ણ જે નિરાકાર (બ્રહ્મ) અને પુરુષાકાર બન્ને રૂપે છે, તે અમુક વિશિષ્ટ આકારો ધારણ કરે છે. આ વિભૂતિઓ પ્રકટ થઈ છે અને એ જગતમાં જુદે જુદે સ્થળે ગોઠવાઈ ગઈ છે. **શ્રીકૃષ્ણ પોતાની વિશિષ્ટ અભિવ્યક્તિઓ દ્વારા જગતમાં વ્યાપીને રહ્યા છે** (૧૬). (ઇ) એ સર્વની પ્રવૃત્તિઓ શ્રીકૃષ્ણની જ પ્રવૃત્તિ છે; એ બધી નિર્લિપ્ત વ્યક્તિઓ છે. આ રીતે શ્રીકૃષ્ણ જ **પોતાનું નિષ્કામ કર્માચરણ** કરી રહ્યા છે. **એટલે વિભૂતિ જાણવાથી સાથોસાથ જ શ્રીકૃષ્ણનો યોગ પણ જણાય છે.** જગતમાં જે સર્વ પ્રવૃત્તિઓ ચાલી રહી છે, તે બધી જેમની જેમની છે, તે સર્વ વ્યક્તિઓ શ્રીકૃષ્ણનાં વિશિષ્ટ રૂપાન્તરો છે. શ્રીકૃષ્ણ જ સર્વ પ્રવૃત્તિ (રમવા ખાતર, લીલા રૂપે ? અથવા બીજી રીતે, મનુષ્યોને નિષ્કામ પ્રવૃત્તિનો દાખલો આપવા) કરી રહ્યા છે (૧૬). (ઈ) શ્રીકૃષ્ણ "યોગી" છે, અર્થાત્ બધી નિષ્કામ પ્રવૃત્તિના કર્તા છે (૧૭A). આ યોગ જાણીને વારંવાર શ્રીકૃષ્ણનાં આ સર્વે રૂપો (ભાવાઃ) છે અને એ રૂપો જ પ્રવૃત્તિ કરી રહ્યાં છે, એવું **ચિન્તન** યોગમાર્ગાનુસારી મનુષ્યે કરવાનું છે. એ યોગમાર્ગીનો યોગ (એટલે અહીં વિભૂતિયોગ) દૃઢ થશે (૧૭).

अर्जुन उवाच

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥१२॥
आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥१३॥
सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥१४॥
स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥१५॥
वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥१६॥
कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।
केषुकेषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥१७॥
विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥१८॥

અનુવાદ–અર્જુન કહે છે. હે પ્રભો, पर तत्त्व નિરાકાર સ્વરૂપે બ્રહ્મ કહેવાય છે, તે તમે છો, તમે ઉત્તમ ધામ, સર્વશ્રેષ્ઠ પાવન કરનાર છો. पर तत्त्वનુ સાકાર સ્વરૂપ 'पुरुष' કહેવાય છે, તે પણ તમે જ છે. તમને શાશ્વત અને દિવ્ય પુરુષ અને અજ, વિભુ, આદિદેવ, સર્વ ઋષિઓએ, દેવર્ષિ નારદે, અસિતે, દેવલે તેમજ વ્યાસે, કહ્યા છે અને તમે પોતે પણ મને એમ જ કહો છો (૧૨-૧૩). હે કેશવ, તમે મને જે કંઇ કહો છો તે સર્વ હું સત્ય માનુ છું, કેમકે ન દેવો કે ન દાનવો, તમારું પ્રાકટ્ય, તમે ક્યાથી વ્યક્ત થયા તે, જાણે છે (૧૪). હે પુરુષોત્તમ, તમે જ પોતાની મેળે પોતાની જાતને સ્વયં જાણો છો.

હે ભૂતની ઉત્પત્તિ કરનારા, હે ભૂતોના સ્વામી, હે દેવોના દેવ, જગતના માલિક (૧૫). જે વિભૂતિઓ (વિશિષ્ટ રૂપો) વડે આ દુનિયાને વ્યાપીને તમો રહો છો–અહીં અર્જુનને વિશ્વરૂપનું ઝાંખું દર્શન થાય છે–તે તમારી પોતાની વિભૂતિઓ દિવ્ય છે, જાણવી અઘરી છે; માટે તમે મને એક પણ બાકી ન રહે તેમ તમારી બધી વિભૂતિઓ કહેવાની કૃપા કરો (૧૬) હે યોગના આચરનારા, નિષ્કામકર્મી, તમારું સર્વકાળ પરિચિન્તન કરતાં કરતાં હું તમને કેવી રીતે જાણી શકું ? અર્થાત્ હે ભગવન, કયા કયાં રૂપોમાં મારે તમારું ચિન્તન કરવું જોઇએ ? તમને જાણવાથી અને તમારું ચિન્તન કરવાથી મારે મારો યોગ દૃઢ કરવો છે, તેથી તેના ઉપાય તરીકે હું પૂછું છું (૧૭). હે જનાર્દન, તમારો યોગ અને વિભૂતિસમૂહ મને વિસ્તારથી કહો; એકવાર ટૂંકમાં ૪–૬માં કહ્યો છે; છતાં ફરીથી કહો; તમારા અમૃત જેવા શબ્દો સાંભળતાં હું ધરાતો નથી (૧૮).

**નોંધ :** અહીં એક અગત્યની નોંધ કરવી જરૂરી છે. "यार्मिर्विभूतिभिर्लोकानिमास्त्वं व्याप्य निष्ठसि"–આ બતાવે છે કે અગિયારમા અધ્યાયના વિશ્વરૂપદર્શનનો ખ્યાલ ૧૦મા અધ્યાયના વિભૂતિના વર્ણનની સાથે જ સંકળાએલો છે. વિભૂતિઓ દ્વારા જગતમાં એટલે વિશ્વમાં શ્રીકૃષ્ણ વ્યાપીને રહે છે, માટે વિભૂતિઓ શ્રીકૃષ્ણના વિશ્વરૂપમાં અન્તર્ગત છે.–દેવર્ષિ **નારદ વગેરે નામ ઉપરથી પુરાણ સાહિત્યનું સ્મરણ થાય. પણ જે ઉપલબ્ધ છે તે જ પુરાણો નહીં.** નારદનુ નામ છાન્દોગ્ય ઉપ૦માં આવે છે.

## गीता : १०. १९–३८

श्रीभगवानुवाच

हन्त ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतय ।
प्राधान्यत कुरुश्रेष्ठ नास्त्यन्तो विस्तरस्य मे ॥१९॥
अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थित ।
अहमादिश्च मध्य च भूतानामन्त एव च ॥२०॥
आदित्यानामहं विष्णुर्ज्योतिषा रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥२१॥
वेदाना सामवेदोऽस्मि देवानामस्मि वासव ।
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥२२॥
रुद्राणा शकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूना पावकश्चास्मि मेरु शिखरिणामहम् ॥२३॥
पुरोधसां च मुख्य मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कन्द सरसामस्मि सागर ॥२४॥
महर्षीणा भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालय ॥२५॥
अश्वत्थ सर्ववृक्षाणा देवर्षीणां च नारद ।
गन्धर्वाणा चित्ररथ सिद्धाना कपिलो मुनि ॥२६॥
उच्चैःश्रवसमश्वाना विद्धि माममृतोद्भवम् ।
ऐरावत गजेन्द्राणा नराणा च नराधिपम् ॥२७॥
आयुधानामहं वज्र धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कन्दर्प सर्पाणामस्मि वासुकि ॥२८॥
अनन्तश्चास्मि नागाना वरुणो यादसामहम् ।
पितॄणामर्यमा चास्मि यम सयमतामहम् ॥२९॥
प्रल्हादश्चास्मि दैत्यानां काल कलयतामहम् ।
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥३०॥

पवन पवतामस्मि राम शस्त्रभृतामहम् ।
झपाणा मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥३१॥
सर्गाणामादिरन्तश्च मध्य चैवाहमर्जुन ।
अध्यात्मविद्या विद्याना वाद प्रवदतामहम् ॥३२॥
अक्षराणामकारोऽस्मि द्वन्द्व सामासिकस्य च ।
अहमेवाक्षय कालो धाताह विश्वतोमुख ॥३३॥
मृत्यु सवहरश्चाहमुद्भवश्च भविष्यताम ।
कीर्ति श्रीर्वाक्च नारीणा स्मृतिर्मेधा धृति क्षमा ॥३४॥
बृहत्साम तथा साम्ना गायत्री छन्दसामहम् ।
मासाना मार्गशीर्षोऽहमृतूना कुसुमाकर ॥३५॥
द्यूत छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्व सत्त्ववतामहम् ॥३६॥
वृष्णीना वासुदेवोऽस्मि पाण्डवाना धनजय ।
मुनीनामप्यह व्यास कवीनामुशना कवि. ॥३७॥
दण्डो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौन चैवास्मि गुह्याना ज्ञान ज्ञानवतामहम ॥३८॥

**ભાષાન્તર**–શ્રીભગવાન કહે છે હું તને બધુ ખુશીથી કહીશ મારા વિશિષ્ટ રૂપો માનુષ નહીં, પણ દિવ્ય છે હું તને અગત્યની વિભૂતિઓ ગણાવીશ, કેમકે મારી વિભૂતિઓ દ્વારા મારી જાતનો (મારા દેહનો જ) પ્રસાર જગતમાં ક્યા સુધી પહોચેલો છે તે માપ નીકળતું નથી (૧૯) હે ગુડાકેશ, સર્વપ્રાણીમાત્રના હૃદય-દેશ (આશય) મા રહેલો આત્મા મારી વિભૂતિ છે. હું પ્રાણી-માત્રનો આદિ–મધ્ય–અન્ત છું, એટલે ભૂતયોનિરૂપ ચેતન પ્રકૃતિ મારી વિભૂતિ છે (૨૦) જે ૧૨ આદિત્યો છે તેમા વિષ્ણુનામનો આદિત્ય મારી વિભૂતિ છે, પ્રકાશમાનોમા સુંદર કિરણોવાળો

સૂર્ય હું છું, પવનોમાં મરીચિ નામનો પવન હું છું; (હાલ પ્રચલિત ખગોળશાસ્ત્રમાં ચંદ્રની ગણતરી નક્ષત્રોમાં છે; હજી ચંદ્ર ગ્રહ તરીકે ગણાતો નથી; તો) નક્ષત્રોમાં હું ચંદ્ર છું (૨૧). (અથર્વવેદ હજી વેદ નથી ગણાતો તેથી વેદો ત્રણ છે, તે) ત્રણ વેદોમાં સામવેદ હું છું (પાછળથી, મનુ.માં સામવેદને, અશુચિ ગણ્યો છે; મનુ.૪-૧૨૪); દેવોમાં ઇન્દ્ર હું છું; ઇન્દ્રિયોમાં મન હું છું; પ્રાણીઓમાં ચેતના (જીવન્ત તત્ત્વ) હું છું (૨૨). રુદ્રોમાં "શંકર" નામનો રુદ્ર હું છું (ગીતામાં ત્રિમૂર્તિમાંના 'શંકર' કે વિષ્ણુ જાણીતા નથી; ગીતામાં "ત્રિમૂર્તિ"નો ખ્યાલ જાણીતો નથી; માટે ગીતા પ્રચલિત પુરાણોથી પ્રાચીન છે). યક્ષ રાક્ષસોમાં હું કુબેર રૂપે છું. આઠ વસુઓમાં પાવક નામનો એક વસુ હું છું. પર્વતોમાં મેરુ નામે પર્વત મારી વિશિષ્ટ આકૃતિ છે (અહીં કુદરતી સ્થળો પર્વત, નદી, સમુદ્ર, વગેરેને પણ વિભૂતિઓ કહેલ છે; તે નોંધપાત્ર છે) (૨૩). હે પૃથાપુત્ર, રાજાઓના ગોરોને 'પુરોધસ્' કહેવાય છે; તે સર્વપુરોધસોમાં દેવોનો બૃહસ્પતિ નામનો પુરોધસ્ (ગોર) હું છું. લશ્કરોના નાયકોમાં દેવોની સેનાનો સ્કન્દ નામનો નાયક હું છું (આ યાદીમાં 'ગણપતિ' નથી, પણ માત્ર સ્કન્દ છે; પ્રચલિત પુરાણોમાં ગણપતિનું પ્રાધાન્ય છે); જળાશયોમાં સાગર હું છું (૨૪). મહર્ષિઓમાં ભૃગુ હું છું; શબ્દોમાં (गिराम् એટલે ભાષાઓમાં ?) હું એક મુખ્ય અક્ષર ॐ છું (?) અનેક પ્રકારના યજ્ઞોમાં (માળા હાથમાં લઇને યતો) જપયજ્ઞ હું છું, અચલોમાં હિમાલય (આ શબ્દ પૌરાણિક છે; કેન ૩૫૦ માં ઉમા હૈમવતીનો નિર્દેશ છે; શ્રુતિ-

પ્રસિદ્ધ નામ "हिमवत्" છે) હું છું (૨૫). સર્વ વૃક્ષોમાં હું अश्वत्थ (પીપળો ?) છું (અહીં 'તુલસી'નો નિર્દેશ નથી; अश्वत्थनो निर्देश વેદકાકાલીન છે; पिप्पल નામ વેદ તથા ઉપનિષદોમાં પણ આવે છે). દેવર્ષિઓમાં નારદ હું છું (દેવર્ષિશબ્દ પૌરાણિક છે). ગન્ધર્વોમાં હું ચિત્રરથ અને સિદ્ધોમાં કપિલમુનિ હું છું (આ કપિલ સાંખ્યદર્શનવાળા ન જ હોઇ શકે; કપિલનો નિર્દેશ શ્વેતાશ્વતર ઉપ૦માં છે, પણ તે "સિદ્ધ" નહીં હોય) (૨૬). અશ્વોમાં અમૃતમાંથી (અમૃત સાથે સમુદ્રમાંથી) ઉત્પન્ન થએલો ઉચ્ચૈઃશ્રવા નામનો અશ્વ હું છું. ઉત્તમ ગજોમાં ઐરાવત અને મનુષ્યોમાં રાજા હું છું (૨૭). ગાયોમાં કામધેનુ હું છું. પ્રજા ઉત્પન્ન કરનાર "કામ" દેવ હું છું. સર્પોમાં વાસુકિ હું છું (૨૮). નાગજાતિમાં અનન્ત હું છું. જળચરોમાં જળદેવ વરુણ હું છું. (ઋગ્વેદનો વરુણ અહીં નથી કહ્યો) પિતૃઓમાં અર્યમા નામનો ( નો) પિતૃ હું છું. લોકોને નિયમમાં (વશમાં) રાખનારાઓ પૈકી યમ હું છું (૨૯). દાનવોમાં પ્રહ્લાદ હું છું. ગણતરી કરનારાઓમાં "કાલ" (સમય) હું છું. પશુઓમાં પશુપતિ સિંહ હું છું. પક્ષીઓમાં ગરૂડ હું છું. (૩૦). પવિત્ર કરનારાઓમા પવન (વાયુ) હું છું. શસ્ત્રધારણ કરનારાઓ (ક્ષત્રિયો ?)માં રામ (દશરથપુત્ર) હું છું. (અહીં રામ એક વિભૂતિ જ છે; અવતાર નથી.) મત્સ્યોમાં મગરમચ્છ હું છું; નદીઓમાં ગંગા હું છું (૩૧). સર્જેલી સર્વ ચીજોની શરૂઆત, મધ્ય અને અન્ત હે અર્જુન હું છું. સર્વ સરજાએલી ચીજો મારી જ વિભૂતિઓ છે. આન્વીક્ષિકી

વગેરે જે અમુક સંખ્યામાં વિદ્યાઓ મનાય છે તે સર્વ વિદ્યાઓમા અધ્યાત્મવિદ્યા (માનવ દેહમાના આત્માની વિદ્યા) અને વાદવિવાદમા ઉતરનારાઓની કોઇ વિષયની **ચર્ચા** (वाद) મારું રૂપ છે (૩૨) અક્ષરો (સ્વરવ્યંજનો)માં 'अ' અક્ષર હું છુ; બધા સમાસોમા द्वन्द्व સમાસ હું છું. કદી ન ખૂટે તેવું "કાલ" નામનું તત્ત્વ હું છું (काल: कलयतामहम् – ૩૦ ઉપર જુઓ). ઉપનિષદમાં જેમ अक्षर નામનું નિરાકાર બ્રહ્મ ધાતૃ છે તેમ, ચારે બાજુ મુખવાળો જગતને ટેકો આપનાર ધાતા હું છું (૩૩). પ્રાણીમાત્રને હરી જનાર 'મૃત્યુ' મારું એક રૂપ છે અને હવે પછી થનારાઓનો उद्भव (ઉત્પત્તિ) હું છું, સ્ત્રીવિભૂતિઓમાં કીર્તિ, કાન્તિ (श्री), વાણી, સ્મરણશક્તિ, મેધા, ધૃતિ અને ક્ષમા એ સર્વે મારી વિભૂતિઓ છે. (અહીં સ્ત્રીઓમા પુરાણોનાં સરસ્વતીદેવી, દુર્ગા, લક્ષ્મી, ચંડી વગેરે નામો નથી કહ્યા) (૩૪). સામવેદનાં સૂક્તોમાં 'वृहत्साम' નામનું સામ હું છું; (વૈદિક) **છન્દોમાં ગાયત્રી** છન્દ હું છુ. વર્ષના (૧૨ કે ૧૩) માસોમાં માગશર હું છું છ ઋતુઓમાં વસન્ત હું છું (૩૫). (કેટલાક વિદ્વાનો માને છે કે કે વર્ષની **પહેલી** ઋતુ ગીતાના સમયમાં वसन्त ઋતુ હતી.) (૩૫). છળ કરનારાઓમાં द्यूत હું છું; તેજસ્વીઓનુ તેજ હું છું. હું જય છું; વ્યવસાય હું છું. સત્ત્વધારણ કરનારાઓમાં सत्त्व હું છું; ધીરજનો ગુણ હું જ છું (૩૬) વૃષ્ણી નામના યાદવોમાં વાસુદેવ હું છું; અને પાંડવોમાં ધનંજય હું છુ મુનિઓમાં વ્યાસમુનિ પણ હું છું; કવિઓમાં ઉશનસ (શુક્રાચાર્ય) કવિ હું

છું (૩૭). લોકોને શિક્ષા કરનારાઓની "શિક્ષા" હું છું. જીત મેળવવા યત્ન કરનારાઓમાં "નીતિ" હું છું. ગુપ્ત રાખવાની (ચીજો)માં મૌન હું છું; જ્ઞાનીઓમાં હું જ્ઞાન છું (૩૮).

**નોંધ** (अ) नास्त्यन्तो विस्तरस्य मे (૧૯). આ હકીકત ૧૧મા અધ્યાયની તૈયારી રૂપે છે. ભગવાન જ જગત રૂપે ફેલાયા છે. (आ) ગીતા ૧૫.૭માં કહ્યું છે કે પ્રાણીમાત્રનો જીવ પરમાત્માનો અંશ છે; એ રીતે દરેક જીવ અંશ છે. બધા અંશો સરખા જ ઈશ્વરનો અંશ અર્થાત્ ઈશ્વરની 'વિભૂતિ' (એક પ્રકટરૂપ) છે (૨૦). (इ) વેદમાં 'વિષ્ણુ' નામે એક સૂર્યસ્વરૂપ દેવ છે; પુરાણોમાં ૧૨ આદિત્યોમાં વિષ્ણુ એક છે.—અહીં એક વાત નોંધવી જોઇએ. વેદના દેવસ્વરૂપો વિષ્ણુ, વરુણ, વગેરે અને રામાયણ–મહાભારતનાં તથા પુરાણોનાં—એમ ત્રણ જુદા જુદા સાહિત્યનાં દેવસ્વરૂપો એક જ નામનાં પણ ભિન્ન ભિન્ન પ્રકારનાં છે; દા.ત. 'વિષ્ણુ', વરુણ (૧૦.૨૯ वरुणो यादसामहम्). આ દૃષ્ટિએ ગીતાના દેવો (Mythology) વેદ પછીના અને પુરાણો પહેલાંના છે. ગીતામાં પુરાણોના પ્રસિદ્ધ દેવો, બ્રહ્મા–વિષ્ણુ મહેશની ત્રિમૂર્તિ, દેવીઓ (લક્ષ્મી, સરસ્વતી, દુર્ગા), તેમ જ ગણપતિ, હનુમાન વગેરેનો નિર્દેશ નથી, માટે ગીતા પ્રસિદ્ધ પુરાણોથી પુરાતન છે. (ई) ગીતામાં આદિત્યોથી રવિને જુદો પાડ્યો છે (૨૧). (उ) નક્ષત્રોમાં ચંદ્રની ગણતરી વેદકાળમાં થતી હતી; માટે ગીતા ૧૦.૨૧ (नक्षत्राणामहं शशी) ગીતાની અતિપ્રાચીનતા સિદ્ધ કરે છે. (સ્વ. સી. વી. વૈદ્યના મત મુજબ ગીતા ઇ. સ. પૂ. ૧૦૦૦ની છે.) (ऊ) ગીતા "ત્રણ વેદો"નું જ

જ્ઞાન ધરાવે છે; માટે ગીતા મનુસ્મૃતિ–જે ચાર વેદો જાણે છે તે–થી વધુ જૂની છે (૨૨). (ऋ) વેદોનો ઇન્દ્ર જ દેવોમાં "વાસવ" નથી, પણ એક સ્વતંત્ર દેવ–એકજ દેવ–છે (૨૨). (ॠ) इन्द्रियाणा मनश्चास्मि –સરખાવો इन्द्रियाणि दर्शक च–૧૩.૫ –(૨૨). (ऌ) ગીતામાં "મહાદેવ" તરીકે શંકર નથી (૨૩). (ए) सेनानीनाम् (૨૪) અપાણિનીય પ્રયોગ છે; પાણિનિ પ્રમાણે सेनान्याम् જોઇએ. આ રીતે પણ ગીતા ઘણી પ્રાચીન છે. (ऐ) તુલસી કે બીલીપત્રનો નિર્દેશ ગીતામાં નથી (૨૬). (ओ) पायान् गुणेश ! कपिलः कर्मबन्धान् (ભાગવત ૯.૮. ૧૬ ) કપિલ મુનિએ સત્ત્વ વગેરે ત્રણ ગુણોમાંથી કયો ગુણ કયાં કર્મો કરે છે (મનુષ્ય પાસે કરાવે છે); એ નક્કી કરેલું હશે. (औ) અમુક વસ્તુઓ જો અશુદ્ધ થઇ હોય અને જો તેના ઉપરથી પવન પસાર થાય તો તે શુદ્ધ બને છે (મનુ૫.૧૧૫), જેમકે ઘી, તેલ (૩૧). (क) ગીતામાં પુરુષ એટલે શ્રીકૃષ્ણના અવતારોનો સિદ્ધાન્ત છે પણ તેમાં राम એક અવતાર તરીકે નથી (૩૧). (ख) શ્લોક ૩૨A શ્રીકૃષ્ણ પુરુષ રૂપે હોવાથી જગત રૂપે છે. (ग) વિદ્યાઓ કેટલી છે. તેના વિશે જુદે જુદે સમયે જુદા જુદા મતો હતા. મનુ. પ્રમાણે આન્વીક્ષિકી, ત્રયીવિદ્યા અને દંડનીતિ એટલી વિદ્યાઓ છે. કૌટિલ્યઅર્થશાસ્ત્રમાં વિદ્યાઓ વિશે નીચે મુજબ કહ્યું છે :– सारय योगो लोकायत च इत्यान्वीक्षकी (धर्माधर्मौ त्रय्या-मर्थानर्थौ वार्ताया नयापनयौ दण्डनीत्या) बलाबले चैतासा हेतुभिरन्वीक्षयाणा लोकस्योपकरोति व्यसनेऽभ्युदये च बुद्धि-मवस्थापयति प्रज्ञावाक्यक्रियावैशारद्य च करोति आन्वीक्षकी ।

પણ ગીતામાં ઘણે ભાગે છાન્દોગ્ય ઉપ.માં સનત્કુમારને નારદે કહેલી વિદ્યાઓનું અનુસંધાન હોઇ શકે. यजुर्वेद मामवेदमाथर्वण पञ्चम वेदाना वेद पित्र्य राशि देव निधि वाकोवाक्यमेकायन देवविद्या ब्रह्मविद्या भूतविद्या क्षत्रविद्या नक्षत्रविद्या मर्पदेवयजन-विद्यामेतद्भगवोऽध्येमि (छा ७·१·२)·(घ)वाद प्रवदतामहम्– ઉપનિષત્કાળમા ઘણે ઠેકાણે 'પરિષદો' હતી, જેમકે पाञ्चालाना परिषद् (५·३·१), ત્યાં સત્યની શોધ માટે वाद થતો હતો (Debate, ચર્ચા). તેવાં શોધ અને સંશોધનને ગીતા वाद નામની એક વિભૂતિ કહે છે(૩૨).(ङ)ગીતામાં શબ્દો (૧૦·૨૫ गिराम्), અક્ષરો અને સમાસોનો નિર્દેશ છે; પણ "माहेश्वराणि सूत्राणि"(પાણિનિએ બનાવેલાં સૂત્રો)નો નિર્દેશ નથી (શ્લો. ૩૩).(च)ઉપનિષદોમા अक्षरने ધારક તત્ત્વ કહ્યું છે; ગીતા શ્રીકૃષ્ણને धातृ (પુલિંગ)–જગતનો શાસક કહે-છે. (छ) શ્લોક ૩૪માં श्रीः એટલે મનુષ્યની કાન્તિ અથવા સંપત્તિ. જો કીર્તિ વગેરેને બદલે કોઇ દેવીઓનાં નામો હોત તો श्रीः એટલે "લક્ષ્મી". (ज) પુરાણોની કોઇ પણ દેવીનો નિર્દેશ કરવા માટે આ (૧૦. ૩૩–૩૪–૩૫) યોગ્ય સ્થાન હતું. પણ ગીતા એ બાબત મૌન રહે છે. ગીતાને દુર્ગા અથવા "ગીતા" નામની એક દેવી માનવી, એ મન્તવ્ય ૧૦·૩૪ની વિરુદ્ધ છે. કેન ઉપ० उमा हैमवतीનો નિર્દેશ છે. (झ) છન્દોમાં હું ગાયત્રી નામનો છન્દ છું. "વેદોમાં સામવેદ છું" એમ ૧૦·૨૨માં કહ્યું છે. ऋषिभिर्बहुधा गीत छन्दोभिर्विविधैः पृथक् (૧૩·૪) અને छन्दामि यस्य पर्णानि (૧૫·૧)–ત્યાં छन्दस् એટલે

"વેદ"; પાણિનિમાં છે તેમ. ગાયત્રી એટલે વેદની પ્રસિદ્ધ "ગાયત્રી" નામની ઋચા ॐ तत्सवितुर्वरेण्य भर्गोदेवस्य धीमहि। धियो यो न प्रचोदयात्, આ ઋચામાં सवितृ (સૂર્ય) દેવની પ્રાર્થના છે, માટે તેને સાવિત્રી કહે છે; અને આ ઋચાનો છન્દ ગાયત્રી નામનો છે; તેથી એને ગાયત્રી પણ કહે છે. ઉપ૦ મુજબ પર તત્ત્વનું નામ જ "ગાયત્રી" છે, અને તે નામથી પર તત્ત્વની ઉપાસના કરવાનો વિધિ છે (જુઓ બ્ર. સ.૧.૧.૨૫). (ઞ) એક ગણતરી મુજબ ઘણા પ્રાચીનકાળમા વર્ષ मार्गशीर्ष માસથી શરૂ થતું, અને વર્ષની પહેલી ઋતુ वसन्त હતી. તેનો નિર્દેશ ગીતામાં હોવાથી ગીતા ઘણી પ્રાચીન (ઇ. સ. પૂ. ૧૪૦૦) છે. (ટ) ઋગ્વેદના કાળમા પણ આર્યો द्यूत રમતા હતા. "द्यूत छलयतामस्मि" દ્વારા ગીતા એ દ્યૂતની રમતને ધાર્મિક સંમતિ આપે છે. મનુસ્મૃતિ દ્યૂતને માત્ર ક્ષત્રિયોની જ રમત ગણે છે અને નિન્દે છે (૩૬). (ઠ) નીતિપૂર્વક મેળવેલો જય અને નીતિપૂર્વક કરેલો વ્યવસાય, તે બન્ને શ્રીકૃષ્ણની વિભૂતિઓ છે (૩૬). સરખાવો—यत्र योगेश्वर. कृष्णो यत्र पार्थो धनुर्धर । तत्र श्री-विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम॥ (૧૮.૭૦). (ડ) શ્લોક ૩૭માં "વાસુદેવ"ના નિર્દેશ સાથે સરખાવો "वासुदेव सर्वमिति स महात्मा सुदुर्लभ (૭.૧૯). યાદવ વસુદેવના પુત્ર વાસુદેવ એટલે કૃષ્ણ પર તત્ત્વનું રૂપ જ છે, એમ ગીતાના સમયની માન્યતા હતી. ગીતામા ભીષ્મ, અર્જુન, વ્યાસ વગેરે વિભૂતિ ગણાયા છે. પંડિત સાતવળેકરના મત મુજબ ગીતાનો પ્રસંગ બન્યો તે સમયની મહાન વ્યક્તિઓને "વિભૂતિ" માનીને ગીતાએ

ઐતિહાસિક વીરોનુ સન્માન અને ઈશ્વરાંશત્વ સ્વીકાર્યું છે; તે રીતે ગાંધીજી અને શિવાજીને પણ વિભૂતિ ગણી શકાય. (ण) શ્લોક ૩૮માં दण्डने વિભૂતિ કહેલ છે. સરખાવો મનુસ્મૃતિ.

ગીતા : ૧૦. ૩૯–૪૦

પ્રસ્તાવના (अ) શ્લોક ૩૮ સુધી વ્યક્તિગત વિભૂતિઓ નામ આપીને કહે છે. હવે ત્રણ (૩૯–૪૧) શ્લોકોમાં શ્રીકૃષ્ણની "विभूति" કોને કહી શકાય, તે સામાન્ય લક્ષણ અથવા નિયમ આપે છે. વિભૂતિનો અર્થ એવો નથી કે જેને "વિભૂતિ" કહેવામાં નથી આવી તે પણ શ્રીકૃષ્ણમાંથી થયેલ નથી; "વિભૂતિ" તરીકે ઓળખાવેલ વ્યક્તિ અથવા ભાવો, તેમજ બીજું ચરાચર જગત, એ સર્વેનું બીજ શ્રીકૃષ્ણજ છે (૩૯). વિભૂતિઓનો પાર જ નથી (૪૦). 'વિભૂતિ' એટલે ભગવાન શ્રીકૃષ્ણના "તેજોંશમાંથી ઉત્પન્ન થયેલ (અથવા પ્રકટ) વ્યક્તિ ઈત્યાદિ"; અને એ લક્ષણ દ્વારા જે જે સત્વ (પ્રાણી)માં ઈશ્વરની આવિષ્કૃતિ (विभूति) છે (જે सत्त्व विभूतिमत् છે) અને જે કાન્તિવાળું અને ઘણું ઉચ્ચ છે, તે દરેક સત્ત્વ શ્રીકૃષ્ણના તેજોંશમાંથી પ્રકટ થયું છે (૪૧). (आ) વિભૂતિના આ લક્ષણ મુજબ ગીતા એમ સૂચન કરતી જણાય છે કે ઈશ્વરની વિભૂતિઓ વિશ્વવ્યાપી છે, સર્વદેશીય અને સર્વકાલીન છે, માત્ર ભારતીય અને મહાભારત-સમય સુધીની જ નથી. (इ) ગીતાની આ એક ખૂબી છે કે ગીતા એક સર્વવ્યાપક અને સાર્વજનિક ગ્રન્થ છે. यद्यद् विभूतिमत सत्त्वम् દ્વારા ભગવાન ક્રાઈસ્ટ કે સ્વામી વિવેકાનન્દને વિભૂતિમાં ગણી શકાય. જીવાત્માનાં જન્મમરણના વિષયમાં પણ ગીતાએ

બધા શક્ય વિકલ્પો સ્વીકાર્યા છે (૨.૨૪–૨૯). 'જ્ઞાની'ના સ્વરૂપમાં ગીતા કેવળ એક પ્રકાર (સ્થિતપ્રજ્ઞ)નો જ જ્ઞાની નહીં, પણ ભક્ત, ત્રિગુણાતીત, વગેરે અનેક પ્રકારના જ્ઞાનીઓ સ્વીકારે છે. या निशा सर्वभूतानाम्વાળું જ્ઞાનીનું લક્ષણ પશ્ચિમના અને આર્યેતર બધા ધર્મોના જ્ઞાનીઓને લાગુ પડે તેવું છે (૨.૬૯–૭૨). માટે ગીતા જ્ઞાનીને 'બ્રહ્મજ્ઞ' કહેવાને બદલે તેને માટે વીર, મુનિ વગેરે શબ્દોનો ઉપયોગ કરે છે. વળી, ભગવાનને પહોંચવાના માર્ગો અને એ માર્ગોનાં સ્વરૂપોની તો ગીતા મુજબ સંખ્યા જ નથી, કેમકે ' જે લોકો જે રીતે ભગવાન પાસે જાય છે તે રીતે તેઓ પાસે ભગવાન પોતે જ જાય છે' એવો ગીતાનો સિદ્ધાન્ત છે (૪.૧૧). યજ્ઞના અમુક પ્રકારો કહ્યા પછી "एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे" કહીને યજ્ઞના બીજા અનેક પ્રકાર છે અર્થાત્ બીજા અનેક 'यज्ञो' છે, એમ ગીતા કહે છે (૪.૩૨). ઈશ્વરને 'સર્વભૂતો'નો સુહૃદ કહ્યો છે सुहृदं सर्व भूतानाम् (૫.૨૯). તેવી જ રીતે सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मानि (૬.૨૯)માં દ્વિજ કે માત્ર ભારતીય'જ નહીં પણ પરદેશીય (મ્લેચ્છ)માં પણ આત્મા એક જ છે એમ ગીતા સ્પષ્ટ કહે છે (૬.૨૯–૩૧). ગીતા योगीને ઉત્તમ કહે છે પણ તપસ્વી, જ્ઞાની, કર્મીને "अन्धेनैव नीयमाना यथान्धा." કહેતી નથી (૬.૪૬); વળી योगीની સર્વોત્તમતાનું કારણ એ છે કે योगी સમાજને વધારે ઉપયોગી છે. ગીતા ભગવાનના તાત્ત્વિક જ્ઞાન વગર પણ સિદ્ધત્વની પ્રાપ્તિ સ્વીકારે છે (૭.૩). આમ ગીતા એક સર્વદેશીય સર્વકાલિક ધર્મનો સ્પષ્ટ નિર્દેશ કરે છે. આ

બધાં ગીતાનાં **મહાવાક્યો** છે. यद्यद्विभूतिमत्सत्त्वम्–એવું એક મહાવાક્ય છે.

> यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
> न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥३९॥
> नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।
> एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥४०॥

**ભાષાન્તર**–અમુક અમુક સમુદાયમા એક એક વ્યક્તિ વિભૂતિ છે, એમ તને કહ્યું; જેમકે શસ્ત્રધારીઓમાં રામ અને સર્વ વૃક્ષોમાં અશ્વત્થ વૃક્ષ. એનો અર્થ એવો નહીં સમજવો કે એ સમુદાયની બીજી વ્યક્તિઓ મારાથી અલગ છે અથવા બીજી વ્યક્તિઓ મારું એક સ્વરૂપ નથી. કારણ કે, તને નામ પાડીને જે વ્યક્તિ 'વિભૂતિ' તરીકે કહી તે સહિત સર્વ ભૂત (ચરાચર વસ્તુ માત્ર)ની ઉત્પત્તિનું બીજ હું જ છું માટે દરેક 'ભૂત' અસ્તિત્વ ધરાવનાર વ્યક્તિ મારું રૂપ છે. જડ કે ચેતન (અચર કે ચર) એવું કોઇ સત્ત્વ (ભૂત, અસ્તિત્વવાળું કંઇ પણ) નથી કે જે મારા વગર (બીજા કોઇ તત્ત્વમાંથી ઉત્પન્ન) થયું હોય (૩૯). વળી, અમુક અમુક સમૂહોમાંથી એક એક વ્યક્તિને મેં મારી વિભૂતિ (વિશિષ્ટ આકૃતિ) કહી; તે ઉપરથી એમ સમજવું નહી કે **બીજા સમૂહોમાં** એવી મારી એક એક વિશિષ્ટ આકૃતિ (મારી વિભૂતિ) છે જ નહીં. મારૂં એક એક વિશિષ્ટ રૂપ જગતના દરેક સમુદાયમાં છે જ; પણ એ રીતે ગણીએ અથવા વર્ણન કરીએ તો જગતના બધા સમુદાયો પૈકી દરેકનું નામ પાડી તેમાંથી દરેકની એક વિશિષ્ટ (વિભૂતિ રૂપ) વ્યક્તિનો નામનિર્દેશ

કરીએ તો કોઇ દિવસ એ વર્ણનનો છેડો આવશે જ નહીં. તેથી અહીં મેં તને માત્ર અમુક સમૂહો લઇ (उद्देशतः) તે પૈકી દરેકમાં મારી દિવ્ય વિભૂતિરૂપ કઇ વ્યક્તિ છે, જેમકે શસ્ત્રધારીઓમાં રામ છે, એમ.અમુક પસંદ કરેલો મારી (विभूति) વિશિષ્ટ આકૃતિ ધારણ કરવાની શક્તિનો વિસ્તાર (વિગતવાર ખ્યાલ) આપ્યો (૪૦). અરે જોતા તો એક સમુદાય (વર્ગ)માં માત્ર એક એક વ્યક્તિ જ મારી દિવ્ય આકૃતિ છે, અને બીજી વ્યક્તિઓ મારી વિભૂતિ નથી, એમ પણ નથી. કેમકે ભૂતોના વર્ગો પાડીને વર્ગવાર વિભૂતિ છે, એમ કહેવું ઠીક નથી. આ જગતમાં જે જે કંઇ સત્ત્વ (અસ્તિત્વવાન વસ્તુ કે વ્યક્તિ) કંઇ વિશેષતા ધરાવે છે (विभूतिमत् છે) એટલે કે જે કંઇ સત્ત્વ કાન્તિવાન્ અને તેજસ્વી છે તેને, દરેક મારા તેજાંશમાંથી અને તેજોંશ સાથે જન્મેલું છે, અર્થાત્ તે મારી એક 'વિભૂતિ' છે; એમ તું સમજ (૪૧). ટૂંકમાં (શ્લોક ૩૯–૪૧નો સાર) આ જગતના સર્વ તત્ત્વો જેમાં દરેક સત્ત્વવર્ગ અને દરેક સત્ત્વવર્ગની દરેક વ્યક્તિ વિશિષ્ટ કે સામાન્ય, નો સમાવેશ થાય છે તે સર્વ રૂપે હું જ પ્રકટ થયો છું; અર્થાત્ આ દૃશ્યમાન ચરાચર જગતરૂપે હું જ છું.

નોંધ :— (૧) શ્લોક ૩૯, ૪૦, ૪૧માંથી દરેકનો આ દશમા અધ્યાયમાં વિશિષ્ટ સંદર્ભ અને સંદર્ભાનુસારી અર્થ વિવક્ષિત લાગે છે, તે દર્શાવવા અમે ઉપર (ભાષાન્તરમાં) યત્ન કર્યો છે.

(૨) શ્લોક ૩૯. ગીતાના બીજા કેટલાક અધ્યાયોમાં ચરાચરની ઉત્પત્તિ "બે તત્ત્વો"માંથી કહી છે, જે પૈકી એક તત્ત્વ

योनि રૂપ અને બીજું (શ્રીકૃષ્ણ પોતે) તે યોનિમાં બીજ મૂકનાર તત્ત્વ કહ્યું છે, જેમકે ગીતા ૯.૧૧માં પ્રકૃતિ અને શ્રીકૃષ્ણ દ્વારા ચરાચરનું સર્જન કહ્યું છે; વળી જુઓ ગીતા ૭.૬ (एतद्योनीनि भूतानि ઇત્યાદિ, ૧૪.૪ (तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता). પણ આ ૧૦મા અધ્યાયમાં માત્ર એકજ તત્ત્વ (શ્રીકૃષ્ણજ)ને ચરાચરની ઉત્પત્તિનું કારણ (बीज) કહ્યું છે (જુઓ ૧૦.૪૨).

(૩) બ્રહ્મસૂત્રકાર પર બ્રહ્મમાંથી અચર (જડ)ની 'ઉત્પત્તિ'ની વિગતો આપે છે. ને પછી કહે છે કે 'ચરાચરની ઉત્પત્તિ થઇ એમ જે શ્રુતિ-સ્મૃતિ વાક્યો છે તે ગૌણ અર્થમાં છે કેમકે તેનો અર્થ એટલેજ છે કે ચરનું અસ્તિત્વ બ્રહ્મના અસ્તિત્વને લીધે છે-પણ ગીતા ૧૦.૩૯ પ્રમાણે ચર તેમજ અચર બન્ને શ્રીકૃષ્ણમાંથી પ્રગટ થાય છે, કેમકે બન્નેનું અસ્તિત્વ શ્રીકૃષ્ણના અસ્તિત્વને લીધે છે. દશમા અધ્યાયનો આ સૃષ્ટિવાદ-વિભૂતિવાદ, દરેક સત્ત્વ શ્રીકૃષ્ણનું એક વિશિષ્ટ અથવા સામાન્ય સ્વરૂપ છે, તે વાદ-જેના ઉપરથી ૧૧મા અધ્યાયમાં વિશ્વરૂપ આપ્યું છે તે, ગીતાના સૃષ્ટિવાદોમાં એક અલગ વાદ છે.

(૪) શ્લોક ૪૧ ગીતાનાં મહાવાક્યો પૈકી એક છે (જુઓ પ્રસ્તાવના). ગીતાકારના મનમાં નવી નવી વિભૂતિઓને સ્વીકૃતિ આપવાની ઇચ્છા હતી, એમ સિદ્ધ થાય છે.

## ગીતા : ૧૦. ૪૨

**પ્રસ્તાવના**—(अ) શ્લોક ૩૯-૪૧માં કહ્યું છે કે ચરાચર જગતનું બીજ શ્રીકૃષ્ણ છે અને જગત શ્રીકૃષ્ણનું રૂપ છે. તો એક

પ્રશ્ન થશે કે શ્રીકૃષ્ણ જગતરૂપે દેખાયા છે; તો હવે જગત સિવાય શ્રી'ષ્ણનું સ્વરૂપ બાકી છે કે કેમ ? અર્થાત્ જગત ઉત્પન્ન કરનાર શ્રીકૃષ્ણ પોતેજ જગતરૂપે દેખાય છે એમ કહ્યું છે, તો જગતની બહાર, જગત ઉપરાંત, શ્રીકૃષ્ણનું સ્વરૂપ રહે છે કે કેમ ? (આ) આ પ્રશ્ન અગત્યનો છે. શ્રીકૃષ્ણ એટલે અર્જુન સમક્ષ ઊભેલો માનવ અથવા યાદવ (યાદવકુલોત્પન્ન) વ્યક્તિ નહીં. પણ શ્રીષ્ણ એટલે સર્વવ્યાપક, વિભુ ચૈતન્ય-આનન્દઘન પરાત્પર તત્ત્વ. આ તત્ત્વ નિત્ય અને વિભૂ છે. આપણે વ્યવહારમા એટલે દુનીઆના અનુભવમાં આવું તત્ત્વ જોતાં નથી. જ્યારે સુવર્ણ કે મૃત્તિકાના એક જથ્થામાંથી અલંકારો કે મૃણ્મય પાત્રો બનાવાય છે, ત્યારે તે જથ્થો જ એ અલંકારો અથવા પાત્રો રૂપે બને છે, ને અસલ સુવર્ણ કે મૃત્તિકા જેવું કંઇ અવશિષ્ટ રહેતું નથી, કેમકે તે દરેક વસ્તુ (સુવર્ણ કે મૃત્તિકા) અમુક માપમાં હોય છે, "વિભુ" નથી; તેમજ દરેક વસ્તુના બે, પાંચ કે વધુ ઓછા ભાગો પાડીને તેમાંથી અલંકારો કે પાત્રો બનાવાય છે. કેમકે તે દરેક વસ્તુ સાવયવ છે. શ્રીકૃષ્ણ તત્ત્વ તો નિરવયવ અને વિભુ છે. માટે, એક શકયતા ઊભી થાય છે કે જ્યારે શ્રીકૃષ્ણ તત્ત્વ જગતરૂપે થાય અથવા શ્રીકૃષ્ણમાંથી જગત ઉત્પન્ન થાય ત્યારે "તે આખું તત્ત્વજ જગતરૂપે પરિણમે (જેમ દુધનો જથ્થો દહિ રૂપે પરિણમે તેમ)." આ શકયતાને દર્શનશાસ્ત્રમાં "કૃત્સ્નપ્રસક્તિ"નો દોષ કહે છે: જો પરાત્પર તત્ત્વ નિરવયવ અને વિભુ હોય અને જો જગતરૂપે પરિણમતું હોય તો તે આખે આખુંજ જગતરૂપે પરિણમે.

પછી જગતની બહાર જગત ઉપરાત પરાત્પર તત્ત્વનો ભાગ રહે નહી અને, ભક્તની ઉપાસના અને જ્ઞાનીના ધ્યેય માટે જો परात्पर તત્ત્વનો એક ભાગ જગત રૂપે નથી પરિણમતો પણ જગત બહાર કોઇ સ્થળે અપરિણત રૂપે રહે છે, એમ માનીએ તો निरवयवत्वशब्दकोप નામનો દોષ ઊભો થાય, કેમકે એક ભાગ જ પરિણમે છે બીજો ભાગ અપરિણત રહે છે તેથી તે તત્ત્વ सावयव (ભાગોવાળુ) હોવુ જોઇએ, निरवयव ન જ હોઇ શકે, એવુ અનુમાન કરવું જોઇએ આમ, શ્રીકૃષ્ણને परात्पर તત્ત્વ માનવામા અને તે ઉપરાત તે તત્ત્વમાથી જગતની ઉત્પત્તિ અથવા અભિવ્યક્તિ માનવામા બે દોષોમાથી એક દર્શનશાસ્ત્રની દૃષ્ટિએ ઊભો થાય છે, कृत्स्नप्रसक्ति અથવા निरवयवत्वशब्दकोप. (आ) ગીતાકાર કહે છે કે શ્રીકૃષ્ણ જ परात्पर તત્ત્વ છે, અને શ્રીકૃષ્ણના **એક** અ શમાથી જગતની ઉત્પત્તિ કે અભિવ્યક્તિ છે. દાર્શનિક પરિભાષામા કહીએ તો શ્રીકૃષ્ણ निरवयव (विभु) તત્ત્વ છે, છતાં જયારે તેનામાથી જગત ઉત્પન્ન થાય છે ત્યારે તે તત્ત્વના એક અંશ દ્વારા જ બધુ કાર્ય બને છે, જગતની ઉત્પત્તિ (અથવા અભિવ્યક્તિ) તેમજ જગતની સ્થિતિ અહીં विष्टम्य એટલે "પોતાનામાથી પ્રકટ થએલા જગતની સ્થિતિ ચાલુ રાખીને" એમ અર્થ વિવક્ષિત છે ઈશ્વર જગતરૂપે અને જગતની બહાર પણ છે. (इ) અહીં શ્લોક ૧૦.૪૨Bનું તાત્પર્ય એમ જણાય છે કે મનુષ્યના સામાન્ય અનુભવ મુજબ શ્રીકૃષ્ણ તત્ત્વમાથી જગતની ઉત્પત્તિના પ્રકારનો વિચાર કરવો અને તે વિચારને આધારે कृत्स्नप्रसक्ति અથવા निरवयवत्वशब्द कोपनो દોષ દેવો.

તે વાજબી નથી. (ઈ) ઉપનિષદોમાં બ્રહ્મ અથવા (નિરવયવ વિભુ) પુરુષ તત્ત્વમાંથી જગતની ઉત્પત્તિ (અભિવ્યક્તિ) કહી છે અને "पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि" (છા.ઉપ. ૩.૧૨.૬) આવે છે તેમજ બ્ર. સૂ.માં એ વાક્યોની તાર્કિક ચર્ચા પણ છે (બ્ર. સૂ. ૨.૧. ૨૬–૨૭); ત્યાં પણ સમાધાનમાં એમ જ કહ્યું છે કે શ્રુતિનો અર્થ શબ્દાનુસાર કરવો; અને શ્રુતિ પર તત્ત્વને વિરવયવ કહે છે અને તેમાથી જ જગતની ઉત્પત્તિ કહે છે માટે બન્ને વસ્તુઓ સત્ય છે. પર તત્ત્વ ખરેખર નિરવયવ વિભુ છે અને તેમાંથી સત્ય જગતની ઉત્પત્તિ થાય છે. માનવ અનુભવ ઉપરથી શ્રુત્યર્થ કરવો, એ વાજબી નથી. (ઉ) અહીં એક વાત નોંધી લેવી જોઈએ. ઉપલી ચર્ચાને અંતે શ્રીશંકર જગતની ઉત્પત્તિ मिथ्या કહીને રજ્જુસર્પાદિ દષ્ટાન્તો કે घटाकाशमहाकाशના દષ્ટાન્તો દ્વારા સમજાવે છે. તે પક્ષ શ્રુતિ, ગીતા સ્મૃતિ (૧૦.૪૨) કે બ્રહ્મસૂત્રને સંમત નથી. (ઊ) ગીતામાં અને વિશેષતઃ ૧૦.૪૨માં એકજ (જેમાં પ્રકૃતિ જેવું કંઈ તત્ત્વ કે ધર્મ પણ નથી તેવા) નિરવયવ કૃષ્ણ તત્ત્વમાંથી સત્ય જગત એક વિભૂતિરૂપે પ્રકટ થયું છે, એ સિદ્ધાંત છે. જગત સત્ય ન હોય તો વિભૂતિઓનાં નામો અને વિભૂતિયોગની સમજણ જે ગીતાના આ દશમા અધ્યાયમાં મુખ્ય છે તે એક ગપ્પા જેવું ઠરે.

ગીતા ૧૦.૪૨ પ્રમાણે તો શ્રીકૃષ્ણ એક સર્વવ્યાપી મહાન પુરુષાકૃતિ परात्पर તત્ત્વ છે અને તેના માત્ર એક અંશમાં જ જગત દેખાયું છે (પ્રકટ થયું છે; એક અંશ જગત રૂપે

દેખાયો છે) અને શ્રીકૃષ્ણસ્વતઃ જગત બહાર અપરિણત સ્વરૂપે વિદ્યમાન છે.

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥४१॥
अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥४२॥

ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विभूतियोगो नाम दशमोऽध्यायः ॥१०॥

**ભાષાન્તર**–હે અર્જુન, તને વિભૂતિઓની વિગતવાર સમજણ આપી. મારામાંથી કયા કયા પ્રકાર (વર્ગ)નાં સત્ત્વો (ચર અને અચર) ઉત્પન્ન થાય છે અને તે દરેકમાં કઇ વ્યક્તિમાં હું સવિશેષ પ્રકટ છું, તે વિસ્તારથી તને કહ્યું, પણ તેના સાર રૂપે તું એક વાત સમજી લે કે "આખું જગત જ મારા એક અંશમાંથી ઉત્પન્ન થયું છે અને ટકી રહ્યું છે" અર્થાત્ તું જગતને જ મારી એક "વિભૂતિ", એક વિશિષ્ટ આકૃતિ રૂપ સમજી લે, અને જગત સાથેનો તારો વ્યવહાર, શુદ્ધ તથા શુદ્ધતર, કરતી વખતે ધ્યાનમાં રાખ કે જગતરૂપે હું જ પ્રકટ થયો છું; તું પોતે પણ મારું એક રૂપ જ છો, ભીષ્મ તથા તું, બન્ને મારી વિભૂતિઓ છો, એમ માનીને તારું કર્તવ્ય કર્મ કર; એ રીતે નિષ્કામ કર્મ કરીશ તો તને પાપ નહીં લાગે અને કર્મફલથી તું નિર્લેપ રહીશ. આ પ્રમાણે જગતમાં સ્વકર્મો કરવાં તેનું નામ "विभूतियोग" છે.

**નોંધ**–લગભગ બધી નોંધ, ઉપર પ્રસ્તાવનામાં આવી ગઇ છે. જે દાર્શનિક નોંધ આપી છે તે તત્ત્વજ્ઞાનના પાછલા

ઇતિહાસને અનુસરીને આપી છે. ગીતાનો આ શ્લોક (૧૦·૪૨) દાર્શનિક યુક્તિના ઉત્તર આપવાની દૃષ્ટિએ લખાએલો નથી. આ શ્લોકમાં તો "આખા જગતને શ્રીકૃષ્ણની પોતાની નહીં પણ શ્રીકૃષ્ણના એક અંશની વિશિષ્ટ આકૃતિ" કહેલી છે. શ્લોક ૪૧ સુધી શ્રીકૃષ્ણે કહ્યું કે "મારી" વિભૂતિ આ છે, અને તે છે, રામ છે, વ્યાસ છે, હિમાલય છે, ભીષ્મ છે; દરેક **મારી** વિભૂતિ છે. હવે છેવટે શ્રીકૃષ્ણ કહે છે કે "એક એક વ્યક્તિ મારી વિભૂતિ છે", એમ નહીં, પણ "આખું જગત" મારું નહીં પણ મારા એક ભાગ (એક અંશ)નું પ્રકટ થએલું રૂપ છે. પહેલાં "જગતનો એક એક અંશ આખા શ્રીકૃષ્ણનું રૂપ છે" એમ કહીને **પછી** અન્તમાં "શ્રીકૃષ્ણનો એક અંશ આખા જગત રૂપે પ્રકટ થયો છે", એમ છેવટે કહ્યું છે. આમ શ્લો ૨૦થી ૪૧માં જે સમજણ આપી તેનો છેડો લાવવા માટે ભારપૂર્વક એક અગત્યનું કથન ૧૦·૪૨માં કરવાનો શ્રીકૃષ્ણનો ઇરાદો દેખાય છે, જેથી વિભૂતિ અને વિભૂતિયોગના સિદ્ધાન્તો અર્જુનને ઘણા સ્પષ્ટ સમજાય. આ રીતે શ્લોક ૪૨માં "कृत्स्नं जगत्" અને "(कृष्णतत्त्वस्य) एक-अंश" એ શબ્દો હેતુપૂર્વક વપરાયા છે, એમ અમને સંદર્ભ ઉપરથી (શ્લોક ૨૦–૪૧ ના સંદર્ભ ઉપરથી) જણાય છે. સમગ્ર જગત (નહીં કે એક એક વિશિષ્ટ વ્યક્તિ) શ્રીકૃષ્ણના એક અંશ (નહીં કે સમગ્ર શ્રીકૃષ્ણ સ્વરૂપ) માંથી પ્રકટેલ છે.

# અધ્યાય અગિયારમો

## ગીતા : ૧૧. ૧-૪

**પ્રસ્તાવના**–આ શ્લોકોમાં અર્જુન **માત્ર દશમા** અધ્યાયમાં જે કહેવામાં આવ્યું તે વિશે સંતોષ બતાવીને તે જ અધ્યાયમાં વિવક્ષિત જે વિશ્વસ્વરૂપ તે નજરે જોવા ઇચ્છા દર્શાવે છે. ૧૦-૭માં કહ્યું છે કે શ્રીકૃષ્ણની વિભૂતિ અને યોગ જે (યોગમાર્ગી) મનુષ્ય જાણશે તેને અવિકમ્પ યોગ (ફલયોગ) મળશે; માટે અર્જુન કહે છે કે તમારાં વચનોથી મારો મોહ (ધર્મસંમોહ) ચાલ્યો ગયો છે, અર્થાત્ મને નિશ્ચલ યોગ મળ્યો છે. ૧૦-૧ માં ભગવાને કહેલું કે તું રાજીખુશીથી મારા શબ્દો સાંભળે છે, તેથી હું તને તારા હિતની ઇચ્છાથી વધુ આગળ ઉપદેશ આપું છું; તેના અનુસંધાનમાં અર્જુન કહે છે કે તમે મારા ઉપર **ઉપકાર કરીને** મને અધ્યાત્મ–ઉપદેશ આપ્યો છે. મેં તમારી પાસેથી તમારા મુખથી પ્રાણીઓનાં **ઉત્પત્તિ–પ્રલય** વિસ્તારથી સાંભળ્યાં છે; એટલે શશી, પ્રહ્લાદ, કપિલ વગેરે જે જે બધા શ્રીકૃષ્ણનાં પ્રકટ રૂપો (વિભૂતિઓ) તરીકે જન્મેલાં તે બધાં શ્રીકૃષ્ણનાં રૂપો હોવાથી શ્રીકૃષ્ણમાં જ **લીન** થયા છે, એમ પોતે સમજ્યો છે, એમ અર્જુન કહે છે. વિસ્તરશ એટલે અધ્યાય ૧૦માં વિભૂતિઓનો ખૂબ વિસ્તાર કરવામાં આવ્યો છે, એમ કહ્યું છે. અર્જુને શ્રીકૃષ્ણનું માહાત્મ્ય સાંભળ્યું છે (૧૧-૨), જે માહાત્મ્ય અવિનાશી છે (અવ્યય)–આ વાક્યનો

સંબંધ ૧૦મા અધ્યાયના છેલ્લા શ્લોક સાથે છે; ૧૦·૪૨માં કહ્યું છે કે હું મારા એક અંશ વડે આ આખા જગતને ઉત્પન્ન કરીને, આધાર આપીને જગતરૂપે રહ્યો છું, અર્થાત્ શ્રીકૃષ્ણ પોતે તો જગતથી "અનન્તગણા મોટા" છે. દશમા અધ્યાયમાં તમે જે કહ્યું છે તેવું તમારું રૂપ જોવાની મને ઇચ્છા છે; એમ કહીને ૧૦·૪૨મા જે વિવક્ષિત છે, તે જ રૂપ જોવાની ઇચ્છા અર્જુન દર્શાવે છે. તે રૂપ જોવું અઘરું છે, એમ અર્જુન ૧૧·૪મા સ્વીકારે છે, માટે ૧૧·૧–૪ને દશમા અધ્યાય અને ૧૦·૪૨ સાથે સંબંધ છે. ભગવાન અર્જુનને "વિશ્વરૂપ" દેખાડે છે, જેથી અર્જુનને સમજાય કે આ આખું જગત શ્રીકૃષ્ણના દેહમાં ૧૦·૪૨ મુજબ એક જ અંશ છે.

अर्जुन उवाच

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥१॥
भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥२॥
एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥३॥
मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥४॥

ભાષાન્તર–અર્જુન કહે છે. મારા ઉપર કૃપા કરી મારા હિતની ઇચ્છાથી (૧૦·૧ મુજબ हितकाम्यया) ઊંચામાં ઊંચું 'गुह्य' ગણાતો, "અધ્યાત્મ" કહેવાતો જે ઉપદેશ (વચન) આપે મને (ગીતા ૧૦ માં) કહ્યો, તેનાથી મારો આ મોહ દૂર થયો છે (૧).

કેમકે વિશિષ્ટ અને સામાન્ય પ્રાણીઓના જન્મ અને પ્રલય તમારા થકી થાય છે, તે હકીકત મેં વિસ્તારથી, દરેક વર્ગની એક એક વ્યક્તિના દૃષ્ટાન્ત સાથે, સાંભળી, અને હે કમળનયન શ્રીકૃષ્ણ, તમારી પાસેથી મેં તમારું અવિનાશી માહાત્મ્ય (વિશાળરૂપીપણું), તમે જગતથી અનેકગણા છો તે હકીકત, પણ સાંભળી (૨). હે પરમેશ્વર, જે પ્રકારે તમે પોતાનું સ્વરૂપ (आत्मानम्) હોવાનું કહ્યું તે તમારું આ ઈશ્વરીય રૂપ જોવાની મને ઇચ્છા છે (૩). જો તે સ્વરૂપ મારાથી જોઇ શકાય એમ માનતા હો તો, હે પ્રભુ, હે યોગેશ્વર, મને તમારા તે અવ્યય રૂપનાં દર્શન કરાવો (૪).

નોંધ–૧૦.૧૬ મુજબ ભગવાન શ્રીકૃષ્ણનું એક મોટું (વિશ્વ) રૂપ છે, જેમાં રહેલી એમની વિભૂતિઓદ્વારા આ દુનિયામાં વ્યાપીને શ્રીકૃષ્ણ રહે છે. તે રૂપ જોવાની ઇચ્છા અર્જુન કરે છે. માટે વિભૂતિઓના સિદ્ધાન્ત સાથે વિશ્વરૂપ દર્શનના સિદ્ધાન્તને ગાઢ સંબંધ છે. વિભૂતિઓનું જ્ઞાન થવાથી એટલે વિભૂતિઓના સિદ્ધાન્તનું જ્ઞાન થવાથી મનુષ્યને સમજાય છે કે શ્રીકૃષ્ણ પોતાની વિભૂતિઓદ્વારા જ જગતમાં સર્વ કાર્યો કરે છે, અને હું પણ શ્રીકૃષ્ણની એક વિભૂતિ છું, અને મારા દ્વારા શ્રીકૃષ્ણ જ બધાં કાર્યો કરી રહ્યા છે. માટે હું મારાં કર્મોનાં પાપપુણ્યથી નિર્લિપ્ત છું. તે સમજણપૂર્વક સ્વકર્માચરણ, એનું નામ વિભૂતિયોગ.–હવે અગિયારમા અધ્યાય મુજબ, વિભૂતિઓ શ્રીકૃષ્ણના શરીરમાં કામ કરી રહી છે, એવું દર્શન થાય છે. વળી, મહાભારતનું યુદ્ધ જ (બન્ને પક્ષના લડવૈયાઓનું યુદ્ધ જ) શ્રીકૃષ્ણના દેહમાં

શરૂ થઈ ગયું છે, એવું દર્શન થાય છે, અર્થાત્ શ્રીકૃષ્ણની વિભૂતિઓ જ અહીં યોદ્ધાઓ છે, એમ દેખાય છે. તે ઉપરથી દરેક મનુષ્ય શ્રીકૃષ્ણે **અગાઉથી** કરેલાં કર્મો જ કરે છે, એવી સમજણ ઉત્પન્ન થાય છે, દરેક યોગી પોતાની જાતને **નિમિત્તમાત્ર** સમજે છે અને જુએ છે; તે સમજણ અને દર્શન ઉપરથી મનુષ્ય પોતાનાં બધાં કર્મો નિષ્કામ રીતે કરી શકે છે; તેનું નામ વિશ્વરૂપદર્શનયોગ. આમ વિભૂતિયોગ **ઉપરથી** જ વિશ્વરૂપ-દર્શનયોગ ઉપસ્થિત થાય છે, છતાં બન્નેમાં તફાવત છે.

## ગીતા : ૧૧. ૫–૮

**પ્રસ્તાવના :** (अ) અર્જુન "શ્રીકૃષ્ણનાં" સેંકડો અને હજારો રૂપો (વિભૂતિઓ જુએ છે, એટલે કે "શ્રીકૃષ્ણમાં" જુએ છે. આ રૂપોને "દિવ્ય" કહ્યાં છે. "इह एकस्थम्" (૭) એટલે શ્રીકૃષ્ણના દેહમાં જ. (आ) દિવ્ય સ્વરૂપોવાળા શ્રીકૃષ્ણને "જોવાને" દિવ્યચક્ષુની જરૂર છે. તે શ્રીકૃષ્ણ અર્જુનને "આપે છે" (ददामि) (इ) શ્રીકૃષ્ણ જે બતાવે છે તે પોતાનો "ऐश्वर योग" (ઈશ્વર તરીકેનું નિષ્કામ કર્માચરણ) બતાવે છે. જે જે કર્મો શ્રીકૃષ્ણ કરે છે, તે માટે એક એકરૂપ એમણે ધારણ કરવું પડે છે. તે કર્મો શ્રીકૃષ્ણને લેપન કરતાં નથી, કારણ કે શ્રીકૃષ્ણ ઈશ્વર છે, આપ્તકામ છે. માટે અર્જુન જે જોશે તે "**શ્રીકૃષ્ણનો** योग **જોશે.**" ૯. ૪–૫માં, શ્રીકૃષ્ણમાં ભૂતમાત્ર છે અને શ્રીકૃષ્ણમાં ભૂતમાત્ર નથી, એ દર્શનને શ્રીકૃષ્ણના योगनुं દર્શન કર્યું છે. અહીં ૧૦-૯માં પણ એ જ योग વિવક્ષિત છે, એમ દશમા અને અગિયારમાં અધ્યાયોના સંબંધ ઉપરથી સ્વીકારવું પડે.

श्रीभगवानुवाच
पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥५॥
पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥६॥
इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद् द्रष्टुमिच्छसि ॥७॥
न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥८॥

**ભાષાન્તર :** શ્રીભગવાન કહે છે કે પૃથાપુત્ર, મારા (શ્રીકૃષ્ણરૂપ પરાત્પર તત્ત્વના) સેંકડો અને હજારો, જુદા જુદા પ્રકારના, દિવ્ય, જુદા જુદા રંગ અને આકારના સ્વરૂપો, અર્થાત્, **તે દરેક દ્વારા હું કંઈ ને કંઈ કર્મ કરી રહ્યો છું તે તું જો** તું જે જે રૂપ જો તે તે દ્વારા જે જે કર્મ થતું તું દેખે તે દરેક કર્મ હું નિર્લિપ્ત રહીને કરી રહ્યો છું, તે તું સમજ (૫) બાર આદિત્યો, આઠ વસુઓ, અગિયાર રૂદ્રો, બે અશ્વિનો, મરુતો (મરુતો) નામનો સમુદાય, તથા ઘણા અગાઉ–કદી–ન જોયેલા અને નવાઈ ભરેલા રૂપો તું દેખ અને એ સૌના બધા કર્મો હું જ કરી રહ્યો છું, છતાં હું નિર્લેપ રહું છું, માટે હું નિષ્કામકર્મયોગનો ઈશ્વર છું તે તું સમજી લે, નજરે જોઈ લે, (૬) અહીં એક (મારા દેહ)માં રહેલા ચરાચર આખા જગતને તું મારાં કર્મો કરતું જો, મારા દેહમાં બીજું જે કંઈ જોવા તું ઇચ્છતો હો (મહાભારતનું યુદ્ધ જોવા ઇચ્છતો હો) તો તે પણ, હે ગુડાકેશ, તું જો (૭), પણ તું અનેકરૂપો દ્વારા જગતમાં

અનેક કાર્યો કરી રહેલા મને આ જ તારી ચર્મચક્ષુ વડે જોઇ શકીશ નહીં. હું તને "દિવ્ય" ચક્ષુ આપું છું. હવે મારાં નિષ્કામ કર્મો–જે હું ઈશ્વર તરીકે કરું છું તે–તું જો. [અને મારાં વિશ્વરૂપના દર્શન વડે, તું પણ મારાં જ કરેલાં કર્મો કરે છે. એવી સમજૂતીવાળો જે विश्वरूपदर्शनयोग તે તું જાણી લે] (૮).

**નોંધ** :–(अ) पश्य मे योगमैश्वरम्–ઘણું અગત્યનું વાક્ય છે. અર્જુને જે જોવાનું છે, તે "રૂપો" જ જોવાનાં નથી, પણ "રૂપો" દ્વારા શ્રીકૃષ્ણ જ બધાં કર્મો, મહાભારતનું યુદ્ધ પણ, કરી રહ્યા છે, તે હકીકત નજરે જોવાની છે. (आ) આ રૂપને શાંકરવેદાન્તમાં "દિવ્ય" નથી ગણ્યું, પણ માયિક ગણ્યું છે; તે વાજબી નથી. **શ્રીકૃષ્ણનું આ વિશ્વરૂપ જો માયિક હોત તો અર્જુનને "દિવ્યચક્ષુ આપવાની" જરૂર શ્રીકૃષ્ણને પડત નહીં.** ૧૧-૧૧માં આ સ્વરૂપને દિવ્ય માલ્ય અને દિવ્ય ગંધાનુલેપનવાળું કહ્યું છે.(इ)શ્લો.૧૩ મુજબ શ્રીકૃષ્ણના શરીરમાં અર્થાત્ એક જ સ્થળે, જુદું જુદું વહેંચાયેલું (अनेकधा प्रविभक्तम्) અર્થાત્ જુદાં જુદાં કર્મો–પ્રવૃત્તિઓવાળું, જગત્ અર્જુન જુએ છે. શ્રીકૃષ્ણના શરીરમાં જગતની વિવિધ પ્રવૃત્તિઓ ચાલુ છે, તે અર્જુન નજરે જુએ છે.

संजय उवाच

एवमुक्त्वा ततो राजन्महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥९॥
अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥१०॥

दिव्यमाल्याम्बरधरं दिव्यगन्धानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥११॥
दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥१२॥
तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥१३॥
ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।
प्रणम्य शिरसा देवं कृताञ्जलिरभाषत ॥१४॥

ભાષાન્તરઃ–સંજય કહે છે. ઉપર મુજબ કહીને પછી, જગદ્વ્યાપી જે પ્રવૃત્તિ નિષ્કામ રીતે ચાલી રહી છે તે રૂપ મહાયોગના પતિ (માલિક) હરિએ પાર્થને પોતાનું ઈશ્વર તરીકેનું સર્વોચ્ચ સ્વરૂપ દેખાડ્યું (૯). તે શરીરમાં જેટલી જેટલી વ્યક્તિઓ હતી તે બધાનાં મુખો અને નયનો એ રૂપમાં હોવાથી એ રૂપના જ એ મુખો અને નયનો હતાં. તે રૂપમાં અનેક વિચિત્ર દશ્યો દેખાતાં હતાં. એ જ રીતે (એમાં રહેલી વ્યક્તિઓએ ધારણ કરેલાં આભરણો અને આયુધોની સંખ્યાની દૃષ્ટિએ)એ રૂપના અનેક દિવ્ય (યોદ્ધાઓ પહેરે તે) અલંકારો અને ઉંચકેલાં અને દિવ્ય હથિયારો (યુદ્ધમાં વપરાતાં શસ્ત્રાસ્ત્રો) હતાં (૧૦). યુદ્ધમાં અથવા સામાન્ય સંયોગોમાં જેમ મનુષ્યો પુષ્પમાળા અને વસ્ત્રો પહેરે તેમ વિશ્વરૂપાન્તર્ગત તે યુદ્ધવ્યાપૃત રૂપોએ (અનેક) દિવ્ય માળાઓ અને વસ્ત્રો પહેરેલાં હતાં; તેવી જ રીતે દરેક રૂપને દિવ્ય ગન્ધાનુલેપન થયું હતું. તે રૂપ સર્વ પ્રકારે આશ્ચર્યકારી નવાઇવાળું હતું, પ્રકાશમાન (देवम्), અન્ત–રહિત અને ચારે બાજુ મુખોવાળું હતું (૧૧). જો આકાશમાં એક સાથે

હજાર સૂર્યોનો પ્રકાશ ફેલાય તો તે પ્રકાશ તે વિશાળ દેહવાળા એક રૂપના પ્રકાશ જેવો થાય (૧૨). તે વખતે અર્જુને દેવોના દેવ શ્રીકૃષ્ણના દેહમાં સમગ્ર જગતને અનેક રીતે વહેંચાએલું અને "એકમાં" રહેલું જોયું (૧૩). પછી, નવીન દર્શનથી પ્રભાવિત, પુલકિતરોમવાળો તે અર્જુન, શ્રીકૃષ્ણને મસ્તક વડે નમીને, બે કર જોડીને, કહેવા લાગ્યો (૧૪).

अर्जुन उवाच

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान् ।
ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥१५॥
अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनन्तरूपम् ।
नान्तं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूप ॥१६॥
किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमन्तम् ।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ताद्दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥१७॥
त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥१८॥
अनादिमध्यान्तमनन्तवीर्यमनन्तबाहुं शशिसूर्यनेत्रम् ।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपन्तम् ॥१९॥
द्यावापृथिव्योरिदमन्तरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥
अमी हि त्वां सुरसंघा विशन्ति केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति ।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः स्तुवन्ति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥२१॥
रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।
गन्धर्वयक्षासुरसिद्धसंघा वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२॥
रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ।
बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् ॥२३॥

नभस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा धृतिं न विन्दामि शमं च विष्णो ।२४॥
दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसन्निभानि ।
दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥२५॥
अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥२६॥
वक्त्राणि ते त्वरमाणा विशन्ति दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनान्तरेषु संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥२७॥
यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवन्ति ।
तथा तवामी नरलोकवीरा विशन्ति वक्त्राण्यभिविज्वलन्ति ॥२८॥
यथा प्रदीप्तं ज्वलनं पतङ्गा विशन्ति नाशाय समृद्धवेगाः ।
तथैव नाशाय विशन्ति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥२९॥
लेलिह्यसे ग्रसमानः समन्ताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ॥३०॥
आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवन्तमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥३१॥

## ગીતા : ૧૧. ૧૫–૩૧

**ભાષાન્તર** : અર્જુન કહે છે–હે દેવ, **તમારા દેહમાં [હોઇ તમારા જ** योग **ના (નિષ્કામકર્મના) આચરનારા** રૂપે,] હું સર્વ દેવોને, જુદી જુદી જાતનાં પ્રાણીઓના સમુદાયોને, પદ્માસન ઉપર બેઠેલા ઈશ્વર બ્રહ્માને, સર્વ ઋષિઓને, દિવ્ય સર્પોને જોઉં છું (૧૫). અનેક હાથ, પેટ, મોઢાં, આંખોવાળાં, ચારે બાજુએ અસંખ્યરૂપો ધારણ કરેલાં, તમને હું જોઉં છું. હું તમારો અન્ત, મધ્ય કે આદિ જોઈ શકતો નથી, હે વિશ્વના ઈશ્વર, હે વિશ્વરૂપ ! (૧૬). હવે, મને, તમારું વળી એક નવું જ રૂપ,

પુરાણોમાં કહેલું ચતુર્ભુજ સ્વરૂપ, દેખાય છે, કેમકે હું તમને હવે મુકુટવાળા, ગદા-ચક્રવાળા, તેજના પુંજ, ચારે બાજુઓથી પ્રકાશમાન, કોઈ પણ બાજુથી સહેલાઈથી ન જોઈ શકાય તેવા, તપી ગએલા અગ્નિ, સૂર્યની કાન્તિવાળા, અપ્રમેય જોઉં છું (१७). તમે अक्षर નામથી પ્રસિદ્ધ નિરાકાર સ્વરૂપ, સર્વોત્તમ જાણવા યોગ્ય, આ જગતના સર્વોચ્ચ સ્થાન (निधानम्), છો. તમે અવિનાશી, સનાતન ધર્મરક્ષક છો, તમને હું સનાતન पुरुष નામથી ઓળખાતા સાકાર પર રૂપ માનું છું (१८). હવે, મને તમારું ત્રીજું રૂપ દેખાય છે. બીજાં રૂપોની જેમ, આ રૂપને પણ આદિ-મધ્ય-અન્ત નથી, આ રૂપનું પરાક્રમ અનન્ત છે, આ રૂપના (બે) હાથ અન્ત-રહિત છે, ચન્દ્ર અને સૂર્ય, એ બે આ સ્વરૂપની આંખો છે; (મુંડક ઉપ.માં જેવું पुरुषनुं રૂપ વર્ણવ્યું છે તેવું આ રૂપ છે). સળગેલા અગ્નિ જેવા મુખવાળાં પોતાના પ્રકાશથી આ વિશ્વને તપાવી રહેલા, તમને હું જોઉં છું (१९). મુંડક ઉપ.માં पुरुषनुं માથું द्यौः અને પગ पृथ्वी છે, એમ કહ્યું છે; તે રીતે, આ તમારા पुरुष રૂપ વડે તમે એકલાએ દ્યાવાપૃથિવી વચ્ચેની બધી જગા અને બધી દિશાઓ વ્યાપી લીધી છે. તમારું આશ્ચર્યકારક ભયંકર આ રૂપ જોઈને, ત્રણે લોક પીડા પામે છે, હે વિશાળ દેહધારી (२८). આ રૂપના વિષયમાં એક બીજી વાત એ છે કે દેવો, મહર્ષિઓ વગેરે (આ રૂપની અન્દર જ છે, છતાં આ દેવોના સમુદાયો) તમારામાં દાખલ થતાં દેખાય છે; કેટલાક ભય પામીને હાથ જોડીને પ્રાર્થના કરે છે; મહર્ષિ અને સિદ્ધોના સમુદાયો 'તમારું કલ્યાણ

થાઓ એમ આશીર્વાદ આપીને તમને ખૂબ સ્તોત્રો વડે વખાણે છે (૨૧). રૂદ્રો, આદિત્યો વસુઓ, સાધ્યો, વિશ્વદેવો, અશ્વિનો, મરૂતો, ઉષ્મપાઓ, ગન્ધર્વો, યક્ષો, અસુરો, સિદ્ધો—એ સર્વના સમૂહો, એ બધા આશ્ચર્યચકિત થઈને તમને જોઈ રહ્યા છે (૨૨). હવે, હે કૃષ્ણ, તમારું એક (વધુ) ઘણું મોટું (વિશાળ), ઘણા મુખો ને નેત્રોવાળું, ઘણા હાથ, સાથળ તથા પગોવાળું, અનેક પેટવાળું, અનેક દાઢો હોવાથી વિકરાળ, રૂપ જોઈને સર્વ મનુષ્યો ભય પામ્યા છે, અને હું પણ ભય પામ્યો છું. તમારી પાસે ઊભા રહીને તમારી સ્તુતિ પણ ન કરી શકાય, એવું, આ ભયંકર રૂપ, તમારું "કાળ" રૂપ છે (૨૩). આ રૂપમાં આકાશને અડકેલાં, પ્રકાશિત, અનેક રંગોવાળા, ફાડેલા મોં વાળા, ચળકતી વિશાળ આંખોવાળા તમને (કાળરૂપમાં) જોઈને મારો અન્તરાત્મા પીડિત થયો છે, અને મને ધૃતિ (ધીરજ) અને શાન્તિ રહેતાં નથી, હે વિષ્ણુ ભગવાન્! (૨૪). મોટી દાઢોને લીધે ભયંકર અને પ્રલયકાળના અગ્નિઓ જેવાં તમારાં મુખો જોઈને જ મારું દિશાઓનું ભાન ચાલ્યું જાય છે, મને શાન્તિ રહેતી નથી, હે દેવેશ, હે જગન્નિવાસ, તમે કૃપા કરો (પ્રસીદ, દયા કરો, શાન્ત થાઓ) (૨૫). આ તમારા ઉગ્રરૂપમાં તો હું અદ્‌ભુત વસ્તુ જોઉં છું. આ મહાભારતના યુદ્ધમાં સજ્જ થઈ ઊભેલા ધૃતરાષ્ટ્રના બધા પુત્રો, આ યુદ્ધમાં કૌરવો સાથે જોડાયેલા ભારતવર્ષના બધા રાજાઓના સમુદાયો સહિત, તેમ જ ભીષ્મ, દ્રોણ,—કર્ણ, ને અમારા પક્ષના પણ મુખ્ય યોદ્ધાઓ સહિત, તમારા, દાઢોને લીધે બીહામણા અને બીજી રીતે પણ ભયંકર,

મુખોમાં પ્રવેશે છે. કેટલાક તો ઉપલા અને નીચલા દાંતોની વચ્ચે ચોંટેલા હોવાથી, તેમનાં 'उत्तमाङ्ग' (મસ્તકો)નાં ચૂરેચુરા થયેલા દેખાય છે. **આ તમારા ચોથા, ઉગ્ર, કાળ સ્વરૂપની** નવાઇ એ છે કે મહાભારતના યોદ્ધાઓ જ તે રૂપમાં વર્ણિત થએલા દેખાય છે (૨૬-૨૭). જેમ અનેક વેગવાળા, નદીઓના પ્રવાહો સમુદ્રને ધ્યેય રાખીને જ દોડે છે, તેમ આ માનવ દુનિયાના શૂરાઓ તમારા પ્રકાશમાન મુખોમાં પ્રવેશ કરે છે (૨૮). જેમ ખૂબ વધેલી ઝડપવાળાં પતંગિયાં પ્રદીપ્ત અગ્નિમાં સ્વનાશ માટે જ પ્રવેશ કરે છે, તેમ આ બધા મનુષ્યો વધેલી ઝડપવાળા બનીને તમારા મુખમાં પોતાના જ નાશ માટે પ્રવેશ કરી રહ્યા (૨૯). તમે, [આ ઉગ્ર (**ચોથા**) રૂપમાં,] સમગ્ર લોકોને, સળગતા વદનો વડે, ચારે બાજુઓથી ગળી જવાની તૈયારીમાં રહીને (ग्रसमान બનીને), ચાટો છો. સમગ્ર જગતને કાન્તિથી ભરી દઇને તમારા ઉગ્ર પ્રકાશિત કિરણો સળગી રહ્યાં છે, હે સર્વવ્યાપક દેવ (૩૦). આ ઉગ્રરૂપધારી તમે કોણ છો ? તે મને કહો, તમને મારા નમસ્કાર, હે સર્વ શ્રેષ્ઠ દેવ, કૃપા કરો, દયા કરો, તમે આ જગતમાં સર્વથી પ્રથમ પ્રકટ થએલા છો; ને આદ્ય, એવા તમને હું વિશેષ જાણવા ઇચ્છું છું. તમે આ ઉગ્રરૂપમાં **શી પ્રવૃત્તિ** કરી રહ્યા છો ? તે હું જાણી શકતો નથી, તો મને જણાવો, સમજાવો (૩૧).

**નોંધ**-(अ) આ શ્લોકોમાં અર્જુન **ચાર** રૂપોનું જુદું જુદું વર્ણન કરે છે; **એક**, જેમાં દેવો, બ્રહ્મા વગેરે અન્દર રહે છે તે; **બીજું** મુકુટ, શંખચક્ર ગદા પદ્મવાળું ચતુર્ભુજ (૧૭); **ત્રીજું**

મુંડક વગેરે ઉપ૦માં છે તેવું પુરુષરૂપ જેની સૂર્યચન્દ્ર, એ બે આંખો છે, ઇત્યાદિ (૧૯); અને ચોથું ઉગ્રરૂપ, જેને પાછળથી "કાળ" રૂપ કહ્યું છે તે. (आ) न हि प्रजानामि तव प्रवृत्तिम्—અર્જુન શ્રીકૃષ્ણની સર્વભક્ષણની પ્રવૃત્તિ નજરે જુએ છે; પણ સમજવા ઇચ્છે છે. प्रवृत्ति શબ્દ ખાસ ઉપયોગી છે; કેમકે શ્રીકૃષ્ણની અર્જુને જોયેલી પ્રવૃત્તિ હિંસક છે કે કેમ? એ પ્રશ્ન શ્રીકૃષ્ણના "યોગ"ની સાથે જોડાએલો છે. **શ્રીકૃષ્ણની બધી પ્રવૃત્તિઓ નિષ્કામ જ છે. અને અર્જુને શ્રીકૃષ્ણની પ્રવૃત્તિમાં નિમિત્ત બનવાનું છે**, એમ અર્જુનના પ્રશ્નનો ઉત્તર શ્રીકૃષ્ણ શ્લોક ૩૨-૩૪મા આપે છે.

## ગીતા ૧૧. ૩૨-૩૫

**પ્રસ્તાવના**—(अ) ખાસ નોંધવાનુ કે આ શ્લોકોમાં જ આ અધ્યાયનો નિષ્કામકર્માચરણનો પ્રકાર આપ્યો છે. વિશ્વરૂપી શ્રીકૃષ્ણના દર્શનદ્વારા એ વિશ્વરૂપની પ્રવૃત્તિમાં પોતાનું નિમિત્તપણું સમજી લઈ, પોતાનાં કર્મોમાં નિષ્કામતા અનુભવવી, એ જ "विश्वरूपदर्शनयोग." (आ) શ્રીકૃષ્ણની પ્રવૃત્તિમાં મનુષ્યનું નિમિત્તપણું એટલે શું? શ્રીકૃષ્ણ સંહાર કરી રહ્યા છે; અર્જુન એમાં સાથ આપે કે ન આપે. બીજી રીતે, અર્જુને કોઈને "મારવાના" નથી; અર્જુને મરેલાને **મારવાના** છે.

श्रीभगवानुवाच

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः
तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून् भुङ्क्ष्व राज्यं समृद्धम्।
मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३॥

द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथान्यानपि योधवीरान्।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युध्यस्व जेतासि रणे सपत्नान्॥३४

संजय उवाच

एतच्छ्रुत्वा वचनं केशवस्य कृताञ्जलिर्वेपमानः किरीटी।
नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥३५॥

ભાષાન્તર—શ્રી ભગવાન કહે છેઃ—તારા, શ્લોક ૩૧માં પૂછેલા પ્રશ્નના જવાબમાં તને કહું છું; તું મારા ઉગ્રરૂપ દ્વારા જે પ્રવૃત્તિ હું કરી રહ્યો છું તે પ્રવૃત્તિ અને તેમાં મનુષ્યનો હિસ્સો શો છે, તે સમજવા માગે છે. તો હું તને તે સમજણ આપું છું.—જે ઉગ્રરૂપે તેં મને જોયો તે રૂપમાં હું કાલ (મૃત્યુ દેવ) છું. હું લોકોનો નાશ કરનાર કાલ છું, હું અહીં બહુ ઉગ્ર, વૃદ્ધિ પામેલ રૂપે છું; જનસમુદાયનો વિનાશ કરવા "હું" "પ્રવૃત્તિ" કરી રહ્યો છું. તારા વગર પણ, તું આ યુદ્ધમાં તારો ભાગ નહીં ભજવે તોપણ, બધા યોદ્ધાઓ જે દરેક લશ્કરીપંક્તિમાં ગોઠવાઇને ઊભા છે તે—હવે પછી હશે જ નહીં (નાશ જ પામશે), મારાથી જ મરાશે, હણાશે (૩૨). માટે, તું ઊભો થા, (લોકદૃષ્ટિએ) કીર્તિ મેળવ, શત્રુઓને જીતીને સમૃદ્ધ રાજ્યનો ઉપભોગ કર. આ મહાભારતના યોદ્ધાઓ, પાંડવોથી નહીં તેમ કૌરવોથી પણ નહીં, પણ મારા એકલાથી જ, તમે યુદ્ધ શરૂ કર્યું તેની પણ અગાઉથી જ, હણાયેલા છે. હે સવ્યસાચિન્ અર્જુન, તું મારૂં હથિયાર બન, તું આ સંહારકાર્યમાં નામ આપવા માટે નિમિત્ત થા; જેથી લોકોમાં એમ કહેવાય કે અર્જુને બધાને હણ્યા, જો કે ખરેખર હત્યા કરનારો હું જ છું (૩૩). દ્રો-

દ્રોણ-ભીષ્મને હણવા માંગતો ન હતો (ર.૪ कथं भीष्ममहं संख्ये). તો તું હવે જોઈલે અને સમજી લે કે દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ તેમ જ અન્ય બહાદુર યોદ્ધાઓ પણ, તારાથી હણાયા પહેલાં મારાથી હણાયેલા જ હતા. તારે તો તેમને ફરીથી હણવાના છે. મનમાં હિંસાના પાપના વિચારથી તું મુંઝાઈશ નહીં. યુદ્ધ કર. રણસંગ્રામમાં દુશ્મનોને તું જીતીશ. જગતમાં કહેવાશે કે "અર્જુન જીત્યો"; માટે હનન તેમજ જીત બન્ને કાર્ય નિષ્કામ રહીને તું કરીશ. તને પાપ નહીં લાગે, તું ઉપભોગથી લેપાઈશ નહીં; તું પાપમાં તેમજ ઉપભોગમાં મારું હથિયાર જ છે (૩૪). સંજય કહે છે—શ્રીકૃષ્ણના એ શબ્દો સાંભળીને, હાથ જોડી રાખીને, ધ્રૂજતો ધ્રૂજતો, અર્જુન શ્રીકૃષ્ણને નમસ્કાર કરીને, અત્યન્ત બીધેલો, પ્રણામ ઉપર પ્રણામ કરીને, ગદ્ગદ અવાજે ફરીથી બોલ્યો (૩૫).

## ગીતા ૧૧. ૩૬-૪૬

**પ્રસ્તાવના**—(અ) અર્જુને શ્રીકૃષ્ણની સ્તુતિ કરી છે; તેમાં શ્રીકૃષ્ણ જ **સર્વકર્તા** છે, મહાન **પરાત્પર** તત્ત્વ છે; એમ કહે છે. તે દ્વારા ગીતાકાર વાચકને કહે છે કે જગતની ઉત્પત્તિ અને સંહાર, એક મહાન શક્તિ કરે છે; મનુષ્યે પોતાનું કર્મ "હું કરું છું અથવા હું નથી કરતો", એવા અભિમાનથી રહિત થઈને કરવું, કેમકે ખરો સર્વકર્મકર્તા ઈશ્વર છે, નથી બ્રહ્મા, કે કોઈ અન્ય દેવો. અર્જુને શ્રીકૃષ્ણનું **સર્વકર્તૃત્વ** અગાઉ સમજેલું કે જોયેલું નહીં; તે રીતે મનુષ્યે પણ અહંકારથી કરી લીધેલાં કર્મોનો પશ્ચાત્તાપ કરી, તેનાં બંધનોમાંથી છૂટી જવું, એમ ગીતાકાર આ સ્તુતિ ઉપરથી સૂચવે છે. (આ) અહીં, ઈશ્વર અને મનુષ્ય વચ્ચે પ્રેમનો સંબંધ,

પિતાપુત્ર જેવો, સખાસખા જેવો, પ્રિયપ્રિયા જેવો છે. એમ કહ્યું છે. એ સંબંધને લીધે ઈશ્વર મનુષ્યને માફી આપે છે, એવો શ્લોક ૪૪ નો અર્થ છે. (ઇ) ૪૬મા અર્જુન ચતુર્ભુજ સ્વરૂપ **ફરીથી** જોવા માગે છે, કેમકે તે સ્વરૂપ એણે શ્લોક ૧૭ મુજબ અગાઉ જોયું હતું; એ સ્વરૂપ શાન્તિ આપનાર છે, ઉગ્રસ્વરૂપ વ્યથા કરનાર છે. (ઈ) નીચેના શ્લોક ૪૭-૫૨ ઉપરથી સમજાશે કે શ્રીકૃષ્ણ અર્જુનને ચતુર્ભુજ સ્વરૂપ દેખાડતા નથી, પણ માત્ર માનુષ સ્વરૂપ, શ્રીકૃષ્ણરૂપ, દેખાડે છે.

अर्जुन उवाच

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च।
रक्षांसि भीतानि दिशो द्रवन्ति सर्वे नमस्यन्ति च सिद्धसंघाः ३६
कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे।
अनन्त देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥३७॥
त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम्।
वेत्तासि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनन्तरूप ।३८।
वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः प्रजापतिस्त्वं प्रपितामहश्च।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ३९
नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व।
अनन्तवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ४०
सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति।
अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥४१॥
यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु।
एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥४२॥

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान्।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभाव॥
तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम्।
पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ४४
अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे।
तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥४५॥
किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव।
तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥४६॥

ભાષાન્તર—અર્જુન કહે છે—હે હૃષીકેશ, તમારી સ્તુતિ અને કીર્તનથી ( પ્રકીર્ત્યા ) જગતમાંના ભક્તો, તમારે શરણે આવેલા નિષ્કામ કર્મીઓ, આનન્દ મેળવે છે અને ખુશી થાય છે, તે વાજબી છે, કેમકે તમે સ્તુતિને લાયક છો, મહાન છો, તે મેં જોયું. વળી મેં જોયુ કે રાક્ષસો તમારાથી ડરીને ચારે દિશામાં દોડી જાય છે; અને બધા સિદ્ધસંઘો તમને પ્રણામ કરે છે (૩૬). બ્રહ્માથી પણ મોટા (નિરાકાર બ્રહ્મથી પણ પર?), જગતના આદિકર્તા, (પ્રથમ પ્રવૃત્તિ કરનારા), એવા તમને તેઓ કેમ ન નમે? હે મહાત્મન્! હે અન્તરહિત, હે દેવેશ, અને જગન્નિવાસ, તમે ઉપનિષદોમાં કહેવાયેલું અક્ષર-બ્રહ્મ છો, તમે સત્, અસત્ અને તે બન્નેથી જે પર તત્ત્વ, પુરુષ તત્ત્વ, છે તે રૂપ પણ તમે જ છો (૩૭). તમે સૌથી પ્રથમ દેવ છો, તમે પુરાણ પુરુષ છો, તમે આ વિશ્વના સર્વોચ્ચ સ્થાન છો (તમારામાં વિશ્વ છેવટે સમાઈને સ્થિર રહે છે). તમે વેત્તા, વેદ્ય અને ઉચ્ચ ધામ પણ છો. હે અનન્ત-રૂપોવાળા શ્રીકૃષ્ણ, આ વિશ્વ તમારા વડે પ્રસારિત કરાયું છે

જેમ કાપડનો તાકો ફેલાવવામાં આવે તેમ (૩૮). વાયુદેવ, યમ, અગ્નિદેવ, વરુણ, ચન્દ્ર, પ્રજાપતિ અને એના પણ પિતા (પ્રપિતામહ) તમે છો. તમને હજારોવાર મારા પ્રણામ હો, ફરીથી, ફરીથી, પણ તમને નમસ્કાર (૩૯). તમને તમારી આગલી, પ્રત્યક્ષ, બાજુથી તેમજ પાછલી, પીઠ બાજુથી નમસ્કાર, તમે સર્વ છો તો તમને સર્વબાજુઓથી નમસ્કાર. તમે અન્તરહિત બળ, અને માપરહિત પરાક્રમવાળા છો. તમે સર્વને આવરી, વ્યાપી, લીધેલ છે, માટે તમે જ સર્વ રૂપ છો (૪૦). તમે મારા (નાનપણના) એક મિત્ર છો, એમ માનીને મારાથી જે કંઈ બોલાયું છે, જેમકે 'હે કૃષ્ણ', 'હે યાદવ', 'હે અલ્યા મિત્ર', તે સર્વ તમારો આ મહિમા (વિશ્વરૂપતા) જાણ્યા વગર, મારાથી બેદરકારીથી અથવા ('હે સખા' વગેરે સંબોધનો) ગાઢ મિત્રતાને લીધે બોલાયાં છે (૪૧). અને આપણે બે ફરવા ગયા હોઈએ ત્યારે મશ્કરી ખાતર અથવા આપણા શયનસમયે, બેઠક સમયે, અથવા ભોજનસમયે જે કંઈ મેં તમારો સત્કાર ન કર્યો હોય તે, તમે એકલા હો ત્યારે અથવા તે લોકોની રૂબરૂમાં, જે બન્યું હોય તે માટે હે મહાન પ્રભુ, હું તમારી માફી માંગું છું (૪૨). તમે સજીવનિર્જીવ દુનિયાના પિતા છો, તમે આ લોકના પૂજ્ય અને સૌથી મોટા ગુરુ છો. (ઈશ્વરની ગુરુ તરીકે ભક્તિનો અર્થ અહીં છે). તમારી તુલ્ય કોઈ નથી; તો પછી બીજો, તમારાથી વધારે મોટો ક્યાંથી હોય? હે ત્રણે લોકમાં ન સરખાવી શકાય તેવા પ્રભાવવાળા પ્રભુ! (૪૩). તે કારણથી મારું શરીર જમીન ઉપર મૂકી (લંબાવી), તમને નમસ્કાર કરી, ઈશ અને પૂજનીય એવા તમને હું પ્રસન્ન કરું છું. જેમ પિતા પુત્રનો, મિત્ર મિત્રનો, પ્રિયતમ પ્રિયાનો અપરાધ

સહન કરે છે તેમ તમે મારો અપરાધ માફ કરો (૪૪). અગાઉ નહીં જોયેલું જોઈને હું પુલકિત થાઉં છું; અને મારું મન ભયથી પીડાય છે; હે દેવ મને તે જ (ઉપર શ્લોક ૧૭ મુજબ અગાઉ બતાવેલું) રૂપ ફરીથી દેખાડો, પ્રસન્ન થાઓ, હે દેવોના ઈશ અને જગતના આશ્રય! (૪૫); મસ્તક ઉપર મુકુટવાળા, એક હાથમાં ચક્રવાળા, એક હાથમાં ગદાવાળા, તમને મેં પહેલા (શ્લોક ૧૭માં વર્ણવ્યા મુજબ) જોયા તેવા જ (તથૈવ) ફરીથી જોવા હું ઇચ્છું છું. હે હજાર બાહુવાળા, હે વિશ્વ શરીરવાળા, (શ્લોક ૧૭માં કહેલા) તે જ ચતુર્ભુજ સ્વરૂપવડે તમે ફરીથી થાઓ (=દેખાઓ) (૪૬).

**નોંધ**—જે ચતુર્ભુજ સ્વરૂપ અર્જુને **ફરીથી** જોવાની ઇચ્છા દર્શાવી તે એણે અગિયારમા અધ્યાયમાં (૧૭ના શ્લોકમાં) એક વાર જોયું હતું તે જ.—શાંકરભાષ્યમાં ૧૭મા શ્લોકમાં વર્ણવેલા સ્વરૂપને ચતુર્ભુજ કહ્યું નથી; છતાં શ્લોક ૪૬માં ચતુર્ભુજ સ્વરૂપને "તેનૈવ" "તે જ પ્રથમ જોયેલું જ" કેમ કહ્યું છે, તેનો ખુલાસો નથી.—કેટલાક વિદ્વાનો માને છે કે ગીતાકાર ચતુર્ભુજ સ્વરૂપનો ભક્ત હતો, તેથી તે ભૂલી ગયો કે અર્જુને તો એ રૂપ જોયું નથી, અને તે ભૂલથી એ ગીતાકારે અર્જુનના મુખમાં "અગાઉ જોયેલું" ચતુર્ભુજ સ્વરૂપ ફરી જોવાની ઇચ્છા મૂકી.—એક બીજો ખુલાસો એવો અપાયો છે કે "અર્જુન દરરોજ શ્રીકૃષ્ણને ચતુર્ભુજ સ્વરૂપમાં જ જોતો હતો." આ ખુલાસો શ્લોક ૪૧-૪૨માં અર્જુન શ્રીકૃષ્ણની માફી માંગે છે, તે હકીકતની વિરુદ્ધ જાય છે.

## ગીતા : ૧૧. ૪૭–૫૦

**પ્રસ્તાવના**—શ્લોક ૪૭-૪૮માં શ્રીકૃષ્ણ કહે છે કે મેં

તને આ ચતુર્ભુજ સ્વરૂપ એક, ખાસ, અનુગ્રહ કરીને દેખાડયુ હતું; એ સ્વરૂપ મે' તને "મારા નિષ્કામ કર્મથી દેખાડયુ હતું," અર્થાત્, હું ભક્તો ઉપર અનુગ્રહ કરવાનુ મારું નિષ્કામ કર્મ જ્યારે કરું છું, ત્યારે એ સ્વરૂપ હુ દેખાડું છું ચતુર્ભુજ સ્વરૂપ મારા પોતાના નિષ્કામ કર્મ (ભક્તો ઉપર અનુગ્રહ કરવાનું કર્મ) કરવાની જરૂરિયાત ઊભી થાય ત્યારે દેખાડવું પડે છે. [હવે, ફરીથી, મારે અત્યારે નિષ્કામ કર્મ કરવાનું નથી, મારે ફરીથી તારા ઉપર અનુગ્રહ કરવાનો નથી, બીજા ઉપર પણ અનુગ્રહ કરવાનો નથી; તેથી હું એ રૂપ ફરીથી નહીં ધારણ કરુ.] વળી, ભગવાન કહે છે કે "કોઇપણ સાધન વડે, તારા સિવાય બીજો કોઇ પણ, મને ચતુર્ભુજરૂપે જોઇ શકશે નહીં, અને હવે, તો બધા ક્ષત્રિયો મને જોઇ શકે તેવું રૂપ મારે દેખાડવાનુ છે, માટે હવે હું ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કરીશ નહીં." ૪૮મા શ્લોકનો આ અર્થ છે, "પણ તું મુઝાઇશ નહીં. મારુ ઘોરરૂપ જોઇને તું ભયભીત ન થા. હું તે પાછું ખેંચી લઉં છું; અને અગાઉ તેં જોયેલુ મારું કૃષ્ણનુ (સ્વરૂપમ્-શ્લોક ૫૦) જ સ્વરૂપ તું જો.

श्रीभगवानुवाच

मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनन्तमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥४७॥
न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥४८॥
मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥४९॥

संजय उवाच

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः।
आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ।५०।

ભાષાન્તર—શ્રી ભગવાન બોલે છે—જેને એકવાર (શ્લોક ૧૧ ૧૭ પ્રમાણે) જોયા પછી તું ફરીથી જોવાની ઇચ્છા કરે છે તે આ મારુ ચતુર્ભુજ સ્વરૂપ તારા ઉપર અનુગ્રહ કરવાનુ મારુ નિષ્કામ કર્મ કરવા ખાતર ( आत्मयोगात ) મેં તને બતાવ્યુ હતું. તે સ્વરૂપ તેજથી ભરેલુ, વિશાળ (विश्वम्), અનન્ત, સૌથી પહેલાનૂ (आद्यम) સ્વરૂપ છે, જે મારું સ્વરૂપ તારા સિવાય બીજા કોઇએ અગાઉ કદી પણ જોયુ નથી. માટે, હવે, તને એવું સ્વરૂપ બતાવવુ જોઇએ કે જે તેં તેમજ બીજા ઓએ પણ જોયુ હોય, પણ ચતુર્ભુજ સ્વરૂપ એવું નથી; તેમ હુ હવે કોઇના ઉપર અનુગ્રહરૂપ નિષ્કામ કર્મ કરવા ઇચ્છતો નથી (૪૭). ન તો વેદાધ્યયન, યજ્ઞયજન વડે, ન તો દાનોવડે, ન તો ક્રિયાઓ દ્વારા કે ઉગ્ર તપો દ્વારા, આ માનવદુનિયામાં મને ચતુર્ભુજ રૂપે જોવાનુ તારા સિવાય બીજા કોઇ માટે શકય છે, તેથી હુ મારું એ સ્વરૂપ અહીં ફરીથી નહીં બતાવુ; કેમકે હવે મારે તું અને બીજાઓ પણ જોઇ શકે તેવું જ રૂપ બતાવવું જોઇએ (૪૮). પણ તું ચિન્તા કર નહીં, મારુ આવુ વિકરાળ (घोरम) સ્વરૂપ જોઇને તને પીડા ન થાઓ કે તને ગભરાટ ( विमूढभाव ) પણ ન થાઓ [હુ એ સ્વરૂપ પાછું ખેંચી લઉ છું અને] ભય દૂર કરીને આનન્દિત ચિત્તવાળો બનીને, તું ફરીથી મારુ તેં અગાઉ જોયેલુ તે જ, આ માનુષરૂપ જો (૪૯) સંજય કહે છે—એ પ્રમાણે વાસુદેવ શ્રીકૃષ્ણે અર્જુનને

કહીને, પોતાનું (स्वकम) જ રોજનું સ્વરૂપ ફરીથી દેખાડ્યું, અને માનવનું શાન્ત શરીર ફરીથી ધારણ કરીને, તે વિશાળ કાય શ્રીકૃષ્ણે એ બીધેલા અર્જુનને આશ્વાસન આપ્યું (૫૦).

## ગીતા ૧૧. ૫૧-૫૫

પ્રસ્તાવના—શ્રીકૃષ્ણ અર્જુનને માનુષરૂપ જ બતાવે છે અને ચતુર્ભુજ દિવ્ય સ્વરૂપ કેમ નથી બતાવતા, તેનાં કારણો ફરીથી, તેનાં તે જ, અહીં પણ કહે છે.

अर्जुन उवाच

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥५१॥

श्रीभगवानुवाच

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकाङ्क्षिणः ॥५२॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥५३॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥५४॥
मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥५५॥

ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शनयोगो नामैकादशोऽध्यायः ११

ભાષાન્તર—અર્જુન કહે છે—તમારું આ મનુષ્યાકાર શાન્ત સ્વરૂપ જોઈને, હે જનાર્દન, હવે હું સચેત (ભાનમાં આવેલો) બન્યો છું. (મને ભાન આવ્યું છે) અને મારી દરરોજની સામાન્ય માનસિક સ્થિતિ (प्रकृतिम्) મેં ફરીથી પ્રાપ્ત કરી છે (૫૧). શ્રીભગવાન કહે છે—આ મારું ચતુર્ભુજ સ્વરૂપ જે તેં અગાઉ (શ્લોક ૧૭ મુજબ) જોયેલું છે અને જે (ફરીથી) જોવાની તેં ઇચ્છા બતાવી, પણ જે મેં તને અમુક કારણોસર બતાવ્યું નહીં, તે સુદુર્દર્શ (અતિશય મુશ્કેલીથી, અનહદ ભક્તિભાવથી જ જોઈ શકાય તેવું) છે. દેવો પણ હમેશાં આ ચતુર્ભુજ સ્વરૂપ જોવાની ઇચ્છા ધરાવે છે (પણ એમની ઇચ્છા સફળ થતી નથી) (૫૨). ન વેદોથી, ન તપથી, ન દાનથી, ન યજ્ઞથી, એ રૂપે જે રીતે તેં મને જોયો તે રૂપે—રહેલા મને કોઈ જોઈ શકે છે (૫૩). પણ મને જોવાનું એક સાધન છે ખરું; અનન્ય ભક્તિ વડે મને એ (ચતુર્ભુજ) પ્રકારે (તેમાંનાં મૂળ સિદ્ધાન્ત દ્વારા, અનુગ્રહ માટે મારે ચતુર્ભુજ સ્વરૂપ બતાવવું જ પડે છે, તે સમજણ દ્વારા) પ્રાપ્ત કરવાનું, મારા દર્શન કરવાનું અને મારામાં પ્રવેશ કરવાનું (મારા ભક્તો માટે) શક્ય બને છે, હે પરતપ! [આ કારણથી મેં તને મારું ચતુર્ભુજ સ્વરૂપ ફરી દેખાડયુ નહીં] (૫૪). હે પાંડવ, જે મનુષ્ય મારાં ખાતર કર્મો કરે છે, જે મને જ સર્વોચ્ચ ધ્યેય માને છે, જે મારો આશ્રિત છે, આસક્તિ વગરનો છે, સર્વ પ્રાણીમાત્ર પ્રતિ જેને વેર નથી, તે મને પામે છે (૫૫).

નોંધ—(૧) આ શ્લોકોમાં ચતુર્ભુજ સ્વરૂપ અને ભક્તિની "યોગ્યતા" નો વિચાર છે. અર્જુનને વિશ્વરૂપનું જ્ઞાન દશમા અધ્યાયમાં થયું; પણ તે વિશ્વરૂપનું દર્શન ૧૧મા અધ્યાયમાં

થયું, અને તેમાં 'પ્રવેશ' તો મુક્તિ સમયે જ મળે. —શ્લોક ૫૫ બતાવે છે કે હવે પછીના (૧૨મા) અધ્યાય સાથે આ શ્લોકને સંબંધ છે.

(૨) આ શ્લોકોમાં "ભક્તિ" રૂપ સાધનનો બોધ છે. અને તેની સાથે બીજાં સાધનોની પરમાત્માના દર્શન માટે નિરુપયોગિતા પણ કહી છે. ગીતાના આ સિદ્ધાન્તને મુંડક ઉપનિષદના આવા સિદ્ધાન્ત સાથે સરખાવી શકાય. (અ) મું. ઉપ. ૩.૧.૫– सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम्। આ શ્લોકમાં સત્ય, તપસ્, સમ્યગ્જ્ઞાન અને બ્રહ્મચર્ય—એ ચારે ય સાધનોને સરખા જ ઉપયોગી કહ્યાં છે અને તેમાં સમ્યગ્જ્ઞાન એક સામાન્ય સાધન છે (આ) મું. ઉ. ૩.૧.૮ न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा। ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः॥ ઋગ્વેદના સૂક્તોમાં વરુણ વગેરે દેવોને યજમાન આંખોથી જુએ છે, તેમની સાથે વાતચીત કરે છે, એમ કહ્યું છે. છાં. ઉપ. ૫.૧.૧માં તપસ્ દ્વારા દેવયાન માર્ગે પર બ્રહ્મની પ્રાપ્તિ કહી છે. અને બ્રાહ્મણ ગ્રન્થોમાં વેદના અમુક અનુયાયીઓ વૈદિક કર્મ દ્વારા બ્રહ્મની પ્રાપ્તિ થાય છે એમ માને છે.—આ બધાં સાધનોની ઉપયોગિતા નથી એમ મુ. ઉપ. અહીં કહે છે. મું. ઉપ. ૩.૧ ૮ના ઉત્તરાર્ધમાં કહ્યું છે કે આ આત્મા એના જીજ્ઞાસુના હૃદયમાં જ્ઞાનરૂપ કૃપા (પ્રસાદ) દર્શાવે છે, અર્થાત્ ભક્તના હૃદયમાં પરમાત્માના અનુગ્રહથી જ્ઞાન પ્રકટ થાય છે, તે પછી (તતઃ) ભક્તના ધ્યાનમાં નિષ્કલ (નિરવયવ બ્રહ્મનું) દર્શન થાય છે. આ સિવાય બીજા બે મુ. ઉપ.ના મન્ત્રો ઘણા સ્પષ્ટ છેઃ—મું. ઉપ. नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न

बहुना श्रुतेन। यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम्। ૩.૨.૩.—પ્રવચન, મેધા અને શ્રુત એટલે બૃ. ઉપ.ના શ્રવણ, મનન અને નિદિધ્યાસન રૂપી સાધનોની વ્યર્થતા અહીં કહી છે અને ઉત્તરાર્ધમાં પરમાત્માની કૃપા (વરણ=પસંદગી=અંગીકાર) થાય તો જ પરમાત્મા જ પોતે ભક્તને પોતાનું શરીર (સ્વરૂપ અથવા પુરુષાકૃતિ) બતાવે છે એમ કહ્યું છે. મું. ઉપ. ૩.૨.૪—नायमात्मा बलहीनेन लभ्यो न च प्रमादात्तपसो वाप्यलिङ्गात्। एतैरुपायैर्यतते यस्तु विद्वांस्तस्यैष आत्मा विशते ब्रह्मधाम॥ આ મંત્રમાં સાધનો ઉપરાંત કૃપા, એ બન્નેથી ભક્તના હૃદયમાં આત્મા પ્રકટ થાય છે એમ કહ્યું છે. મુ. ઉપ ના આ સિદ્ધાન્તના અનુસંધાનમાં ગીતા ૧૧.૪૮ અને ૫૩ સમજવા જોઈએ. બૃ. ઉપ.માં વેદાધ્યયન, યજ્ઞ, દાન અને તપને સાધન કહ્યાં છે; ગીતા ૧૧.૪૮ અને ૫૨ તેનો વિરોધ કરે છે. ૧૧ ૫૪માં अनन्यभक्तिને એકને જ સાધન કહ્યું છે અને માત્ર જ્ઞાન જ નહીં, પણ જ્ઞાન પછી એક જાતનુ દર્શન અને પછી તે દૃષ્ટ ભગવાનમાં ભક્તનો પ્રવેશ —એમ મુક્તિ કહી છે. (૬) ઉપનિષદોના આધુનિક વિદ્વાનોમાં પ્રો. આર. ડી. રાનડે મુંડક ઉપ૦ના સાધનના સિદ્ધાન્તને અગત્યનો ગણે છે. ડૉ. રાધાકૃષ્ણન એ સિદ્ધાન્ત ઉપર ધ્યાન નથી આપતા. મુંડકમાં તો अक्षरात्परतः परः पुरुषः—એમ કહીને પુરુષાકૃતિરૂપ पर તત્ત્વને નિરાકૃતિરૂપ पर સ્વરૂપથી પણ पर કહ્યુ છે; તેનો પણ સ્વીકાર ડૉ. રાનડે કરે છે (Constructive survey of the Upanisads માં). ડૉ. રાધાકૃષ્ણન્ સાકાર સ્વરૂપ તથા ભક્તિમાર્ગને (Recovery of Faith તેમજ Principal Upanisads વગેરે ગ્રન્થોમાં) યોગ્ય મહત્ત્વ પણ આપતા નથી. આ રીતે ડૉ. રાધાકૃષ્ણન ગીતાના અને ભારતીય તત્ત્વજ્ઞાનના અતિમહત્ત્વના એક સિદ્ધાન્ત પ્રતિ ઉદાસીનતા દાખવે છે.

# અધ્યાય બારમો

## ગીતા ૧૨. ૧–૭

પ્રસ્તાવના—(૧) (અ) ધર્મો અને તત્ત્વજ્ઞાનોમાં પર તત્ત્વના નિરાકાર અને સાકાર, બે, સ્વરૂપો એટલે એક જ પર તત્ત્વનાં બે દૃષ્ટિબિન્દુઓ, સ્વીકારવામાં આવ્યાં છે.—આપણા વેદમાં "एकं सद् विप्रा बहुधा वदन्ति" "એક નિરાકાર સત્ તત્ત્વને ઋષિઓ ઇન્દ્ર, વરુણ, ઇત્યાદિ અનેક નામોથી કહે છે," એમ એક નિરાકાર પર તત્ત્વનો નિર્દેશ છે; તો તે જ વેદમાં "एकं सन्तं बहुधा कल्पयन्ति" "એક સત્ પુરુષ તત્ત્વને લોકો અનેક રૂપે, ઇન્દ્ર-વરુણ, ઇત્યાદિ રૂપે, કલ્પે છે," એવો, બીજો, સાકાર, પુરુષાકાર, પુરુષવિધ પર તત્ત્વનો નિર્દેશ છે.—આ દ્વિવિધ નિર્દેશ ઉપનિષદોમાં થઈને ગીતાને વારસામાં મળ્યો છે.—ગીતામાં નિરાકાર, અપુરુષવિધ પર તત્ત્વને अक्षर अव्यक्त, ब्रह्म, અને સાકાર, પુરુષ, પુરુષવિધને સામાન્ય રીતે कृष्ण કહેલ છે, અને આઠમા અધ્યાયમાં પર તત્ત્વના पुरुष સ્વરૂપ અને कृष्ण સ્વરૂપને કંઈક જુદાં માનવામાં આવ્યાં છે; તે આપણે જોઈ ગયા છીએ.—એટલું હંમેશાં યાદ રાખવું જોઈએ કે સાકાર કૃષ્ણ (અથવા पुरुष) અને નિરાકાર બ્રહ્મ, એ બે તત્ત્વો નથી, પણ એક જ તત્ત્વનાં બે સ્વરૂપો છે. (આ) બીજું, શાંકરમતમાં સાકાર તથા નિરાકારને સગુણ તથા નિર્ગુણ કહે છે; તેવી જ રીતે રામાનુજીય અને વાલ્લભ મતમાં પણ કહે છે. શ્રી શંકરાચાર્ય સગુણને માયિકગુણયુક્ત કહીને નિર્ગુણથી "નીચ" માને છે અને તેની વિદ્યાને अपराविद्या કહે છે. શ્રી વલ્લભાચાર્ય નિર્ગુણ

બ્રહ્મને શ્રીકૃષ્ણનું ધામ માનીને નિર્ગુણ બ્રહ્મને શ્રીકૃષ્ણથી નીચું માને છે અને શ્રીકૃષ્ણને परात्पर કહે છે અને નિર્ગુણ બ્રહ્મને पर કહે છે, અથવા નિર્ગુણ બ્રહ્મને બ્રહ્મ અને શ્રીકૃષ્ણને पर કહે છે. (૬) ગીતામાં જુદા જુદા અધ્યાયોમાં આ બે સ્વરૂપોનો પરસ્પર સંબંધ જુદો જુદો આપ્યો જણાય છે.—ગીતાના આ બારમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ અને अव्यक्त-अक्षरને "સમકક્ષા" નાં બે સ્વરૂપો કહેવામાં આવ્યાં હોય, એમ લાગે છે. અહીં ચોથા શ્લોકમાં કહ્યું છે કે જેઓ અવ્યક્ત-અક્ષરની ઉપાસના કરે છે તે "મને જ પ્રાપ્ત કરે છે" (ते प्राप्नुवन्ति मामेव), એનો અર્થ કદાચ એમ હોય કે **તેઓ મારાથી ઊંચું તત્ત્વ પ્રાપ્ત કરતાં નથી.** કેમકે મારાથી ઊંચું તત્ત્વ છે જ નહીં; અથવા, अक्षर અને શ્રીકૃષ્ણ, બન્ને એકનાં જ બે સ્વરૂપો છે, માટે અક્ષરના ઉપાસકોની ઇચ્છા હોય તો તેમને શ્રીકૃષ્ણની પ્રાપ્તિ પણ થાય છે, કેમકે બન્ને મૂળ સ્વરૂપે पर તત્ત્વ જ છે (અહીં अक्षरને શ્રીકૃષ્ણનું धाम નથી કહ્યું).

(૨) બીજું, વધારે અગત્યનો એક મુદ્દો અહીં નોંધવો જોઈએ. અહીં મુખ્ય ચર્ચા "योगवित्तमाः યોગના જાણકારોમાં **સર્વથી** ઉત્તમ જાણનારાઓ કોણ છે", એ પ્રશ્ન ઉપર છે. એટલે पर તત્ત્વનાં સાકાર અને નિરાકાર, એ સ્વરૂપો અથવા તેમાંથી વધારે સારું સ્વરૂપ કયું ? તે પ્રશ્ન અહીં મુખ્ય નથી.— योगवित्तमाःમાં तम પ્રત્યય છે. તેનો અર્થ આમ જણાય છેઃ—નિરાકાર બ્રહ્મના ઉપાસકો છે; સાકારના પણ ઉપાસકો છે; **બન્ને સ્વરૂપોના ઉપાસકો હોઇને વધુમાં નિષ્કામ કર્માચરણી હોય તેવા યોગીઓમાં કોણ વધારે સારા યોગીઓ છે ? આ પ્રશ્ન છે. પણ (જો આ)** આ બે પ્રકા-

રના યોગીઓ ઉપરાંત ગીતા પ્રમાણે (૬) અભ્યાસયોગના યોગીઓ, (૬) "શ્રીકૃષ્ણના કરેલાં કર્મો કરવામાં તત્પર (मत्कर्मपरमाः) એવા યોગીઓ, (૭) તેમજ માત્ર કર્મફલત્યાગ જ કરનારા યોગીઓ; એવા અનેક પ્રકારના યોગીઓમાં સૌથી વધુ સારી રીતે યોગ જાણનારા કોણ છે? આ પ્રશ્ન અહીં છે. આ રીતે બે, સગુણ-નિર્ગુણ પરતત્ત્વની ઉપાસનાવાળા યોગીઓ તેમજ બીજા યોગીઓ, એમ અનેક પ્રકારના યોગવિદો છે, તે બધામાં "योगवित्तमाः" કોણ છે? આ પ્રશ્ન અહીં પૂછાયો છે. યોગો ઘણા છે; યોગવિદો ઘણા છે, તેઓમાં બે, સાકાર પુરુષ અને નિરાકાર અક્ષરના ઉપાસક યોગીઓ યોગવિત્તર છે; અને બધા યોગવિદોની દૃષ્ટિએ સાકાર પુરુષના ભક્ત યોગવિદો યોગવિત્તમ છે. અહીં, સાકાર અને નિરાકારના માત્ર ઉપાસકોનો જ પ્રશ્ન નથી. શ્લોક ૨માં युक्ततमाः કહ્યું છે, તેની સમજુતી (ઉપપત્તિ, તેનું કારણ), શ્લોક ૮-૧૧માં આપેલ છે.

अर्जुन उवाच

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥१॥

श्रीभगवानुवाच

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥२॥
ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥३॥

संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥४॥
क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥५॥
ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥६॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥७॥

ભાષાન્તર—અર્જુન કહે છે-(૧૧.૫૫માં તમે કહી તે રીતે પોતે તમારાં જ કર્મો કરે છે,) એમ માનીને હંમેશા નિષ્કામ અથવા સમત્વથી યુક્ત રહીને જે ભક્ત યોગીઓ તમને (માનુષરૂપધારી શ્રીકૃષ્ણને) ઉપાસે છે, તમારો આશ્રય લે છે, અને, બીજાઓ પણ, જે અક્ષર-અવ્યક્તનો આશ્રય કરે છે, તે બન્નેમાંથી કયા એક સમુદાયના યોગીઓ "યોગવિત્તમ" (સઘળા પ્રકારના યોગવિદોમાં ઉત્તમ) છે? (૧). શ્રીભગવાન કહે છે-મારામાં કૃષ્ણમાં, પોતાનુ મન પરોવીને (मनः आवेश्य), જે લોકો હંમેશાં **સમત્વયુક્ત રહીને** મારો આશ્રય લે છે (मामुपासते) અને જેઓ ઉચ્ચ શ્રદ્ધાથી યુક્ત છે, તેઓ મારા માનવા પ્રમાણે **"યુક્તતમ"** છે, યોગીઓના અનેક પ્રકારોમાંથી **સર્વશ્રેષ્ઠ પ્રકારના યોગીઓ** છે (૨). પણ જે બીજા, જુદા પ્રકારના યોગીઓ, ઇન્દ્રિયસમુદાયને નિયમમાં રાખીને અને સર્વત્ર સમબુદ્ધિવાળા બનીને, અનિર્દેશ્ય, અવ્યક્ત, સર્વવ્યાપી, અચિન્ત્ય, નિર્વિકાર (કૂટસ્થ), અચલ, ધ્રુવ, અક્ષર ની ઉપાસના કરે છે, તેઓ પ્રાણીમાત્રનુ કલ્યાણ કરવામાં, લોકસંગ્રહમાં મગ્ન રહીને અર્થાત્ સંન્યાસને

બદલે યોગમાં રહીને, **મને** જ મેળવે છે. [અક્ષરના ઉપાસક યોગીઓ શ્રીકૃષ્ણને જ મેળવે છે, એવો આ મત આ અધ્યાયનો વિશિષ્ટ મત છે. મનુષ્યે સંન્યાસ લઈ પ્રાણીમાત્રનું હિત કરવાની તક જતી કરવાને બદલે યોગમાર્ગ પકડીને પ્રાણીઓનું કલ્યાણ કરવામાં જીવન ગાળવું જોઈએ. "**सर्वत्र समबुद्धयः**" દ્વારા પણ "યોગીઓ" વિવક્ષિત છે] (૩-૪). **अव्यक्त अक्षर** તત્ત્વમાં જેમણે ચિત્ત ચોંટાડેલું છે તેના તે યોગીઓનો, એમની સાધનામાં પરિશ્રમ, બીજા, પુરુષ-ઉપાસક, યોગીઓના કરતાં ઘણો જ વધારે છે; કેમકે જે સાધકો પોતે જ દેહ ધરાવે છે તેઓ અવ્યક્ત એવું ધ્યેય (**अव्यक्ता गति**), ઘણી પીડા સહન કરીને મેળવી શકે છે, સહેલાઇથી મેળવી શકતા નથી. ગીતા તો હંમેશાં સહેલા, સરળ, રસ્તાનો જ પક્ષ કરે છે, જેથી સામાન્ય જનતા ગીતાના ઉપદેશનો લાભ લઈ શકે. અવ્યક્તની પ્રાપ્તિ મુશ્કેલ છે (૫). જે નિષ્કામકર્મીઓ પોતાનાં સર્વ કર્મોનો, (મારામાં) **માનસ સંન્યાસ** કરીને, મારામાં ચિત્ત ચોંટાડીને, અવ્યક્તમાં ચિત્ત ચોંટાડવાનું ત્યજીને, બીજો યોગ અથવા વિચાર જેમાં નથી તેવા (ભક્તિ-)યોગવડે જ, મારું ધ્યાન ધરતાં, મારો જ આશ્રય લે છે (૬), હે પાર્થ, તે યોગીઓનો, અવશ્યમરણવાળા આ સંસારસાગરમાંથી હું જલદી ઉદ્ધાર કરું છું; કેમકે તેઓએ મારામાં પોતાનું મન ચોંટાડ્યું છે (**आवेशित**). આમ, **अक्षर**-ઉપાસક યોગીઓને દુઃખ અને કાળ-ક્ષેપ થાય છે, પણ **पुरुष** અથવા **कृष्ण**ના ઉપાસક યોગીઓને, સહેલાઇથી, અને જલદી શ્રીકૃષ્ણ જ સામેથી આવીને બચાવે છે (૭).

## ગીતા : ૧૨. ૮–૧૨

પ્રસ્તાવના—(અ) અહીં પહેલા ત્રણ શ્લોકોમાં ચાર યોગો કહ્યા છે, જેમાં દરેક પાછલો યોગ દરેક આગલા યોગ કરતાં સહેલો કહ્યો છે, છતાં બધા યોગો એક સરખું જ પરિણામ-શાન્તિ અને મોક્ષ-આપે છે આમ દરેક પાછળથી બતાવેલો યોગ શા માટે વધારે સહેલો છે, તેનું કારણ શ્લોક ૧૨માં આપ્યું છે. જે ચાર યોગો શ્લોક ૮થી શ્લોક ૧૧માં કહ્યા છે, તેમાં દરેક પાછલા યોગનું સાધન, જેમકે સાકાર શ્રીકૃષ્ણમાં ચિત્તનું એકાગ્રપણું, આસનાદિ દ્વારા સમત્વનો અભ્યાસ અથવા ટેવ, ભગવત્કર્મપરાયણતા, સર્વકર્મફલત્યાગ, દરેક આગલા યોગના સાધન કરતાં વધારે સહેલું છે, માટે તે સાધન ઉપર અવલંબતો પાછલો દરેક યોગ વધારે સહેલો છે, એમ શ્લોક ૧૨માં કહ્યું છે; આ મારો મત છે. (આ) શ્લોક ૮માં જે યોગ કહ્યો છે તેને આપણે આ બારમા અધ્યાયનો "કૃષ્ણ ભક્તિયોગ" માની શકીએ, કેમકે એનું જ પ્રતિપાદન શ્લોક ૧-૭માં થયું છે. એનાથી વધારે સહેલો જે યોગ કહ્યો છે તેનું નામ **અભ્યાસયોગ** આપ્યું છે; એ નામમાં **યોગ** શબ્દ જ પોતે છે. અભ્યાસયોગનું સાધન **અભ્યાસ** છે, એ વાત શ્લોક ૧૦Aમાં કહી છે. અધ્યાય ૬ઠ્ઠાના યોગને અભ્યાસયોગ કહી શકાય ત્યાર પછી જે ત્રીજો **યોગ** શ્લોક ૧૦-૧૧Aમાં કહ્યો છે, તેનું નામ **મદ્યોગ** અથવા **ભગવદ્યોગ** અથવા **શ્રીકૃષ્ણયોગ** કહી શકાય. **ભગવાને** કરેલાં કર્મો કરવાં, નિમિત્ત માત્ર થવું, એ પ્રકારનો યોગ અગિયારમા અધ્યાયમાં છે અગિયારમા અધ્યાયને અન્તે **મત્કર્મકૃત્** કહ્યું છે, અને અહીં પણ **મત્કર્મ-પરમ** કહ્યું છે. ચોથા યોગનું સાધન માત્ર સર્વકર્મફલત્યાગ

બદલે યોગમાં રહીને, મને જ મેળવે છે. [અક્ષરના ઉપાસક યોગીઓ શ્રીકૃષ્ણને જ મેળવે છે, એવો આ મત આ અધ્યાયનો વિશિષ્ટ મત છે. મનુષ્યે સંન્યાસ લઈ પ્રાણીમાત્રનું હિત કરવાની તક જતી કરવાને બદલે યોગમાર્ગ પકડીને પ્રાણીઓનું કલ્યાણ કરવામાં જીવન ગાળવું જોઈએ. "सर्वत्र समबुद्धयः" દ્વારા પણ "યોગીઓ" વિવક્ષિત છે] (૩-૪). अव्यक्त अक्षर તત્ત્વમાં જેમણે ચિત્ત ચોંટાડેલું છે તેના તે યોગીઓનો, એમની સાધનામાં પરિશ્રમ, બીજા, પુરુષ-ઉપાસક, યોગીઓના કરતાં ઘણો જ વધારે છે; કેમકે જે સાધકો પોતે જ દેહ ધરાવે છે તેઓ અવ્યક્ત એવું ધ્યેય (अव्यक्ता गति). ઘણી પીડા સહન કરીને મેળવી શકે છે, સહેલાઈથી મેળવી શકતા નથી. ગીતા તો હંમેશાં સહેલા, સરળ, રસ્તાનો જ પક્ષ કરે છે, જેથી સામાન્ય જનતા ગીતાના ઉપદેશનો લાભ લઈ શકે. અવ્યક્તની પ્રાપ્તિ મુશ્કેલ છે (૫). જે નિષ્કામકર્મીઓ પોતાનાં સર્વ કર્મોનો, (મારામાં) **માનસ સંન્યાસ કરીને**, મારામાં ચિત્ત ચોંટાડીને, અવ્યક્તમાં ચિત્ત ચોંટાડવાનું ત્યજીને, બીજો યોગ અથવા વિચાર જેમાં નથી તેવા (ભક્તિ-)યોગવડે જ, મારું ધ્યાન ધરતાં, મારો જ આશ્રય લે છે (૬), હે પાર્થ, તે યોગીઓનો, અવશ્યમરણવાળા આ સંસારસાગરમાંથી હું જલદી ઉદ્ધાર કરું છું; કેમકે તેઓએ મારામાં પોતાનું મન ચોંટાડ્યું છે (आवेशित). આમ, અક્ષર-ઉપાસક યોગીઓને દુઃખ અને કાળ-ક્ષેપ થાય છે, પણ પુરુષ અથવા कृष्णना ઉપાસક યોગીઓને, સહેલાઈથી, અને જલદી શ્રીકૃષ્ણ જ સામેથી આવીને બચાવે છે (૭).

## ગીતા : ૧૨. ૮–૧૨

પ્રસ્તાવના—(અ) અહીં પહેલા ત્રણ શ્લોકોમાં ચાર યોગો કહ્યા છે, જેમાં દરેક પાછલો યોગ દરેક આગલા યોગ કરતાં સહેલો કહ્યો છે, છતાં બધા યોગો એક સરખું જ પરિણામ-શાન્તિ અને મોક્ષ-આપે છે આમ દરેક પાછળથી બતાવેલો યોગ શા માટે વધારે સહેલો છે, તેનું કારણ શ્લોક ૧૨માં આપ્યું છે. જે ચાર યોગો શ્લોક ૮થી શ્લોક ૧૧માં કહ્યા છે, તેમાં દરેક પાછલા યોગનું સાધન, જેમકે સાકાર શ્રીકૃષ્ણમાં ચિત્તનું એકાગ્રપણું, આસનાદિ દ્વારા સમત્વનો અભ્યાસ અથવા ટેવ, ભગવત્કર્મપરાયણતા, સર્વકર્મફલત્યાગ, દરેક આગલા યોગના સાધન કરતાં વધારે સહેલું છે, માટે તે સાધન ઉપર અવલંબતો પાછલો દરેક યોગ વધારે સહેલો છે, એમ શ્લોક ૧૨માં કહ્યું છે; આ મારો મત છે. (આ) શ્લોક ૮ માં જે યોગ કહ્યો છે તેને આપણે આ બારમા અધ્યાયનો "કૃષ્ણ ભક્તિયોગ" માની શકીએ, કેમકે એનું જ પ્રતિપાદન શ્લોક ૧-૭માં થયું છે. એનાથી વધારે સહેલો જે યોગ કહ્યો છે તેનું નામ **અભ્યાસયોગ** આપ્યું છે; એ નામમાં **યોગ** શબ્દ જ પોતે છે. અભ્યાસયોગનું સાધન અભ્યાસ છે, એ વાત શ્લોક ૧૦Aમાં કહી છે. અધ્યાય ૬ઠ્ઠાના યોગને અભ્યાસયોગ કહી શકાય ત્યાર પછી જે ત્રીજો **યોગ** શ્લોક ૧૦-૧૧Aમાં કહ્યો છે, તેનું નામ **મદ્યોગ** અથવા **ભગવદ્યોગ** અથવા **શ્રીકૃષ્ણયોગ** કહી શકાય. **ભગવાને કરેલાં કર્મો કરવાં**, નિમિત્ત માત્ર થવું, એ પ્રકારનો યોગ અગિયારમા અધ્યાયમાં છે અગિયારમા અધ્યાયને અન્તે **મત્કર્મકૃત્** કહ્યું છે, અને અહીં પણ **મત્કર્મ-પરમ** કહ્યું છે. ચોથા યોગનું સાધન માત્ર સર્વકર્મફલત્યાગ

છે અને શ્લોક ૧૨માં પણ છેલ્લું સાધન કર્મફલત્યાગ કહ્યું છે. આમ ૮–૧૧માં ચાર 'યોગો' કહ્યા છે. બધા યોગોનું ફળ એક જ છે, પણ દરેક પૂર્વપૂર્વ યોગ અઘરો છે, અને દરેક ઉત્તર-ઉત્તર યોગ સહેલો છે. (દ) શ્લોક ૧૨માં સાધનોનો ક્રમ આમ છે: अभ्यास-ज्ञान-ध्यान-कर्मफलत्याग. આ પૈકી બે જ સાધનો શ્લોક ૮–૧૧માંના યોગોમાં આવ્યાં છે, अभ्यास અને कर्मफलत्याग; શ્લોક ૮થી ૧૧ના ચારે યોગોના ચાર સાધનો भक्ति–अभ्यास—હું નિમિત્તમાત્ર છું, એવી સમજણ–કર્મફલત્યાગ છે, એટલે આ (૮–૧૧) પ્રમાણે પણ અભ્યાસ કરતાં કર્મફલત્યાગ વધારે સરળ સાધન છે. હું નિમિત્ત માત્ર છું; એ એક પ્રકારનું જ્ઞાન છે. તે ૧૨મા શ્લોકમાં કહેલું જ્ઞાન છે, એમ માનવામાં કંઇ ખાસ વાંધો નથી. શ્લોક ૧૨માં ध्यान (ज्ञानाद् ध्यानं विशिष्यते) કહ્યું છે, તેનો અર્થ શો કરવો ? ૐકાર દ્વારા શ્રીકૃષ્ણનું ધ્યાન, એવો અર્થ હોઇ શકે. (ઈ) અહીં કહેલો દરેક યોગ સીધો મોક્ષ અપાવે છે, એમ કહ્યું છે; "मय्येव निवसिष्यसि," "माम् आप्तुम्," "सिद्धिम् अवाप्स्यसि," અને "शान्तिः" (त्यागाच्छान्तिरनन्तरम्), એ દરેક નિર્દેશ "मोक्ष"નો જ છે. માટે આ ચારે ય યોગો સમકક્ષ છે, અને દરેક યોગ એકલો મોક્ષ આપે છે એમ અહીં કહ્યું છે.

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥८॥
अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम्।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥९॥
अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥१०॥

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥११॥
श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥१२॥

**ભાષાન્તર**—તારું મન મારી અંદર જ સ્થિર મૂકી દે, મારામાં તારી બુદ્ધિને બેસાડી દે; આ ચાલુ દેહથી મુક્ત થયા પછી તું મારામાં જ નિવાસ કરીશ (અર્થાત્ તને મોક્ષ મળશે), એમાં સંશય નથી (૮). હવે, કદાપિ તારું ચિત્ત મારામાં સ્થિર રીતે તું મૂકી ન શકે તો પછી અધ્યાય ૬માં કહેલા અભ્યાસયોગ દ્વારા આસનાદિ વડે મનને ઇચ્છાઓ-માંથી મુક્ત કરવાની ટેવ દ્વારા, મેળવેલા સમત્વ વડે (=**अभ्यास योगेन**) હે પાંડવ, તું **મને મેળવવા,** મુક્ત બનવા, ઇચ્છા કર (૯). જો આસનાદિદ્વારા તૃષ્ણારહિત બનવાની ટેવ પાડવામાં તું અશક્ત હો તો અગિયારમા અધ્યાયમાં કહ્યા મુજબ "મારાં કરેલાં કર્મો કરવા માટે તું તૈયાર થા" (**मत्कर्मपरमो भव**), કેમકે મારે માટે (મેં કરેલાં કર્મો તારે ફરીથી કરવાનાં છે, એ ભાવનાથી) પણ (**अपि**) તારાં કર્મો કરતો રહીને તું સિદ્ધિ (**मोक्ष**) મેળવીશ (૧૦). હવે, તને ચોથો સમકક્ષ વિકલ્પાન્તર કહું છું. મારાં નિષ્કામ કર્મો મેં કર્યાં જ છે, તે કર્મો તું કરે છે, તેવી માન્યતા દ્વારા **मत्कर्मयोग** (ભગવાનનાં કર્મો દ્વારા નિષ્કામ કર્માચરણ)નો આશ્રય લઈને આ તૃતીય વિકલ્પ પણ કરવાને તું અસમર્થ હો તો પછી તું ચતુર્થ વિકલ્પનો અમલ કર અને સર્વકર્મોનાં ફળોનો ત્યાગ તું દૃઢમનવાળો બનીને કર, તો તને તુરત જ શાન્તિ મળશે. જે ક્ષણે મનુષ્ય કાની

હોય તો નીચેની ભૂમિકાથી શરૂ કરી ઉચ્ચતમ ભૂમિકાએ પહોંચવાનું અહીં કહ્યું છે.'' આ શાંકર મત મુજબ શ્લોક ૧૨ને ૮-૧૧સાથે સીધો સંબંધ નથી.

## ગીતા : ૧૨. ૧૩-૨૦

**પ્રસ્તાવના**—(૧) આ શ્લોકમાં ભક્તનું વર્ણન છે. ગીતામાં સિદ્ધ અથવા મુક્ત અથવા આદર્શ યોગીનાં ચાર વર્ણનો છે. સ્થિતપ્રજ્ઞ (અ.૨), ધ્યાની (અ.૬), ભક્ત (અ.૧૨), અને ત્રિગુણાતીત (અ.૧૪). ગીતા ૪ વર્ણનો આપે છે, તે જ ગીતાની વિશાળતા અને બીનસાંપ્રદાયિકતા બતાવે છે.

(૨) આપણે યાદ રાખવું જોઇએ કે આ શ્લોકોમાં (૧૨. ૧૩-૨૦માં) "ભક્ત"નું વર્ણન છે, અને અધ્યાયનું નામ ભક્તિ-યોગ છે; તેમજ ૧૨.૧-૭માં अक्षर તેમજ श्रीकृष्ण બન્નેની ભક્તિ કહી છે. આમ સ્થિતિ હોવાથી ભક્તનાં અમુક વિશેષણો, સંન્યાસીને લાગુ પડે છે, જેમકે सर्वारंभपरित्यागी, शुभाशुभपरित्यागी, अनिकेतः (૧૨.૧૯); તો બીજાં અમુક વિશેષણ યોગીને માટે જ વપરાય તેવાં છે, જેમકે योगी શબ્દ જ (શ્લોક ૧૪), તેમજ समदुःखसुख, दृढनिश्चयः, (શ્લોક ૧૫મો), उदासीन (૧૬), શ્લોક ૧૭મો, શ્લોક ૧૮, વગેરે.—લો. ટિળક भक्त ને જ કેવળ કર્મયોગી ઠરાવવા માટે सर्वारम्भपरित्यागी, વગેરે ત્રણ વિશેષણોને ગૌણ બનાવે છે, તે વિશેષણોનું મહત્ત્વ ઓછું આંકે છે. તે ઠીક નથી. "ભક્ત" સંન્યાસી અથવા યોગી હોઇ શકે છે. છતાં આ અધ્યાય "ભક્તિયોગ" નો છે.

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥१३॥

એ ભાવના રહિત, જેમ યોગ (समत्व)માં કહ્યું છે તેમ સુખ-દુઃખમાં સમાન,—કારણ કે समत्व જ યોગ છે દરેક પ્રતિ સહનશીલ (૧૩), આવી મળે તેટલાથી હંમેશાં સંતોષી, નિષ્કામકર્માચરણી (योगी), સંયતમનવાળો, કામ્યકર્મીઓની જેમ અસ્થિર બુદ્ધિવાળો નહીં, મારામાં જેણે મનબુદ્ધિ આપી દીધેલાં છે તેવો—મારો આવો ભક્ત મને પ્રિય છે; એટલે **મારી અને તેની વચ્ચે એક પ્રકારનો પ્રેમનો સંબંધ** છે (૧૪). જે લોકોના ગાઢ સંબંધમાં આવે છે, છતાં પણ જેના તરફથી લોકોને ઉદ્વેગનું કારણ નથી, અને જેને લોકો તરફથી ઉદ્વેગ થતો નથી, જે હર્ષ, ક્રોધ, ભય અને ઉદ્વેગની લાગણીઓથી છૂટો થયો છે, તે પણ મને પ્રિય છે (૧૫). કંઇ પણ ફલની અપેક્ષા વગરનો, પવિત્ર, ચતુર, તટસ્થ (उदासीन) માનસિક વ્યથાઓથી મુક્ત છે, સર્વકર્મોનો ત્યાગ કરનાર (અર્થાત્ જે યોગી ન હોય તો સંન્યાસી હોય તેવો) મારો ભક્ત મને પ્રિય છે (૧૬). જે હરખાતો નથી તેમ દ્વેષ કરતો નથી (રાગદ્વેષરહિત છે), જે શોક કરતો નથી તેમજ ઇચ્છા પણ કરતો નથી, જેણે શુભ અને અશુભ, બન્નેનો સંન્યાસ કર્યો છે, તેવો મારો ભક્ત મને પ્રિય છે (૧૭) જે શત્રુમિત્ર બન્ને પ્રતિ તથા માન-અપમાનમાં પણ સરખો છે, જે શીત-ઉષ્ણ, સુખદુઃખ, ઇત્યાદિ દ્વન્દ્વોમાં એક સરખા મનવાળો અર્થાત્ યોગી છે, જે આસક્તિથી રહિત છે, યોગીની જેમ અનાસક્ત છે (૧૮), જેને મન નિન્દા અને પ્રશસા સરખાં છે, જે જે કંઇ મળે તે વડે પણ સંતોષી છે, જેને ઘર જ નથી (એટલે કે જે સંન્યાસી છે), જેની બુદ્ધિ દૃઢ છે, તેવો ભક્તિશાળી પુરુષ મને પ્રિય છે (૧૯). જે (સંન્યાસીઓ કે યોગીઓ) આ

# અધ્યાય તેરમો

**પ્રસ્તાવના**—આ અધ્યાયની શરૂઆતમાં એક શ્લોક કેટલીક આવૃત્તિઓમાં છે.—प्रकृतिं पुरुषं चैव क्षेत्रक्षेत्रज्ञमेव च। एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव॥

**ભાષાન્તર**—હે કેશવ, હુ ત્રણ યુગ્મો વિશે જાણવા ઇચ્છું છું.—(૧) પ્રકૃતિ અને પુરુષ, (૨) ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ, (૩) જ્ઞાન અને જ્ઞેય.

**નોંધ**—(૧) આ શ્લોક ઘણો અગત્યનો છે. આ તેરમા અધ્યાયમાં આપેલા **વિષયોની વહેંચણી** જે રીતે કરી છે, તે આ શ્લોક ઉપરથી સમજાય છે. આ વિષયોની વહેંચણી કાળાન્તરે ના સમજાયાથી આ શ્લોકને દૂર કરવામાં આવેલ હશે. આ શ્લોક મૂળ ગીતામા હોવો જ જોઇએ.

(૨) આ અધ્યાયમાં **વિષયોની વહેંચણી** :—(अ) શ્લોક ૧ (इदं शरीरं.)–૬–ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ; (आ) શ્લોક ૭–૧૧–જ્ઞાન; ૧૨–૧૮ જ્ઞેય; (इ) શ્લોક ૧૯–૨૩, પ્રકૃતિ અને પુરુષ, તથા પરમાત્મા. (ई) શ્લોક ૨૪–૨૫, ચાર માર્ગો; ધ્યાન (યોગ), સાંખ્યયોગ, કર્મયોગ અને ભક્તિ(યોગ), (उ) શ્લોક ૨૬–૩૪, ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ, વગેરે વિશે બાકી રહી ગએલો બોધ આમ, અહીં બબ્બેનુ એક યુગ્મ, એવાં ત્રણ યુગ્મો ગીતાકારે કહ્યાં છે; અને કંઇક બાકી રહી ગયુ, તે તેણે ૨૬–૩૪–માં આપેલુ છે. જે શ્લોક ૧ ક્ષેપક મનાયો છે, તેમાં પણ આ અધ્યાયની વિષયવહેંચણી "ત્રણ યુગ્મો"ની જ ગણાવી

છે બાકી વિકારોમાં અહીં ખાસ ધ્યાન ખેંચે તેવી બાબત એ છે કે महाभूतानि અને इन्द्रियगोचराः (ઇન્દ્રિયોના વિષયો)-ની ગણતરી અહીં વિકારોમાં છે; સામાન્ય રીતે, દર્શનશાસ્ત્રોમાં (સાંખ્ય-યોગ-વેદાન્તમાં) पञ्च तन्मात्राणि અને पञ्च स्थूल महाभूतानि હોય છે. શ્રીયુત કીથ વગેરે વિદ્વાનોએ ગીતા-મહાભારતનાં અને શિષ્ટ દર્શનોમાંનાં તત્ત્વો વચ્ચેનો આ તફાવત ખાસ નોંધ્યો છે.

(૪) શ્લોક ૬માં જે કહ્યું છે તેને ગીતાના યોગ સાથે સીધો સંબંધ છે. એમ અમને જણાય છે. સુખદુઃખ, રાગદ્વેષ (इच्छा द्वेषः), પ્રતિવિષયજ્ઞાન (चेतना), એ સર્વેને ક્ષેત્રના વિકારો કહ્યા છે. જો મનુષ્ય આ સિદ્ધાન્તને આચારમાં મૂકે તો સ્વકર્મથી નિર્લિપ્ત રહે, કેમકે એ રીતે તે સુખદુઃખમાંથી પોતાનો અહંકાર ('હું સુખી છું,' 'સુખની લાગણી મારી છે,' એવું અભિમાન) દૂર કરે. આ योगसिद्धान्त જ જીવાત્માને પોતાને 'क्षेत्रज्ञ' (શ્લોક ૨). 'परमेश्वर' (શ્લોક ૨૭), 'ईश्वर' (શ્લોક ૨૮), 'परमात्मा' (શ્લોક ૩૧), 'आत्मा' (શ્લોક ૩૨) કહીને પણ ગીતા કહેવા માંગે છે; જીવાત્મા વસ્તુતઃ પોતે કંઇ કરતો નથી અને તે કારણે સ્વકર્મથી લેપાતો નથી, કેમકે જીવાત્મા સ્વરૂપે પરમાત્મા જ છે. શ્લોક ૩Bમાં ક્ષેત્રજ્ઞ કોણ છે અને તેનો શો પ્રભાવ છે? તે કહેવાનું શ્રીકૃષ્ણે માથે લીધું છે; તે વસ્તુ શ્રીકૃષ્ણે શ્લોક ૨૬,૨૭,૨૮,૩૧-૩૪માં કહી છે. શ્લોક ૨૮માં તો સ્પષ્ટ કહ્યું છે:—જીવાત્મા પરમાત્મા જ છે, એમ સમજનાર કદી હિંસા—બીજાનો વધ—કરશે નહીં જ, અહંકારપૂર્વક કોઇને હણશે નહીં, કેમકે જેને હણવો છે તેને ઇશ્વર જ માનશે (શ્લોક ૨૮ને શ્લોક ૧૯-

तत्क्षेत्रं यच्च यादृक्च यद्विकारि यतश्च यत्।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥३॥
ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक्।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥४॥
महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च।
इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः ॥५॥
इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥६॥

ભાષાન્તર—શ્રી ભગવાન કહે છે—હે કુન્તાપુત્ર, આ સ્થૂળ શરીરમાં જે બને છે, જે કર્મો થાય છે, જે ફળ ભોગવાય છે, તે જ ગીતાનો મુખ્ય પ્રશ્ન છે; તો, તે શરીર અને તેમાં રહેલા શરીરીને વિશે જ હું તને એક જૂદી રીતે કહું છું, જે સમજવાથી તારાં કર્મોનાં ફ્લોથી તું મુક્ત રહીશ તેં એક સુગમ 'ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ" કોણ છે એમ (ક્ષેપક ગણાતા શ્લોકમાં)—એક પ્રાચીન પરિભાષા ઉપરથી જીજ્ઞાસા થવાથી—પૂછ્યું છે તો સમજ, કે અમુક વિદ્વાનો આ શરીરને ક્ષેત્ર નામથી કહે છે; અને જાણકાર (experts–तद्विद:) લોકો કહે છે કે "જે (આત્મા=જીવ) આ ક્ષેત્રને જાણે છે, ક્ષેત્રમાંની ક્રિયાઓને ઓળખે છે, સમજે છે, તે ક્ષેત્રજ્ઞ છે" (૧). ઉપરાંત, તું સમજ કે દરેક શરીરમાં (ક્ષેત્રમાં) ક્ષેત્રજ્ઞરૂપે હું શ્રીકૃષ્ણ પરમાત્મા–પરમેશ્વર જ છું; પરમાત્મારૂપે હું હમેશા નિષ્ક્રિય–નિર્લેપ છું, તો હું જ જીવાત્મા હોઇ, જીવાત્મા પણ નિષ્ક્રિય–નિર્લિપ્ત જ છે. ક્ષેત્રક્ષેત્રજ્ઞનું જ્ઞાન—જે જ્ઞાન હું હવે પછી શ્લોક ૩–૬, ૨૯–૨૮, ૩૦–૩૪માં કહીશ, જેના દ્વારા તું ક્ષેત્રક્ષેત્રજ્ઞ-

અને એક મન, તથા પાંચ ઇન્દ્રિય—વિષયો (शब्दस्पर्शरूपरसगन्धाः), (૫) અને વધારામાં રાગ-દ્વેષ, સુખદુઃખ, સંઘાત (આખું શરીર), ભૂતોમાં રહેલી ચેતના (૧૦.૨૨), મનની સ્થિરતા રૂ ી ધૃતિઃ આ મેં તને ટૂકમાં વિકારો સહિત ક્ષેત્ર સમજાવ્યુ. જો રાગદ્વેષ, સુખદુઃખ, અને લાગણીરૂપી ચેતના અને મનની શાન્તિરૂપી ધૃતિ આ બધાને તું આમ "ક્ષેત્રના જ વિકારો" તરીકે સમજીશ તો તું તે રાગદ્વેષસુખદુઃખવગેરેથી પર, ઊંચે અને દૂર, રહીશ, તેમાથી મુક્ત રહીશ; નિષ્કામ કર્મો કરી શકીશ, યોગનુ આચરણ કરી શકીશ, તું समत्व મેળવીશ. અહીં શ્લોક ૫માં કહેલા વિકારો ખાસ ગીતાના સંદર્ભમાં, કહેવાનો ઉદ્દેશ નથી, પણ (શ્લોક ૬ના) इच्छाद्वेष, सुखदुःख કોનાં છે? એ પ્રશ્ન અહીં મુખ્ય છે; તેની ઉત્પત્તિ (ક્ષેત્રમાંથી) કહેવાની છે; તો, સાથેસાથ, ક્ષેત્રમાંથી જેટલા વિકારો ઉત્પન્ન થયા છે, તે બધા જ મેં તને કહી દીધા છે (૬). હજી તને ક્ષેત્રક્ષેત્રજ્ઞ વિશે કહેવાનુ બાકી છે; ને હું તને શ્લોક ૨૬–૩૪માં કહીશ. હવે, તું જ્ઞાન વિશે (શ્લોક ૭-૧૧માં) સાભળ.

## ગીતા : ૧૩. ૭-૧૧ અને ૧૨-૧૮

પ્રસ્તાવના—(૧) શરૂઆતમાં જ કહેવું જોઈએ કે અહીં अमानित्व, अहिंसा, વગેરેને ज्ञान કહ્યું છે. તે કથન શાકર મતમાં યોગ્ય નથી થતું, તેથી શાં. ભા. અહીં "ज्ञान.(एतज्ज्ञानमिति प्रोक्तम्) શબ્દનો અર્થ "ज्ञानसाधन" કરે છે. પણ તે ઠીક નથી; ગીતાનુ દૃષ્ટિબિન્દુ જીવનમાં આચરણ કેવું છે, તે જોવાનું છે; ગીતા ૨ સ્થિરબુદ્ધિવાળી દશા (નિષ્કામકર્મની અવસ્થા)ને જ ब्राह्मी स्थिति કહે છે અને (બ્રહ્મના ઊંડા જ્ઞાન

બધું સિદ્ધ કરે છે કે અહીં જ્ઞાનજ્ઞેયના યુગ્મદ્વારા પણ, નિષ્કામ કર્મ અર્થાત્ યોગનો જ એક વધુ પ્રકાર કહેવાનો મુખ્ય ઉદ્દેશ છે. (આ) અહીં જ્ઞાન અને જ્ઞેયને જુદાં પાડવાનાં નથી. જેમ ક્ષેત્રક્ષેત્રજ્ઞ તથા પ્રકૃતિપુરુષને જુદા પાડી શકાય નહીં, તેમ જ્ઞાનજ્ઞેયને જુદા પાડી શકાય નહીં જ્ઞેય સર્વજગતનું ભરણ કરે છે છતાં આસક્તિરહિત છે; એમ કહી જ્ઞેય તત્ત્વનો યોગ કહેવા ઇચ્છયો છે; અને મનુષ્ય આત્મા તે જ્ઞેયરૂપી હોવાથી તે પ્રકારનો યોગ અનુભવી શકે, એમ ગીતાનો જ્ઞાનજ્ઞેયયોગ અહીં વિવક્ષિત નહીં હોય?

(૪) "જ્ઞાન"ના એક ભાગ તરીકે જે શ્રીકૃષ્ણમાં અવ્યભિચારિણી ભક્તિ કહી છે (શ્લોક ૧૦), તે શ્રીકૃષ્ણ વિશે હવે જ્ઞેય દ્વારા કંઇક કહે છે (અ) શ્લોક ૧૨માં अनादि+मत्परम् કહ્યું છે. એ રીતે આ જ્ઞેય અનાદિ છે અને જ્ઞેય પોતે નિરાકાર છે, પણ તેમાં "શ્રીકૃષ્ણ—જે પોતે એક રીતે નિરાકાર એટલે પ્રાકૃતઆકારહીન પણ બીજી રીતે સાકાર, દિવ્યાકારસહિત છે—તે શ્રીકૃષ્ણ 'पर' એટલે 'ઉચ્ચ' અંશ રૂપે રહે છે," એવો અર્થ થાય છે. (આ) આ અર્થ શાંકરમતમાં બંધ બેસતો નથી; તેથી શાં. ભાષ્યમાં अनादिमत्+परं (ब्रह्म) એમ પદવિભાગ કરવા કહ્યું છે. પણ તે યોગ્ય જણાતું નથી. શ્રી શંકરાચાર્યની પહેલાંના એક ભાષ્યકાર, "अनादि+मत्पर" પદચ્છેદ લઈને "શ્રીકૃષ્ણ પોતે જેની પરાશક્તિ છે તેવું અનાદિ બ્રહ્મ" અહીં જ્ઞેય નામથી કહ્યું છે, એમ અર્થ કર્યો હતો; એ હકીકતની નોંધ આ શ્લોકના શાંકર ભાષ્યમાં છે. વળી, શ્લોક ૧૩ની "सर्वतः पाणिपादम्" ઇત્યાદિ ઉક્તિ શાંકરમતના બ્રહ્મ સાથે બંધબેસતી નથી, અને શ્રીશંકરાચાર્ય

પોતે પણ "अहं परः यस्मिन्' इति मत्परम्-એમ વ્યાકરણની દૃષ્ટિએ શુદ્ધ સમાસ માને છે. (ક) માટે એક અગત્યને પ્રશ્ન અહીં ફરીથી જુદી રીતે વિચારવો જોઇએ. આપણા તત્ત્વજ્ઞાનમાં સાકાર (શ્રીકૃષ્ણાકાર, પુરુષાકાર) તથા નિરાકાર (ब्रह्म, अक्षर), એમ એક पर તત્ત્વના બે પ્રકાર કહ્યા છે. **તે બેનો પરસ્પર સંબંધ શો છે?** તે પ્રશ્નનો એક નવો ઉત્તર આપતાં ગીતા અહીં (૧૩૧૨) 'નિરાકાર સ્વરૂપ મુખ્ય રાખીને તેમાં સાકાર શ્રીકૃષ્ણ સ્વરૂપ એક પરા **શક્તિરૂપે** છે" એમ કહી, એક, 'अद्वैत", तत्त्व—બે નહીં, द्वैत નહીં, પણ अ द्वैत તત્ત્વનું પ્રતિપાદન અહીં ગીતા રજૂ કરે છે; એમ તત્ત્વજ્ઞાનના ઇતિહાસની દૃષ્ટિએ જણાય છે. (ક) શ્રીકૃષ્ણને પરબ્રહ્મમાં **'પરા શક્તિ'** જેવું સ્થાન આપીને **નિરાકાર સ્વરૂપ મુખ્ય** રાખ્યુ છે; તે રીતે ગૌણમુખ્યભાવસંબધ દ્વારા "એક જ તત્ત્વ સાકાર તેમજ નિરાકાર બન્ને છે, તેમ જણાવવા, શ્લોક ૧૫મો લખ્યો છે. જ્ઞેયરૂપ બ્રહ્મમાં શ્રીકૃષ્ણ મુખ્ય શક્તિ છે તેમ શ્લોક ૧૩માં જણાવ્યુ છે કેમકે શ્રીકૃષ્ણને આકાર હોઈ શકે અને આકાર અથવા આકારો જ શ્લોક ૧૩માં કહ્યા છે પછી આખું બ્રહ્મ અનાસક્તિપૂર્વક સર્વભરણરૂપ નિષ્કામકર્મ કરી રહ્યું છે તે શ્લોક ૧૪માં કહ્યું છે. અને આ બ્રહ્મ उभयविध-पुरुषविध તથા अपुरुषविध—છે, એમ શ્લોક ૧૫માં કહ્યું છે. પુરુષવિધ તરીકે આ જ્ઞેયનામનુ બ્રહ્મતત્ત્વ चर છે; ચાલે છે, દૂર રહે છે, પ્રાણીઓની બહાર છે; પણ अपुरुषविध તરીકે अचर છે, પ્રાણીઓની નજદીક (अन्तिके) છે, અને (પ્રાણીઓની) અંદર પણ છે. બ્રહ્મ નિરાકાર હોવાથી ઉત્પન્ન થએલાં પ્રાણીઓમાં (એટલે પ્રાણીઓની સંખ્યાના પ્રમાણમાં) એના વિભાગો થઈ શકે નહીં, પણ સાકાર હોવાથી (અને

વિભાગ સાકારના જ બની શકે છે—) પ્રાણીઓની સંખ્યા પ્રમાણે આ બ્રહ્મે પોતાના **વિભાગો કર્યા હોય એમ આ બ્રહ્મ વિદ્યમાન છે—(૧૬ A).** આ રીતે अनादि+मत्परम એમ પદચ્છેદ લેવાથી જ આ "જ્ઞેય એટલે અહીં કહેલું બ્રહ્મ"—અર્થાત્ અહીંનો "બ્રહ્મ" વિચાર—એક સ્વતંત્ર દાર્શનિક વિચાર છે, જેવો શ્વેતાશ્વતર ઉપ. ૩.૧૬–૧૯માં છે તેવો—એમ સમજી શકાય છે. (ङ) જુઓ બ્રહ્મસૂત્ર ૩.૨.૧૧–૧૯. બ્ર સૂ. ૩.૨. ૧૭માં **अयोऽपि स्मर्यते** દ્વારા ગીતાના આ ૧૩.૧૨–૧૭નું જ અનુસંધાન લેવાનું છે. (જુઓ A Critique of the Brahmasutra Part I), (ऊ) ૧૬Bમાં આ "અદ્વૈત" બ્રહ્મ જેમાં શ્રીકૃષ્ણ 'પર' છે તેને ભૂતોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર કહ્યું છે; અર્થાત્ ઉપનિષદોમાં 'આકાશ' વગેરે શુદ્ધ એક તત્ત્વમાંથી જગતની ઉત્પત્ત્યાદિ કહેલ છે; ત્યારે ગીતા, "अनादिमत्परं ब्रह्म" अ-द्वैत રૂપમાંથી તે ત્રણ ક્રિયાઓ થાય છે, એમ કહે છે (શ્લોક ૧૬). (ऋ) આ બ્રહ્મ જેમ સર્વભરણની ક્રિયા असक्त રહીને કરે છે તેમ, સર્વગ્રસના અને સર્વપ્રભવન કર્મો પણ असक्त રહીને કરે છે, આ રીતે અહીં આ બ્રહ્મનાં ત્રણ નિષ્કામ કર્મો કહ્યાં છે એમ મને લાગે છે. ૧૭ માં આ નિરાકારપ્રધાન **પર** તત્ત્વ જ દરેકના હૃદયમાં જીવાત્મા તરીકે છે, એમ કહ્યું છે.—શ્લોક,૩૦માં આ બ્રહ્મ વિશે ગીતાકાર કંઇ ઉમેરતા લાગે છે, દરેક પ્રાણી અલગ અલગ છે, પણ તેનું ઉત્પત્તિ-પ્રલયસ્થાન એક છે, માત્ર બ્રહ્મ જ છે. (ऋ) સૂર્ય, જેમાં પ્રકાશ પ્રધાન અને સૂર્યનો ગોળ આકાર ગૌણ છે તે સૂર્યની જેમ **પર** તત્ત્વ "अरूपवत्प्रधान" અને "રૂપવત્ જેમાં ગૌણ છે તેવું" છે, એવો એક પ્રાચીન

મત હતો (ब्र. सू. ૩.૨.૧૪).

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥७॥
इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥८॥
असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥९॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥१०॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥११॥

**ભાષાન્તર**—સ્વાભિમાનનો અભાવ, દંભનો અભાવ, હિંસાનો અભાવ, સહનશીલતા, વ્યવહારમાં સરળતા, આચાર્યની સેવા, પવિત્રતા, સ્થિરતા, ઇન્દ્રિયો અને મન ઉપર સંયમ (૭), ઇન્દ્રિયોના વિષયો પ્રતિ રાગનો અભાવ, અહંકારનો અભાવ, સંસારમાં પ્રાણીઓના જન્મ અને મરણ, વૃદ્ધાવસ્થા, રોગિષ્ટતા, માનસિક પીડાઓ વગેરે દોષોનો વારંવાર વિચાર (જેવો વિચાર કરવાનું ગીતાની પછી બુદ્ધ ભગવાને કહ્યું હતું) (૮), કોઈ ક્રિયા કે ક્રિયાના ફળમાં આસક્તિનો અભાવ, પુત્ર-પત્ની-ગૃહ વગેરેમાં સ્વપણાનો અભાવ (अनभिष्वङ्ग), હંમેશાં બનતા ઇષ્ટ-અનિષ્ટ બનાવોમાં મનનું સમત્વ (૯), (જુદાજુદા ઘણા યોગોમાંથી) મારા એકલાના જ યોગદ્વારા (अनन्ययोगेन) મારામાં મારા એકલાની જ ભક્તિ હોવી, એકાન્ત પ્રદેશમાં વાસ, જન-

સભાઓમાં રતિનો અભાવ (૧૦), જીવપરમાત્માના જ્ઞાનવિચારનું સાતત્ય (દરરોજ એ વિચાર ચાલુ રાખવો), તત્ત્વજ્ઞાનના વિષયોનો વિચાર—હે અર્જુન, આ ગુણો-સંજોગો અને વિષયો-નું સેવન કરવું, એને જ્ઞાન(પ્રાપ્તિ) કહેવાય છે; આથી જુદી રીતે વર્તન રાખવું, તેને અજ્ઞાનદશા કહેવાય છે—ભલે, આ જ્ઞાનમાં "अहं ब्रह्मास्मि" કે "तत्त्वमसि"નો સાક્ષાત્કાર ન હોય; પણ જો ઉપર્યુક્ત મનોવૃત્તિઓ મનુષ્યમાં હોય તો તે મનુષ્ય જ્ઞાનપ્રાપ્તિની દશામાં છે જ, એમ હું માનું છું (૧૧).

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वामृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥१२॥
सर्वतःपाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतःश्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥१३॥
सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥१४॥
बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥१५॥
अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥१६॥
ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥१७॥
इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥१८॥

ભાષાન્તર— (પરિભાષિક) "જ્ઞાન"ની સાથે "

એક યુગ્મ વિષયનો વિચાર ચાલે છે; તેમાંથી જ્ઞાનનો વિચાર કર્યો. હવે, હે અર્જુન તને જ્ઞેયનો જે વિચાર છે તે કહું છું, જે "જ્ઞેય" તત્ત્વ જાણીને મનુષ્ય અમરપણું મેળવે છે. જ્ઞેય એટલે અનાદિ, અને હું શ્રીકૃષ્ણ જેમાં **પર** (પરા શક્તિ) છું તેવું બ્રહ્મ સમજવું; "જ્ઞેય" શબ્દ તત્ત્વજ્ઞોમાં હાલ રૂઢ એક શબ્દ છે; અને તે આ પ્રકારનાં બ્રહ્મને માટે વપરાય છે; તેને **સત્ત** પણ કહેવાતું નથી, તેમ **અસત્ત** પણ કહેવાતું નથી. [ઉપનિષદોએ એ બ્રહ્મને સત્ત અને અસત્ત કહ્યું છે, પણ મારો મત જુદો છે, કેમકે એ **સત્ કે અસત્**ના વિચારમાં, **મત્પરમ્**' "જેમાં શ્રીકૃષ્ણ **પર** છે"—એ અર્થ આવતો નથી] (૧૨) હવે એ જ્ઞેય નામથી ઓળખાતું બ્રહ્મ પોતે નિરાકાર હોવા છતાં, તેમાં હું શ્રીકૃષ્ણ એની શક્તિ તરીકે છું, તેથી, અને હું પુરુષાકાર છું તેથી, આ બ્રહ્મ ચારે બાજુએ પુરુષાકાર છે, ચારે બાજુએ હાથપગોવાળું, ચારે ય બાજુએ આંખો તથા માથાં અને મુખો વાળું તથા ચારે ય બાજુએ કાનોવાળું છે, અને તેમ છતાં તે (બ્રહ્મ) નિરાકાર પ્રધાન હોવાથી દરેક વસ્તુને આવરીને રહ્યું છે (૧૩). આ જ્ઞેય નામથી અમુક તાત્ત્વિકોમાં પ્રસિદ્ધ થયેલું બ્રહ્મ "હું" સાકાર શ્રીકૃષ્ણ-રૂપી શક્તિવાળું છે, તેથી એ બ્રહ્મમાં દરેક ઇન્દ્રિય(કર્મેન્દ્રિય તથા જ્ઞાનેન્દ્રિય)નાં કાર્યો (ગુણ) થતાં દેખાય છે, પણ મુખ્યત્વે તે નિરાકાર છે તેથી સાથેસાથે તે સર્વ ઇન્દ્રિયોરહિત છે, અર્થાત્ આ એક અનુભવગમ્ય તત્ત્વ છે, કેવલ બુદ્ધિગમ્ય નથી, કેમકે પોતે નિરાકાર હોવા છતાં તે પોતામાં સાકારનો સમાવેશ કરે છે. પોતે આસક્તિ રહિત છે, છતાં તે દરેક પ્રાણીનું ભરણ કરે છે; પોતે સત્ત્વરજ-

સતમોગુણ વગરનું છે, પણ ચૈતન્યરૂપ અને જ્ઞાનરૂપ હોવાથી ગુણોનો ઉપભોગ કરે છે; [મનુષ્યનો આત્મા પણ આ બ્રહ્મ જ છે; તો આમ દરેક મનુષ્ય પણ અનાસક્ત ગુણભોક્તા થઈ શકે અને "જ્ઞાનજ્ઞેયયોગ" સાધી શકે. **જ્ઞાનજ્ઞેયયોગ** નામનો એક નવો યોગપ્રકાર તને કહેવા માટે હું આ વિષય તારી પાસે કહું છું; માત્ર કોઈ દાર્શનિક **તત્ત્વજ્ઞાનની ચર્ચા** કરવા હું તને આ બધું કહેતો નથી] (૧૪). આ જ્ઞેય નામનાં બ્રહ્મમા **પરાશક્તિ**રૂપે શ્રીકૃષ્ણરૂપી પુરુષાકાર-હોવાથી તે પ્રાણીઓની બહાર છે, પણ મુખ્યત્વે પોતે નિરાકાર પણ હોવાથી તે સાથેસાથે પ્રાણીઓની અંદર (વ્યાપક) છે; એ નિરાકાર હોવાથી હલનચલન રહિત છે, પણ સાકાર હોવાથી ચાલે છે (**ચર** છે); સૂક્ષ્મપણાને લીધે તે બ્રહ્મ જાણી શકાય નહીં તેવું છે; તે તત્ત્વ આપણાથી દૂર છે, કેમકે તેનું પુરુષરૂપ દૂર જઈને રહી શકે છે, તેમ જ તે તત્ત્વ નિરાકાર હોઈ, વ્યાપક હોઈ, આપણી એકદમ નજીક પણ છે, સંયુક્તરીતે નિરાકાર-સાકાર ઉભયવિધ હોવાથી આ પ્રકારનું છે (૧૫) હવે, આ તત્ત્વમાંથી પ્રાણીમાત્ર ઉત્પન્ન થાય છે તે સમયે, તે દશામાં, શું બને છે તે તું સાંભળ. નિરાકાર, નિરવયવ હોવાથી આ તત્ત્વ જેમ સુવર્ણનો મોટો કટકો તેમાંથી ઘડેલા અલંકારોની સંખ્યામાં વહેંચાઈ જાય છે તેમ, વિભક્ત થતું નથી. માટે તે તત્ત્વ અવિભક્ત રહીને જ પ્રાણીઓમાં વિભક્ત રહ્યું, થયું, છે. આવા "વિભાગ" આ બ્રહ્મમાં પુરુષાકાર ગૌણપણે હોવાથી શક્ય બને છે; આકારવાન વસ્તુના જ વિભાગ થઈ શકે; નિરાકારના વિભાગ ન થાય. આમ ૧૬Aમાં સાકાર—નિરાકાર ઉભયવિધ બ્રહ્મનું પ્રતિપાદન છે. તે અનાસક્ત બ્રહ્મને પ્રાણીઓનું અના-

સક્ત ભરણ કરનાર, (અનાસક્ત) સંહાર કરનાર અને (અનાસક્ત) ઉત્પન્ન કરનાર સમજવું જોઇએ, અર્થાત્ માત્ર કેવલ પરમ્ જ નહીં, પણ અહીં કહ્યું તેવું "સાકારશક્તિયુક્ત નિરાકાર" બ્રહ્મ ભૂતોની ઉત્પત્ત્યાદિનું અનાસક્ત કારણ છે (૧૬). આપણે જે તેજો, તેજવાળા તત્ત્વો, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, જાણીએ છીએ તે બધાં તેજોનું પણ તે, "જ્ઞેય" નામી બ્રહ્મ, તેજ છે; તેનો જ પ્રકાશ સૂર્યાદિમાં દેખાય છે, સૂર્યાદિનો સ્વતંત્ર પ્રકાશ જ નથી; તે બ્રહ્મ 'તમસ્'થી પેલે પાર છે. તે બ્રહ્મ "જ્ઞાન અને જ્ઞેય," બન્ને રૂઢ નામોથી જાણીતું એકમાત્ર તત્ત્વ છે, જ્ઞાનની પ્રક્રિયા દ્વારા પ્રાપ્ય ફલ પણ તે જ છે; તે પ્રાણીમાત્રના હૃદયમાં "જીવ" તરીકે સ્થિર બેઠેલું છે. જીવાત્મા મિથ્યા માને છે કે હું એક અલગ તત્ત્વ કે પદાર્થ છું; બ્રહ્મ પોતે જ જીવ રૂપે છે; આ સમજણ થવાથી "જ્ઞાનજ્ઞેયયોગ"ની પ્રાપ્તિ અમુક યોગમાર્ગીને થશે (૧૭). એ પ્રમાણે ૧-૬માં ક્ષેત્ર, ૭-૧૧માં જ્ઞાન નામથી જાણીતો વિષય, અને ૧૨-૧૭માં જ્ઞેય નામથી વિચારકોમાં પ્રખ્યાત થયેલો વિષય મેં તને ટૂંકમાં કહ્યો. મારો ભક્ત આ બધું જાણીને મારા સ્વરૂપ થવાને માટે લાયકાત મેળવે છે. હે અર્જુન, મોક્ષદશામાં મુક્ત જીવ અનેક રૂપે રહી શકે છે તે પૈકી માગપણું (મદ્ભાવ) જો મુક્તને મેળવવું હોય તો આ જ્ઞાનથી તે મેળવી શકે છે.

## ગીતા : ૧૩. ૧૯-૨૩

**પ્રસ્તાવના**—(૧) શ્લોક. ૧૩.૧ના એક પાઠ મુજબ, અર્જુને શ્રીકૃષ્ણને ત્રણ યુગ્મો વિશે પ્રશ્ન પૂછ્યો હતો; તેમાંથી પ્રકૃતિ-પુરુષ ના નામથી પ્રખ્યાત થયેલું યુગ્મ હવે શ્રીકૃષ્ણ તેને કહે છે. શ્લોક ૧૯નો આરંભ જ આવા અર્થમાં થાય છે; જાણે કે અર્જુન

પોતાના પ્રશ્નોના ઉત્તરો સાંભળવા તૈયાર ઊભો છે અને શ્રીકૃષ્ણ પણ **વારાફરતી** દરેક યુગ્મનો ખુલાસો કર્યે જતા હોય તેમ, **આ શ્લોકોની વ્યવસ્થા** છે, તે ધ્યાનમાં રાખીએ, એટલે શ્લોક ૧૮ અને ૧૯નો સંદર્ભ સ્વતંત્ર છે, તે વાત સહેલાઈથી સમજાશે; અને પછી "ક્ષેત્રને પ્રકૃતિ અને ક્ષેત્રજ્ઞને પુરુષ ગણવો કે કેમ?", એ પ્રશ્ન જ ઉપસ્થિત નહીં થાય. કેમકે **દરેક યુગ્મ સ્વતંત્ર જ માનેલું છે.**

(૨) અહીં બે તત્ત્વો, પ્રકૃતિ અને પુરુષ, આપ્યાં છે, તે પરસ્પર સ્વતંત્ર છે, અનાદિ છે, પણ તે બન્નેમાંથી દરેક પોતે સ્વતંત્ર છે? અર્થાત્ શું અહીં સાંખ્યના જડચેતનના દ્વૈત જેવો સિદ્ધાન્ત છે? આ પ્રશ્નનો ઉત્તર શ્લોક ૨૨માંથી (નકારમા) મળે છે. આ બન્ને તત્ત્વો પરમાત્મા અથવા મહેશ્વર સાથે સંબંધ ધરાવે છે, એ વાત સ્પષ્ટ છે; તદુપરાંત આ બેમાંથી પુરુષના કરતાં પરમાત્મા—મહેશ્વર પરઃ પુરુષઃ "વધારે ઉચ્ચ" પુરુષ છે. અર્થાત્ આ પુરુષ (શ્લોક ૧૯નો પુરુષ) પરમાત્માથી **અપર** છે; તો, પછી, પ્રકૃતિ પણ પરમાત્માથી **અપર** જ ઠરશે, અર્થાત્ આપણે કલ્પના કરવી પડશે કે પરમાત્મા—મહેશ્વરમાં પ્રકૃતિપુરુષ નામનાં બે તત્ત્વો અન્તર્ગત છે, અને પરમાત્માની સત્તા તેમના ઉપર ચાલે છે. અહીં સાંખ્યનો દ્વૈત સિદ્ધાન્ત નથી. **આ એક પ્રકારનો વેદાન્ત સિદ્ધાન્ત છે,** જે રામાનુજ સિદ્ધાન્તને મળતો આવતો હોય, એમ જણાય છે.

(૩) અહીં જે પ્રકૃતિ તત્ત્વ છે, તે અનાદિ, નિત્ય, જડ તત્ત્વ છે, અને બુદ્ધિ વગેરે વિકારો અને ત્રણ ગુણો એ પ્રકૃતિ-

માથી ઉત્પન્ન થયેલા છે.—શ્લોક ૧૯મા સૃષ્ટિ કહેવા ગીતાકારે ઇચ્છ્યુ હોય એમ ઉપર ઉપરથી વાચનારને લાગે, પણ પ્રકૃતિ-પુરુષની માત્ર આનુષઙ્ગિક ઓળખાણ આપવાનો ગીતાકારનો ઇરાદો (શ્લોક ૧૯મા) છે, કેમકે શ્લોક ૨૦-૨૧ ઉપરથી તુરત જણાય છે કે જગતમા સર્વવ્યાપક ક્રિયાઓનુ "કર્તૃત્વ" ક્યાંથી આવ્યુ અને જીવાત્માનુ "ભોક્તૃત્વ" ક્યાથી આવ્યુ? તે જ પ્રશ્ન અહીં પ્રસ્તુત અને મુખ્ય છે અર્જુને પોતાનાં કર્મોનું કર્તૃત્વ પોતાનુ જ માની લીધું હતું અને જીવે સ્વકર્માનુસાર ભોક્તૃત્વ અવશ્ય અનુભવી લેવુ જ પડે અને તેમ કરતા જીવે કર્મબંધનમા પડવું જ પડે, એમ પણ અર્જુને માન્યુ હતું. તેથી અર્જુનની મુઝવણ ઊભી થઈ હતી તે મુઝવણના અનેક ઉકેલો શ્રીકૃષ્ણે આપ્યા છે. અહીં પણ એક ઉકેલ આપે છે, તે જ મુખ્ય વિષય છે.

(૪) મનુષ્યની ઇન્દ્રિયો અને દેહનાં જે કર્મો ચાલી રહ્યા છે, આખ જુએ છે, કાન સાભળે છે, અને દેહ ચાલે છે, હાથ તલવારથી કોઇની હત્યા કરે છે, તે દરેક ક્રિયાનું કર્તૃત્વ આખ, કાન, દેહ અને હાથનું છે, તે ઠીક, પણ એ કર્તૃત્વ આવ્યુ ક્યાથી? તે કર્તૃત્વનું કારણ કોણ છે? અહીં ગીતા કહે છે કે ઇન્દ્રિયો અને દેહના કર્તૃત્વનો હેતુ પ્રકૃતિ છે, એટલે પ્રકૃતિમાથી આવેલું કર્તૃત્વ આપણે ઇન્દ્રિય—દેહમા જોઇએ છીએ, ઇન્દ્રિયદેહનું કર્તૃત્વ જીવાત્માનુ, પુરુષનુ, તો છે જ નહીં. માટે અર્જુનના કર્મોનો હેતુ અર્જુનનો આત્મા (જીવ) તો નથી જ. પુરુષ એટલે જીવ ભોક્તા છે, પણ કર્તૃત્વ વગરનો ભોક્તા તે છે, ચેતન હોવાથી સુખદુઃખનો અનુભવ એ જ કરે છે, અને પ્રકૃતિમાથી ઉત્પન્ન થયેલા વિષયોનો

અનુભવ પણ પુરુષ જ કરે છે. આ અનુભવ જ્ઞાનપૂર્વક, વિષયો પ્રકૃતિના જ છે, હું એના સંબંધમાં હોવા છતાં એ વિષયો મારા નથી, મને એ વિષયો મળે તો પણ ઠીક અને ન મળે તો પણ કંઇ નહીં, એવી ભાવનાથી પુરુષ બંધનમાં પડ્યા વગર વિષયોનો ઉપભોગ કરી શકે છે પણ જો વિષયોમાં આસક્તિ ઉત્પન્ન થાય તો પુરુષ સંસારના જન્મમરણમાં પડે, કર્મોના બંધનોમાં પડે. આમ અહીં ગુણોપભોગમાં અનાસક્તિ રાખીને ઉપભોગ કરવાનું કહ્યું છે. અહીં બે બાબતો છે. (અ) કર્તૃત્વ પ્રકૃતિનું છે, પ્રકૃતિમાંથી દેહઇન્દ્રિયમાં આવ્યું છે, જીવાત્મામાં કર્તૃત્વ નથી જ; (આ) ભોક્તૃત્વ ચેતન પુરુષનું જ છે; પણ એ આસક્તિરહિત ભોક્તૃત્વ હોય તો સંસારમાં જન્મમરણ એને નડશે નહીં; જો વિષયોમાં આસક્તિવાળું ભોક્તૃત્વ જીવનું હોય તો સંસારમાં જન્મમરણ એને ચાલ્યા કરશે; કર્મનાં પાપપુણ્ય એણે ભોગવવાં પડશે.

(૫) પ્રકૃતિપુરુષની આ સમજણથી મનુષ્ય પોતાનાં કર્મોમાંથી કર્તૃત્વનું અભિમાન દૂર કાઢી નાંખે અને તટસ્થ ભોક્તૃત્વ જાળવી રાખે, તો એ નિષ્કામ કર્મો (યોગ) કરી શકે, એ યોગનું નામ "પ્રકૃતિપુરુષયોગ" કહેવાશે. એ યોગ શીખવવા માટે ૧૩.૧૯–૨૨ શ્લોકો કહ્યા છે. અહીં પણ સૃષ્ટિની ઉત્પત્તિ, વિકારોની ઉત્પત્તિ સાથે કંઇ પણ સીધો સંબંધ ગીતાને નથી; કર્તૃત્વનું મૂળ અને તટસ્થ ભોક્તૃત્વ દ્વારા નિષ્કામકર્મ (યોગ) ની શકયતા અહીં મુખ્ય વિષય છે; એમ યોગનો બોધ જ અહીં વિવક્ષિત છે. શ્લોક ૨૨ દ્વારા બે કામ થાય છેઃ એક, પ્રકૃતિ-પુરુષ સ્વતન્ત્ર (દ્વૈતરૂપે) નથી એ જણાય છે, અને બીજું, જીવાત્માને જો માત્ર તટસ્થ ભોક્તાનું દૃષ્ટાન્ત જોઇતું

હોય તો એને પોતાના સાથીદાર પરમાત્માનું જ દર્શન જોઈ લેવું, દૂર જવાની જરૂર નથી, એમ ગીતાકાર કહે છે.

(૬) અહીં મહેશ્વર શબ્દ મહાન્ ઈશ્વરના અર્થમાં છે.

(૭) શ્લોક ૨૩માં યોગનું સંન્યાસ સાથે એક વિકલ્પ તરીકે પ્રતિપાદન કરેલ છે.

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥१९॥
कार्यकरणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥२०॥
पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥२१॥
उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥२२॥
य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥२३॥

ભાષાન્તર—હવે હું તને ત્રીજા શુભ—પ્રકૃતિ-પુરુષ-વિષે કહું છું. પ્રચલિત પ્રકૃતિ અને પુરુષના નામથી પ્રસિદ્ધ જડ અને ચેતન બન્ને તત્ત્વો અનાદિ છે, એમ તું સમજ; કદી, કોઈ પુરુષ એટલે જીવને અનાદિ માને છતાં પ્રકૃતિ, જડતત્ત્વને કાર્ય અથવા વિકાર, એક ઉત્પન્ન થએલ તત્ત્વ, માને છે, પણ આ પ્રસ્તુત રૂઢ સૃષ્ટિપ્રક્રિયામાં બેઉ તત્ત્વો અનાદિ સમજવાનાં છે (उभावपिનો અર્થ). બુદ્ધિ, અહંકાર વગેરે વિકારો અને સત્ત્વરજસ્તમસ્ ગુણો (વાળા બધા પદાર્થો) પ્રકૃતિમાંથી ઉત્પન્ન

થયેલા છે, એમ સમજ. પણ જડ પ્રકૃતિ નિત્ય તત્ત્વ છે (૧૯). તને એમ લાગે કે હું તને સૃષ્ટિની ઉત્પત્તિ વિશે કંઈ કહુ છું; પણ એમ નથી; મારે તો તને કહેવું છે કે આ અનાદિ પ્રકૃતિ નામનું તત્ત્વ દરેક મનુષ્યની ઇન્દ્રિયો અને દેહમાં રહેલા કર્તૃત્વનું ઉદ્‌ભવસ્થાન છે. દેહ-ઇન્દ્રિયોમાં કર્તૃત્વ છે, દેહ ચાલે છે-બેસે છે-ઊઠે છે, કાનનાક આદિ ઇન્દ્રિયો સાંભળે છે, સૂંઘે છે, ઇત્યાદિ કર્મનું કર્તૃત્વ દેહઇન્દ્રિયોમાં છે, કેમકે પ્રકૃતિમાં જ કર્તૃત્વ છે. પણ જીવાત્મામાં કર્તૃત્વ નથી, અને જીવાત્મામાંથી દેહ—ઇન્દ્રિયોમાં કર્તૃત્વ આવતું પણ નથી. "જીવાત્મામાં કર્તૃત્વ ન હોવાથી ભોકતૃત્વ પણ નથી અને જગતમાં ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના વિષયો વચ્ચે પરસ્પર ક્રિયાઓ ચાલે છે; જીવાત્મા કર્તા પણ નથી અને ભોક્તા પણ નથી," એવો એક મત પણ જગતમાં પ્રવર્તે છે તે મેં તને અગાઉ કહ્યો છે (ગીતા ૫.૯;૩.૨૮). પણ આ જૂદા, નવા, પ્રસિદ્ધ પ્રકૃતિપુરુષયુગ્મના સિદ્ધાન્ત મુજબ "પુરુષ" ચેતન તત્ત્વ હોઈને ભોકતૃત્વ તો એનામાં જ રહી શકે છે, અને તેથી દુનિયામાં જે ભોકતૃત્વ જોઈએ છીએ તે પુરુષ હોવાથી જ શક્ય બને છે. જો ચેતન તત્ત્વ દુનિયામાં હોત જ નહીં, તો ભોકતૃત્વ પણ હોત જ નહીં (૨૦). કેમકે પ્રકૃતિના સાન્નિધ્યમાં રહેલો પુરુષ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા સત્ત્વાદિગુણોથી બનેલા વિષયોનો ઉપભોગ (પોતાની ચેતના વડે) કરે છે. જો તે પુરુષ આસક્તિ વગર આ ઉપભોગ કરે, જો વિષયો મળે તો હર્ષ ન પામે, જો ન મળે તો શોક ન કરે, એવી મનોવૃત્તિ રાખે, તો પુરુષને સ્વકર્મથી બંધન નહીં થાય, પણ જો પુરુષને વિષયોમાં આસક્તિ ઉત્પન્ન થઈ જાય તો તેને સારીખરાબ યોનિ

ચોમાં જન્મો લેવા પડે. એ વિષયાસક્તિ જ તેના વિવિધ જન્મોનું કારણુ છે (૨૧). જે બે, પ્રકૃતિ-પુરુષ, અનાદિ છે એમ મેં તને કહ્યું તે બન્ને મહેશ્વર અને પરમાત્માને અધીન છે, આમાંથી પ્રકૃતિ (પરમાત્માની નીચે રહીને) વિકારો ઉત્પન્ન કરે છે, તે તને શ્લોક ૧૯માં કહ્યું હવે પુરુષ વિશે કહું છું. આ શરીરમાં પુરુષની સાથે એક પરંપુરુષ છે, તે પુરુષના કર્મોનો સાક્ષી (ઉપદ્રષ્ટા) છે, સારાં કર્મોનો ઉત્સાહ આપનારો છે, જીવનું ભરણ કરનારો જીવાત્માએ આપેલાં કર્મોનો ભોક્તા છે. એનું નામ મહેશ્વર છે, એને શાસ્ત્રોમાં "પરમાત્મા" એમ પણ કહે છે (૨૨). જે મનુષ્ય પુરુષ તત્ત્વ અને પ્રકૃતિ તત્ત્વને સત્ત્વાદિ વિષયોની સાથે ઉપર મુજબ જાણે છે તેણે સંન્યાસ લેવાની જરૂર નથી, કેમકે **તેવો જ્ઞાની બેમાંથી ગમે તે નિષ્ઠાથી જીવન જીવતો હોય તો પણુ (अपि),** फलयोग ચાલુ ચાલુ રાખતો હોય અથવા संन्यास ગ્રહણ કરે તો પણ, તે ફરીથી આ દુનિયામાં જન્મ લેતો નથી. માટે પ્રકૃતિપુરુષના જ્ઞાન પછી સંન્યાસ જ લેવો જોઈએ, એવો અમુક ઔપનિષદિકોનો આગ્રહ અસ્થાને છે (૨૩)

**નોંધ—(અ)** ઉપનિષદસમાજના ઘણા સભ્યો જગતની ઉત્પત્તિ વિશે અમુક જુદાં જુદાં જ્ઞાનો ધરાવતા અને "જ્ઞાન" એટલે "સૃષ્ટિપ્રક્રિયા અને કર્તૃત્વના મૂળની એક સમજણને લીધે સંન્યાસનિષ્ઠા માટે આગ્રહ રાખતા હતા. ગીતા તે જ વિવિધ જ્ઞાનોને આધારે પોતાના નિષ્કામ કર્મના પ્રકારો માટે એક એક જુદી દલીલ શોધી કાઢે છે. અને દરેક ઉપરથી એક એક योग સ્થાપે છે. (આ) ગીતા ઉપનિષદના સમાજોનો સંન્યાસ સ્વીકારે છે, પણ ગીતા મુજબ સંન્યાસ આવશ્યક,

અનિવાર્ય, નથી, કેમકે ગીતા, એવા કર્મસંન્યાસને બદલે માત્ર ફલસંન્યાસથી પણ મોક્ષ મળે છે, એમ કહી પોતાના યોગને પસંદગી આપે છે.

## ગીતા : ૧૩ ૨૪-૨૫

**પ્રસ્તાવના—(અ) આ બે શ્લોકો ગીતાના અધ્યાયોના પરસ્પર સંબંધના પ્રશ્ન માટે બહુ અગત્યના છે.** ગીતાના દરેક અધ્યાયનુ એક એક યોગવાળું નામ છે. ગીતાનો અર્થ કરનારા આ નામોની અગત્ય બરાબર સ્વીકારતા નથી, પણ આ મૂળ નામો ઉપરથી સમજાય છે કે જુદી જુદી વ્યક્તિઓ માટે ગીતા યોગના જુદા જુદા પ્રકારો આપે છે. સાંખ્યયોગ બીજા અધ્યાયમાં કહ્યા છે, તેના **અનુયાયીઓ જુદા છે.** કર્મયોગ ત્રીજા અધ્યાયમાં જ કહ્યો છે તેના **અનુયાયીઓ પણ અલગ છે.** અહીં ધ્યાન એટલે ધ્યાનયોગ સમજવો જોઈએ, કેમકે અહીં વિષય જ યોગોનો છે તે ધ્યાનયોગ (૨૪ન) છઠ્ઠા અધ્યાયમાં કહ્યો છે. તેના અનુયાયીઓનો **વર્ગ જુદો છે;** અને શ્લોક ૨૫માં કહેલો, ગુરુપાસેથી સાંભળીને **ઉપાસના પૂર્વક** (श्रुत्वाऽन्येभ्य: उपासते) નિષ્કામ કર્મો કરવાં, તે ભક્તિયોગ છે (અધ્યાય ૧૨ વગેરે). **આમ આ ચાર યોગોના અનુયાયીઓ જુદા જુદા કહ્યા છે,** માટે ગીતાના દરેક અધ્યાયના વિશિષ્ટયોગના (યોગપ્રકારના) અનુયાયીઓ જુદાજુદા વર્ગના સમજવાના છે. (आ) શ્રી લોકમાન્ય ટિળકે આખી ગીતાના ઉપદેશનું નામ જ્ઞાનપ્રધાનભક્તિવિશિષ્ટકર્મયોગ રાખ્યું છે, તે પણ આ શ્લોક ૧૩.૨૪-૨૫ ઉપરથી ખોટું કરે છે. (इ) શ્રી ટિળકની જેમ લગભગ બીજા બધા

ગીતાવ્યાખ્યાતાઓએ ગીતામાં **એક જ** યોગ અને **એક જ** પ્રકારનો યોગ બધા પ્રકારના મનુષ્યો માટે, માનવજાત માટે, જોયો છે; તે વિદ્વાનોના એ મન્તવ્યો પણ આ રીતે અયોગ્ય ઠરે છે. અહીં केचित, अन्ये, अपरे, अन्ये तु—એ સર્વનામો મહત્ત્વનાં છે

> ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
> अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥२४॥
> अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।
> तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥२५॥

**ભાષાન્તર**—**કેટલાક** [યોગીઓ—કેમકે અહીં યોગો વિશે જ કહ્યું છે] **ધ્યાનયોગવડે** પોતાના આત્માને પોતાની મેળે જ પોતાનામાં રહેલો અને (શ્લોક ૨૦-૨૧ મુજબ) નિષ્ક્રિય, અકર્તા, અભોક્તૃ અથવા અનાસક્તનિર્લિપ્ત ભોક્તારૂપે જુએ છે; (અહીં સચ્ચિદાનન્દરૂપ આત્માને જોવાનું કહ્યું નથી, ગીતામાં કોઇ ઠેકાણે એવા પ્રકારના આત્માને જોવાનું કહ્યું નથી). **બીજા** યોગમાર્ગગામીઓ **"સાંખ્યયોગ"** (અધ્યાય ૨માં કહેલો છે તે) દ્વારા અને એ બન્ને પ્રકારના યોગીઓ સિવાય **ત્રીજા** પ્રકારના યોગીઓ ત્રીજા અધ્યાયમાં કહેલા કર્મયોગ દ્વારા પોતાના આત્માને અકર્તૃ, અનાસક્તભોક્તૃરૂપે જુએ છે (૨૪). **ચોથા** પ્રકારના [યોગીઓ, ભક્તિયોગના અનુયાયીઓ ?] શ્લોક ૨૩માં [અને શ્લોક ૧૮, શ્લોક ૧૧, વગેરેમાં] કહ્યા મુજબ જ્ઞાન ધરાવતા નથી, પણ બીજા કોઇ [ગુરુ] પાસેથી આત્માનું અકર્તૃત્વ, નિર્લેપત્વ જાણીને (श्रुत्वा) ઉપાસના કરે છે (શ્રીકૃષ્ણને સ્વકર્મ-પંથ, વગેરે સાધના કરે છે, શ્રીકૃષ્ણનો આશ્રય લે છે, ભક્તિ કરે

છે) તેઓ પણ (अपि) બીજા ત્રણ પ્રકારના યોગીઓની જેમ જ, જો તેઓ પોતે બીજા પાસેથી સાંભળેલા ઉપદેશને વળગી રહે છે તો (श्रुतिपरायणा:)—મૃત્યુને તરી જાય છે.

## ગીતા ૧૩. ૨૬-૩૪

**પ્રસ્તાવના**—આ શ્લોકો ક્ષેત્રક્ષેત્રજ્ઞ, જ્ઞાનજ્ઞેય અને પ્રકૃતિ-પુરુષ, એ ત્રણ યુગ્મોના વર્ણનો સાથે સાથે જે કહેવાનું બાકી રહી ગયું, તે કહી દેવા માટે અહીં લખાયા હોય, એમ જણાય છે.—શ્લોક ૨૬-૨૮ અને ૩૧-૩૪ ક્ષેત્રક્ષેત્રજ્ઞનો, શ્લોક ૨૯ પ્રકૃતિપુરુષનો અને શ્લોક ૩૦ જ્ઞેયનો અવશિષ્ટ ભાગ આપતા હોય એમ જણાય છે (જુઓ ઉપર).

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजङ्गमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥२६॥
समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥२७॥
समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥२८॥
प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥२९॥
यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥३०॥
अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥३२॥
यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥३३॥
क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥३४॥

ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञविभागयोगो नाम त्रयोदशोऽध्यायः ॥१३॥

**ભાષાન્તર**— હે ભરતશ્રેષ્ઠ જે કંઇ પણ, સજીવ કે જડ, સત્ત્વ (અસ્તિત્વ ધરાવનાર પ્રાણી કે વસ્તુ), સૃષ્ટિના આદિમાં ઉત્પન્ન થાય છે તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ, એ બેના સંયોગથી ઉત્પન્ન થાય છે એમ તું સમજ. છાન્દોગ્ય, બૃહદારણ્યક વગેરે અમુક ઉપનિષદો મુજબ શુદ્ધ એક જ તત્ત્વ પોતામાંથી જગત-ચરાચર-ની સૃષ્ટિ કરે છે, પણ ગીતા જુદો મત જ આપે છે. બે તત્ત્વો (જે એકમાં જ રહે છે તે)ના સંયોગથી સૃષ્ટિ થાય છે. આ બન્ને તત્ત્વો નિત્ય અને ચેતન તત્ત્વો છે; ક્ષેત્ર નિરાકાર બ્રહ્મ છે અને અહીં તે એક શક્તિ કે ચેતન પ્રકૃતિ રૂપે કાર્ય કરે છે. અને ક્ષેત્રજ્ઞ તેમાં બીજ મૂકીને સૃષ્ટિ ઉત્પન્ન કરે છે (૨૬). શ્લોક ૨ મુજબ ક્ષેત્રજ્ઞ જ જીવ છે, અને તે જ શ્રીકૃષ્ણ છે, અર્થાત શ્રીકૃષ્ણ જ જીવ છે. તો દરેક પ્રાણીમાત્રમાં (જીવરૂપે જ) આ પરમેશ્વર જ રહેલો છે; પ્રાણીઓ વિનાશી છે પણ આ પરમેશ્વર **વિનાશ પામતો નથી**, એમ

જે મનુષ્ય જુએ છે, સમજે છે, તે જ સાચી સમજણવાળો છે. હે અર્જુન ભીષ્મ, દ્રોણ વગેરે તારા હાથે હણાશે (અને તેની હત્યાનુ પાપ લાગશે) એમ તેં દલીલ કરી હતી, તેનો આ એક વધુ જવાબ છે, બીજા ઘણા જવાબો તને આપ્યા છે. ક્ષેત્રક્ષેત્રજ્ઞયોગનો જે આ એક યોગપ્રકાર છે, તે વિષય તને કહું છું (૨૭). જ્યારે [નિષ્કામકર્મી] સર્વ પ્રાણીઓમા એક સરખા, એકરૂપે, રહેલા ઈશ્વરને એવી જ એક રીતે અનુભવે છે, અને પોતાની જાત વડે (અહંકારપૂર્વક) કોઈ આત્માનો વધ કરતો નથી, ત્યારે તે પરા ગતિ (મોક્ષ)ને પ્રાપ્ત કરે છે. આત્મા ઈશ્વર સ્વરૂપ, ઈશ્વર જ છે હે અર્જુન, તું (પહેલા અધ્યાયમા) મને કહેતો હતો કે ભીષ્મ, દ્રોણ, વગેરેની હિંસા—એમનો વધ—તું નહીં કરે, કેમકે એમની હિંસાથી તને પાપ લાગશે, પણ તું સમજી લે કે માનવદેહમાનો આત્મા પરમાત્મા જ હોવાથી તેની હિંસા શકય જ નથી, અને સામાન્ય મનુષ્ય આ જ્ઞાન મેળવ્યા પછી અહંકારપૂર્વક હિંસા કરતો જ નથી, યુદ્ધાદિ કર્મ અહંકારથી કરતો જ નથી (કારણ કે નવા જન્મમાં બંદરો વળે છે જ). તારા જેવો ઉચ્ચતમ કોટિનો મનુષ્ય ધર્મ્ય યુદ્ધમાં જ્યારે પ્રતિપક્ષની હિંસા કરે છે ત્યારે પણ એ પ્રતિપક્ષી યોદ્ધાઓના આત્માની હિંસા થતી જ નથી, અને તે ધર્મ્યયુદ્ધનો લડવૈયો એમના આત્માની હિંસા કરતો જ નથી, અને યુદ્ધ કરવા છતા નિર્લેપ રહે છે તેથી, પરાગતિ જ પામે છે, તું માનતો હતો કે "હું નરકમાં પડીશ" (૨.૩૬,૪૨ ૪૪ ઇત્યાદિ), પણ એમ નથી (૨૮). જેમ ક્ષેત્રજ્ઞની સમજણ અને નિષ્કામ કર્મોથી પરાગતિ થાય છે તે જ્ઞાન તને કહ્યું તેમ, બીજી એક સમજણ,

બીજું એક જ્ઞાન, "પ્રકૃતિ" અને "પુરુષ" રૂપ જીવાત્માનું, તને કહ્યું, તે વિશે પણ તું સમજ (શ્લોક ૨૯માં ચનો અર્થ). ક્ષેત્રક્ષેત્રજ્ઞયોગની જેમ પ્રકૃતિપુરુષયોગમાં પણ જે મનુષ્ય, 'પ્રકૃતિથી જ દરેકે દરેક કર્મ કરવામાં આવે છે' એ સિદ્ધાન્ત, સમજે છે અને તે મુજબ પ્રકૃતિથી કર્મો કરાતાં જુએ છે, અનુભવે છે, અને કર્મો કરતાં છતાં પોતાની જાતને અકર્તા સમજે છે તે ખરી સમજણ ધરાવે છે (૨૯). હવે જ્ઞાનજ્ઞેયયોગ વિશે અવશિષ્ટ અંશ તને કહું છું: જ્યારે પ્રાણીઓનું અલગ-અલગપણું (જુદા જુદા પ્રાણીઓ, જીવો,) એક 'જ્ઞેય' નામના બ્રહ્મમાં રહેલા છે, એમ વિચારે છે (અનુપશ્યતિ) અને એ એક (અનાદિમત્પરમ્ બ્રહ્મ)માંથી જ જગતનું પ્રસારણ થયું છે તેમ સમજે છે ત્યારે તે બ્રહ્મની પ્રાપ્તિરૂપ મોક્ષ મેળવે છે.— હે અર્જુન, તેં તો દરેક વ્યક્તિ (ભીષ્મ, દ્રોણ વગેરે) અલગ અલગ છે, અને મૂળથી જ સ્વતંત્ર વ્યક્તિઓ છે, એમ માન્યુ હતું, પણ એવું અલગપણું, મૌલિક પૃથક્પણું, પ્રાણીઓમાં નથી, એમ તું સમજ (૩૦). હવે, છેવટના બે શબ્દો ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ વિશે જાણી લે.—તું માને છે કે જીવાત્મા અનેક કર્મો કરે છે અને દરેક કર્મનાં ફળ, પાપ તેમજ પુણ્યથી લેપાય છે; પણ તેમ નથી. અનાદિ હોવાથી, ગુણરહિત હોવાથી, આ અવિનાશી પરમાત્મા—જે પોતે જ જીવરૂપે છે—તે શરીરમાં રહેલો હોવા છતાં, હે અર્જુન, એક પણ કર્મ કરતો નથી, તેમ કર્મફલથી લેપાતો નથી (૩૧). આ વિષયમાં તને એક-બે દૃષ્ટાન્તો આપું છું. આ પરમાત્માજીવ અતિ સૂક્ષ્મ છે અને સર્વગત છે. સૂક્ષ્મપણાને લીધે અને સર્વગત હોવાથી આકાશ તત્ત્વને, (આકાશમાં જ જગતનાં કર્મો કરાતાં હોવા છતાં)

લેપ લાગતો નથી, સર્વત્ર હાજર આકાશ તત્ત્વ આપણા **કચરાથી પણ લેપાતું નથી,** એ તું સમજે છે; તો તેવી રીતે આ પરમાત્મા–દેહી અત્યન્તસૂક્ષ્મ અને સર્વગત છે તેથી દેહમાં-પાપપુણ્યરૂપ કચરાથી બગડેલા શરીરમાં સર્વ જગાએ આ પરમાત્મા રહેલો હોવા છતાં **નિર્લેપ જ રહે છે** (૩૨). હવે, તને બીજું દૃષ્ટાન્ત આપું છું. આકાશસદૃશ જીવ અલિપ્ત છે, તે પહેલી સમજૂતીમાં જીવને સર્વગત એટલે વિભુ માન્યો છે; અને વિભુ આકાશનું દૃષ્ટાન્ત આપ્યું છે. પણ તેથી જુદો, બીજો એક પક્ષ જીવાત્માના અણુત્વનો છે. અણુ જીવ શરીરના એક ભાગમાં જ રહે છે. તો તે શરીરના કચરાથી (અશુદ્ધિથી) નિર્લેપ રહીને આખા શરીરને ચેતનવાન કેવી રીતે કરે છે, તેનું દૃષ્ટાન્ત તને શ્લોક ૩૩માં કહું છું. જેવી રીતે સૂર્ય એકલો આ સમગ્ર દુનિયાને પ્રકાશિત કરે છે અને **પોતે લેપાતો નથી,** તેવી રીતે પોતે નિર્લેપ રહીને ક્ષેત્રી એટલે ક્ષેત્રમાં રહેલો ક્ષેત્રજ્ઞ સમગ્ર ક્ષેત્ર એટલે દેહને પ્રકાશિત કરે છે, છતાં શરીરની ગંદકીથી તેમજ પાપથી અલિપ્ત રહે છે. આમ આત્મતત્ત્વને તેનાં કર્મો બંધન કરી શકતાં નથી, પાપ પુણ્ય વળગાડી શકતાં નથી, માટે તું નિષ્કામ કર્મો કર (૩૩). શ્લોક ૩૧-૩૩ મુજબ દેહરૂપી ક્ષેત્ર અને જીવરૂપી ક્ષેત્રજ્ઞ— એક કચરાથી ભરેલું અને બીજું વિશુદ્ધ-બન્ને પરસ્પર ગાઢ તમ સંસર્ગમાં હોવા છતાં, જીવતત્ત્વ શુદ્ધ જ રહે છે. તે બે વચ્ચેનો અશુદ્ધિ—શુદ્ધિનો; હન્તવ્યતા અને અહન્તવ્યતાનો તફાવત, તને શ્લોક ૩૨ અને ૩૩માં કહ્યો તે રીતે જે સમજે છે, તથા 'ભૂતપ્રકૃતિમોક્ષ' જે લોકો જાણે છે તેઓ **પરતત્ત્વને** પ્રાપ્ત કરે છે. "ભૂતપ્રકૃતિમોક્ષ" એટલે "પ્રકૃતિનું જ સમગ્ર કર્તૃત્વ

છે, એ સમજણ થતાં ભૂતોનો મોક્ષ, સદસદ્યોનિમાં જન્મોનો અભાવ (શ્લોક ૨૧)" (૩૪).

**નોંધ**—આ અધ્યાયનાં ત્રણ નામો શકય છે; તેમાંથી પ્રકૃતિપુરુષ(વિભાગ)યોગ અને ક્ષેત્રક્ષેત્રજ્ઞ (વિભાગ)યોગ એ બે નામો જુદી જુદી આવૃત્તિઓમાં પ્રચલિત છે. તે નામોની યથાર્થતા, ઉપર સ્પષ્ટ કરવામાં આવી છે.

---

# અધ્યાય ચૌદમો

## ગીતા : ૧૪. ૧-૫

**પ્રસ્તાવના**—(અ) આ અધ્યાયનો પ્રારંભ, આગલા (તેરમા) અથવા બીજા કોઇ અધ્યાયના કોઇ વિષયમાંથી ઉત્પન્ન થતી અર્જુનની શંકા ઉપરથી નથી; પણ શ્રીકૃષ્ણ પોતે જ શરૂ કરે છે. તો, "દરેક અધ્યાય એક નવા યોગ (અહીં, ગુણત્રયવિભાગયોગ)નું પ્રતિપાદન કરે છે' એ મતને ટેકો મળે છે. (આ) અહીં જે "જ્ઞાન" કહ્યું છે, તે "અનેક જ્ઞાનોમાં એક ઉત્તમ જ્ઞાન" છે. ગીતામા અનેક જ્ઞાનો છે, એ પણ આ દ્વારા સિદ્ધ થાય છે. (ઇ) શ્લોક પહેલામાં મોક્ષને પરાં સિદ્દમ કહીને શ્લોક ૨માં મોક્ષને "શ્રીકૃષ્ણના સમાનધર્મોની પ્રાપ્તિ,' કહેલ છે. મુક્તનું આ સ્વરૂપ આખી ગીતામાં માત્ર આ એક જ જગાએ આપેલ છે. "સાધર્મ્યપ્રાપ્તિ"નો

અર્થ શ્લોક ૨૬માં કર્યો છે કે મુક્તો પોતાનું વ્યક્તિત્વ જાળવે છે, અને પ્રલયો અને નવી સૃષ્ટિઓની અસર મુક્તો પર થતી નથી. (ઈ) અહીં **પરતત્ત્વ**માં શ્રીકૃષ્ણ મુખ્ય છે; પણ સાથે **પરતત્ત્વ**માં જ **મહદ્ બ્રહ્મ** છે, જે ચેતન પ્રકૃતિ છે જે (નિરાકાર) બ્રહ્મ છે, જેમાં શ્રીકૃષ્ણ બીજાધાન કરે છે, જેને પરિણામે સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે. અહીં "સંભવ" એટલે જન્મ અર્થ લેવો. ગીતાના યુગ સુધી પ્રાણીઓની સૃષ્ટિને માટે જન્મ, ઉત્પત્તિ, વ્યુચ્ચરણ, આવિર્ભાવ,—એમાંથી કયો શબ્દ વાપરવો, તે ચર્ચાની અગત્ય સમજાઇ ન હતી. આ મહદ્ બ્રહ્મમાંથી **સર્વ ભૂતાનાં સંભવઃ** થાય છે, એમ કહ્યું છે, માટે આ **મહદ્ બ્રહ્મ** "નિરાકાર બ્રહ્મ"નું જ કાર્ય કરે છે, એ સ્પષ્ટ છે, માટે આ **મહદ્બ્રહ્મ** જડ પ્રકૃતિ નથી, પણ ચેતન બ્રહ્મ જ છે. ઉપનિષદોના એક—**અદ્વિતીય બ્રહ્મની જગ્યાએ** અહીં શ્રીકૃષ્ણ, મહદ્બ્રહ્મ, પ્રકૃતિ (જડ પ્રકૃતિ) અને બ્રહ્મ એટલે મુક્તોનું પ્રાપ્યબ્રહ્મ (૧૪. ૨૬-૨૭), એટલાં તત્ત્વોનું બનેલું **એક પર તત્ત્વ** માનવું પડશે. એ રીતે બીજા અધ્યાયોના કરતાં આ અધ્યાયની સૃષ્ટિપ્રક્રિયા અને **પરતત્ત્વ**નું સ્વરૂપ એક વિશિષ્ટ સ્વરૂપ બને છે. (ઉ) જે પ્રકૃતિ શ્લોક ૫માં છે, તે ત્રણ ગુણોની બનેલી, એટલે જડ, નિત્ય, પ્રકૃતિ છે; તે **પર** તત્ત્વમાં એક ઘટક છે. (ઊ) **સૌથી અગત્યની વાત** એ છે કે આ અધ્યાયમાં ત્રણ ગુણોથી પર જઈને, સત્ત્વગુણમાં રહેલી સુખાસક્તિ અને જ્ઞાનાસક્તિ ત્યજીને, સત્ત્વથી પણ પર જવાનો એક નવો **યોગ** મુખ્ય વિષય તરીકે આપ્યો છે. તે સત્ત્વની સમજણ માટે **પ્રકૃતિ** એ રીતે કહી છે-કે આ પ્રકૃતિમાં તે **સત્ત્વ** છે, જેનાથી પર આ પ્રકારના, ગુણત્રયવિભાગયોગના, અનુયાયીએ

જવાનું છે. આ પ્રકૃતિ ક્યાં છે? શું છે? તેના ઉત્તરમાં 'મહદ્‌બ્રહ્મ અને શ્રીકૃષ્ણ' એ બે તત્ત્વો આપવાં પડ્યાં છે, એ રીતે, **પર** તત્ત્વનો એક ઘટક **પ્રકૃતિ** છે, તેટલો બોધ પ્રકૃતિ વિશે વાચકને (યોગીને) થાય છે, અને પછી તે પ્રકૃતિના એક ઘટક તરીકે સત્ત્વની સમજણ મળે છે. (ક) આ ઉપરાંત આ યોગની સાધનાદ્વારા જેમ શ્રીકૃષ્ણનુ સાધર્મ્ય મળે, તેવી રીતે, બ્રહ્મરૂપતા પણ મળે છે; તે નિર્દેશ શ્લોક ૨૬-૨૭મા છે. આમ મોક્ષના બે વિચારો અહીં છે. અહીં શ્રીકૃષ્ણની ઉત્તમતા કહેવાની જરૂર ઉપસ્થિત થઈ નથી (૧-૫મા). (ગ) ૧૪. ૨૬-૨૭ મુજબ શ્રીકૃષ્ણના ભક્તો (જે ગુણત્રયવિભાગ-યોગનુ આચરણ કરે છે, તેઓ) **બ્રહ્મરૂપ** બનવાની યોગ્યતા (મોક્ષ) મેળવે છે; એટલે સાકારની ભક્તિથી નિરાકારબ્રહ્મરૂપતા મળે છે, તેનું કારણ કહેતી વખતે શ્રીકૃષ્ણ કહેછે કે "હું બ્રહ્મનો આધાર (પ્રતિષ્ઠા) છું". અર્થાત્ શ્રીકૃષ્ણ માયાની અસરથી થએલુ બ્રહ્મનુ એક સ્વરૂપ—શાંકર વેદાન્તમાં છે તેવું—નથી; પણ શ્રીકૃષ્ણ નિરાકાર બ્રહ્મથી પણ ઉચ્ચ તત્ત્વ હોવાથી, શ્રીકૃષ્ણના ઉપાસકને શ્રીકૃષ્ણથી કંઈક નીચું, એવું, નિરાકાર બ્રહ્મ સહેજે મળે છે, એમ અહીં કહ્યું છે. ગીતામા સાકાર અને નિરાકારના પરસ્પર સંબંધ વિશે જુદા જુદા અધ્યાયોમાં જુદાજુદા મતો આપેલા છે. ગીતાના બારમા અધ્યાય (શ્લોક ૪-૫)માં કહ્યુ-છે કે 'નિરાકારબ્રહ્મના ઉપાસકો મને (સાકાર, શ્રીકૃષ્ણને) જ મેળવે છે.

श्रीभगवानुवाच

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥१॥

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥२॥
मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥३॥
सर्वयोनिषु कौन्तेय मूर्तयः संभवन्ति याः ।
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥४॥
सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥५॥

ભાષાન્તર—શ્રી ભગવાન કહે છે—આપણી સંસ્કૃતિનો પ્રારંભ વૈદિક કામ્ય કર્મોથી થયો છે. તે સંસ્કૃતિ હજારો વર્ષો ચાલી હશે. પછી, (अ) વૈદિક દેવો એક જ પરતત્ત્વનાં રૂપો છે અને (आ) મનુષ્યનો આત્માં એ પર તત્ત્વરૂપ જ છે, એવા જ્ઞાનનું દર્શન ઋષિઓને થયું, અને એ સ્વતઃશુદ્ધ અને સ્વતઃપૂર્ણ (पूर्णमिदम) આત્માના સ્વરૂપની સમજણ થવાથી વૈદિક સમાજનો અમુક ભાગ સંન્યાસનિષ્ઠા તરફ વળી ગયો. તે પછી, સૃષ્ટિ ક્યાંથી ઉત્પન્ન થઈ અને મોક્ષમાં મુક્તનુ શું થાય છે, તે વિશે આર્યોમાં અનેક વાદો પ્રસર્યા છે, અને દરેક વાદ ઉપરથી હજી સુધી (ગીતા લખાઇ ત્યાં સુધી) તાત્પર્ય તો સંન્યાસનું જ કાઢવામાં આવે છે, પરંતુ ઔપનિષદિક જ્ઞાનમાર્ગી સમાજે જે દરેક જ્ઞાનને આધારે સંન્યાસનિષ્ઠાનુ પ્રતિપાદન કર્યું છે તે જ જ્ઞાનને આધારે, પણ તે જ્ઞાનની બીજી દૃષ્ટિએ ગીતામાં હું કહું છું કે "કર્મત્યાગને બદલે કર્મફલત્યાગ કરો, અને સમાજમાં નિઃસ્વાર્થકર્માચરણનો આદર્શ અને જીવનદૃષ્ટાન્ત

આપવા યોગની નિષ્ઠા, સિદ્ધિઅસિદ્ધિમાં મનની સમતાનો માર્ગ, સ્વીકારો." જે જ્ઞાન થવાથી મનુષ્યે સંન્યાસ જ લેવો જોઇએ, એવું ઔપનિષદિકો માની બેઠા છે, તેવા જ્ઞાનનો એક પ્રકાર, તેવું એક જ્ઞાન, "ગુણાતીત" થવાનું છે. અને ગુણાતીતે સંન્યાસ જ લેવો જોઇએ, એમ એ વિદ્વાનો કહે છે; પણ, હે અર્જુન, જે ગુણાતીતને સંન્યાસ લેવાનો આગ્રહ હોય, તે ખરો ગુણાતીત નથી, કેમકે સત્ત્વગુણથી જ્ઞાનાસક્તિ અને સુખાસક્તિ ઉત્પન્ન થાય છે, તેમાં તે સપડાયેલો છે, એ જ્ઞાનાસક્તિ અને સુખાસક્તિને સંતોષવા માટે એ જ્ઞાની સંન્યાસનો આગ્રહ રાખે છે. માટે ગુણાતીતે, સુખ અને જ્ઞાનમાં આસક્તિ ઉત્પન્ન કરનાર સત્ત્વથી પણ ઉંચે જઇને સંન્યાસને અને યોગને સરખા ગણવા જોઇએ, અને લોકોના હિત ખાતર ગૃહસ્થગુણાતીતની યોગનિષ્ઠામાં જીવન ગાળવું જોઇએ; સંન્યાસ લઇ શકાય છે, છતાં પસંદગી યોગનિષ્ઠાને આપવી જોઇએ.

હવે, આ સત્ત્વ ગુણની તુલના રજોગુણતમોગુણ સાથે કરું તે પહેલાં, એ ત્રણ ગુણો, અને વિશેષમાં એ સત્વગુણ ક્યાં રહે છે, તે વિશે પૂરું જ્ઞાન તને ટૂંકમાં આપું છું. તને કહ્યું તેમ, આ ઔપનિષદિક સમાજમાં ઘણાં જ્ઞાનો છે તેમાં હવે હું તને આગળ જે જ્ઞાન કહું છું તે એક ઘણું ઉત્તમ પ્રકારનું જ્ઞાન છે. આ જ્ઞાન જાણીને જાણનારા બધા વિદ્વાનો—જેમને હું મુનિઓ કહું, (બ્રહ્મજ્ઞાનીઓ નહીં કહું)—આ સંસારમાંથી "સિદ્ધિ," પૂર્ણતાને પ્રાપ્ત થયા છે (૧). વળી, સિદ્ધિ, પૂર્ણતા ઘણા પ્રકારની છે, તેમાં, આ જ્ઞાનનો આધાર લઇને જીવન જીવનારાઓએ મારા (શ્રીકૃષ્ણના) સમાન ધર્મોની

પ્રાપ્તિ રૂપ "પૂર્ણતા" મેળવી છે. ગીતામાં બીજા કોઈ અધ્યાયમાં આ "શ્રીકૃષ્ણસાધર્મ્ય" રૂપ સિદ્ધિ કહી નથી, તે તને અહીં કહું છું. તેવી મુક્તાવસ્થા મેળવનારાઓ નવી સૃષ્ટિ વખતે જન્મ લેતા નથી અને સૃષ્ટિના નાશ (પ્રલય) વખતે તેઓને કંઈ પીડા સહન કરવી પડતી નથી; [એવે સ્થળે અથવા એવી સ્થિતિમાં તેઓ રહે છે.] (૨). હવે, તને "સત્ત્વગુણ"નું પર તત્ત્વમાં સ્થાન ક્યાં, કેવું, છે તે કહું છું. પર તત્ત્વમાં એક ઘટક (?) મહદ્ બ્રહ્મ છે; તેનું વર્ણન કરી લઉં. તે પર સ્વરૂપ અથવા પરનું ઘટક ભૂતોની ઉત્પત્તિ કરવા માટે મારે મારું બીજ મૂકવાનું, ભૂતોની ઉત્પત્તિ માટે ગર્ભાધાનક્રિયા કરવાનું, સ્થાન, યોનિ, છે. તેમાંથી, હે અર્જુન, સર્વ પ્રાણીસૃષ્ટિનો જન્મ થાય છે. [માટે તે નિરાકાર, ચેતન, નિત્ય, બ્રહ્મ જ છે.] (૩). જીવન્ત પ્રાણીઓની યોનિઓ અનેકાનેક (૮૪ લાખ?) છે; તે બધી યોનિઓમાં જે દેહવિશિષ્ટ પ્રાણીઓ જન્મે છે તે સર્વનું, જન્મસ્થાન (યોનિ) આ મહદ્બ્રહ્મ છે; ને હું તેમાં બીજારોપણ કરું છું, માટે હું તે પ્રાણીઓનો પિતા છું. આમ એક પર તત્ત્વમાં અન્તર્ગત મહદ્બ્રહ્મ અને હું (માતા અને પિતા), એમ બે તત્ત્વો થયાં (૪). હવે એક વધુ તત્ત્વ અથવા ઘટક પર તત્ત્વાન્તર્ગત છે; તેનું નામ જડ-નિત્ય પ્રકૃતિ છે. તે પ્રકૃતિમાંથી સત્ત્વ, રજસ્ અને તમસ્, એ ત્રણ ગુણો જન્મે છે (ગુણોવાળી વસ્તુઓ, વ્યક્તિઓ, દેહ લે છે). આ ત્રણ ગુણો, આ અધ્યાયમાં કહ્યા પ્રમાણે, અવિનાશી દેહીને દેહમાં બાંધે છે (૫). હે મહાબાહો અર્જુન—(આગળ) ૧૭ અને ૧૮માં અધ્યાયમાં સત્ત્વગુણ વિશે જુદા પ્રકારની માન્યતા દર્શાવીશ; તેને આ ૧૪મા અધ્યાયથી અલગ ગણવાની છે—હવે, આટલી

પ્રસ્તાવના પછી, સત્ત્વગુણવિશે ખાસ, ને ત્રણે ગુણો વિષે સામાન્ય, જ્ઞાન હું તને વિસ્તારથી કહીશ, કેમકે આ અધ્યાયનો મુખ્ય વિષય એ જ છે.

નોંધ—શ્લોક ૨. મુંડક ઉપ૦ ૩ ૨.૬ મુજબ નિર્ગુણબ્રહ્મ પર્યન્ત પ્રાપ્તિવાળા મુક્તોનો **મહાપ્રલય** સમયે પુરુષમાં લય થાય છે અને તેમણે નવી સૃષ્ટિ વખતે પુરુષમાંથી ફરી જન્મવું પડે છે. માત્ર પુરુષની પ્રાપ્તિ કરનારાઓ જ મહાપ્રલયની આવી અસરથી મુક્ત રહે છે. પુરાણોમાં ઘણીવાર કહ્યું છે કે બ્રહ્માની પ્રાપ્તિવાળાઓ બ્રહ્માની સાથે બ્રહ્મમાં લય પામે છે, (અને નવી સૃષ્ટિ વખતે ફરીને બ્રહ્માના લોકમાં જન્મે છે, કેમકે તેમનો મોક્ષ થવો બાકી છે.)

## ગીતા : ૧૪. ૬-૯

तत्र सत्त्वं निर्मलत्वात्मकाशकमनामयम् ।
सुखसङ्गेन वध्नाति ज्ञानसङ्गेन चानघ ॥६॥
रजो रागात्मकं विद्धि तृष्णासङ्गसमुद्भवम् ।
तन्निबध्नाति कौन्तेय कर्मसङ्गेन देहिनम् ॥७॥
तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
ममादालस्यनिद्राभिस्तन्निवध्नाति भारत ॥८॥
सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः ममादे संजयत्युत ॥९॥

ભાષાન્તર—હે અર્જુન આ ગુણો જ બધાં કર્મો, મનુષ્ય દ્વારા, કરે છે, એ મુખ્ય વાત તને કહેવી છે; પણ તે પહેલાં તું આ ગુણોનાં દરેકના વિશેષ લક્ષણ સમજી લે. આ ત્રણમાંથી

સત્ત્વ ગુણ નિર્મલ છે અને તે નિર્મલપણાને લીધે એ સત્ત્વ-ગુણ પ્રકાશ (જ્ઞાનરૂપી તેજ) કરનાર અને દુઃખરહિત છે. તે સત્ત્વગુણ સત્ત્વપ્રધાન મનુષ્યને સુખમાં **આસક્તિ** કરાવીને અને **જ્ઞાનમાં આસક્તિ** કરાવીને દેહમાં બાંધે છે, જન્મ-મરણ કરાવે છે. હે ભરતવંશોત્પન્ન (૬). રજોગુણ કોઇ વસ્તુ પ્રતિ વધારે ગાઢ આસક્તિ (રાગ) રૂપ છે; તેમાંથી મનુષ્યમાં ઈચ્છાઓ (તૃષ્ણા:) અને આસક્તિઓ ઉત્પન્ન થાય છે; તે રજોગુણ, હે અર્જુન દેહીને **કર્મમાં આસક્તિ** દ્વારા સંસારી બનાવે છે, માણસ પાસે એક પછી એક કર્મ કરાવ્યે રાખે છે, પ્રવૃત્તિ-મય જીવનનો આગ્રહ રખાવે છે (૭). તમોગુણ અજ્ઞાનમાંથી જન્મે છે અને પ્રાણીમાત્રને ખોટે રસ્તે, અવળે રસ્તે દોરે છે; અને જીવાત્માને પ્રમાદ (કામમાં બેદરકારી), આળસ, અને નિદ્રા, એ ત્રણવડે સંસારમાં બાંધે છે (૮). સામાન્ય રીતે એમ કહી શકાય કે સત્ત્વગુણ જેનામાં હોય તેને તે ગુણ એક પ્રકારના માનસિક સુખશાન્તિમયતામાં **આસક્તિ** કરાવે છે; રજોગુણ રાજસીપ્રકૃતિવાળા મનુષ્યને કર્મો – પ્રવૃત્તિઓમાં આસક્તિ કરાવે છે (પ્રવૃત્તિમય જીવન પસાર કરાવે છે), પણ તમોગુણ જેનામાં મુખ્ય હોય તેના જ્ઞાનને તે ઢાંકી દે છે અને પ્રમાદ, આળ-સમાં તેને આસક્તિ કરાવે છે (૯).

## ગીતા : ૧૪. ૧૦–૧૫

रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥१०॥
सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥११॥

लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥१२॥
अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥१३॥
यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥१४॥
रजसि प्रलयं गत्वा कर्मसङ्गिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥१५॥

ભાષાન્તર—હવે, દરેક ગુણ ક્યારે જોર કરે છે (ભવતિ=પ્રભવતિ) તે સાંભળ. જ્યારે રજસ્તમસ્‌ને સત્ત્વગુણ દાબી દે છે, ત્યારે સત્ત્વગુણ જોર કરે છે; તેવી રીતે સત્ત્વ અને તમસ્‌ને દાબી દઈને રજોગુણ, અને સત્ત્વ અને રજોગુણને દાબી દઈને તમોગુણ, જોર કરે છે. કેઈ પણ સમયે મનુષ્યમાં ત્રણે ગુણો હાજર જ હોય છે; પણ આપણે "સાત્ત્વિક માણસ" એવું બોલીએ છીએ, તેનો અર્થ એટલો જ કે જેનામાં રજસ્તમસ્‌ને સત્ત્વગુણે દાબી દીધા છે, તેવો મનુષ્ય (૧૦). જ્યારે આ દેહમાં બધાં દ્વારો(ઇન્દ્રિયો)માં પ્રકાશ એટલે દરેક ઇન્દ્રિયનું પોતાના વિષયનું સારું જ્ઞાન ઉત્પન્ન થાય છે અને દરેક ઇન્દ્રિયમાં તેજ આવે છે (સૂક્ષ્મતા આવે છે) ત્યારે "સત્ત્વની વૃદ્ધિ" થઈ છે એમ સમજવું (૧૧). લોભ, ક્રિયાશીલતા, પ્રવૃત્તિમયતા, નવાં નવાં કર્મોનો આરંભ જ કર્યા કરવા તરફ વૃત્તિ, મનની પણ અશાન્તિ, અને (ફલ, કર્મનાં પરિણામો, સફળતા માટે) ઇચ્છા, હે ભરતશ્રેષ્ઠ જ્યારે રજોગુણ વૃદ્ધિ પામે છે ત્યારે આ ચિહ્નો દેખાય છે, લોભ વગેરે જન્મે છે (૧૨). નિસ્તેજપણું,

અપ્રવૃત્તિ અથવા ખૂબ આળસુવેડા, એક પછી એક ભૂલ થવી, સ્વકર્તવ્ય વિશે ભ્રમ—જ્યારે તમોગુણ મનુષ્યમાં વૃદ્ધિ પામે છે ત્યારે આ લક્ષણો ઉત્પન્ન થાય છે (૧૩). જો સત્ત્વગુણની "વૃદ્ધિ" (બીજા બેના ઉપર દાબ એટલે એકની વૃદ્ધિ) થઇ હોય તે વખતે દેહધારી જો મરણ પામે તો તેનો મોક્ષ નથી થતો પણ ઉત્તમ જ્ઞાન ધરાવનારા, પવિત્ર લોકોમાં (દુનિયાઓમાં) તે જન્મે છે (૧૪). તે મુજબ રજોગુણની "વૃદ્ધિ" થાય ત્યારે મનુષ્ય દેહ છોડે તો કર્મ—પ્રવૃત્તિમાં આસક્તિ ધરાવનારા લોકોમાં એનો પુનર્જન્મ થાય છે. તેવી રીતે તમોગુણની વૃદ્ધિની સ્થિતિમાં મૃત્યુ પામેલાનો પુનર્જન્મ મૂઢ—મૂર્ખ, વિવેકરહિત, યોનિઓમાં થાય છે (૧૫).

## ગીતા : ૧૪. ૧૬–૨૦

**પ્રસ્તાવના**—(અ) શ્લોક ૬ થી ૧૫ સુધી ત્રણ ગુણોનું વિવેચન આવ્યું. હવે સાત્વિક કર્મ, રાજસિક કર્મ અને તામસિક કર્મ એમ ત્રણ પ્રકારનાં કર્મોનું ફલ કહીને, **ગુણો જ કર્મો કરે છે**; જીવાત્મા કર્મરહિત છે, અકર્તૃ છે, એમ કહે છે. અહીં મુખ્ય કહેવાનું એ જ છે કે ગુણો જ સર્વ કર્મો કરે છે.—કેમકે એ જ જ્ઞાન નિષ્કામ કર્મમાં (જીવની યોગપ્રાપ્તિમાં) ઉપયોગી છે, જે યોગપ્રાપ્તિ ગીતાનો મુખ્ય ઉદ્દેશ છે.—શ્લોક ૧૬માં **कर्मणः** શબ્દ બહુ અગત્યનો છે, કેમકે તે શબ્દ હોવાથી આપણે જાણી શકીએ છીએ કે (અ) શ્લોક ૧૬માં **रजसः** અને **तमसः** એટલે **राजसकर्मणः** અને **तामसकर्मणः** એમ અર્થ કરવાનો છે; (આ) તેમજ શ્લોક ૧૭માં **सत्त्वात्** એટલે **सात्त्विककर्मणः**, **रजसः** એટલે **राजसकर्मणः**, ઇત્યાદિ તથા (ઇ) શ્લોક ૧૮માં **सत्त्वस्थाः** એટલે **सत्त्वकर्मस्था** ઇત્યાદિ અર્થ

लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥१२॥
अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥१३॥
यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥१४॥
रजसि प्रलयं गत्वा कर्मसङ्गिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥१५॥

ભાષાન્તર—હવે, દરેક ગુણ ક્યારે જોર કરે છે (भवति= प्रभवति) તે સાંભળ. જ્યારે રજસ્તમસ્‌ને સત્ત્વગુણ દાબી દે છે, ત્યારે સત્ત્વગુણ જોર કરે છે; તેવી રીતે સત્ત્વ અને તમસ્‌ને દાબી દઈને રજોગુણ, અને સત્ત્વ અને રજોગુણને દાબી દઈને તમોગુણ, જોર કરે છે. કેઈ પણ સમયે મનુષ્યમાં ત્રણે ગુણો હાજર જ હોય છે; પણ આપણે "સાત્ત્વિક માણસ" એવું બોલીએ છીએ, તેનો અર્થ એટલો જ કે જેનામાં રજસ્તમસ્‌ને સત્ત્વગુણે દાબી દીધા છે, તેવો મનુષ્ય (૧૦). જ્યારે આ દેહમાં બધાં દ્વારો(ઇન્દ્રિયો)માં પ્રકાશ એટલે દરેક ઇન્દ્રિયનું પોતાના વિષયનું સારું જ્ઞાન ઉત્પન્ન થાય છે અને દરેક ઇન્દ્રિયમાં તેજ આવે છે (સૂક્ષ્મતા આવે છે) ત્યારે "સત્ત્વની વૃદ્ધિ" થઈ છે એમ સમજવું (૧૧). લોભ, ક્રિયાશીલતા, પ્રવૃત્તિમયતા, નવાં નવાં કર્મોનો આરંભ જ કર્યા કરવા તરફ વૃત્તિ, મનની પણ અશાન્તિ, અને (ફલ, કર્મનાં પરિણામો, સફળતા માટે) ઇચ્છા, હે ભરતશ્રેષ્ઠ જ્યારે રજોગુણ વૃદ્ધિ પામે છે ત્યારે આ ચિહ્નો દેખાય છે, લોભ વગેરે જન્મે છે (૧૨). નિસ્તેજપણું,

અપ્રવૃત્તિ અથવા ખૂબ આળસુવેડા, એક પછી એક ભૂલ થવી, સ્વકર્તવ્ય વિશે ભ્રમ—જ્યારે તમોગુણ મનુષ્યમાં વૃદ્ધિ પામે છે ત્યારે આ લક્ષણો ઉત્પન્ન થાય છે (૧૩). જો સત્ત્વગુણની "વૃદ્ધિ" (બીજા બેના ઉપર દાબ એટલે એકની વૃદ્ધિ) થઇ હોય તે વખતે દેહધારી જો મરણ પામે તો તેનો મોક્ષ નથી થતો પણ ઉત્તમ જ્ઞાન ધરાવનારા, પવિત્ર લોકોમાં (દુનિયાઓમાં) તે જન્મે છે (૧૪). તે મુજબ રજોગુણની "વૃદ્ધિ" થાય ત્યારે મનુષ્ય દેહ છોડે તો કર્મ—પ્રવૃત્તિમાં આસક્તિ ધરાવનારા લોકોમાં એનો પુનર્જન્મ થાય છે. તેવી રીતે તમોગુણની વૃદ્ધિની સ્થિતિમાં મૃત્યુ પામેલાનો પુનર્જન્મ મૂઢ—મૂર્ખ, વિવેકરહિત, યોનિઓમાં થાય છે (૧૫).

## ગીતા : ૧૪. ૧૬–૨૦

**પ્રસ્તાવના**—(અ) શ્લોક ૬ થી ૧૫ સુધી ત્રણ ગુણોનું વિવેચન આવ્યું. હવે સાત્વિક કર્મ, રાજસિક કર્મ અને તામસિક કર્મ એમ ત્રણ પ્રકારનાં કર્મોનું ફલ કહીને, **ગુણો જ કર્મો કરે છે;** જીવાત્મા કર્મરહિત છે, અકર્તૃ છે, એમ કહે છે. અહીં મુખ્ય કહેવાનું એ જ છે કે ગુણો જ સર્વ કર્મો કરે છે.—કેમકે એ જ જ્ઞાન નિષ્કામ કર્મમાં (જીવની યોગપ્રાપ્તિમાં) ઉપયોગી છે, જે યોગપ્રાપ્તિ ગીતાનો મુખ્ય ઉદ્દેશ છે.—શ્લોક ૧૬માં **कर्मणः** શબ્દ બહુ અગત્યનો છે, કેમકે તે શબ્દ હોવાથી આપણે જાણી શકીએ છીએ કે (અ) શ્લોક ૧૬માં **रजसः** અને **तमसः** એટલે **राजसकर्मणः** અને **तामसकर्मणः** એમ અર્થ કરવાનો છે; (આ) તેમજ શ્લોક ૧૭માં **सत्त्वात्** એટલે **सात्त्विककर्मणः, रजसः** એટલે **राजसकर्मणः,** ઇત્યાદિ તથા (ઇ) શ્લોક ૧૮માં **सत्त्वस्थाः** એટલે **सत्त्वकर्मस्था** ઇત્યાદિ અર્થ

સમજવાનો છે. જેમ શ્લોક ૧૬નો कर्मण શબ્દ શ્લોક ૧૬-૧૮નો અર્થ કરવામાં ઉપયોગી છે, તેમ શ્લોક ૧૯માં "ગુણો જ કર્તા" છે એ હકીકત પણ બતાવે છે કે શ્લોક ૧૬-૧૮ માં "કર્તારૂપે" ગુણો સમજવાના છે. આમ શ્લોક ૧૬નો कर्मणः શબ્દ અને શ્લોક ૧૮માં કહેલો 'ગુણોના જ કર્તૃત્વનો" સિદ્ધાન્ત શ્લોક ૧૬-૧૮નો અર્થ કરવામાં અત્યન્ત ઉપયોગી છે. कर्मणः सुकृतस्य અને रजसः कर्मणः એટલે ,"સત્ત્વગુણે કરેલા કર્મનું", "રજોગુણે કરેલા કર્મનું (ફળ)"—એમ અનુક્રમે અર્થ કરવાનો છે અને તે જ રીતે શ્લોક ૧૭-૧૮નો પણ અર્થ કરવાનો છે. (આ) આ રીતે જ્યારે મનુષ્યને સમજાય કે બધા ય ગુણો-સાત્ત્વિક ગુણ પણ-મારી પાસે પોતાનાં કર્મો કરાવે છે, ગુણો જ ખરેખર કર્મો કરનારા (कर्तारः) છે, ત્યારે તે "ગુણાતીત" થાય છે. ઇ) ગુણાતીત થયા પછી તે સંન્યાસી અથવા યોગી થઈ શકે છે. પણ ગીતા ઇચ્છે છે કે ગુણાતીત "યોગી" થાય, સંન્યાસી ન થાય; માટે જ આ અધ્યાયનુ નામ योग સાથે જોડયુ છે, સંન્યાસ સાથે નથી જોડયુ.- અહીં ભાષાન્તરમાં "कर्म" શબ્દ (૧૬માં, ૧૯મા) ધ્યાનમાં રાખવો પડશે.

कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।
रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥१६॥
सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥१७॥
ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥१८॥

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥१९॥
गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥२०॥

ભાષાન્તર—મનુષ્યના દેહમાં રહેલા ગુણો શાં કાર્યો કરે છે તે મેં તને (શ્લોક ૬-૯માં) કહ્યું; પછી, જ્યારે જે ગુણની "વૃદ્ધિ" થાય ત્યારે તે "વૃદ્ધિ" પામેલો ગુણ મનુષ્યના દેહમાં શું શું કરે છે તે પણ મેં તને (શ્લોક ૧૦–૧૩માં) કહ્યું છે. છેવટે દરેક ગુણની વૃદ્ધિ થયેલી હોય ત્યારે દેહ છૂટી જાય તો નવો દેહ કેવો, કેવા સમાજમાં, કેવી યોનિમાં, આવે, તે પણ (૧૪–૧૫માં) કહ્યું. હવે 'દરેક ગુણે કરેલું કર્મ' શું ફળ આપે છે તે કહીશ, અને દરેક ગુણનાં કર્મો ચાલતાં હોય ત્યારે મૃત્યુ થાય તો શી ગતિ થાય તે કહું છું (૧૬–૧૮); પછી, તે ઉપરથી ગુણો જ બધાં કર્મો કરે છે તે સાબીત કરી બતાવવું છે (૧૯) જ્યારે ગુણો જ બધાં કર્મો કરે છે, તેવી પ્રતીતિ થાય ત્યારે મનુષ્ય "ગુણાતીત" થાય છે ને મોક્ષ મેળવે છે. 'સુકૃત' એટલે "સત્ત્વગુણે કરેલ" કર્મનું ફલ સાત્વિક–નિર્મલ છે, રજોગુણે (કરેલાં) કર્મનું ફળ દુઃખ અને તમોગુણે કરેલાં કર્મનું ફલ અજ્ઞાન છે; આ ફલ દેહીએ ભોગવવું પડે છે, કેમકે ગુણો જ કર્મો કરે છે, તે વાત સાચી છે, પણ જે દેહી એ કર્મો પોતે કરે છે, એમ માને, તે દેહીએ એ ફલો ભોગવવાં જ પડે. જો ગુણો જ કર્મો કરે છે, હું કંઇ કરતો નથી, એમ દેહી માને તો તે ગુણાતીત થઈ જાય છે (૧૬). શ્લોક ૧૧–૧૪માં વૃદ્ધિ પામેલા સત્ત્વાદિ ગુણોની અસર

છે; હવે (શ્લોક ૧૭માં) સાત્વિક કર્મ, વગેરે કર્મની અસર, આ દેહમાં અને આ દેહ પછી, શી થાય છે તે કહું છું. ગુણોની પોતાની અસર અને ગુણોએ કરેલા કર્મની (જીવાત્મા ઉપર) અસર, એ બેમાં બહુ તફાવત નથી. સત્ત્વગુણે કરેલાં કર્મથી જ્ઞાન, રજોગુણે કરેલાં કર્મથી લોભ અને તમોગુણે કરેલાં કર્મથી પ્રમાદ, ભ્રમ, અને અજ્ઞાન ઉદ્ભવે છે (૧૭). સત્ત્વગુણનાં કર્મોને પોતાનાં કર્મો માનનારા (सत्त्वस्थाः) ઊર્ધ્વગતિ (ઉચ્ચગતિ) મેળવે છે (પણ મોક્ષ મેળવતા નથી). રજોગુણે કરેલાં કર્મો પોતાનાં કરેલાં છે, એમ માનનારા 'વચ્ચે રહે છે''; તમોગુણે કરેલાં કર્મોમાં અહંકાર રાખનારાઓ (जघन्यगुणवृत्तिस्थाः),– આપણે તેમને तामसाः કહીએ—એવા લોકો "નીચે જાય છે," જે સ્થિતિમાં હોય તેથી નીચલી ઊતરતી, સ્થિતિમાં જાય છે (૧૮). પણ, ગુણોનાં કરેલાં કર્મોને "પોતાનાં કર્મો ન માને" પણ 'ગુણો જ કર્મો કરે છે, ગુણો સિવાય કોઇ બીજો (પોતાનો આત્મા) કર્મો કરનારો નથી' એમ જ્યારે દ્રષ્ટા સમજે છે; અને પોતાની જાતને "ગુણોથી ઉચ્ચ" સમજે છે ત્યારે તે "मद्भाव," મારાપણાને પ્રાપ્ત કરે છે (કેમકે હું પોતે ગુણોથી પર છું;)– (૧૯). "આ દેહ જ ગુણોમાંથી ઉત્પન્ન થયો છે અને ગુણો જ કર્મો કરે છે, હું કંઇ કરતો નથી" એમ જે માને છે, સમજે છે, તે "ગુણોથી પર ગયો છે," એમ સમજવું. એ રીતે ગુણાતીત બનીને જન્મ–મરણ–વૃદ્ધાવસ્થા–દરદોથી છૂટેલો મનુષ્ય અમરપણું મેળવે છે (મરણવાળા સંસારમાં ફરી આવતો નથી; ૨૦) આ પ્રકારે, ગુણોએ કરેલાં કર્મોને પોતાનાં કર્મો માનનાર; અને ગુણોનાં કર્મોને ગુણોનાં જ (ગુણોએ જ કરેલાં) માનીને પોતાને અકર્તૃ માનનારનીગતિ અંતને (અનુક્રમે ૧૬–૧૮ અને ૧૯–૨૦માં) કહી.

આમાં, જે આ બીજા પ્રકારની માન્યતાવાળો, 'ગુણાતીત' છે, તે એક દૃષ્ટાન્તરૂપ, આદર્શ, પૂર્ણ, સિદ્ધ, વ્યક્તિ છે. ગીતાએ ચાર સિદ્ધો (સ્થિતપ્રજ્ઞ, ધ્યાની, ભક્ત, ગુણાતીત) વર્ણવ્યા છે. તેમાં 'ગુણાતીત' એક છે. એમ સમજ.

## ગીતા : ૧૪. ૨૧-૨૫

**પ્રસ્તાવના**—(૧) વૈદિક કર્મી જુદાં જુદાં ફલો મેળવવા પાછળ દોડે છે, તેથી તેની બુદ્ધિ અસ્થિર, ચંચળ હોય છે; પણ 'હું નિષ્કામ કર્મો જ કરીશ' એવી મક્કમ બુદ્ધિવાળા સ્થિતપ્રજ્ઞમાં પ્રજ્ઞા અથવા બુદ્ધિની એ જાતની દૃઢતા હોય છે; ધ્યાનીમાં ચિત્તવૃત્તિઓ ઉપર સંયમ ખીલેલો હોય છે; ભક્તમાં ભગવાનની શરણાગતિની ભાવના છે, અને ગુણાતીતમાં જગત માં ત્રણ ગુણોનું નૃત્ય ચાલી રહ્યું છે, હું દ્રષ્ટા જ છું, એવી સમજણ હોય છે આ છેલ્લી સમજણની વિગત શ્લોક ૨૧-૨૫માં આપી છે અને શ્લોક ૨૬-૨૭માં ગુણાતીતને મોક્ષ મળે છે, એમ કહ્યું છે (૨) કર્મમાત્ર અને જગત ત્રણ ગુણોની પ્રવૃત્તિ (**ગુણાઃ** વર્તન્તે=પ્રવર્તન્તે)નું બનેલું છે, એમ સમજી, પોતાને અકર્તૃ જાણનાર રાગદ્વેષરહિત (૨૨B), ઉદાસીન અને સ્થિતપ્રજ્ઞની જેમ સ્થિર-અવિચલ-(૨૩), દ્વન્દ્વોમાં સમત્વવાળો (૨૪-૨૫A), ક્વચિત **સંન્યાસી પણ** (૨૫) હોય છે. આમ "ગુણાતીત"માં **યોગીનાં લક્ષણો** પણ આવે છે; માટે ગુણાતીત થવું, **એ યોગી થવાનો એક (નવો) માર્ગ છે.**— ગુણાતીત સંન્યાસી થઇ શકે છે તે વાતનો સ્વીકાર શ્લોક ૨૫માં "सर्वारम्भपरित्यागी" વિશેષણદ્વારા કર્યો છે. (૩) પ્રકૃતિના **ગુણોની સમજણથી** ગુણાતીત થવાય છે; તે શ્લોક

૫-૨૫માં બતાવ્યુ. તેવો ગુણાતીત મનુષ્ય સિદ્ધપૂર્ણ, મુક્ત છે. પણ, બીજી રીતે, શ્રીકૃષ્ણની ભક્તિથી પણ ગુણાતીત થવાય છે, અને તદુપરાંત બ્રહ્મત્વ પણ પ્રાપ્ત કરાય છે. ગુણાતીત થવાની આ બીજી શ્રીકૃષ્ણભક્તિની રીત-જેથી બ્રહ્મત્વની પ્રાપ્તિરૂપ મોક્ષ મેળવાય છે,—તે હવે પછીના શ્લોક ૨૬-૨૭માં કહેવાશે.

अर्जुन उवाच

कैर्लिङ्गैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥२१॥

श्रीभगवानुवाच

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि काङ्क्षति ॥२२॥
उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥२३॥
समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥२४॥
मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥२५॥

ભાષાન્તર—અર્જુન કહે છે—હે પ્રભુ! આ ત્રણ ગુણોને ઓળંગીને પર થએલો મનુષ્ય કેવા ચિહ્નોથી વિશિષ્ટ હોય છે? તેનું વર્તન કેવું હોય છે? અને આ ત્રણ ગુણોથી પર રહીને (ત્રણ ગુણોની અસરથી, સત્ત્વગુણની અસરથી પણ) દૂર રહીને કેવી રીતે વર્તે છે?—હે પ્રભો! જેમ "સ્થિતપ્રજ્ઞ" (૨.૫૪-૭૨) નાં બધાં ચિહ્નો તમે મને (૨.૫૪-૭૨માં) કહ્યાં હતાં, તેમ

આ ગુણાતીત વિશે કહો (૨૧). શ્રી ભગવાન કહે છે—સત્ત્વ, રજસ્ અને તમસ્ ગુણો મનુષ્યની સમક્ષ અનુક્રમે પ્રકાશ અથવા જ્ઞાન, પ્રવૃત્તિ (કાર્યમગ્નતા) અને કર્તવ્યઅકર્તવ્યની સમજણનો અભાવ રજુ કરે છે (કદાચ પોતાનામાં જ આ ત્રણ પ્રકારની સ્થિતિ દેખાય, અને કદાચ આસપાસના જુદા જુદા માણસોમાં પ્રકાશ, પ્રવૃત્તિ, ભ્રમ દેખાય અને કદાચ કંઈ પણ ન દેખાય અથવા પ્રકાશ વગેરે વારાફરતી દેખાય) તો, જ્યારે મનુષ્ય પ્રકાશ-પ્રવૃત્તિ વગેરે પોતાનામાં હોય અથવા બીજા એમાં દેખાય ત્યારે તેને ધિક્કારે નહીં અને દેખાતા બંધ થાય ત્યારે પ્રકાશ, વગેરે ફરીથી જોવાની ઇચ્છા ન કરે, ત્યારે સમજવું કે આ મનુષ્ય "ગુણાતીત" છે. ત્રણે ગુણોમાંથી કોઇનું કાર્ય ચાલુ હોય, તો પણ, ઠીક અને ચાલુ ન હોય તો પણ ઠીક, એવી મનોવૃત્તિવાળો ગુણાતીત કહેવાય છે (૨૨). લોકોની કે પોતાની, પ્રકાશ-જ્ઞાન કે પ્રવૃત્તિ કે કોઇ વિષયમાં શું કરવું તે વિષે ભ્રમ, થઈ આવે અથવા ન થઈ આવે, ત્યારે બન્ને દશાઓમાં, તટસ્થ (હર્ષશોકરહિત) બેસી રહે અને એ ત્રણ ગુણોથી પ્રભાવિત ન થાય (न विचाल्यते); 'ગુણો એમની પ્રવૃત્તિ કરી રહ્યા છે,' એમ જ સમજીને જે દૃઢ રહે છે, અને જે કદી પણ પ્રકાશ, પ્રવૃત્તિ કે મોહમાંથી એકેય દ્વારા આક પોતો નથી તે ગુણાતીત છે (૨૩). જે સુખ તેમ જ દુઃખ, બન્નેમાં સમાન છે, જે "સ્વસ્થ" એટલે સ્થિતપ્રજ્ઞની જેમ "પોતાનામાં પોતાનીવડે સંતુષ્ટ" (आत्मन्येवात्मना तुष्ट) છે, જેને માટીનું ઢેફું, પથ્થર, અને સુવર્ણ સરખાં છે, જેને અનુકૂળ અને પ્રતિકૂળ વસ્તુ અને વ્યક્તિ સરખી છે—જેમ સ્થિતપ્રજ્ઞને શુભ-અશુભ સરખાં છે તેમ (૨.૫૭) જે ધીર અથવા

શાન્ત (૨.૬૬) છે, જેને લોકો તરફથી થતી પોતાની નિન્દા અને પોતાનાં વખાણ, એ બન્ને સરખાં છે (૨૪), જે માન અને અપમાનમાં તુલ્ય અને મિત્રપક્ષ તથા દુશ્મન પક્ષમાં તુલ્ય છે અને જે યોગી છે અથવા સર્વારંભપરિત્યાગી એટલે સંન્યાસી છે, તે ગુણાતીત કહેવાય છે. આમ ગુણાતીત અને સ્થિતપ્રજ્ઞ, બન્ને સરખા છે; ગુણાતીત ત્રણ ગુણોથી અતીત થયો છે. સ્થિતપ્રજ્ઞની બુદ્ધિ જુદા જુદા વિષયો તરફ દોડતી બંધ થઈ છે. આમ કેટલાક ગુણાતીતો સમત્વયુક્ત એટલે યોગી છે અને બીજા કેટલાક ગુણાતીતો સંન્યાસી પણ હોય છે. [આ અધ્યાય ગુણાતીત યોગીને પસંદગી આપે છે, કેમકે આ અધ્યાયનુ નામ જ ગુણત્રયવિભાગયોગ છે.]

## ગીતા : ૧૪. ૨૬-૨૭

**પ્રસ્તાવના**—શ્લોક ૨૬માં ગુણાતીત થવાનો એક **બીજો માર્ગ** બતાવ્યો છે. ભક્તિપૂર્વક નિષ્કામ કર્માચરણથી શ્રીકૃષ્ણની સેવા કરનાર ગુણોને ઓળંગી જાય છે (ગુણોની અસરથી બચી જાય છે), અને પ્રથમ કહેલો ગુણાતીત "મુક્ત" જ છે. તે જ રીતે આ બીજા પ્રકારે ગુણાતીત થનાર પણ પછી બ્રહ્મરૂપ થાય છે કેમકે શ્રીકૃષ્ણ "બ્રહ્મનો આશ્રય=આધાર" છે; આધારની સેવા કરનારને, આધારનો આશ્રય, 'આશ્રિત" તો મળે જ ને!

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान्ब्रह्मभूयाय कल्पते ॥२६॥
ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥२७॥

ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे गुणत्रयविभागयोगो नाम चतुर्दशोऽध्यायः १४

**ભાષાન્તર**—હવે, ગુણાતીત થવાનો એક નવો રસ્તો હું તને કહું છું. અને જે યોગી વ્યભિચારરહિત ભક્તિપૂર્વક યોગ (નિષ્કામકર્મ) દ્વારા **સેવે** છે (મારો આશ્રય લે છે), તે [પણ] આ ત્રણ ગુણોને ઓળંગી જાય છે તે તે ગુણોને ઓળંગ્યા **પછી બ્રહ્મરૂપ થવાને** યોગ્ય થાય છે (૨૬). તું પૂછીશ કે શ્રીકૃષ્ણની ઉપાસના (આશ્રય) કરનાર નિર્ગુણ નિરાકાર બ્રહ્મભાવની પ્રાપ્તિ માટે યોગ્ય કેમ બની શકે, તો તેનો જવાબ એ છે કે મારો, શ્રીકૃષ્ણનો ભક્ત બ્રહ્મભાવ પામે છે કેમકે અમૃત-અવ્યય બ્રહ્મનો આધાર (પ્રતિષ્ઠા) હું, શ્રીકૃષ્ણ છું. હે અર્જુન, શાશ્વત ધર્મ (તત્ત્વ) અને ઐકાન્તિક (દુઃખના મિશ્રણ વગરના, કેવલ) સુખનો આધાર હું જ છું. તો પ્રતિષ્ઠા અથવા આશ્રય સ્વરૂપની ભક્તિ કરનાર ભક્ત આશ્રિત તત્ત્વની પ્રાપ્તિ કરે, એ સ્વાભાવિક છે; હું બ્રહ્મને આધાર દેનાર છું અને બ્રહ્મ મારો આધાર રાખનાર તત્ત્વ (એક પ્રકારના **અદ્વૈતવાદમાં**) છે.

**નોંધ**—ગીતાના દાર્શનિક વિચારોમાં ૧૪.૨૬-૨૭નું મહત્ત્વ ખૂબ છે. અહીં આપેલો વેદાન્તમત એક સ્વતંત્ર મત છે. તે મુજબ નિરાકારબ્રહ્મ સાકારશ્રીકૃષ્ણનું આશ્રિત પરસ્વરૂપ છે. ગીતા ૧૩. ૧૨ મુજબ પર બ્રહ્મ મુખ્યત્વે નિરાકાર અને શ્રીકૃષ્ણ તેમાં શક્તિરૂપ છે. તે જુદો મત છે. શાંકરભાષ્યમાં **ब्रह्मणो हि प्रतिष्ठाहम्** ના ત્રણ અર્થ આપ્યા છે. (અ) બ્રહ્મ એટલે વેદ, જેની પ્રતિષ્ઠા એટલે માયા, પ્રવૃત્તિ છે; તે હું (શ્રીકૃષ્ણ એટલે માયાવિશિષ્ટ નિરાકાર બ્રહ્મ) છું. (આ) શ્રીકૃષ્ણ એટલે જ નિરાકાર, નિર્ગુણ બ્રહ્મ; તે, બ્રહ્મ એટલે અપરબ્રહ્મ (ઈશ્વર સ્વરૂપ)નો આધાર છે. શ્રી શંકરાચાર્ય આખી ગીતાના ભાષ્યમાં શ્રીકૃષ્ણને સગુણબ્રહ્મ માને છે; પણ ૧૪.૨૬-૨૭ના ત્રણમાંથી એક અર્થ કરવામાં શ્રીકૃષ્ણને

જાઉં છું.'' એવો સંકલ્પ શીખવવાનો અને તે દ્વારા પુરુષોત્તમયોગ શીખવવાનો, આ અધ્યાયનો ઉદ્દેશ છે એમ (૧) શ્લોક ૪B અને (૨) આ અધ્યાયનું નામ 'પુરુષોત્તમયોગ,' સાથે વિચારવાથી સમજાય છે. આ અધ્યાયનો મુખ્ય વિષય, ''પુરુષ (શ્લોક ૪C)ની એટલે શ્રીકૃષ્ણની જ **બધી પ્રવૃત્તિઓ** છે,'' એમ બતાવવાનો છે; અને એનો જ અર્થ, ''પુરુષોત્તમની સમજણ અને ભક્તિ દ્વારા નિષ્કામકર્મ અથવા યોગ,'' પુરુષોત્તમયોગ. શ્લોક ૭–૧૧માં શ્રીકૃષ્ણ પોતાના અંશ રૂપે પોતે જીવ થઈને, સૂક્ષ્મદેહપ્રાપ્તિ, સ્થૂલદેહાન્તરપ્રાપ્તિ, તે માટે એક દેહમાંથી ઉત્ક્રાન્તિ, વિષયોપભોગ, ઇત્યાદિ ક્રિયાઓ (પ્રવૃત્તિઓ), કરે છે, એમ કહ્યું છે. શ્લોક ૧૨—'સૂર્ય, ચંદ્ર, અગ્નિનું તેજ શ્રીકૃષ્ણનું જ છે' અર્થાત્ સૂર્યાદિ બનીને શ્રીકૃષ્ણ જ જગદ્ભાસનની પ્રવૃત્તિ કરે છે. શ્લોક ૧૩–૧૪–ભૂતધારણપ્રવૃત્તિ ઓષધિપોષણપ્રવૃત્તિ, અન્નપાચનપ્રવૃત્તિ પણ શ્રીકૃષ્ણ પોતે જ કરે છે, એમ અહીં સ્પષ્ટ કહ્યું છે. શ્લોક ૧૫—બીજી અમુક પ્રવૃત્તિઓ પણ શ્રીકૃષ્ણ જ કરે છે. તો જીવાત્મા પોતાને એક સ્વતંત્ર આત્મા માનીને પોતાની પ્રવૃત્તિઓનો અહંકાર રાખે છે, તે ખોટું છે. જો આવું જ્ઞાન **થાય** અને આ પુરુષ જ પુરુષોત્તમ છે એવું પણ **જ્ઞાન થાય**, અને મનુષ્ય સર્વભાવથી શ્રીકૃષ્ણનો આશ્રય લે તો એણે પુરુષોત્તમયોગ સાધ્યો કહેવાય. આ અધ્યાય આમ સમજવાનો છે, એમ મને જણાય છે.

(૨) આ ઉપરાંત શ્લો. ૩ असङ्गशस्त्र એટલે અનાસક્તિનો નિર્દેશ, શ્લોક ૨. कर्मानुबन्धीनि मूलानि, શ્લોક ૫. जितसङ्गदोषाः, विनिवृत्तकामाः, द्वन्द्वैर्विमुक्ताः—એ સર્વ વિશેષણો

(પુરુષોત્તમયોગના અનુયાયીઓની યોગ્યતા દર્શાવનારાં વિશેષણો) દ્વારા પણ "યોગ" એટલે સમત્વનો ઉપદેશ જ અહીં વિવક્ષિત છે," એ મતને જ ટેકો મળે છે.

(૩) કઠ ઉપ. અને પુરાણો, એ બન્નેમાંના અશ્વત્થ કરતાં, આ અશ્વત્થ જુદું છે. કઠ ઉપ. નું અશ્વત્થ સનાતન બ્રહ્મ છે; પુરાણોનું અશ્વત્થ વિનાશી સંસાર છે. ઉપરાંત વૈદિકોનું પણ પણ એક જુદું અવ્યય અશ્વત્થવૃક્ષ હશે. વૈદિકો જ અવ્યય અને અનાદિ-અનન્ત અશ્વત્થમાં માનતા હશે. ગીતા તેનો જ અસઙ્ગશસ્ત્ર વડે **નાશ** કરવાનું કહે છે. ગીતામાં આ **વૈદિક** અવિનાશી અશ્વત્થનો ઉચ્છેદ કરવાનું કહ્યું છે. આ વૃક્ષનાં પાંદડાં વેદો છે અને શાખાઓ "ગુણોથી વધેલી" (શ્લો. ૨) છે. અને મૂળો **કર્મોની પરંપરા** (અનુબંધ) વાળાં છે. જે **આ વૃક્ષને જાણે છે તે જ વેદોને સમજે છે.** મનુષ્યે 'અસંગ' શસ્ત્રદ્વારા, અનાસક્તિ, નિષ્કામતા, ફલત્યાગ, દ્વારા આ વૈદિકકામ્ય કર્મકાંડીય અનાદિ-અનન્ત વૃક્ષનો નાશ કરવાનો છે.

श्रीभगवानुवाच

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥
अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।
अधश्च मूलान्यनुसंततानि कर्मानुबन्धीनि मनुष्यलोके ।२।
न रूपमस्येह तथोपलभ्यते नान्तो न चादिर्न च संप्रतिष्ठा।
अश्वत्थमेनं सुविरूढमूलमसङ्गशस्त्रेण दृढेन छित्त्वा ॥३॥
ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तन्ति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ।४।

निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः।
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ५
न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥६॥

ભાષાન્તર—શ્રી ભગવાન કહે છે—ઊંચે રહેલાં મૂળોવાળું, નીચે ગયેલી ડાળીઓવાળું એક અશ્વત્થવૃક્ષ અવિનાશી છે, એમ (વૈદિકો) કહે છે. પણ ગીતા તે (કામ્યકર્મો કરાવનાર) આ વૃક્ષને 'છેદ્ય' માને છે, કેમકે તેનો અસંગશસ્ત્રવડે "છેદ" કરી શકાય છે, એમ ગીતા માને છે. એ અશ્વત્થનાં પાંદડાં વેદો છે. એ વૃક્ષને એ રીતે જે સમજે છે, તે જ ખરો વેદ જાણનારો છે. અશ્વત્થનો નાશ અસંગશસ્ત્રવડે કરવાનો છે, એ રીતે કામ્યફલો આપનાર વૈદિકસંસ્કૃતિની કામ્યતાનો ત્યાગ અસંગશસ્ત્રથી થશે. વેદોની કામ્યતા અવ્યય સંસારમાં જીવને બાંધે છે એમ જે મનુષ્ય સમજે તે જ વેદનું રહસ્ય સમજે છે. વૈદિક કર્મોદ્વારા કામનાઓની તૃપ્તિ કર્યા કરવામાં મગ્ન વૈદિકો, વેદનો આ અર્થ સમજતા નથી. હે અર્જુન, વેદો કામાસક્તિ અને ફલાસક્તિ ઉત્પન્ન કરે છે માટે વેદો ત્યજવા જોઇએ; એ જ વેદ વિશે ખરી સમજણ છે (૧). તે અશ્વત્થની ડાળીઓ નીચે અને ઊંચે ફેલાયેલી છે; તે ત્રણ ગુણો (જેનું વર્ણન અધ્યાય ૧૪માં કર્યું")થી વૃદ્ધિ પામી છે, અને તે ડાળો ઉપર પ્રવાલ (કુંણાં પાંદડાં) રૂપે ઇન્દ્રિયોના વિષયો છે. આ અશ્વત્થનાં મૂળો ઉપર હોઇને નીચે (આ દુનિયામાં) એક પછી એક અનન્ત પંક્તિમાં ફેલાયાં છે; તે મૂળો "કર્મો" "ક્રિયાઓ"ની પરંપરાવાળાં છે; તે મૂળો આ માનવ દુનિયામાં છે. ...

કારપૂર્વક ક્રિયાઓ જ' આ દુનિયામાં દરેક જણ સ્વાર્થ માટે કર્યા કરે છે. પણ ગીતાના અસંગશસ્ત્રવડે આ અશ્વત્થનો નાશ કરવાથી અહંકારપૂર્વક થતાં કર્મોનો નાશ એની મેળે થશે (૨). ઉપર વર્ણવ્યું તેવું વેદરૂપ પર્ણોવાળું, ગુણોથી વૃદ્ધિપામેલી અને વિષયરૂપ પ્રવાલોવાળી ડાળીઓવાળું, અહંકારપૂર્વક કરેલાં કર્મ પરંપરાવાળાં અધઃગત મૂળોવાળું, અશ્વત્થનું રૂપ સંસારમાં પડેલા (વૈદિકો)ને સમજાતું નથી. (એ વૈદિકોને) નથી અન્ત દેખાતો, નથી આદિ દેખાતો કે નથી એ વૃક્ષનો આધાર (સંપ્રતિષ્ઠા, કેવી રીતે આ વૃક્ષ ટકી રહ્યું છે તે) દેખાતો. માટે વૈદિકો આ વેદને નિત્ય અને અવ્યય માને છે. [પણ] સમજુ મનુષ્યે સુવિરૂઢ મૂળોવાળા આ અશ્વત્થ વૃક્ષનો ઉચ્છેદ અસઙ્ગ (કર્મમાં અને કર્મફ્લોમાં આસક્તિનો અભાવ) શસ્ત્રવડે કરવો જોઈએ. અર્થાત્ અનાસક્તિપૂર્વક પોતાનાં કર્મો કરવાં જોઈએ; અને એમ કરીને પછી (૩), જે સ્થાનમાં ગયેલાં ફરીથી આ દુનિયામાં આવતા નથી તે સ્થાનની શોધ કરવી, તે મેળવવા યત્ન કરવો જોઈએ. અને તે માટે સાધન તરીકે, એક એવો સંકલ્પ દરરોજ પોતાની પ્રાર્થનામાં કે માળાના જપમાં કરવો કે "હું તે જ આદ્ય પુરુષ (પુરુષોત્તમ)ને શરણે જાઉં છું, જેનામાંથી આ વિશ્વમાં ચાલી રહેલી પુરાણી પ્રવૃત્તિ સર્વત્ર પ્રસરી છે અર્થાત્ 'સર્વપ્રવૃત્તિ એ પુરુષની જ છે, પ્રવૃત્તિ મારી નથી; હું એ પુરુષની પ્રવૃત્તિ એ પુરુષને પાછી આપું છું. હું એ પુરુષનો આશ્રય લઉં છું. મારાં માનેલાં કર્મો જેનાં ખરેખર છે, તેને હું શરણે જાઉં છું." આ સંકલ્પ દ્વારા નિષ્કામકર્મનો એક નવો પ્રકાર અહીં તને હું કહું છું; તેનું નામ પુરુષોત્તમયોગ છે (૪). હે અર્જુન, આ યોગને

અનુસરનારાઓ પણ (બીજા યોગોના અનુયાયીઓની જેમ) સમત્વને। ગુણ ધરાવનારા છે કેમકે, તેઓ માનમોહરહિત, કર્મ કે કર્મફલમાં આસક્તિને। જે દોષ (વૈદિક કર્મકાંડીઓમાં છે તે દોષ) રહિત, અધ્યાત્મ (આન્તર) વિષયમાં નિત્ય લાગેલા (બાહ્યવિષયમાં આસક્તિ વગરના), જેમની સર્વ કામનાઓ નિવૃત્ત થયેલી છે એવા, સુખદુઃખ નામના દ્વન્દ્વોથી મુક્ત, પોતાનાં કર્તવ્યમાં ભ્રમરહિત, છે. આ બધા ગુણો મેળવી સમત્વની પ્રાપ્તિ કરી લેનારા "યોગીઓ" ઉપનિષદોમાં પ્રખ્યાત અવ્યય સ્થાન મેળવે છે (૫). તે સ્થાનને ન તો સૂર્ય ન ચન્દ્ર કે ન તો અગ્નિ પ્રકાશિત કરે છે. જે પદને પ્રાપ્ત કરીને મુક્તાત્માઓ આ દુનિયામાં પાછા ફરતા નથી, તે મારું સર્વોચ્ચ ધામ છે, અક્ષરબ્રહ્મ નામનું મારું ધામ છે (૬).

## ગીતા : ૧૫. ૭–૧૧

પ્રસ્તાવના—સામાન્ય રીતે વિદ્વાનો માને છે કે જીવાત્માને બ્રહ્મનો "અંશ" કહેવાનું અહીં તાત્પર્ય છે. પણ જીવાત્માને અહીં પરમાત્માનો "અંશ" ખરેખર કહ્યો હોવા છતાં, શ્રીકૃષ્ણનો અંશ જ કેટલી કેટલી પ્રવૃત્તિઓ કરે છે તે કથન અહીં કર્યું છે, અને તે દ્વારા આ બધી પ્રવૃત્તિઓ શ્રીકૃષ્ણની જ છે. એમ મુખ્ય કથન કરીને પુરુષોત્તમયોગને। ઉપદેશ દેવાનું અહીં મુખ્ય તાત્પર્ય છે, એમ મને લગે છે. આ અધ્યાયમાં પુરુષની પ્રવૃત્તિની સમજણ આપી છે; અને શ્લોકો ૭-૧૧ એ સમજણને। એક ભાગ છે.

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥७॥

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः।
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥८॥
श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥९॥
उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम्।
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥१०॥
यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम्।
यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥११॥

ભાષાન્તર—મારો જ એક અંશ, જે શાશ્વત છે અને જે જીવોની દુનિયામાં જીવરૂપ છે તે, મન સહિત છ જ્ઞાનેન્દ્રિયો પ્રકૃતિમાં રહેલી છે તેને પ્રકૃતિમાંથી (સૃષ્ટિનો પ્રારંભમાં) ખેંચી લે છે. આ રીતે મારા અંશને આ સૂક્ષ્મદેહ મળે છે અને મારો અંશ જ દેહવાન બને છે. સૂક્ષ્મ દેહને પ્રકૃતિ તરફમાંથી ખેંચી લેવાની ક્રિયા મારો જ અંશ છે; એટલે, ખરું જોતાં, એ પ્રવૃત્તિ હું જ-કરું છું; પુરુષ જ કરે છે (૭). આ મારો જ અંશ જ્યારે નવું સ્થૂળ શરીર પ્રાપ્ત કરે છે અને જ્યારે તે ખાતર જૂના સ્થૂળ શરીરમાંથી બહાર નીકળે છે, ત્યારે આ મન સહિત પાંચ ઇન્દ્રિયોના જ બનેલા સૂક્ષ્મ દેહને સાથે લઈને જૂના સ્થૂળ દેહમાંથી બહાર જાય છે. સૂક્ષ્મદેહવાળો મારો અંશ અતિસૂક્ષ્મ છે; અને જૂના સ્થૂળદેહમાંથી સૂક્ષ્મદેહ સાથે જીવાત્માનું ગમન, કોઇ સ્થળેથી ગન્ધો લઇને વાયુ જાય તે રીતના વાયુના ગમન જેવું, સૂક્ષ્મ છે. ટૂંકમાં દેહમાંથી ઉત્ક્રાન્તિના સમયે સૂક્ષ્મદેહ સાથે નીકળીને

જવાની પ્રવૃત્તિ કરનાર પણ મારો જ અંશ છે અર્થાત્ હું જ તે પ્રવૃત્તિ કરું છું (૮). કર્ણ, નેત્ર, ત્વક્ (સ્પર્શ ઇન્દ્રિય), રસના, અને નાસિકા પણ ખરી, આ પાંચ, અને છઠ્ઠું મન, એ છ ઉપર પોતાની સત્તા રાખીને (અધિષ્ઠાય) આ મારો અંશ સ્થૂળદેહમાં રહીને ઇન્દ્રિયોના વિષયો, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધના ઉપભોગની પ્રવૃત્તિ કરે છે (૯). એક સ્થૂળદેહમાંથી બીજો સ્થૂળદેહ લેવાને બહાર નીકળતો, એક સ્થૂળદેહમાં અમુક સમય સ્થિર રહેતો, ત્રણ ગુણોવાળી ઇન્દ્રિયો અને મન સાથે જોડાઇને વિષયોનો અનુભવ લેતો, આવી કોઇ કોઇ પ્રવૃત્તિ કરતાં આ મારા અંશને, "હું જ બધી પ્રવૃત્તિ કરું છું; હું સ્વતત્ર વ્યક્તિ છું" એવો ભ્રમ ધરાવતા લોકો, જોઈ શકતા નથી, સમજી શકતા નથી; પણ 'શ્રીકૃષ્ણનો જ અંશ બધી પ્રવૃત્તિ કરી રહ્યો છે તેવા જ્ઞાન'રૂપી આંખો જેમને છે તે લોકો આ મારા અંશને જોઇ શકે છે; માત્ર નિષ્કામકર્મીઓ (યોગીઓ) જોઈ શકે છે (૧૦). (મહેનતપૂર્વક સમજવાં માટે) યત્ન કરનારા "નિષ્કામકર્મીઓ" (योगिनः) અનેક પ્રવૃત્તિઓ કરતા મારા અંશને પોતામાં રહેલો સમજી શકે છે. પણ મહેનત કરતાં છતાં જેમણે સફળતા મેળવી નથી તેવા (अकृतात्मानः) योगिओ આને જોઇ શકતા નથી, કેમકે તેઓ સમત્વબુદ્ધિવગરના (अचेतसः) છે; શ્લોક પાંચમાં કહ્યા છે તે कृतात्मानः योगिनःથી ઊલટા પ્રકારના છે (૧૧).

## ગીતા : ૧૫. ૧૨

**પ્રસ્તાવના**—અહીં સ્પષ્ટ કહ્યું છે કે પુરુષમાંથી પુરાણી પ્રવૃત્તિ ફેલાઇ છે, અને એ પ્રાચીન "પ્રવૃત્તિ"ના ઘણા દાખ-

લાઓ (સ્પષ્ટરીતે શ્લોક ૧૩ ૧૪માં) આપેલા છે. તેથી તે સંદર્ભઅનુસાર આ શ્લોકનો અર્થ કરવાનો છે.—કોઈ વ્યાખ્યાતાઓ માને છે કે ભગવાન અહીં પોતાની જે વિભૂતિઓ બીજા અધ્યાયોમાં અમુક કહ્યા પછી બાકી રહી હતી તે ગણાવે છે. આ માન્યતા સંદર્ભવિરોધી છે. જગત્પ્રકાશનની પ્રવૃત્તિ એક ક્રિયા છે અને તે શ્રીકૃષ્ણ (ના તેજ)ની છે.

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥१२॥

અનુવાદ—શબ્દાર્થાનુસારી—સૂર્યમાં રહેલું જે તેજ અખિલ જગતને પ્રકાશમાન કરે છે, જે તેજ ચંદ્રમાં છે અને જે તેજ અગ્નિમાં છે, તે તેજ "મારું" છે, એમ તું જાણ. ભાવાર્થાનુસારી અર્થ—આદિત્યમાં આદિત્યનાં તેજ રૂપે રહીને હું સમસ્ત જગતને પ્રકાશિત કરવાની આદિત્યની પ્રવૃત્તિ કરું છું. તેવી જ રીતે ચંદ્રમાં ચંદ્રના તેજરૂપે અને અગ્નિમાં અગ્નિના તેજ રૂપે રહીને હું ચન્દ્રની અને અગ્નિની બધી પ્રવૃત્તિઓ કરું છું (૧૨).

## ગીતા : ૧૫. ૧૩–૧૫

પ્રસ્તાવના—આ શ્લોકો સ્પષ્ટ કહે છે કે પુરુષ અથવા શ્રીકૃષ્ણ (=પુરુષોત્તમ) જ ભૂતધારણપ્રવૃત્તિ, ઓષધિપોષણપ્રવૃત્તિ, અને અન્નપાચનપ્રવૃત્તિ પણ કરે છે. હૃદયમાં રહેલા શ્રીકૃષ્ણ પોતાના અંશરૂપ જીવ પાસે સ્મરણની પ્રવૃત્તિ, જ્ઞાનની પ્રવૃત્તિ અને સારાસાર પારખવાની અને અસાર ફેંકી દેવાની (અપોહમ્) પ્રવૃત્તિ કરાવે છે. એ પ્રવૃત્તિ જીવ સ્વયં નથી કરતો. વેદો પ્રવૃત્તિમય છે, તે વાત જાણીતી છે; તો વેદો દ્વારા

જે પ્રવૃત્તિ સમજાય છે, તે પ્રવૃત્તિરૂપે શ્રીકૃષ્ણ પોતે જ છે; શ્રીકૃષ્ણ જ વેદોક્ત દેવોરૂપે અને ક્રિયા (કર્મકાંડ) રૂપે છે, આ પુરાણી પ્રવૃત્તિ શ્રીકૃષ્ણમાંથી જ નીકળી છે, માટે વેદની પ્રવૃત્તિરૂપે શ્રીકૃષ્ણ જ છે. વેદાન્તો કરનાર શ્રીકૃષ્ણ છે, અર્થાત્ વેદાન્તોની રચનાની પ્રવૃત્તિ શ્રીકૃષ્ણની જ છે. વેદ જાણનાર પણ શ્રીકૃષ્ણ છે, અર્થાત્ વેદો જાણવાની ક્રિયા (પ્રવૃત્તિ) કરનાર શ્રીકૃષ્ણ છે, અર્થાત્ વેદોનું જ્ઞાન પ્રાપ્ત કરી લેવાની પ્રવૃત્તિ કરનાર શ્રીકૃષ્ણ છે. આમ શ્લોક ૧૫મો, પણ "પ્રવૃત્તિ" તત્ત્વ શ્રીકૃષ્ણમાંથી આવ્યું છે તે બાબતના દાખલાઓ જ, શ્લોક ૧૩-૧૪ની જેમ જ, અને ૧૩-૧૪ના સંદર્ભને અનુસરીને જ આપે છે.

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥१३॥
अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥१४॥
सर्वस्य चाहं हृदि संनिविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥१५॥

ભાષાન્તર—લોકો માને છે કે પૃથ્વી જ પ્રાણીઓને ટકાવી રાખવાની પ્રવૃત્તિ (भूतधारणप्रवृत्ति), કરે છે; પણ પૃથ્વી તો જડ છે, લોકોપયોગી પ્રવૃત્તિ પૃથ્વીની શી રીતે હોય ? પ્રાણીઓને ધારણ કરવાની પ્રવૃત્તિ હું જ કરું છું, એ પ્રવૃત્તિ મારામાંથી જ સર્વત્ર ફેલાઈ છે. તું પૂછીશ કે પૃથ્વી દેખાય છે અને તેના ઉપર પ્રાણીઓ ધારણ કરાયેલાં (આધાર પામીને રહેલાં) દેખાય છે; અને તમે તો અહીં મારી પાસે ઊભા છો; તો એ પ્રવૃત્તિ તમારી કેવી રીતે થાય?

તેનો જવાબ એ છે કે હું (સર્વવ્યાપક હોઇને) પૃથ્વીની અંદર **પ્રવેશ કરીને** ભૂતધારણ પ્રવૃત્તિ કરું છું. ઓષધિપોષણની ક્રિયા (જે એક પ્રવૃત્તિ છે તે) હું જ કરું છું. તું કહીશ કે એ ક્રિયા તો ચંદ્ર (સોમ) કરે છે; તો તેનો જવાબ એ કે હું જ **સોમરૂપે** બન્યો છું, અને તેથી ઓષધિપોષણની પ્રવૃત્તિ, ચંદ્રની નહીં, પણ મારી જ છે (૧૩). ચતુર્વિધઅન્નપાચનની પ્રવૃત્તિ (ક્રિયા) હું કરું છું. આ ક્રિયા બાહ્ય દૃષ્ટિએ મનુષ્યના દેહમાં વાસ કરી રહેલ વૈશ્વાનર અગ્નિ પ્રાણ-અપાન સાથે જોડાઇને કરે છે, એમ સામાન્ય લોકો સમજે છે. પણ ખરી સ્થિતિ એ છે કે વૈશ્વાનર રૂપે હું જ રહેલો છું, માટે ચતુર્વિધ અન્નને પકાવવાની ક્રિયા મારી જ પ્રવૃત્તિ છે, તેવી જ રીતે મારા અંશરૂપી જીવની પ્રવૃત્તિઓ મારી જ પ્રવૃત્તિ છે, એમ સમજવું (૧૪). મનુષ્ય "પોતાના" હૃદયમાંથી ભૂતકાળના **સ્મરણની ક્રિયા**, નવું જાણવા-સમજવાની પ્રવૃત્તિ અને વસ્તુનો **સારાસાર** ગ્રહણ-ત્યાગની ક્રિયાઓ કરે છે, એમ મનાય છે. પણ ખરું જોતાં દરેક મનુષ્યના હૃદયમાં બેસીને હું જ (જીવરૂપી) મારા અંશ પાસે સ્મરણની, જાણવાની, અને સારાસારના ગ્રહણ ત્યાગની પ્રવૃત્તિઓ કરાવું છું (૧૫).

## ગીતા : ૧૫. ૧૬-૨૦

**પ્રસ્તાવના**—આ શ્લોકોમાં શ્રીકૃષ્ણ પોતાની એક વધુ પ્રવૃત્તિ કહે છે; ત્રણે લોકોમાં દાખલ થઇને ત્રણે લોકોનું ભરણ કરવાની પ્રવૃત્તિ શ્રીકૃષ્ણ કરે છે. આ પ્રવૃત્તિ શ્રીકૃષ્ણ પુરુષોત્તમ તરીકે કરે છે એમ અહીં કહ્યું છે અને પુરુષોત્તમ શબ્દ સમજાવવાને બે પુરુષો વિશે કહ્યું છે. ટૂંકમાં શ્રીકૃષ્ણની જ

ોકત્રયના ભરણની પ્રવૃત્તિ, જેમ આગલા શ્લોકોમાં બીજી
મનેક પ્રવૃત્તિઓ કહી છે તેમ અહીં કહી છે. એકંદર બધી
પ્રવૃત્તિઓ પુરુષ (૫), શ્રીકૃષ્ણ (૮-૧૬) અથવા પુરુષોત્તમ
૧૭-જગદ્દ્શરણ કરનાર)ની છે. જો આવું જ્ઞાન થાય ને મનુષ્ય
પોતાની પ્રવૃત્તિનું અભિમાન છોડે અને નિષ્કામ પ્રવૃત્તિ કરે તો તે
એક योगने અનુસરે છે, એમ કહેવાય. એ યોગને पुरुषयोग,
શ્રીकृष्णयोग અને पुरुषोत्तमयोग પણ કહેવાય. ગીતા અહીં
એ योगने पुरुषोत्तमयोग કહે છે. આ અધ્યાયનું નામ
पुरुषोत्तमयोग છે; તે ઉપરથી પણ અહીં એક નવો योग કહે-
વામાં આવ્યો છે, એમ સાબિત થાય છે. – આ યોગમાં શ્રી-
કૃષ્ણનું પુરુષોત્તમ તરીકે જ્ઞાન, શ્રીકૃષ્ણ અથવા પુરુષોત્તમની જ
બધી પ્રવૃત્તિ છે એવી સમજણ, શ્રીકૃષ્ણ-પુરુષોત્તમ પ્રતિ ભક્તિ
(શ્લોક ૧૯) અને તે જ્ઞાન તથા ભક્તિપૂર્વક નિષ્કામ કર્મા-
ચરણ (योग)—એ અંગો છે. દરેક અધ્યાયના નામમાં योगने
ફલયોગની કક્ષાનો योग સમજવાનો છે.

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥१६॥
उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥
यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥१८॥
यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥१९॥

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ।
एतद् बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत॥२०॥

ॐतत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तमयोगो नाम पञ्चदशोऽध्यायः॥

ભાષાન્તર—હે અર્જુન, મેં તને કહ્યું તેમ આ દુનિયાની બધી પ્રવૃત્તિઓ મારી જ છે; હવે તને મારી એક વધુ મહત્વની પ્રવૃત્તિ વિષે કહું છું. આ પ્રવૃત્તિ હું "પુરુષોત્તમ" તરીકે કરું છું. જેમ હું અમુક પ્રવૃત્તિ જીવાત્મા રૂપે, પૃથ્વી રૂપે, સોમરૂપે, વૈશ્વાનરરૂપે, કરું છું તેમ લોકત્રયના ભરણની પ્રવૃત્તિ હું પુરુષોત્તમ તરીકે કરું છું. લોકો માને છે કે ત્રણ લોકના ભરણની પ્રવૃત્તિ પુરુષોત્તમની છે; પણ પુરુષોત્તમ મારું જ નામ છે, માટે લોકત્રયભરણની પ્રવૃત્તિ મારી જ છે. હું પુરુષોત્તમ કેમ કહેવાઉં છું, તે સાંભળ. ખરું જોતાં હું શા માટે પુરુષોત્તમ કહેવાઉં છું તે સમજાવવાની અહીં ખાસ જરૂર નથી; કેમકે અહીં મુખ્ય વિષય મારી પ્રવૃત્તિઓનું વર્ણન છે અને પુરુષોત્તમ તરીકેની મારી પ્રવૃત્તિ લોકત્રયમાં પ્રવેશ કરીને લોકત્રયનુ ભરણ કરવાની છે. છતાં "પુરુષોત્તમ" શબ્દ સમજાવું છું—જેમ સાતમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પરાત્પર તત્ત્વ છે તે સમજાવવા બે પ્રકૃતિઓ કહી છે તેમ. આ બે પુરુષો આ લોકમાં છે, એક ક્ષર અને બીજો અક્ષર. દરેક પ્રાણી ક્ષર (જન્મમરણવાળો પણ નિત્ય) પુરુષ છે અને દરેક પ્રાણીમાં (મનુષ્યમાં) રહેલો કૂટસ્થ (જન્મમરણરહિત), સાક્ષીરૂપ, પુરુષ અક્ષર પુરુષ કહેવાય છે (૧૬). ઉત્તમ પુરુષ, આ બન્નેથી જુદો છે; તેને પરમાત્મા પણ કહે છે, જે અવિનાશી ઈશ્વર

# અધ્યાય સોળમો

## ગીતા : ૧૬. ૧–૩

**પ્રસ્તાવના**—(૧) પંદરમા અધ્યાયની પ્રસ્તાવનામાં કહ્યા મુજબ આ આખો સોળમો અધ્યાય શ્રીકૃષ્ણ બોલ્યે જાય છે; અર્જુને એક પણ પ્રશ્ન પૂછ્યો નથી. આમ બીજા અમુક

---

ત્રણ લોકમાં પ્રવેશ કરીને ત્રણ લોકના "ભરણ"ની પ્રવૃત્તિ કરે છે. આ એક મહાન પ્રવૃત્તિ છે; જો આ પ્રવૃત્તિ ન હોય તો ત્રણ લોકોનો નાશ થાય. આ પ્રવૃત્તિ પણ મારી એક નિષ્કામ પ્રવૃત્તિ છે (૧૭). હું ક્ષર પુરુષથી ઉચે, પર, અતીત, છું. તેમજ સાક્ષી, કૂટસ્થ, અક્ષર પુરુષથી પણ હું પર છું. માટે હું લોકમાં અને વેદમાં પુરુષોત્તમ કહેવાઉં છું (૧૮). જે નિષ્કામકર્મી મને, ઉપર કહેલી રીતે, પોતાના નિષ્કામભાવવડે ભ્રમિત થયા વગર પુરુષોત્તમ સમજે છે તેણે બધું જાણી લીધું છે, અને તે મને પોતાના સર્વ પ્રેમથી ભજે છે, મારો આશ્રય લે છે (૧૯). એ મુજબ સર્વથી ગુપ્ત રાખવા લાયક શાસ્ત્ર આ મેં તને અહીં કહ્યું આ સમજણ જાણીને, મનુષ્ય "ડાહ્યો" થાય છે (બુદ્ધિમાન્), અને કૃતકૃત્ય થાય છે. એને કંઈ કરવાનું બાકી રહેતું નથી.

**નોંધ**—અક્ષર પુરુષને "આ લોકમાં રહેલો" કહ્યો છે માટે તે સાક્ષીરૂપે રહેલા પરમાત્મા જ છે. "સાક્ષી" રૂપ પુરુષ નિર્વિકાર છે, માટે કૂટસ્થ છે ઘણા વિદ્વાનો (પ્રો. દાસગુપ્ત સિવાય બધા) અક્ષર પુરુષ એટલે અક્ષર, નિર્ગુણ બ્રહ્મ સમજે છે.



અધ્યાયોની જેમ આની **રચના** ઉપરથી આ સોળમો અધ્યાય પણ એક સ્વતંત્ર **યોગ** શીખવવાના ઉદ્દેશથી લખાયો છે, એમ જણાય છે. વળી સોળમા અધ્યાયનું **નામ** "**દૈવાસુરસંપદ્વિભાગયોગ**" પણ એક નવા યોગનું જ નામ છે, જે નામ બીજા કોઇ અધ્યાયના નામ તરીકે નથી આવ્યું. આપણે હવે પછી આ નામનો અર્થ જોઇશું કે દૈવીસંપદ્ એટલે દેવોના જેવા ગુણોની (ભૂતસૃષ્ટિથી થયેલી) પ્રાપ્તિ; જીવોનાં પોતાનાં કર્મથી નહીં, પણ જીવોની સૃષ્ટિ મૂળથી જ એવી થયેલી કે અમુક જીવો અભય વગેરે ગુણો સાથે જ **સરજવામાં** આવ્યા. તેથી ઊલટું, બીજા જીવોનો સમુદાય આસુરી દુર્ગુણો સાથે જ સરજવામાં આવ્યો, તેથી તે "આસુરીસંપદ્‌ના જીવો" કહેવાય, તેઓના દુર્ગુણો પણ "આસુરી સંપદ્" (સ્વસૃષ્ટિ સાથે જ મળેલા દુર્ગુણો) કહેવાયા. આ બે સૃષ્ટિથી જ આવેલી "સંપદો" વચ્ચેનો ભેદ (વિભાગ) સમજી, પોતાની સૃષ્ટિ જ દૈવીસંપદ્ સાથે થઇ છે એમ જાણી, નિષ્કામકર્માચરણ કરવું, યોગ આચરવો, તેનું નામ **દૈવાસુરસંપદ્વિભાગયોગ** છે.

(૨) અહીં એક વસ્તુ શરૂઆતમાં જ દર્શાવવી ઠીક પડશે. દૈવીસંપદ્‌ના જે સ્વસૃષ્ટિસિદ્ધ ગુણો છે તેમાં **નિષ્કામકર્મ** અથવા **યોગ** નાં લક્ષણોમાં ગણાતા ગુણો છે, જેમકે સત્ત્વસંશુદ્ધિ એટલે વાસનારહિતપણું, જ્ઞાનયોગવ્યવસ્થિતિ, ઇત્યાદિ. એથી ઊલટું, આસુરી સંપદ્‌ના જે દુર્ગુણો છે તે **કામ્ય કર્મો**, વૈદિક કામ્યકર્મોના, ફલાશાપૂર્વક કર્માચરણના, દુર્ગુણો છે.—આ ઉપરથી "આસુરી સંપદ્" નામથી ઓળખાતી

જીવસૃષ્ટિ "વૈદિક કામ્ય કર્મકાંડીઓમાંથી બનેલો એક ઉદ્દામવાદી, કામનામય જીવન ગાળનાર સમાજ" છે, એમ સમજાશે. વર્ષો પહેલાં જ્યારે પશ્ચિમના વિદ્વાનો ગીતાનો અભ્યાસ કરવા મંડ્યા ત્યારે "આસુરીસંપદ"વાળાઓ બૌદ્ધો કે જૈનો છે, એમ મનાતું; પછી તેઓ ચાર્વાક-લોકાયતિક છે, એવો શંકરાચાર્યનો મત વિદ્વાનોમાં માન્ય થયો હતો; અને પછી લો. ટિળકે "अपरस्परसंभूतम् (એટલે परस्परसंभूतम्) जगत् સાંખ્યની સૃષ્ટિપ્રક્રિયા વિશે કહ્યું છે," એમ માન્યું, અને "આસુરીસંપદ્‌વાળાઓ સાંખ્યનો એક સંપ્રદાય છે," એવો મત લો. ટિળકે દર્શાવ્યો. પણ સાંખ્યમાં, 'બુદ્ધિ' તત્ત્વ પ્રકૃતિમાંથી અને બુદ્ધિમાંથી અહંકાર, તેમજ અહંકારમાંથી ઇન્દ્રિયો— આમ જે સૃષ્ટિપ્રક્રિયા છે, તેમાં "પરસ્પર"માંથી સૃષ્ટિ થાય છે, એવો અર્થ જ ક્યાં નીકળે છે? જો "અહંકાર બુદ્ધિમાંથી ઉત્પન્ન થાય છે અને પાછી બુદ્ધિ અહંકારમાંથી ઉત્પન્ન થાય છે" એમ કહ્યું હોય તો જ "પરસ્પર અથવા અપર-સ્પર સંભૂતમ્" (જગત્) એમ અર્થ કાઢી શકાય. એટલે લો. ટિળકે કરેલો अपरस्परसंभूतंमનો અર્થ જ ઠીક નથી, માટે એમનો નિર્ણય પણ ખોટો જ છે.

(૩) શ્લોક ૬ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે અહીં પોતાનાં જ (જન્માન્તરોમાં કરેલાં) સત્કર્મોને લીધે જન્મથી સદ્‌ગુણો સાથે જન્મેલા અને પોતાનાં જ (જન્માન્તરોમાં કરેલાં) પાપ-કર્મોને લીધે દુર્ગુણો સાથે જન્મેલા, એવો અર્થ આ બે "સંપદો" વાળા બે જીવવર્ગોનો નથી. પણ શ્રીભગવાને "સૃષ્ટિ" ઉત્પન્ન કરી ત્યારે જ જીવોના બે પ્રકારો સરજાયા, એમ અર્થ કરવાનો છે. શ્લોક ૬ બહુ સ્પષ્ટ અને બહુ અગત્યનો

છે.—વેદાન્તદર્શનના આચાર્યોમાંથી શ્રીવલ્લભાચાર્યે એવો મત આપ્યો છે કે જીવોની 'સૃષ્ટિ' જ શ્રીભગવાને પોતાની લીલા માટે "ત્રિષમ" કરી છે, ત્રિવિધ કરી છે;—પુષ્ટિ, પ્રવાહ અને મર્યાદા સૃષ્ટિ. આ ત્રણ પૈકી "પુષ્ટિજીવસૃષ્ટિ દૈવીસંપદ્‌નો અર્થ છે" અને "આસુરીસંપદ્ એટલે પ્રવાહજીવસૃષ્ટિ" તથા "અક્ષરબ્રહ્મને જ્ઞાનદ્વારા પ્રાપ્ત કરનાર જીવોની સૃષ્ટિ એટલે મર્યાદા જીવસૃષ્ટિ" એવો અર્થ શ્રીવલ્લભાચાર્યે ઘટાવ્યો છે. પણ એટલું વિચારવું જોઇએ કે ગીતાના દ્વિવિધ જીવસૃષ્ટિના વિચારને द्वय: प्राजपत्या......देवा मनुष्या असुरा: (बृ ૬.૨) સિવાય કોઇ આધાર મળતો નથી. ૧૬મા અધ્યાયની આ માન્યતા જ સર્વજીવબ્રહ્મત્વવાદી (અને તેથી सर्वभूतमात्रसमत्ववादी) ભારતીય સંસ્કૃતિમાં વિચિત્ર છે.

श्रीभगवानुवाच

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥१॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥२॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥३॥

**ભાષાન્તર**—શ્રીભગવાન કહે છેઃ—અહંકાર અને મમતા ન હોવાથી, ફલાશા ન હોવાથી, નિષ્ફળ થવાની કોઈપણ બીકનો અભાવ (अभयम्); અન્તઃકરણની પવિત્રતા એટલે વાસનાઓ (કામનાઓ)થી મુક્તપણું, કોઈપણ એક પ્રકારના જ્ઞાન (સૃષ્ટિપ્રક્રિયાનું, અથવા બીજું કંઇ જ્ઞાન, તે) દ્વારા નિષ્કામ કર્તું

આચરણ, તેનું નામ "જ્ઞાનયોગ," તેમાં દઢતા પૂર્વક સ્થિરતા (વ્યવસ્થિતિ); ફલાશા વગર દાન, દમ, નિષ્કામ યજ્ઞ, સ્વાધ્યાય, તપ, વ્યવહારમાં સરળતા, (૧); અહંકારપૂર્વક કરેલી લોકકલ્યાણકારી હિંસાનો પણ ત્યાગ, સત્યવાદીપણું, ક્રોધનો અભાવ, ત્યાગ (કામ્યકર્મોન કરનાં, ૧૮.૨), મનની શાન્તિ, લુચ્ચાઇનો અભાવ, ભૂતો પ્રતિ દયા, લોલુપતાનો અભાવ, સ્વભાવમાં માયાળુપણુ, શરમ (હ્રી), ટીખળીપણાનો અભાવ (૨); તેજસ્વીપણું, માફી, ધીરજ, શૌચ, દ્રોહનો અભાવ, વધારે પડતા સ્વાભિમાનનો અભાવ,—આ બધા ગુણો દૈવી સંપદમાં જન્મેલાં **પ્રાણીઓમાં જન્મથી હોય છે.**

## ગીતા : ૧૬. ૪–૬

दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥४॥
दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ।
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पाण्डव ॥५॥
द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥६॥

ભાષાન્તર—હે પાર્થ, છળ, ખોટી મગરૂબી (दर्पः), પોતાના ગુણોનો ગર્વ, ક્રોધ, ગાળો દેવી તે (पारुष्यम), અને કોઈપણ એક પ્રકારના (જગત, ઈશ્વર, તત્ત્વો વગેરેના), જ્ઞાનનો અભાવ (દૈવીસંપદ્માં 'જ્ઞાનયોગ'નો ગુણ કહ્યો છે, તેથી ઊલટું)- આ બધા દુર્ગુણો 'આસુરી મિલકત' (संपत्) લઈને જન્મેલા માણસમાં હોય છે (૪). અભય વગેરે સદ્ગુણોરૂપી "દૈવી

મિલકત" (વાળો જીવ) મોક્ષ માટે (સરજાએલો) છે. "આસુરી મિલકત" વાળો જીવ જન્મમરણના બન્ધન માટે સરજાએલો છે. તું શોક કર નહીં કે "હું આસુરીસંપદ્ સાથે જન્મ્યો છું;" કેમકે હે પાંડુપુત્ર અર્જુન, હું ખાતરી આપું છું કે તું "દૈવી મિલકત" લઈને જન્મ્યો છે (૫). હે અર્જુન, ઉપર કહ્યું કે મનુષ્ય દૈવી કે આસુરી મિલકત "લઇને જન્મ ધારણ કરે છે." સામાન્ય રીતે લોકો માને છે કે જીવાત્માનાં અનેક જન્મોમાં કરેલાં કર્મો હોય છે—જેમકે સંચિત-પ્રારબ્ધ કર્મો, અને તેના પરિણામ કે ફલ રૂપે મનુષ્યને 'જન્મથી" આ "મિલકત" મળે છે. પણ એમ નથી, કેમકે આ દુનિયામાં પ્રાણીઓની બે "સૃષ્ટિ"ઓ (ઉત્પત્તિઓ)જ છે; પ્રાણીઓને જ્યારે સરજવામાં આવ્યા ત્યારે તેમની બે જુદા જુદા પ્રકારની નવી જ સૃષ્ટિ જ શ્રીભગવાને ઉત્પન્ન કરી કેમકે તે વખતે પ્રાણીઓનો "પૂર્વજન્મ જ" કે પૂર્વસૃષ્ટિ જ ન હતી.—હવે, જે દૈવીસૃષ્ટિના સદ્ગુણો છે તે મેં તને વિસ્તારથી કહ્યા. આસુરી સૃષ્ટિના દુર્ગુણો તને ટૂંકમાં (શ્લોક ૪માં) કહ્યા છે, તે તું વિસ્તારથી સાંભળ (૬). [હે અર્જુન, જીવોની મૂળસૃષ્ટિ જ બે પ્રકારની—દૈવી અને આસુરી છે; એવો એક વિશિષ્ટ જૂનો પ્રચલિત લોકમત છે, તે મતને અનુસરીને એક યોગ તને અને તે મતવાળાઓને આ અધ્યાયમાં કહ્યો છે. પણ સામાન્ય માન્યતા મુજબ સર્વે જીવો મારા એક સરખા જ અંશો છે, તે સિદ્ધાન્ત મેં તને ગીતા ૧૫.૭માં કહ્યો છે. આ અધ્યાયમાં જે એક પ્રકારનો નિયતિવાદ કહ્યો છે તે તેવા વિશિષ્ટ વાદવાળા જીવોને એમની માન્યતા દ્વારા યોગમાં લઈ જવાના હેતુથી કહ્યો છે. દુનિયામાં ઘણા મનુષ્યો હજારો ઉપદેશો દેવા છતાં સ્વાર્થ ખાતર, સકામ,

કર્મ જ કરે છે; તો બીજા થોડા માનવો સદ્ગુણમય જીવન-જીવવામાં જ માને છે. તે રીતે જાણે કુદરતી સૃષ્ટિ જ બે પ્રકારની હોય એમ લાગે છે. તેથી તે માન્યતાવાળાઓ જો નિષ્કામજીવનકર્મ તરફ વળે, તો યોગ પ્રાપ્ત કરે જ. એવા વર્ગ માટે આ અધ્યાય છે.]

**નોંધ—દૈવી संपद्विमोक्षाय—**અહીં मोक्षाय એટલે "અવશ્ય મોક્ષ માટે;" એમનો મોક્ષ એમની સૃષ્ટિ (ઉત્પત્તિ) સાથે જ નક્કી થએલો છે. ભગવાન જ એમની પાસે સત્કર્મ કરાવે છે જેથી એમનો મોક્ષ જ થાય છે; બીજાઓ પાસે પણ ભગવાન જ એવા કર્મો કરાવે છે (કેમકે એમને ભગવાને જ આસુરી સંપદ્ સાથે સરજ્યા છે) કે એમનો મોક્ષ થાય જ નહીં. સરખાવો एष ह्येवैनं साधु कर्म कारयति तं यमुन्निनीषति, एष ह्येवैन-मसाधु कर्म कारयति तं यमधोनिनीषति (कौ.३.९).

## ગીતા : ૧૬. ૭–૨૦

પ્રસ્તાવના—(૧) આ શ્લોકોમાં આસુરીસંપદ્ સાથે સર-જાએલી જીવ-સૃષ્ટિના દુર્ગુણો દર્શાવ્યા છે. જેમ દૈવી સૃષ્ટિના સદ્ગુણોમાં "જ્ઞાનયોગ" રૂપી લક્ષણ આપીને નિષ્કામકર્મ-પરાયણતાનો મુખ્યગુણ શરૂઆતમાં કહ્યો છે, તેમ અહીં તેથી ઊલટો દુર્ગુણ કહે છે, એમ જણાય છે. ગીતા મુજબ "બાહ્ય સંન્યાસ ભલે હોય છતાં **મનમાં** કર્મ અને કર્મફલના સંકલ્પો અને કામનાઓ ચાલુ હોય" તેને પ્રવૃત્તિ માનવી; અને "બાહ્ય દૃષ્ટિએ બધાં કર્મો ચાલુ હોય પણ **માનસિક** દૃષ્ટિએ 'હું કંઇ કરતો જ નથી' એવી પ્રતીતિ હોય અથવા કર્મોનાં ફલોનો માનસિક ત્યાગ હોય તો તે મનોવૃત્તિને નિવૃત્તિ કહેવી." પ્રવૃત્તિ

અને નિવૃત્તિનો આવો સાચો ખ્યાલ "આસુર" લોકોને હોતો જ નથી; અર્થાત્ નિષ્કામ કર્મમાં તેઓ સમજતા જ નથી.—વળી, શ્લોક ૭B માં શૌચ, આચાર તથા સત્ય-એ ત્રણનો અભાવ આસુર લોકોમાં કહ્યો છે, તો "શૌચ"ના અભાવનો ખ્યાલ અહીં 'अशुचिव्रताः' (શ્લોક ૧૦) ઉપરથી લેવાનો રહેશે અને તે શ્લોક ૭A માં કહેલા પ્રવૃત્તિ-નિવૃત્તિના અભાવ સાથે સંગત હશે, એમ જણાય છે. જો એમ હોય તો શૌચાભાવ એટલે અહીં કામનામયતા સમજવી જોઇએ. જે આચાર, અને જે સત્ય નિષ્કામકર્મમાં હોય, તેનો અભાવ આસુરી સંપદ્ લઇને જન્મેલા લોકોમાં છે, એમ ગીતા કહે છે, એમ જણાય છે.

(૨) શ્લોક ૮માં આસુરી સૃષ્ટિના જીવો જગતની ઉત્પત્તિ વિશે શું માને છે, તે કહ્યું છે. અહીં જે કહ્યું છે તે બધું એક જ દૃષ્ટિબિંદુમાં સમાઇ જાય તેવું છે; અને તે છે "કામ" એટલે ફલકામપરાયણતા. સામાન્ય મનુષ્યો—ખાસ કરીને વેદાનુયાયી મનુષ્યો ઇચ્છાની તૃપ્તિ જ શોધતા. તેમાં એક વૈદિક વર્ગ હદ ઓળંગી ગયો હશે (શરૂઆતમાં રાવણાદિની જેમ), તે વર્ગ વિશે અહીં કહેતા હશે, એમ જણાય છે. આવો વર્ગ મનુષ્યોની કામમયતાને જ જગતની ઉત્પત્તિનું કારણ માનતો હતો —ઋગ્વેદના એક સૂક્તમાં પણ સૃષ્ટિની શરૂઆતમાં "काम" હતો એમ જ કહ્યું છે. અહીં ગીતામાં તેમજ અધ્યાય ૧૬માં પણ કામનો અર્થ "વિષયવાસના" (lust) એમ કેટલાક વિદ્વાનો કરે છે, તે ઠીક નથી, કેમકે આ આસુરીસંપદ્‌વાળાઓ વૈદિક કર્મકાંડી હતા, તે 'यक्ष्ये' 'दास्यामि,' 'यजन्ते नामयज्ञैः'

(૧૫,૧૭) ઉપરથી જણાય છે; અને कामનો અર્થ ઈચ્છા એમ काममाश्रित्य दुष्पूरं વગેરેમાં કહ્યું છે. માટે काम એટલે “lust” ‘વિષયવાસના’ અર્થ કરીને, આસુરી સંપદ્‌વાળા “ચાર્વાક–લોકાયતિક” હતા, એમ કહેવું ખોટું છે.—ઉદ્દામવાદી વૈદિકોનો આ મત હતો.—પણ જગત વિશે સામાન્ય પ્રચલિત જે મત હતો, તેનું આ ઉદ્દામવાદી વૈદિકોએ ખંડન કરેલું; તે ખંડન असत्यमप्रतिष्ठम् વગેરે શબ્દોમાં છે, એમ હું માનું છું લોકો માને છે કે જગત સત્ય છે, અર્થાત્ જગતને એક શાશ્વત તત્ત્વનો આધાર છે; આ ઉદ્દામવાદી વૈદિકો, એ વાત સ્વીકારતા નહીં. कामને જ આધાર માનતા હતા. असत्यम् એટલે માયાવાદી શાંકરવેદાન્તીની જેમ મિથ્યા (દોરીમાં સર્પના આભાસની જેમ) અથવા ચાર્વાકની જેમ “એક જન્મ સિવાય પુનર્જન્મ છે જ નહીં,” માટે “અસત્ય” (જગત), એમ પણ નહીં. જે અર્થ અસત્યનો છે, તે જ અર્થ अप्रतिष्ठम् (એક મૂળ “બીજ” વગરનું) અને अनीश्वरम् (ईश्वर વગરનું)નો છે; એમ જણાય છે.

(૩) (अ) अपरस्परसंभूतमનો અર્થ આપણને “परस्परं भावयन्त:” (૩.૧૧)માંથી જડે છે: ગીતા વૈદિક યજ્ઞની સંસ્થાને દેવો અને મનુષ્યો વચ્ચેના પરસ્પર સંબંધ દ્વારા જગતની સમૃદ્ધિ (ઇષ્ટ ભોગો અને છેવટે શ્રેય:, મોક્ષ)નું સાધન માને છે; એમ ત્રીજા અધ્યાયમાં કહ્યું. એ ગીતાના મતનું આ ઉદ્દામવાદી વૈદિકો ખંડન કરતા હતા; તેમજ ઈશ્વર કે પ્રજાપતિ જેવા (૩.૧૦) જગતના આદ્ય શાસનકર્તાને સ્વીકારતા ન હતા. (आ) જે अप्रतिष्ठम् શબ્દ અહીં ૧૬.૮માં છે, તે ૩.૧૫માં જગતને

अक्षर માંથી ઉદ્ધવેલું કહ્યું છે તેની સાથે રાખીએ, તો "જગનનું મૂળ अक्षर છે, એ ગીતાનો મત આ આસુરી સંપદ્ વાળા સ્વીકારતા ન હતા," એમ અર્થ નીકળે; આ ઉપરથી પણ "આસુરી સંપદ્વાળા" નામનો વૈદિક સમાજનો જ એક વર્ગ બનેલો હતો, એમ જણાય છે. (દ) अन्यायेन अर्थसंचयान् (૧૨). આ વૈદિકો ધનસંચય કરતા હશે; અને ગીતા ધનસંચયની વિરુદ્ધ છે. માટે અર્થસંચય કરવો એ વાજબી નથી, માટે अन्यायेन કહ્યું છે. 'अन्यायेन' એટલે લૂંટીને, ચોરીને કે છળકપટથી, એવો અર્થ નથી કરવાનો. (ઈ) શ્લોક ૧૩-૧૪-૧૫માં આ આસુરોના વિચારો દર્શાવ્યા છે; તે અમુક પ્રકારના વૈદિકોના હતા, એ સહેલાઇથી સમજાશે. 'यक्ष्ये' (पशुकाम: यजेत). યજ્ઞ કરી નાખવો જેથી ખૂબ ધન મળી જાય એવી માન્યતા હતી. યજ્ઞથી શત્રુઓ હણી શકાય, એવા યજ્ઞો પણ હતા; ૧૪મા શ્લોકમાં "શત્રુઓને હણીશ" એનો અર્થ "યજ્ઞદ્વારા શત્રુઓને હણી નાંખીશ", એમ કરવાનો છે. હું બળવાન છું, સુખી છું, એ પણ વૈદિક દેવો અને યજ્ઞોદ્વારા મળેલા બળ અને સુખની જ વાત (સંદર્ભ) છે. (સરખાવો स्थिरैरङ्गैस्तुष्टुवांसः व्यशेम देवहितं यदायुः।) પંડિત સાતવળેકરે "બળવાન્ બનો"ની વૈદિક સંસ્કૃતિ વિશે એક પુસ્તિકા લખી છે. ગીતા આ કામનામય વૈદિકોને નરકમાં મોકલે, તેમાં નવાઇ નહીં (૧૬). (उ) अविधिपूर्वक—નિષ્કામપણે અને બધા દેવો શ્રીકૃષ્ણનાં જ રૂપો છે; યજ્ઞોના ભોક્તા એટલે આહુતિઓ લેનારા શ્રીકૃષ્ણ જ છે, એવો ગીતાએ યજ્ઞનો વિધિ કરેલો, કહેલો, છે, તે વિધિ વગરનો યજ્ઞ; એમ અહીં સમજવાનું છે. (ऊ) मामात्मपरदेहेषु—ગીતા મુજબ પ્રાણીમાત્રનો આત્મા શ્રીકૃષ્ણ છે, અને આ જ્ઞાનદ્વારા

મનુષ્યે "હું બધું કરું છું" એ અહંકાર ત્યજી "હું ભગવાન રૂપ, ભગવાનનો અંશ છું", એ દૃષ્ટિએ સ્વકર્મો કરવાનાં છે; આસુરી સંપદવાળાઓ ગીતાના નિષ્કામકર્મની જીવપરમાત્માના આ અભેદની દૃષ્ટિ સ્વીકારતા નહીં. પણ પોતાની જાતને એક સ્વતંત્ર વ્યક્તિ માનતા—એમ અહીં કહ્યું છે. પોતાની જાતને, પોતાના આત્માને અને બીજા દરેક આત્માને એક સ્વતંત્ર વ્યક્તિ માનવી, અને પોતાનો આત્મા તથા બીજાઓનો આત્મા મૂળમાં શ્રીકૃષ્ણ જ (અથવા શ્રીકૃષ્ણનો અંશ જ) છે, તે ન સ્વીકારવું, એટલે "શ્રીકૃષ્ણનો દ્વેષ" કર્યો, એમ ગીતા કહે છે, ગીતાના સંદર્ભ ઉપરથી આ અર્થ નીકળે છે; જો ગીતાનો સિદ્ધાન્ત ધ્યાનમાં રાખ્યા વગર "मामात्मपरदेहेषु प्रद्विषन्तः"નો અર્થ કરીએ, તો કંઈ અર્થ જડશે જ નહીં.

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥७॥
असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥८॥
एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥९॥
काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद्गृहीत्वासद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥१०॥
चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥११॥
आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसञ्चयान् ॥१२

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥१३॥
असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥१४॥
आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥१५॥
अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥१६॥
आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥१७॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥१८॥
तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥१९॥
आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥२०॥

ભાષાન્તર—બાહ્ય દૃષ્ટિએ પ્રવૃત્તિ હોય પણ કર્મફલત્યાગ મનમાં હોય અથવા હું કર્મ કરતો નથી, એવું સ્વકર્મમાં અનહંકારીપણું હોય, તો તે પ્રવૃત્તિ જ નિવૃત્તિ છે, "કર્મ"માં જ અકર્મ છે; પણ તેથી ઊલટું બાહ્ય દૃષ્ટિયે નિવૃત્તિ (કર્મસંન્યાસ) હોય પણ મનમાં કામનાઓ હોય, તો તે નિવૃત્તિ પણ પ્રવૃત્તિ જ છે, એ અકર્મમાં કર્મ જ રહ્યું છે. આવી ગીતાની સમજ પ્રવૃત્તિ નિવૃત્તિ વિશે છે; આ સમજ આસુર જનોને નથી; તે

લોકોમાં નિષ્કામતારૂપી શૌચ નથી, આચાર નથી અને સત્ય પણ નથી (૭). તે લોકો જગતને, માત્ર યજમાન-ઇચ્છા, ફલ-કામના, પશુ, શત્રુહનન વગેરે માટે તીવ્ર ઇચ્છા, એવી અનેક વાસનાઓની તૃપ્તિ માટે અને વાસનામાંથી ઉત્પન્ન થયેલું, માને છે; પણ સામાન્ય લોકો જગતને સત્ય, અન્તિમ શાશ્વત આધાર-વાળું, મૂળમાં એક બીજ (અક્ષર)માંથી ઉત્પન્ન થયેલું, ઈશ્વરની વ્યવસ્થાવાળું અને દેવો અને મનુષ્યો વચ્ચે પરસ્પર સંબંધ-માંથી જગતની (વ્યક્તિની નહીં) સમૃદ્ધિવાળું માને છે, એ સંબંધમાંથી જગત ઉત્પન્ન થયું છે, એમ સારા લોકો માને છે. આ આસુરી લોકો, સત્પુરુષોના તે મતને સ્વીકારતા નથી (૮). જગતની ઉત્પત્તિ વિશે આવી દૃષ્ટિ ("દર્શન"?)નો આશ્રય લઈને જેમનો પોતાનો જ નાશ (અધઃપાત) થયો છે તેવા, બુદ્ધિરહિત અને અત્યન્ત ઉગ્ર કામ્યકર્મી (શબ્દાર્થ–અત્યન્ત ઉગ્ર કામ્યકર્મ, જેવાકે મારણ, ઉચ્ચાટન, આદિ પ્રયોગો હોય તેવાં કર્મો કરનારા), જગતના દુશ્મનો જગતના નાશ માટે જન્મે છે (૯). કદી પણ સંતોષાય નહીં તેવી ઇચ્છાનો આશ્રય લઈને છળ કપટ, અભિમાન, અને મદવાળા, મોહને લીધે ખોટી સમજણોને પકડીને, અપવિત્ર વ્રતનિયમોવાળા (ઉગ્ર) પ્રવૃત્તિઓ કરે છે (૧૦). જેની સીમા નથી તેવી અને મરણ વખતે જ (પરાણે) અટકે તેવી ઉપાધિનો આશ્રય લેનારા, ઇચ્છિત વસ્તુઓનો ઉપભોગ – જે યજ્ઞોદ્વારા અને બીજી રીતે મળે છે—તેને જીવનનું પરમ ધ્યેય માનનારા, "આ જ, આટલું જ, વેદમાં છે તે જ છે; બીજું કંઈ, ઉપનિષદો કે ગીતામાં કહેલું, છે જ નહીં એમ નક્કી કરીને બેઠેલાઓ (૧૧), (एता-वदिति निश्चिताः– સરખાવો नान्यदस्तीतिवादिनः—ગીતા ૨.

૪૨; બન્ને ઠેકાણે વૈદિકો ઉપનિષદોને સ્વીકારવા તૈયાર નથી, અથવા ગીતાને સ્વીકારવા તૈયાર નથી, એવો અર્થ છે.) સેંકડો ઇચ્છાઓનાં બન્ધનોથી બંધાએલા, કામ અને ક્રોધ કરવામાં તૈયાર, એવા આ ઉદ્દામ વૈદિકો ઇષ્ટવસ્તુઓના ઉપભોગ મેળવવા માટે ગીતા શાસ્ત્રમાં કહેલા [समलोष्टाश्मकाञ्चनः ૧૪.૨૪; દેવોને પોતાના ધનમાંથી આપીને પછી ધન-ઉપયોગ કરવો તે ગીતા ૩.૧૨નો નિયમ] ઇત્યાદિ ન્યાય વિરુદ્ધ જઇને ધન-સંચય કરવા યત્ન કરે છે (૧૨). "આજે આ મેં મેળવ્યું; ભવિષ્યમાં આ મનોરથ હું મેળવીશ; આ મારું છે; ભવિષ્યમાં આ પણ મારું ધન થશે (૧૩). પેલા શત્રુને મેં મારી નાખ્યો; બીજા શત્રુઓને પણ હું (વૈદિક મારણ-ઉચ્ચાટન પ્રયોગોથી) મારી નાખીશ; હું શેઠ છું; હું ભોગવાળો છુ; હું સિદ્ધ (સફળ) છું, બલવાન ને સુખી છું (૧૪). હું ધનાઢ્ય, અને ઉચ્ચ કુળવાળો છું. મારા જેવો બીજો કોણ (ધનાઢ્ય કે બળવાન) છે? હું "**યજ્ઞ કરીશ, દાન દઇશ, આનન્દ કરીશ**" આમ અજ્ઞાનથી ભ્રમિત થયેલા (૧૫), અસંખ્ય વિચારોથી ચકડોળે ચઢેલા, મોહની જાળમાં ફસાયેલા, કામભોગમાં આસક્તિવાળા, અપવિત્ર નરકમાં પડે છે (૧૬). પોતાની જાતે જ સંભાવિત ગૃહસ્થ થઈ બેઠેલા, અક્કડ થઇને ફરનારા, ધન-માન-મદવાળા એ લોકો ડૉળમાં, ગીતાએ કહેલા નિષ્કામ કર્મના વિધિ વગર, કહેવાતા યજ્ઞો વડે (દેવોને) પૂજે છે (૧૭). અહંકાર, બલ, ગર્વ, કામ, ક્રોધ એ દુર્ગુણોમાં પડેલા, પોતાના અને બીજા મનુષ્યોના દેહોમાં જીવાત્મા તરીકે હાજર રહેલા એવા મને ધિક્કારતા, ઇર્ષ્યાળુ (૧૮), તેવા દ્વેષીલા, ક્રૂર, અમંગળરૂપ (અશુભાન્) નરાધમોને હું નિત્ય આસુરી યોનિઓમાં

ફેંકું છું (૧૯). હે કૌન્તેય, આસુરી યોનિને મેળવીને, દરેક જન્મમાં "મૂઢ" રહેલાઓ મને મેળવ્યા વગર જ (મામપ્રાપ્યૈવ), નીચ ગતિને પ્રાપ્ત કરે છે (૨૦).

નોંધ—શ્લોક ૧૮ સુધી આસુરી સંપદ્‌વાળાનાં ચિહ્નો વર્ણવીને, શ્રીકૃષ્ણ જ તેમની "સૃષ્ટિ"ને યોગ્ય ગતિ, એમને આપે છે, એમ કહ્યું છે. "શ્રીકૃષ્ણ એમને નરકમાં ફેંકે છે" એટલે એમની "સૃષ્ટિ" પ્રમાણે શ્રીકૃષ્ણ એમની દશા કરે છે.

## ગીતા : ૧૬. ૨૧-૨૪

પ્રસ્તાવના—(અ) અહીં ત્રણ મુખ્ય દોષો, કામ, ક્રોધ અને લોભ કહ્યા છે. પુરાણોમાં છ શત્રુઓ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, કહ્યા છે. માટે ગીતા પ્રચલિત પૌરાણિક સાહિત્ય કરતાં વધુ પ્રાચીન છે (આ) ૨૩માં ગીતાશાસ્ત્રનો નિષ્કામ વિધિ ત્યજનાર એટલે "कामकारत:," સકામ રીતે (કર્મ) કરનારા. (ઇ) શ્લોક ૨૪માં શાસ્ત્ર એટલે ગીતારૂપી યોગશાસ્ત્ર અને શાસ્ત્રવિધાન એટલે "નિષ્કામકર્મ જ કરવાનો હુકમ"- શું કાર્ય (=કરવાયોગ્ય) અને શું અકાર્ય (નહીં કરવા યોગ્ય) છે? તેના નિર્ણયમાં જ યોગશાસ્ત્ર ગીતાનું વિધાન છે કે સકામકર્મો ન જ કરવાં, નિષ્કામ કર્મો જ કરવાં, અને કર્મસંન્યાસ ગ્રહણ ન જ કરવો.

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥२१॥
एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥२२॥

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥२३॥
तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥२४॥

ॐतत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसम्पद्विभागयोगो नाम षोडशोऽध्यायः

ભાષાન્તર—મનુષ્યના આત્માનું પતન કરાવનાર નરકનું દ્વાર ત્રણ પ્રકારનું, ત્રેવડુ છે. ઇચ્છા, ગુસ્સો અને લોભ. માટે એ ત્રણ દરેક મનુષ્યે ત્યજવાં (૨૧). હે કુન્તાપુત્ર, અંધકારનાં આ ત્રણ દ્વારોથી છૂટેલો મનુષ્ય (એટલે યોગી) પોતાના શ્રેય (પારલૌકિક કલ્યાણ)નાં કર્મો કરે છે (आचरति); અર્થાત્ તે મનુષ્ય સ્વાભાવિક રીતે જ નિષ્કામ કર્મો કરે છે જે કર્મો મોક્ષ માટે નક્કી થએલા છે; અને પછી તે મનુષ્ય ઉચ્ચ ગતિને પ્રાપ્ત કરે છે (૨૨). જે આસુરીસંપદ્‌વાળો ગીતાશાસ્ત્ર(યોગશાસ્ત્ર)નો નિષ્કામ કર્મ કરવાનો વિધિ (હુકમ) ત્યજીને, ફ્લની ઇચ્છાથી કર્મ કરવાની રીતથી વર્તન કરે છે, તે નથી સિદ્ધિ મેળવતો, ન તો સુખ કે ન તો ઉચ્ચ ગતિ મેળવતો (૨૩). માટે તું ગીતારૂપી યોગ-શાસ્ત્રને કરવાલાયક કે ન કરવાલાયક કર્મોના નિર્ણય માટે પ્રમાણભૂત ગણ. ગીતારૂપી યોગશાસ્ત્રના હુકમમાં કહેલું (નિષ્કામ) કર્મ જાણીને તું તે કર્મ કર, એવી હું તને સલાહ આપુ છું.

**નોંધ**—इतिश्रीમાંના दैवासुरसंपद्विभागयोगની અમે ઉપર સમજણ આપી છે. શ્લોક ૨૨-૨૩માં શાસ્ત્ર એટલે માનવધર્મ-શાસ્ત્ર, વગેરે સ્મૃતિ, એ અર્થ કેટલાક ગીતાવ્યાખ્યાતાઓ કરે છે. પણ શાસ્ત્રવિધિ ત્યજીને “कामकारतः (प्र)वर्तते,” દ્વારા

સ્પષ્ટ થાય છે કે શાસ્ત્રવિધિ ત્યજે ત્યારે "કામનાથી કર્મો કરે." માટે આ અર્થ ગીતાના સંદર્ભ ઉપરથી જ સમજી શકાય. ઊલટું મનુસ્મૃતિ વગેરેમાં, "બધાં કર્મો કામનાથી જ થાય છે," એવો સિદ્ધાન્ત છે (अकामस्य क्रिया काचिद् दृश्यते नेह कर्हिचित्। यद् यद् धि कुरुते कर्म तत्तत्कामस्य चेष्टितम॥ મનુ. ૨.૪). ઉપરાંત મનુ પ્રમાણે જીવાત્મા કર્તા છે; ગીતા પ્રમાણે પ્રકૃતિ કર્તા છે. અર્જુન મનુસ્મૃતિ જેવું શાસ્ત્ર જાણીને તો ગભરાયો હતો માટે અહીં શાસ્ત્ર=ગીતા.

---

# ભગવદ્ગીતા : એક સરળ ભાષાન્તર

## ભાગ ૩

# અધ્યાય સત્તરમો

પ્રસ્તાવના-(અ) આ અધ્યાયનું નામ "શ્રદ્ધાત્રયવિભાગયોગ" છે. અહીં 'શ્રદ્ધા' એટલે શું? આ સત્તરમા અધ્યાય સિવાય બાકીના અધ્યાયોમાં નિષ્કામ કર્માચરણ (યોગ) માટે કોઈ પણ પ્રકારની સમજણ અથવા દલીલ આપવામાં આવી છે, જેમકે પ્રકૃતિના ગુણોજ સર્વ કર્મો કરે છે (૩. ૨૭-૨૮), શ્રીકૃષ્ણે જ કરેલાં કર્મો મનુષ્ય કરે છે (૧૧ ૩૩-૩૪), પરંપરાથી ચાલતો આવેલો 'યજ્ઞ' ચાલુ રહે અને વરસાદ દ્વારા અન્ન ઊગે અને સાર્વજનિક કલ્યાણ થાય માટે મનુષ્યે સ્વકર્મો કરવાં જોઈએ (સંન્યાસ ગ્રહણ ન કરવો, ૩. ૯-૧૬), જગત અને પોતે શ્રીકૃષ્ણની વિભૂતિ છે, એવી સમજણ (૧૦. ૧૮-૪૨), બન્ને પ્રકૃતિથી પણ ઉચ્ચ એવા શ્રીકૃષ્ણમાં જગત આખું, સૂત્રમાં રત્નસમુદાયની જેમ, પરોવાએલું (આશ્રિત, આધારિત) છે તેવી અથવા બીજી કોઈ યુક્તિવાદવાળી દલીલ, આવી દલીલ કે યુક્તિ આપીને જુદા જુદા અધ્યાયોમાં નિષ્કામ કર્મ કરવાનું સમજાવ્યું છે. પણ આ સત્તરમા અધ્યાયમાં, મારે યજ્ઞ કરવાનો છે, કરવોજ જોઈએ, યજ્ઞ કરવાની મારી ફરજ છે, ફલની આશા રાખીને મારાથી યજ્ઞ, દાન, કે તપ કે બીજું કંઈ પણ કર્મ કરાય જ નહીં; આવી શ્રદ્ધાથી જ નિષ્કામ કર્મ કરવાનું કહ્યું છે (૧૭. ૧૧-૨૨) આ રીતે આ 'શ્રદ્ધા'નો યોગ બાકીના અધ્યાયોના યોગોથી જૂદો પડે છે. મનુસ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રોમાં સ્વાધ્યાય, સંધ્યાવન્દન, વૈશ્વદેવ વગેરે જે વટ્કર્મ ફરજ તરીકે કરવાનું કહ્યું છે; તેને આ યોગ એક રીતે મળતો આવે છે. અંગ્રેજીમાં Duty for Duty's sake ના વિચાર સાથે આ

યોગને સરખાવી શકાય. ( આ ) ઉપર ઉપરથી વાચનારને એમ લાગે કે અહીં માત્ર શરૂઆતના થોડા ( ૧-૪ ? ), શ્લોકોને જ 'શ્રદ્ધા' સાથે સંબંધ છે અને બાકીના આહાર, યજ્ઞ, વગેરે વિષયોને 'શ્રદ્ધા'ના વિષય સાથે કંઈ લેવાદેવા નથી. પણ જરા ઊંડો વિચાર કરતાં જણાશે કે સમગ્ર અધ્યાયને 'શ્રદ્ધા' સાથે અવશ્ય સંબંધ છે સ્વભાવ તત્ત્વમાંથી દરેક જીવાત્માને શ્રદ્ધા મળે છે; આત્મા સ્વતઃ સ્વગત 'શ્રદ્ધા' ધરાવતો નથી ( શ્લોક ૧ ). સ્વભાવ તત્ત્વ માંથી મનુષ્યનું सत्त्व એટલે હૃદય ( બુદ્ધિતત્ત્વ ) બને છે, સ્વભાવના ત્રણ ગુણો મુજબ सत्त्व ( હૃદય ), પણ ત્રણ ગુણોનું બનેલું છે. જેનું હૃદય સાત્ત્વિક હોય, તે મનુષ્યની શ્રદ્ધા સાત્ત્વિકી છે, અને તે અર્થમાં તે મનુષ્ય પોતે 'સાત્ત્વિક' કહેવાય છે. અર્થાત सात्त्विक મનુષ્ય એટલે सात्त्विकी શ્રદ્ધાવાળો મનુષ્ય સમજવો. શ્લોક ૪, ૮ વગેરેમાં सात्त्विक મનુષ્ય એટલે સાત્ત્વિકી શ્રદ્ધાવાળો મનુષ્ય સમજવો (૩). સાત્ત્વિકી શ્રદ્ધાવાળા મનુષ્યો કોનું, કયા ઇષ્ટ તત્ત્વનું યજન-પૂજન કરે છે ? તેના ઉત્તરમા ગીતા કહે છે કે "દેવોનું". રાજસી-તામસી શ્રદ્ધાવાળાઓના પૂજ્ય "ઇષ્ટ" જૂદાં છે ( ૪ ). હિન્દુ સંસ્કૃતિમાં યજન-પૂજનથી જેમ આરાધન કહ્યું છે તેમ, તેની સાથેજ તપ અને દાનથી પણ આરાધન કહ્યું છે. યજ્ઞ-દાન-તપ દરેક આર્યે કરવાનાં શાસ્ત્રે કહ્યાં છે.. તો શ્લોક ૪ માં યજન વિશે કહ્યા પછી શ્લોક ૫-૬માં तपम् વિશે કહેવાનું પ્રાપ્ત થાય છે, તે સ્વભાવિક છે. આ યજન-તપશ્ચરણ-દાન વિશે અને "શ્રદ્ધા"ના પ્રકારોને ધ્યાનમાં રાખીને કહેવાનો મુખ્ય ઉદ્દેશ આ અધ્યાયમાં છે; પણ તે પહેલાં 'શ્રદ્ધા' સાથે ગાઢ સંબંધ રાખતા આહારનો વિષય ગીતા કહે છે. ઉપનિષદમાં आहारशुद्धौ सत्त्वशुद्धिः ( છા. ૭-૨૬-૨ ) કહી છે મનુષ્ય શુદ્ધ

આહાર કરે તો सत्त्व અર્થાત્ 'હૃદય' (બુદ્ધિ) શુદ્ધ બને, અને, અહીં શ્લોક ત્રીજામાં જ કહ્યું તેમ, सत्त्व અને श्रद्धा ને ગાઢ ં'બંધ છે; એ રીતે શ્રદ્ધાના વિષયને આહારના વિષય સાથે ાઢ સંબંધ છે. પણ ઉપનિષદને અનુસરીને આહારમાંથી सत्त्व અને सत्त्वમાંથી શ્રદ્ધા, એમ કહેવાને બદલે ગીતા सात्त्विकवगेरे દ્ધા વાળાઓ (ટૂંકમાં सात्त्विको) નો આહાર, રાજસી શ્રદ્ધાવા-ાઓનો અને તામસી શ્રદ્ધાવાળાઓનો આહાર, એમ ત્રણ પ્રકારનો આહાર કહે છે. ગીતામા ત્રિવિધ आहार એટલે સાત્ત્વિક વગેરે આહાર, એમ સમજવાનું નથી, પણ "सात्त्विकप्रिय" સાત્ત્વિકી શ્રદ્ધાવાળા મનુષ્યોને પ્રિય), રાજસપ્રિય, અને તામસપ્રિય આહાર સમજવાનો છે (૮-૧૦). सात्त्विक यज्ञ એટલે દેવોનું યજન-પૂજન (યક્ષરાક્ષસપ્રેતભૂતોનુ નહીં). હવે, આ દેવોનું યજન' પણ યજમાનની સાત્ત્વિકી શ્રદ્ધા વગેરે પ્રકારની શ્રદ્ધાને અનુસરીને ત્રણ પ્રકારનું છે. કેવળ કર્તવ્યપરાયણતાની જ ભાવના એટલે શ્રદ્ધા, ફલેચ્છાની તૃપ્તિ થશે એવી શ્રદ્ધા, અને શ્રદ્ધાનો અભાવ (જેમ આવે તેમ મંત્ર-દક્ષિણા વગર "ઉકેલવા" ની દૃષ્ટિ); એ રીતે શ્રદ્ધાનુસાર यज्ञ ત્રિવિધ છે (૧૧-૧૩). શ્લોક ૧૩ માં "श्रद्धाविरहित" શબ્દ જ વાપર્યો છે; તે સાત્ત્વિક તથા રાજસ યજ્ઞમાં કેવા પ્રકારની 'શ્રદ્ધા' રહેલી છે, તેનું સૂચન કરે છે (૧૩). यज्ञ આપણી સંસ્કૃતિનું અંગ છે; તેવી જ રીતે, તેવું જ બીજું અંગ તપ છે; તે ઉપર કહ્યું છે; અને તે તપ શારીર વગેરે ત્રણ પ્રકારનું છે (૧૪-૧૬). અહીં શ્લોક ૧૭માં ગીતા પોતેજ "તપ" નો "શ્રદ્ધા" સાથે સંબંધ બતાવે છે. परा श्रद्धा એટલે सात्त्विक श्रद्धा (૧૭). ને સાત્ત્વિક તપ ઉપરથી રાજસ તથા તામસ તપ પ્રકારોનો अवरा श्रद्धा અને श्रद्धा નો अभाव, એ સાથે સંબંધ સમજી લેવો જોઈએ (૧૮-

૧૯ ). જેમ શ્લોક ૧૭નું તપ સાત્ત્વિકી શ્રદ્ધાવાળું કહ્યું છે, અને તે રીતે નિષ્કામ તપ કહ્યું છે; તેમ શ્લોક ૧૧માં કહેલો યજ્ઞ પણ શ્રદ્ધાવાળો છે, એમ સમજી શકાય. જેમ યજ્ઞ તથા તપ ને " શ્રદ્ધા " સાથે સંબંધ કહ્યો છે; તેમ અને તેવો સંબંધ દાનના વિષયમાં વિવક્ષિત હોવાથી જ અહીં " દાન " નો વિષય આવ્યો છે ( ૨૦-૨૨ ). પણ શ્રદ્ધા એટલે સાત્ત્વિકી શ્રદ્ધાવાળું દાન શ્લોક ૨૦માં અને શ્રદ્ધા વગરનું દાન શ્લોક ૨૨માં સમજવું. અપરા શ્રદ્ધા વાળું દાન શ્લોક ૨૧માં કહેલું સમજવું. હવે શ્લોક ૨૩-૨૭ અને ૨૮માં એક જુદી રીતે " શ્રદ્ધા " નો વિષય ગીતાકાર રજૂ કરે છે. " ૐ તત્સત્ " ના ઉચ્ચાર માત્રથી કર્મફલના લેપ ( બન્ધન ) થી દૂર રહેવાય, જો મનુષ્યને ૐ, તત્ અને સત્‌ના દરેકના ઉચ્ચારમાં કર્મફલ બંધનથી મુક્તિ આપનાર શક્તિ રહી છે, એવી શ્રદ્ધા હોય તો. શ્લોક ૨૮ મુજબ અશ્રદ્ધાને પરિણામે યજ્ઞ-દાન-તપ નિષ્ફળ બને છે; તે ઉપરથી પણ પ્રસ્તુત શ્લોકો ૨૩-૨૭માં ૐ વગેરેના ઉચ્ચારણની શક્તિમાં શ્રદ્ધા રાખીને કર્મ કરવાનું અહીં કહ્યું છે. જેમ યજ્ઞ કરવાની ફરજ છે માટે જ ( ફલની પ્રાપ્તિની ઈચ્છાથી નહીં ) યજ્ઞ કરવો ', એવી શ્રદ્ધાથી કરેલો યજ્ઞ નિષ્કામ યજ્ઞ છે ( શ્લોક ૧૧ ), તેમ ૐ, તત્ અથવા સત્ ના ઉચ્ચારથી નિર્લેપ રહેવાય છે એવી શ્રદ્ધાથી કરેલો યજ્ઞ પણ નિષ્કામ યજ્ઞ જ છે. —આમ, આ આખો અધ્યાય ' શ્રદ્ધા ' ના ત્રણ પ્રકારો પૈકી સાત્વિકી શ્રદ્ધાથી સ્વકર્મો કરવાનું શીખવે છે અને તે રીતે એક નૂતન યોગપ્રકાર રજૂ કરે છે. અહીં શ્રદ્ધા એટલે ઈશ્વરમાં કે વેદમાં શ્રદ્ધા, એમ અર્થ કરવાનો નથી. પણ કોઈ યુક્તિ કે દલીલને બદલે કર્તવ્યધર્મમાં શ્રદ્ધા, એમ અર્થ વિવક્ષિત છે.

## ગીતાઃ ૧૭. ૧-૪ અને ૫-૬

પ્રસ્તાવના—(૧) ગીતાશાસ્ત્રનો વિધિ, દરેક કર્મ, ફલની અપેક્ષા વગર કરવાનો છે. એ વિધિનો ત્યાગ કરે એટલે ફલની અપેક્ષાપૂર્વક કર્મ કરે, અને પ્રાચીન કર્મમાં શ્રદ્ધા રાખીને કર્મ કરે તો તે યજ્ઞ રાજસિક યજ્ઞ થશે. (શ્રદ્ધા વગરનો યજ્ઞ તામસિક થશે, જુઓ શ્લોક ૧૩). તેના વિશે અર્જુન પ્રશ્ન પૂછે છે, પણ, એવો યજ્ઞ સાત્ત્વિક, રાજસિક કે તામસિક છે, તેની તેને પોતાને સમજણ નથી, તેથી નિશ્ચયપૂર્વક વસ્તુસ્થિતિ સમજવા અર્જુન આખો પ્રશ્ન શ્લોક ૧માં શ્રીકૃષ્ણને પૂછે છે.—ભગવાન્ ચાર મુદ્દાઓ ઠહે છે (અ) શ્રદ્ધા સ્વમાવ અથવા પ્રકૃતિ તત્ત્વમાંથી ઉત્પન્ન થાય છે; (આ) સ્વભાવના ત્રણ ગુણ પ્રમાણે શ્રદ્ધા સાત્વિકી, રાજસી અને તામસી હોય છે; (ઇ) મનુષ્યના 'સત્ત્વ' એટલે અન્તઃકરણ, હૃદય અથવા બુદ્ધિ પ્રમાણે તેની શ્રદ્ધા હોય છે, જેવી બુદ્ધિ તેવી જ શ્રદ્ધા. (ઈ) મનુષ્ય શ્રદ્ધાનો બનેલો છે, જેવી જેની શ્રદ્ધા તેવો તે પોતે છે, જેમકે જેની શ્રદ્ધા સાત્વિકી છે તે મનુષ્ય પોતે સાત્ત્વિક છે, અને તે મુજબ આપણે જ્યારે કહીએ કે 'આ મનુષ્ય સાત્ત્વિક છે', ત્યારે "તેની શ્રદ્ધા સાત્વિક છે" એમ સમજવું. બીજું, "સાત્ત્વિકો (એટલે ફરજ તરીકે યજ્ઞ કરનારાઓ) દેવોને યજ્ઞ આપે છે, એનો અર્થ, "સાત્ત્વિકી શ્રદ્ધા-વાળાઓ દેવોને યજ્ઞ આપે છે" એમ સમજવો. એજ રીતે સાત્ત્વિક મનુષ્યોનો આહાર એટલે "સાત્વિક શ્રદ્ધાવાળાઓનો આહાર" એમ સમજવું. "સાત્ત્વિક યજ્ઞ" એટલે સાત્ત્વિક શ્રદ્ધાવાળાએ કરેલો યજ્ઞ, સાત્વિક યજ્ઞમાં યજમાનને ફલની કામના નથી હોતી અર્થાત્ યજમાન "યોગ" ની નિષ્ઠા ધરાવે છે; તો, એ ઉપરથી સમજવું કે યોગનિષ્ઠાવાળો સાત્વિક વર્ગમાં આવે

છે. એ મુજબ " सात्त्विक दान અને तपः " એટલે નિષ્કામ કર્મો અથવા યોગીએ કરેલું દાન અને તપ અથવા " सात्त्विक શ્રદ્ધા-વાળાએ " કરેલું દાન અને તપ. આમ, શ્રદ્ધાના ત્રણ પ્રકારોના જ્ઞાનથી " योग " નો એક નવો પ્રકાર, श्रद्धात्रयविभागयोग સમજાશે. ત્રણ પ્રકારની શ્રદ્ધામાં (अ) " સાત્ત્વિક શ્રદ્ધાપૂર્વક કરેલું " અથવા (आ) " સાત્વિક વર્ગનું કર્મ " અથવા (इ) " સાત્વિક મનુષ્યે કરેલું કર્મ " તે યોગની રીતે કરેલું કર્મ છે. એ રીતે આ આખો અધ્યાય શ્રદ્ધાના વિષયનો છે. " માત્ર પહેલા ચાર જ શ્લોકો શ્રદ્ધાના વિષયના છે; અને બીજા શ્લોકોને એ શ્રદ્ધાના વિષય સાથે સંબંધ જ નથી, " એમ કહેવું વાજબી નથી.

( ૨ ) શ્લોક ૫-૬ માં ઘોર તપશ્ચર્યા કરનારાઓ વિશે કહ્યું છે; તેઓનું તપ " કામ " ની તૃપ્તિ માટે છે, ગીતાના ( કામ-ત્યાગના ) વિધિ પ્રમાણે નથી ( अशास्त्रविहितम् ). એટલે ભલે એમને શ્રદ્ધા હોય; પણ તે રાજસ શ્રદ્ધામાં આવશે. આ બે ( ૫-૬ ) શ્લોકોમાં, અર્જુને શ્લોક ૧માં જે યજ્ઞ કરનારાની શ્રદ્ધા વિશે પ્રશ્ન પૂછયો તે જ યજ્ઞની સંસ્કૃતિ સાથે વિકસેલું આર્ય સંસ્કૃતિનું બીજું અંગ તપ છે; તે તપ કરનારા વિશે શ્રીકૃષ્ણે કહ્યું છે અને રાજસી શ્રદ્ધાવાળાનું " તપ " કેવું હોય છે, તે સમજાવ્યું છે.

अर्जुन उवाच

ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥ १ ॥

श्रीभगवानुवाच

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥ २ ॥

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥
यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥ ४ ॥
अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः ।
दम्भाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥
कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवान्तःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥

ભાષાન્તર–અર્જુન કહે છે. ગીતા યોગશાસ્ત્ર છેઃ ગીતાશાસ્ત્રનો વિધિ એવો છે કે મનુષ્યે ફલની અપેક્ષા વગર અને અહંકાર વગર (યજ્ઞ વગેરે) દરેક કર્મ કરવું. જે લોકો ગીતાશાસ્ત્રના આ વિધિને છોડી દે છે, તે લોકો ફલની ઇચ્છાથી કર્મ કરે છે; અને તે લોકોને યજ્ઞ વગેરેમાં એક પ્રકારની શ્રદ્ધા પણ હોય છે. તો, હે કૃષ્ણ, તેવાઓની શ્રદ્ધા (निष्ठा) સાત્ત્વિકી છે, રાજસી છે કે તામસી છે ?–[ આપણે જોઈશું કે આ પ્રકારનું ફલેચ્છાપૂર્વક 'અને એક જાતની શ્રદ્ધાસહિત કર્મ કરનારને ગીતા राजस મનુષ્યો એટલે 'રાજસિક શ્રદ્ધાવાળા મનુષ્યો કહે છે.] (૧). શ્રી ભગવાન કહે છે દેહધારીઓની શ્રદ્ધા (નિષ્ઠા) ત્રણ પ્રકારની છે. તે प्रकृति અથવા સ્વભાવ તત્ત્વમાંથી ઉત્પન્ન થયેલી છે અને મનુષ્યને આવીને મળેલી છે. અને તે રીતે શ્રદ્ધા सात्त्विकी, राजसी અને तामसी છે. તે હવે આ આખા અધ્યાયમાં તને કહું છું; તે તું સાંભળ (૨). હે ભારત ! દરેક મનુષ્યની શ્રદ્ધા તેના सत्त्व એટલે બુદ્ધિ (હૃદય અથવા અન્તઃકરણ) પ્રમાણે છે. વળી, મનુષ્ય શ્રદ્ધાનો બનેલો છે; જે મનુષ્ય જેવી શ્રદ્ધાવાળો છે; તે મનુષ્ય પોતે તે જ છે. અર્થાત મનુષ્યની શ્રદ્ધા સાત્ત્વિક

હોય તો તે મનુષ્ય જ સાત્ત્વિક છે એમ વ્યવહારમાં બોલાય છે. વ્યવહારમાં બોલતી વેળા ' શ્રદ્ધા ' શબ્દ બોલવાની જરૂર નથી; અમુક માણસ પોતેજ " સાત્ત્વિક છે, " એમ બોલાય છે, " સાત્ત્વિક શ્રદ્ધાવાળો છે, " એમ બોલાતું નથી, બોલવાની જરૂર નથી ( ૩ ). સાત્ત્વિકો (એટલે આ સાત્ત્વિક શ્રદ્ધાવાળાઓ, નિષ્કામ મનુષ્યો) દેવોનું પૂજન યજ્ઞ દ્વારા કરે છે. રાજસ (ફ્લેચ્છાવાળા ) મનુષ્યો યક્ષરાક્ષસો ના યજ્ઞો, અને બીજા તામસ જનો પ્રેતોના અને ભૂતગણોના યજ્ઞો કરે છે એમ, યજ્ઞ કરનારાઓ " કોનું " ( દેવ, યક્ષ કે ભૂતનું ) આરાધન કરે છે, તે જાણ્યાથી, તેમની " શ્રદ્ધા " કેવી છે તે કહી શકાય છે યક્ષ વગેરે તથા પ્રેત વગેરેનું નિષ્કામ યજન શકય નથી ( ૪ ). હે અર્જુન, તેં તો " યજ્ઞ " કરનારાઓની નિષ્ઠા અથવા શ્રદ્ધા વિશે પૂછ્યું છે; પણ આપણી સંસ્કૃતિના ત્રણ મુખ્ય અંગો યજ્ઞ, તપસ્ અને દાન છે. આ પૈકી લોકોમાં " તપ " નો પણ પ્રચાર-તેં પૂછેલા યજ્ઞ જેવોજ પ્રચાર-છે તેના ત્રણ પ્રકારો છે, તે વિશે હું તને વિસ્તારથી શ્લોક ૧૮-૧૯માં કહીશ. પણ તે પહેલાં " શ્રદ્ધા " વિશેના તારા પ્રશ્નના પ્રાથમિક ખુલાસામાં જરા કહીલઉં. ગીતાશાસ્ત્રમાં નથી કહ્યું તેવું ( अशास्त्रविहितम् ) એટલે ફ્લેચ્છાસહિત કરેલું ઘોર તપ અમુક લોકો કરે છે, [ તેઓને તપથી અમુક કાર્ય સિદ્ધિ થશે, એવી દૃઢ શ્રદ્ધા હોય છે ], તેઓ દંભ, અહંકારવાળા, ફ્લેચ્છા અને આસક્તિ (राग) ના જુસ્સામાં કામકરનારા ( बलान्विताः ) હોય છે. ( ૫ ). [ એક, આવી ઘોર તપની ખોટી સંસ્કૃતિ ઉપનિષદોની સંન્યાસ સંસ્કૃતિ સાથે શરૂ થઈ છે. ] તેઓ પોતાના ઘોર તપ વડે માનવ શરીરમાં રહેનારા જીવન્તભૂતસમુદાયનું " કર્ષણ " કરે છે, એનું પોષણ થતું અટકાવે છે, તેઓ બુદ્ધિ વગરના છે, અને સ્થૂલદેહની અંદર

જે સૂક્ષ્મદેહ છે તેની અંદર ( માક્ષી તરીકે, તેમજ મારા અંશરૂપ જીવ તરીકે, ) રહેલા મને ( अन्तःशरीरस्थं माम् ) પણ "શાન્તિથી રહેવા દેતા નથી" ( कर्षयन्तः ), મને પીડેછે, તેઓ આસુર નિશ્ચયવાળા છે; અને તેઓ तामसी श्रद्धावाळा અર્થાત્ ટૂંકમાં જ "तामसिक" છે ( ૬ ).

## ગીતા : ૧૭. ૭–૧૦

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रिय ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥
आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥ ८ ॥
कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥
यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥

ભાષાન્તર–તને કહ્યું કે જેવી મનુષ્યની બુદ્ધિ ( सत्त्वानुरूपा ) તેવી તેની શ્રદ્ધા; તો, વધુમાં જાણ કે આ બુદ્ધિ અથવા सत्त्वનો પ્રકાર મનુષ્યના આહાર પર આધાર રાખે છે. ઉપનિષદમાં કહ્યું છે કે आहारशुद्धौ सत्वशुद्धिः. તો હવે તને હું ' श्रद्धा ' ના પ્રશ્ન સાથે સબંધ રાખનાર આહાર વિશે કહીશ. જુદી જુદી શ્રદ્ધાવાળા-ઓને જે આહાર પ્રિય હોય છે તેના ત્રણ પ્રકારો છે. જુદી જુદી વ્યક્તિને જે યજ્ઞ, તપ અને દાન પ્રિય છે, તે યજ્ઞ વગેરે દરેકના ત્રણ પ્રકારો હોય છે, એટલે તેમાં સાત્ત્વિક શ્રદ્ધાવાળાનો આહાર સાત્ત્વિક, યજ્ઞ સાત્ત્વિક, તપ પણ સાત્ત્વિક, અને દાન પણ સાત્ત્વિક છે. આ પ્રકારો તું સાંભળ ( ૭ ). જિંદગીનાં વર્ષો, બુદ્ધિ, માનસિક બળ, તન્દુરસ્તી, બુદ્ધિની શાન્તિ ( सुख ), માનસિક

પ્રીતિ-એ બધાંને વધારનાર, સ્વાદમય, અશુષ્ક, શરીરમાં લાંબો સમય અસર કરે, અને ચિત્તને પ્રસન્ન કરે તેવા આહારો સાત્વિક મનુષ્યો ( સાત્વિક શ્રદ્ધાવાળા મનુષ્યો ) ને પસદ પડે છે (૮). વધારે પડતાં તીખાં (कटु), ખાટા, ખારાં, ગરમ, કડવાં (तीक्ष्ण), લૂખાં અને શરીરમા બળતરા કરે તેવા આહારો રાજસ ( શ્રદ્ધાવાળા ) મનુષ્યોને પ્રિય હોય છે ( इष्ट=પ્રિય ); દુઃખ, શોક અને રોગને ઉત્પન્ન કરે છે (૯). જેને રાધ્યાને પ્રહરો વીતી ગયા હોય છે, જેમાંથી રસ ચાલી ગયો છે, જે ગધાય છે, જે આગલા દિવસોમાં રાંધેલું છે, અથવા / અને જે ઉચ્છિષ્ટ તથા અપવિત્ર છે તે ભોજન તામસ ( શ્રદ્ધાવાળા ) ને પ્રિય હોય છે (૧૦).

## ગીતા : ૧૭. ૧૧-૧૩

अफलाकाङ्क्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्विकः ॥ ११ ॥
अभिसंधाय तु फलं दम्भार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥
विधिहीनमसृष्टान्नं मन्त्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥

ભાષાન્તર-ગીતાશાસ્ત્રના વિધિ પ્રમાણે ફલેચ્છા વગરના માનવોથી કરાયેલો, કર્મકાંડના વિધિમાં જે જાણવા મળે છે તે. અને "યજ્ઞ કરવાની મારી ફરજ છે" એટલું જ મનમાં ચોક્કસ કરીને ( બીજી કોઈ દલીલના આશ્રય વગર ) જે યજ્ઞ કરવામાં આવે છે, તે સાત્વિક ( સાત્વિક શ્રદ્ધાવાવાળાનો ) યજ્ઞ છે ( તેવા યજ્ઞ કરનારની શ્રદ્ધા સાત્વિક છે ) (૧૧). પણ જે યજ્ઞ ફલને ધ્યાનમાં રાખીને, તેમજ બાહ્ય આડંબર અને

ડોળને ખાતર કરવામાં આવે છે તે, હે ભરતશ્રેષ્ઠ, રાજસ (રાજસશ્રદ્ધાવાળાએ કરેલો) યજ્ઞ છે, એમ તું સમજ (૧૨). જે કર્મકાંડના વિધિ વગરનો, અન્નના ખૂબ દાન વગરનો (असृष्टान्नम्), મન્ત્રો (ના સાચા ઉચ્ચાર) વગરનો, દક્ષિણાના દાન વગરનો, અને 'આ યજ્ઞથી ચોક્કસ અમુક ફળ મળશે જ' એવી (રાજસ) શ્રદ્ધા પણ વગરનો યજ્ઞ છે, તેને વિદ્વાનો તામસ (તામસ શ્રદ્ધાવાળાનો) યજ્ઞ કહે છે (૧૩)

## ગીતા : ૧૭. ૧૪–૧૯

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥
अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥
मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥
श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकाङ्क्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७ ॥
सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥
मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

ભાષાન્તર–દેવ, દ્વિજ, ગુરુ અને વિદ્વાનોનું પૂજન, શૌચ, સીધા (નમ્રપણે) ચાલવું (શારીર આર્જવ), બ્રહ્મચર્ય, અહિંસા–આ શારીર તપ કહેવાય છે (૧૪) સાંભળનારને ઉદ્વેગ ન કરે એવી રીતે બોલાયેલું, સત્ય, છતાં સાંભળનારને પ્રિય અને હિતકર વાક્ય અને પોતાની વૈદિકશાખાના

મુખપાઠ, તે વાણીનુ તપ કહેવાય છે (૧૫). મનની પ્રસન્નતા, નમ્રપણુ, જરૂર વગરનુ ન બોલવું, ઇન્દ્રિય-મન ઉપર કાબુ, બુદ્ધિની પવિત્રતા (કામ-ક્લેશ્છાનો ત્યાગ), એ બધુ માનસ તપ કહેવાય છે (૧૬). આ ત્રણ પ્રકારનુ તપ ઉત્તમ (સાત્ત્વિકી) શ્રદ્ધાથી કરાયેલું અને તે કારણસર ફલાકાંક્ષારહિતલોકોથી કરાયેલું, તેમજ સમત્વવાળા (युक्त) મનુષ્યોથી કરાયેલું સાત્ત્વિક (સાત્ત્વિક શ્રદ્ધાવાળાઓનુ) તપ કહેવાય છે (૧૭). લોકોમાં સત્કાર અને પૂજા થાય તે ઉદ્દેશથી, દંભપૂર્વક જે તપ કરાય છે તેને આ ગીતાશાસ્ત્ર રાજસ (રાજસ શ્રદ્ધાવાળાઓએ કરેલું) તપ કહે છે; તે થોડા વખત જ ફળ આપે છે અને કાયમ રહેતું નથી (૧૮). મૂર્ખતાની સાચી માની લીધેલી સમજણથી કરેલું, પોતાને ભારે કષ્ટ સહન કરવું પડે તેવું, દુશ્મનનો નાશ કરવાના ઉદ્દેશવાળું જે તપ કરવામા આવે છે તે તપ તામસ (તામસ શ્રદ્ધાવાળાઓનું) છે (૧૯).

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ २० ॥
यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥
अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

## ગીતા : ૧૭. ૨૦–૨૨

ભાષાન્તર–દાન દેવાની મારી ફરજ છે એમ માનીને, જેણે ઉપકાર કર્યો નથી અને જે ભવિષ્યમાં ઉપકાર કરી શકનાર નથી તેવી સુપાત્ર વ્યક્તિને યોગ્ય દેશ અને યોગ્ય સમયે આપેલું જે દાન તે સાત્ત્વિક (સાત્ત્વિકી શ્રદ્ધાવાળાએ આપેલુ) દાન છે (૨૦).

પણ ઉપકારના બદલા માટે, અથવા અમુક ફલની અપેક્ષાથી તેમજ બહુ માનસિકવ્યથા ભોગવીને જે દાન દેવાય છે તે રાજસ ( રાજસી શ્રદ્ધાવાળાએ આપેલું ) દાન છે ( ૨૧ ). અયોગ્ય જગા અને સમયે, અપાત્ર લોકોને, સત્કાર કર્યા વગર અને ઊલટું ધિક્કાર પૂર્વક અપાયેલું જે દાન છે તે તામસ ( તામસી શ્રદ્ધાવાળાઓએ દીધેલું ) દાન છે ( ૨૨ ).

## ગીતા : ૧૭. ૨૩-૨૮

પ્રસ્તાવના- " ॐ तत्सत् " બોલીને, બ્રાહ્મણગ્રન્થો અને વેદગ્રન્થોનું અધ્યયન ( રૂપી અનુષ્ઠાન ) અને યજ્ઞોનું અનુષ્ઠાન કરવાનું પરંપરાથી જાણીતું છે. હવે, ગીતા, એ ત્રિવિધ શબ્દના ઉચ્ચારમાંથી નિષ્કામ કર્મનો ઉપદેશ બતાવે છે. આમ એક અતિ પ્રાચીન પ્રચલિત વિધિનો અર્થ ગીતા પોતાનો નવો યોગ (પોતાના યોગનો એક વધુ પ્રકાર ) શીખવવા કરે છે. " ॐ " એટલું જ ઉચ્ચારીને બ્રહ્મવાદીઓ-જેમણે ફલેચ્છા ત્યજી દીધી છે અને જે મુક્તજેવા જ છે તેઓ યજ્ઞાદિ કર્મ ( નું અનુષ્ઠાન ) કરે છે. તેમની શ્રદ્ધા સાત્ત્વિક જ છે, કેમકે તેઓ બ્રહ્મવાદી જ્ઞાની-જીવન્મુક્ત છે ( બીલકુલ ફલેચ્છારહિત છે ). 'तद्' એટલું જ બોલીને અને બોલતી વખતે ફલસંકલ્પત્યાગ ( 'આ કર્મનું ફળ તે બ્રહ્મનું છે, મારું નથી.' એવો સંકલ્પ ) કરીને **મુમુક્ષુઓ** યજ્ઞાદિ કર્મ કરે છે. " સારા " ના ( નિષ્કામપણાના ) અર્થમાં, નિષ્કામ રીતે કરેલા યજ્ઞાદિને સદ્ યજ્ઞ, સત્કર્મ, કહે છે. અને "**શ્રદ્ધારહિત**" કર્મ અસત્કર્મ કહેવાય છે. આમ કહીને, " ॐ તત્સત્ " જે એક પ્રાચીન પરંપરાપ્રાપ્ત મંત્ર જેવો ઉચ્ચાર ( બોલાતો શબ્દ ) છે, તેના પ્રયોગ-પ્રાચીન પ્રયોગ-માંથી નૂતન અર્થ, પોતાના યોગને અનુકુળ અર્થ, ગીતા કાઢે છે.

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविध. स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतप क्रियाः ।
प्रवर्तन्ते विधानोक्ताः सतत ब्रह्मवादिनाम् ॥ २४ ॥

तदित्यनभिसधाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्चविविधा क्रियन्ते मोक्षकाङ्क्षिभिः ॥ २५ ॥

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्त कर्मणि तथा सच्छब्द पार्थ युज्यते ॥ २६ ॥

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीय सदित्येवाभिधीयते ॥ २७ ॥

अश्रद्धया हुत दत्तं तपस्तप्त कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥

ॐ तत्सदितिश्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रद्धात्रयविभागयोगो नाम सप्तदशोऽध्यायः ।

ભાષાન્તર-ॐ तत्सत् એ ત્રણ શબ્દનો બનેલો ( ત્રિવિધ ) પર બ્રહ્મનો પ્રાચીન નિર્દેશ પરંપરાથી ઉતરી આવ્યો છે; અને તેનો પ્રયોગ હાલ પણ થાય છે. તેનો પ્રયોગ, બ્રાહ્મણગ્રન્થો-વેદગ્રન્થોના અધ્યયન પ્રસંગે કરીને પછી તે અધ્યયન કરાય છે. એ અધ્યયન એક અનુષ્ઠાન છે, માટે આપણે ભાષાપ્રયોગ કરી શકીએ કે " વેદ-બ્રાહ્મણોનું અધ્યયન, પ્રથમ ॐ तत्सत्નો ઉચ્ચાર કરીને પછી વિહિત (શાસ્ત્રમાં ફરમાવેલું) છે; યજ્ઞો પણ, એ ॐ तत्सत्ના ઉચ્ચાર પછી જ, કરવાનું પ્રાચીન શાસ્ત્રોએ કહ્યું છે (વિહિત છે)" (૨૩). તે કારણથી "ॐ" એટલું બોલીને બ્રહ્મવાદી-જીવન્મુક્તો દ્વારા પોતાની યજ્ઞ દાન તપની ક્રિયાઓ કર્મકાંડવિધિથી અને ગીતાશાસ્ત્રમાં કહેવામાં આવેલી નિષ્કામ રીતે

હમેશાં કરાય છે ( ૨૪ ). " तत् " શબ્દનો ઉચ્ચાર કરવામાં જ ફલસંકલ્પનો ત્યાગ કરીને, મુમુક્ષુઓ પોતાની ( મોક્ષસાધન તરીકે કરેલી, વિવિધ ફલપ્રાપ્તિસાધન તરીકે નહીં ) જુદી જુદી યજ્ઞ, તપ અને દાન ક્રિયાઓ કરે છે( ૨૫ ) 'सत्' શબ્દ અસ્તિત્વના અર્થમાં (सद्भावे) અને સારાના ( નિષ્કામના ) અર્થમાં (साधुभावे) વપરાય છે, જેમકે सत् घटः એટલે હાજર રાખેલો ઘડો: અથવા " एकं सद् विप्रा बहुधा वदन्ति " ( એક सत् ને બ્રાહ્મણો અનેક નામોથી બોલે છે ); सत्पुरुष એટલે નિષ્કામ મનુષ્ય, તેમજ सत् कर्मना અર્થમાં ( कर्मणि-સાતમી વિભકિત ) એટલે માંગલિક કર્મ માટે सत् શબ્દનો પ્રયોગ થાય છે ( ૨૬ ). યજ્ઞમાં, તપમાં અને દાનમાં જે મનુષ્ય રોકાયેલો છે તેનું રોકાણ " सत् " કહેવાય છે; તેવા માણસ માટે ટૂંકમાં બોલાય કે " તે સારામાં, सत्मां છે, " અર્થાત્ યજ્ઞાદિ કર્મમાં પડેલો છે તેમજ યજ્ઞાદિના ઉદ્દેશથી કરેલું કર્મ ટૂંકમાં सत् કહેવાય છે. " કંઇ સારુ કરો " એટલે " યજ્ઞાદિ કરો " એ અર્થ નીકળે છે ( સરખાવો ભાગવતનું માહાત્મ્ય ) ( ૨૭ ). હોમ, દાન, અને તપ જે અશ્રદ્ધાથી કરાયેલું હોય છે તે ટૂંકમાં " असत् " કહેવાય છે, જેમ કે જ્યારે એક માણસ " અશ્રદ્ધાથી દાન " આપે ત્યારે તેણે કરેલું કર્મ ધ્યાનમાં રાખીને " તે મનુષ્યે અસત્ કર્યું " એમ ટૂંકમાં કહી શકાય છે ( ૨૮ ).

નોંધ :– અધ્યાય ૧૪ પ્રમાણે પ્રકૃતિના ત્રણ ગુણોમાંથી सत्वगुण પણ आसक्ति ( ज्ञानासक्ति અને सुखासक्ति ) ઉત્પન્ન કરનાર છે. પણ અધ્યાય ૧૭-૧૮માં જે सत्वगुण કહ્યો છે તેમાં आसक्ति એટલે ફલેચ્છાનો સદંતર અભાવ રહ્યો છે; આમ सत्वगुणना લક્ષણ વિશે ગીતામાં બે અલગ અલગ વિચારો આપ્યા છે.

---

# અધ્યાય અઢારમો

પ્રસ્તાવનાઃ આ અઢારમા અધ્યાયમાં વિષયોની વહેંચણીની રીત ખાસ ધ્યાન ખેંચે તેવી છે, (૧) શરૂઆતમાં સંન્યાસ અને ત્યાગ શબ્દોના પારિભાષિક અર્થોની ચર્ચા (૧-૧૨). પછી કૃતાન્તસાંખ્યમાં કહેલાં, કર્મની સિદ્ધિ માટેનાં પાંચ કારણો (૧૩-૧૭); પછી કંઈ પણ કર્મમાં પ્રેરક ઘટકો ત્રણ છે એમ કહી તેનો નિર્દેશ (૧૮-૨૮); પછી બુદ્ધિ અને ધૃતિના પ્રકારો (૨૯-૩૫ ; પછી ત્રણ પ્રકારનું સુખ (૩૬-૩૯); પછી વર્ણકર્મદ્વારા નિષ્કામ કર્મ અથવા યોગ (૪૦-૪૮); પછી સંન્યાસનો સ્વીકાર પણ નિષ્કામ કર્મની પસંદગી (૪૯-૫૬ ; પછી અર્જુનને છેવટનો બોધ અને મોક્ષસંન્યાસયોગ (૫૭-૬૬ ; પછી ગીતાનો અધિકારી અને ફલશ્રુતિ (૬૭-૭૧); પછી ગીતાની સમાપ્તિ (૭૨-૭૮)—આમ વિષયોની વહેંચણી છે. આ રચના જોનારાને સહેજે જણાશે કે અહીં અઢારમા અધ્યાયમાં ગીતાકાર બાકી રહી ગએલા અમુક અમુક વિષયો એક પછી એક કહી દેવા ઇચ્છે છે. આ વિષયોને પરસ્પર કંઇ સંબંધ નથી. પણ દરેક વિષયને નિષ્કામ કર્મ અથવા યોગ સાથે સીધો સંબંધ છે.

## ગીતા : ૧૮. ૧-૧૨

પ્રસ્તાવના—ગીતાના સમયમાં "સંન્યાસ" અને "ત્યાગ" એ બે પારિભાષિક શબ્દો હતા. "સંન્યાસ" એટલે "સર્વકર્મફલસંકલ્પસંન્યાસપૂર્વક સર્વકર્મસંન્યાસ" એમ પારિભાષિક અર્થ થતો હતો, એમ ગીતા ૬. ૨માં સ્પષ્ટ કહ્યું છે. "ત્યાગ" શબ્દનો એક પારિભાષિક અર્થ સર્વકર્મફલત્યાગ થતો હતો (૧૮. ૨).

ઈશાવાસ્ય ઉપ૦માં જગતને ત્યજીને જગતનો ઉપભોગ કરવાનું કહ્યું છે; તે કથન આ વિચારને મળતું આવે છે. ત્યાગનો બીજો અર્થ સંન્યાસ જેવો જ હતો (૧૮. ૩). ગીતા પોતે (કર્મત્યાગ એટલે) કર્મસંન્યાસનો વિરોધ કરતી હતી પણ કર્મમાં સંગ અને કર્મફલમાં આસક્તિ ત્યજીને નિષ્કામ કર્માચરણ (અથવા યોગ) જેને પારિભાષિક અર્થમાં, ત્યાગ કહેવાય તેનો ગીતા પક્ષપાત કરે છે (૧૮ ૯); તે અર્થમાં ત્યાગ શબ્દ સ્વીકારે છે

**अर्जुन उवाच**

सन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

**श्रीभगवान् उवाच**

काम्याना कर्मणा न्यास सन्यास कवयो विदुः ।
सर्वकर्मफलत्याग प्राहुस्त्याग विचक्षणा. ॥ २ ॥
त्याज्य दोषवदित्येके कर्म प्राहुर्मनीषिण. ।
यज्ञदानतप कर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥
निश्चय शृणु मे तत्र त्यागे भरतसत्तम ।
त्यागो हि पुरुषव्याघ्र त्रिविध सप्रकीर्तित ॥ ४ ॥
यज्ञदानतप कर्म न त्याज्य कार्यमेव तत् ।
यज्ञो दान तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥
एतान्यपि तु कर्माणि सङ्ग त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चित मतमुत्तमम् ॥ ६ ॥
नियतस्य तु सन्यास. कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामस परिकीर्तित ॥ ७ ॥
दु खमित्येव यत्कर्म कायक्लेशभयात् त्यजेत्. ।

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥ ९ ॥
न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥
न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥
अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥ १२ ॥

ભાષાન્તર— અર્જુન કહે છે – હે મહાબાહુ, હું (પારિભાષિક અર્થમાં) संन्यास નું રહસ્ય જાણવા ઇચ્છું છું; તેમજ "त्याग" શબ્દનો પણ પારિભાષિક અર્થ જાણવા ઇચ્છું છું; બન્ને અર્થો જુદા પાડીને મને કહો (૧). શ્રી ભગવાન કહે છે— વિદ્વાનો કામ્ય (ફલની આશા અને ફલસંકલ્પપૂર્વક કરાતાં ) કર્મોના ન્યાસ (ફેંકી દેવું )ને संन्यास કહે છે (આ સમજણ બૃહદારણ્યક અને છાન્દોગ્ય ઉપ૦ના વિદ્વાનોની છે. મુંડક ઉપ૦માં પણ આજ મન્તવ્ય છે. ) તેવી જ રીતે, ( ईशा० ઉપ૦ના ) વિચક્ષણો सर्वकर्म-फलत्याग ને "त्याग" શબ્દ દ્વારા સમજે છે ( ૨ ). બીજા વિદ્વાનો કહે છે કે બધાં કર્મ દોષવાળાં છે, માટે કર્મ માત્રનો ત્યાગ કરવો. ( ચોથા વર્ગના ) બુદ્ધિશાળીઓ યજ્ઞ – દાન – તપઃકર્મો કદી ન જ ત્યજવાં, એમ કહે છે (૩). હે ભરતશ્રેષ્ઠ, આ "त्याग" શબ્દ અને અર્થની બાબતમાં મારો નિશ્ચય તું સાંભળ. હે પુરુષ ઉત્તમ, "त्याग" ત્રણ પ્રકારનો કહેવાય છે (૪). આ વિષયમાં મારો ( શ્રીકૃષ્ણનો, ગીતાકારનો, મત છે કે ) यज्ञ–दान–तपःकर्म નો ત્યાગ ન જ કરવો; યજ્ઞ, દાન, અને તપ બુદ્ધિવાળાને પવિત્ર કરનારાં કર્મો છે ( ૫ ). વૈદિકો વગેરે યજ્ઞ, દાન ને તપ કામ્ય ફલોની પ્રાપ્તિ માટે કરે છે. પણ આ કર્મો ( કરવા )માં આસક્તિ

(કર્મો કરવાનો આગ્રહ) તથા કર્મના ફલો ત્યજીને આ કર્મો કરવાં જોઈએ એવો હે પાર્થ, મારો ઉચ્ચ (છેલ્લો) મત છે (૬). મનુષ્યનાં કર્મો નિયત છે, કેમકે દરેક વર્ણનાં કર્મો "સ્વભાવ" તત્ત્વથી નિયત થયાં છે; એ વિશે હવે પછી ૧૮.૪૭માં વધારે કહેવાશે. તો આવાં નિયત કર્મો કરવાં જ જોઈએ, એમ તને ગીતા. ૩.૮ ( नियतं कुरु कर्म त्वम् )માં કહ્યું છે એવા, (સ્વભાવ તત્ત્વથી) નક્કી થયેલાં વર્ણકર્મોનો સંન્યાસ કરવો એ યોગ્ય નથી. એ સ્વભાવથી નિયત કર્મો "હું નહીં કરું" એવી ભ્રમણાથી તે કર્મોનો ત્યાગ કરવામાં આવે તો તે તામસ ત્યાગ કહેવાય છે ( ). સ્વભાવનિયત કર્મ "દુઃખદાયક છે," એમ માનીને જ, શરીરને પીડા સહન કરવી પડશે એ કારણથી, કર્મનો જે ત્યાગ કોઈ મનુષ્ય કરે છે તે મનુષ્ય તે રાજસ ત્યાગ કરે છે; અને તેમ કરવાથી તેને "ત્યાગ"નું ફલ (કર્મફલત્યાગનું ફલ), ચિત્તની શુદ્ધિ, મળે જ નહીં (૮). જ્યારે સ્વભાવનિયત કર્મ કરવાનું જ છે, એ કર્મ કરવાની પોતાની ફરજ છે, એમ જ માનીને ( इत्येव ) સ્વભાવનિયત કર્મ કરાય છે અને તે કર્મમાં સંગ અને કર્મફલ બન્ને ત્યજીને કરવામાં આવે છે, ત્યારે તે ત્યાગ સાત્ત્વિક ત્યાગ મનાયો છે (૯). પોતાને ન ગમે, જેમ તને આ યુદ્ધકર્મ ગમતું નથી તેમ, તે અકુશલ કર્મનો કર્મફલત્યાગી, સાત્ત્વિક ત્યાગી, દ્વેષ કરતો નથી, અને પોતાને કરવું ગમે તેવા કુશલ કર્મમાં આસક્તિ રાખતો નથી; તેવો સાત્ત્વિક ત્યાગી સત્ત્વગુણથી સમાવિષ્ટ (પ્રેરિત) છે, તે બુદ્ધિમાન અને કયું કર્મ કરવું, કયું ન કરવું, એમાં શંકા વગરનો છે, કેમકે "નિયત" કર્મો, કર્મમાં આસક્તિ અને ફલાપેક્ષા વગર, કરવાનો એનો નિશ્ચય છે (૧૦). કારણકે, તે જાણે છે, સમજે છે, કે દેહધારી મનુષ્યથી કર્મમાત્ર (બધાં કર્મો)નો ત્યાગ કરવાનું શક્ય

નથી; પણ જે મનુષ્ય કર્મના ફલનો ત્યાગ કરે છે તેને પારિભાષિક ભાષામાં " त्यागी " કહેવાય છે ( ૧૧ ). જે લોકો આવા અર્થમાં ત્યાગી નથી તે અત્યાગીઓને મરણ પછી પોતાને પસંદ ( इष्ट, कुशल ), પોતાને અપસંદ ( अनिष्ट, अकुशल ) અને મિશ્ર એમ ત્રણ પ્રકારનાં કર્મફળો મળે છે. પણ જેમણે કર્મનાં ફળોનો ત્યાગ કર્યો છે તેવા, કર્મના માનસિક સંન્યાસવાળાઓને કદી પણ એકેય પ્રકારનું બંધન કરનારૂં ફળ પોતે કરેલાં સ્વભાવનિયત કર્મોનું મળતું નથી ( પણ ઊલટાં એ કર્મો મોક્ષની પ્રાપ્તિમાં એને ઉપયોગી થાય છે ).

## ગીતા : ૧૮. ૧૩-૧૭

પ્રસ્તાવના—(૧) અહીંથી ગીતાકાર કંઇ પ્રસ્તાવના વગર જ વિષય બદલી નાંખે છે. અહીં જે નવો વિષય શરૂ થાય છે તેને યોગ ( નિષ્કામ કર્મ ) સાથે સંબંધ છે, કેમકે બધાં કર્મોના અનુષ્ઠાન ( પાર પાડવું, પૂરું કરવું ) માટે, सांख्ये कृतान्ते प्रोक्तानि, સાંખ્ય કૃતાન્તમાં કહેવાયેલાં, પાંચ કારણો અહીં કહ્યાં છે. તેની સમજણથી મનુષ્યને ભાન થાય છે કે હું એટલે મારો આત્મા, કર્મોનો માનેલો કર્તા, પાંચ સંયુક્ત કર્તાઓમાંનો એક છે. માટે હું ખરી રીતે કર્તા નથી, તો ભોક્તા પણ નથી, હું કર્મથી અલિપ્ત છું.

(૨) અહીં " सांख्ये कृतान्ते " એટલે " સંખ્ય " અથવા યુદ્ધ તેના સંબંધી, કરાયેલો ( લોકોનો ) અન્ત અથવા નાશ, સંહાર, અથવા લડાઈમાં કરાયેલો નાશ, એટલે કે જ્યારે યુદ્ધમાં સંહાર થાય ત્યારે તે સંહાર માટે જે જે દરેક કર્મ મનુષ્ય કરે તે દરેક કર્મની સફળતા માટે પાંચ કારણો છે. જો પાંચમાંથી એકાદું કારણ પણ હાજર ન હોય તો યુદ્ધમાં થતો નાશ થઇ

શકે નહીં. આ પાંચ કારણો યુદ્ધમાં કરાતા વિનાશ માટેનાં બધાં કર્મોની સફળતા વિશે ભલે ખાસ કહેવામાં આવ્યાં હોય, પણ એ પાંચ કારણો દરેક સામાન્ય (યુદ્ધ સિવાયના પ્રસંગે પણ કરેલાં) કર્મની સફળતા માટે નિમિત્ત છે, એમ પણ ગીતા અહીં શ્લોક ૧૫માં સ્પષ્ટ કહે છે. મૂળમાં આ કારણો યુદ્ધમાં થતા વિનાશનાં સર્વ કર્મોનાં કારણો તરીકે જ કહેવામાં આવેલાં, એમ શ્લોક ૧૭ ઉપરથી સ્પષ્ટ જણાય છે. ત્યાં કહ્યું છે કે "જેનામાં અહંકારની ભાવના નથી અને જેની બુદ્ધિને કર્મફલનો (કે યુદ્ધકર્મની હિંસાના પાપનો) લેપ લાગતો નથી તેવો, શ્રીકૃષ્ણ, જનક અને અર્જુન જેવો મનુષ્ય આ દૃશ્યમાન બધા લોકોને યુદ્ધમાં હણીને, હણવા છતાં, પણ કોઈને હણતો નથી, અને હનનકર્મોના પાપથી લેપાતો નથી, આમ શ્લોક ૧૭ પણ બતાવે છે કે "साख्ये कृतान्ते सर्वकर्मणा सिद्धये प्रोक्तानि पञ्च एतानि कारणानि" નો જે અર્થ અમે અહીં કર્યો છે, તેજ અર્થ બરાબર છે. साख्य =યુદ્ધ વિષયક; कृत=કરાયેલો; अन्त=નાશ.

(૩) અહીં "कृतान्ते साख्ये" એમ શબ્દોનો ક્રમ ઊલટાવીને અને कृतान्तમાંથી अन्त એટલે સિદ્ધાન્ત અને कृत એટલે વાદ-વિવાદ પછી સ્થાપિત "સાબિત કરેલા" એમ અર્થ કરીને, કેટલાક ગીતા-વ્યાખ્યાતાઓ કહે છે કે, "અહીં એક સાંખ્ય જ્ઞાન આપ્યું છે, જેના સિદ્ધાન્તો ગીતાના વખતમાં દૃઢ, ચોકકસ સ્થાપિત થયેલા હતા." આ અર્થ અમને શકય લાગતો નથી; શબ્દોના અર્થો બદલી નાંખીને આ અર્થ કરાયેલો છે. વળી કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં યુદ્ધમાં અથવા મારામારી કે ખૂનમાં અથવા બીજા કાર્યોમાં, જે સર્વ કર્મ (ક્રિયાઓ) થાય છે તેનાં કારણ તરીકે આવાં જ ત્રણ કારણોની નોંધ અદાલતમાં કરવાનું લખ્યું છે; માટે અહીં સંખ્ય એટલે યુદ્ધસંબંધી, મારામારીસંબંધી, થયેલા

હનનના પાંચ કારણો જ " साङ्ख्ये कृतान्ते सर्वकर्म सिद्धये प्रोक्तानि " નો અર્થ મૂળમાં હતો, એમ અમને જણાય છે.

(૪) જે પાંચ કારણો અહીં ગીતામાં કહ્યાં છે, તેનો દરેકનો સવિસ્તર અર્થ જરા જોઈ લઈએ; अधिष्ठान એટલે જગા, જે જગાએ હનનક્રિયા થાય તે; कर्ता એટલે હનનક્રિયાનો કરનાર, શ્લોક ૧૭માં हत्वाऽपि કહ્યું છે; करणं च पृथग्विधम् એટલે જુદા જુદા પ્રકારનું હનન કરવાનું હથિયાર રૂપી સાધન; विविधाश्च पृथक् चेष्टाः, હનન કરનારે કરવો પડતો પરિશ્રમ, શરીર વગેરેની હીલચાલ; દૈવમ્-બીજાં ચાર કારણો હોય છતાં દૈવવશાત્ હનન ક્રિયા સફળ થાય પણ નહીં, માટે " અનુકૂળ દૈવ " એ પાંચમું કારણ (પાંચમાંનું એક કારણ) સમજવાનું છે. કૌટિલ્યના 'અર્થ-શાસ્ત્રમાં આ અર્થમાંજ આ પૈકી ત્રણ કારણો સમજાવ્યાં છે; અને ખૂનની 'અથવા લેવડદેવડ સંબંધી દિવાની અદાલતી તપાસમાં ત્રણ કારણોની નોંધ લેવાનું લખ્યું છે. (* જુઓ નીચે નોંધ ૫.) ગીતાએ આ પાંચને કંઈપણ સામાન્ય કર્મની (ક્રિયાની) સફળતા માટેનાં કારણો પણ શ્લોક ૧૫-૧૬માં ગણાવ્યા છે.

(૫) કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં अधिकरण ૩, પ્રકરણ ૫૭-૫૮ (પંજાબ આવૃત્તિનું પાનું ૮૭ જુઓ) માં કહ્યું છે કે અદાલતમાં દીવાની કે ફોજદારી ગુન્હાની તપાસ ચાલતી હોય ત્યારે (अ) જે સાધન (જેમકે હથિયાર) વડે (જે करण વડે) ગુન્હો સાબિત થાય તે, (आ) अधिकरण એટલે અધિષ્ઠાન જ્યાં ગુન્હો કરવામાં આવ્યો હોય તે સ્થળ, અને (इ) कर्तृ-જે વ્યક્તિએ તે કામ કર્યું હોય તેનું નામ, એ ત્રણની નોંધ દાખલ કરવી. ગીતા ૩. ૪૦માં કામનું अधिष्ठान એટલે कामरूपी શત્રુ જ્યાં રહીને મનુષ્યના આત્માને મોહમાં નાખે છે તે જગા એમ અર્થ કર્યો છે. મ

સ્મૃતિમાં " कर्तुः कारयितुः पूर्वं साहसदण्डः "–એ વાક્યમાં કર્તૃ શબ્દ વપરાયો છે.

ગીતાની પહેલાં (સાંખ્યોએ=યુદ્ધવાદીઓએ ?) જે પાંચ કારણો યુદ્ધ વિષયક બધાં કર્મોની સફળતા માટે કહ્યાં હતાં, તેને ગીતા કોઇ પણ કર્મ માટે પાંચ કારણો માને છે (અને એ રીતે પોતાના યોગ-જીવાત્મા સ્વકર્મોનો કર્તા નથી માટે નિર્લેપ છે તે-સિદ્ધાન્તને પુષ્ટિ આપે છે ). અને કૌટિલ્ય એ પાંચમાંથી બે (दैव तथा विविधाः चेष्टाः) ને છોડીને ત્રણને જ ( દીવાની કે ફોજદારી ખટલામાં ) કારણો માને છે; અને મનુસ્મૃતિ कारयितृ ઉમેરે છે.

(૬) જેમ कृतान्तः એટલે " કરાયેલો નાશ ", તેમજ ગીતા ૨. ૧૬માં " उभयोरपि दृष्टोऽन्तः " " આ બેઉનો નાશ અથવા અન્ત જોવામાં આવ્યો છે "–એમ પ્રયોગ થયો છે. ( ઘણે ભાગે આવા પ્રયોગો પાલિ-ગ્રન્થોમાં છે; એવું મેં પ્રો. શ્રાડર સાહેબ પાસેથી જાણ્યું હતું ).

पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे ।
सांख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३ ॥
अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥ १४ ॥
शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः ॥ १५ ॥
तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥
यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥ १७

ભાષાન્તર— હે મહાબાહુ, યુદ્ધ સબધી (=સાંખ્યે) કરાયેલા નાશમા ( કરેલા ) ( કૃતાન્તે ) દરેકે દરેક કર્મ કરી શકાય ( કમની સિદ્ધિ થાય) તે માટે (યુદ્ધ કરનારાઓએ) કહેલા આ પાચ કારણો તુ જાણ [ તને તે ઉપરથી ખાતરી થશે કે યુદ્ધકર્મમા અથવા બીજા કોઈ પણ કર્મમા પાચ કારણો હોય છે, અને કર્મ કરનાર " કર્તા " આ પાચમાથી એક છે છતા તુ એમ કહે છે કે " હુ યુદ્ધ નહીં કરૂ, મને પાપ લાગે, " તે ઠીક નથી તુ તો હું કર્તા છે અને વળી, જો બીજા ચારની સાથે તુ ન રહ્યો હો તુ એકલો રહી ગયો હોય, તો તુ બિલકુલ કર્તા ન જ બની શકે તો આ ઉપરથી તને શ્લોક ૧૭મા હુ કહીશ તેમ તારો અહકાર તુ દૂર કરીશ તો આ યુયુત્સુઓ સાથેના યુદ્ધમા હનન ક્રિયા કરવા છતા તુ " હણીશ નહીં " અને તુ બધાઈશ નહીં નિષ્કામ યુદ્ધ અને નિષ્કામ કર્માચરણ ( યોગ ) માટે તને આ એક વધુ દલીલ હુ કહુ છુ બીજુ—આ છેલ્લો અધ્યાય છે, તો બાકી જે જે તને કહેવાનુ છે, તે તને એક પછી એક કહી દઈશ, માટે " સન્યાસ-ત્યાગ"ના પ્રશ્નનો જવાબ તને આપ્યા પછી, હુ પોતે જ તને બાકી રહેલુ બધુ કહી દઈશ, કેમકે આ છેલ્લો અધ્યાય છે યોગની જ અમુક રીતો કહેવાની બાકી છે તે કહીશ ] ( ૧૩ ) જે જગાએ સખ્ય અથવા યુદ્ધ થાય તે અધિષ્ઠાન, જે વ્યક્તિ હનનક્રિયા કરે તે કર્તા, જુદા જુદા પ્રકારનુ , હનનક્રિયા કરવામા ઉપયોગી તરવાર, તીર, વગેરે, કરણ ( સાધન ), આમતેમ ફરવાની અને હાથ પગ ચલાવવાથી વિવિધ ચેષ્ટાઓ ( જે હનનક્રિયાના કર્તાએ કરવી પડે છે તે ), અને આ ચાર ઉપરાત આ વિષયમા પાચમુ ( મારનાર અને મરનારનુ ) દૈવ ( નસીબ ), જે નસીબ ન હોય તો એકેય કર્મની સિદ્ધિ થાય નહી ( ૧૪ ) હે અર્જુન, આ પાચને સખ્ય વિષયક કરેલા વિનાશમા કર્મોની સફળતાના કારણો (યોદ્ધાઓએ)

કહ્યાં છે. પણ, મારી દૃષ્ટિએ–શરીર, વાણી અને મન વડે (લડાઈનું કે બીજું) જે જે કર્મ કરવાનો પ્રારંભ (ઉદ્યમ) મનુષ્ય કરે છે તે તે કર્મ–ભલે તે નીતિમય કે અનીતિમય કર્મ હોય, ભલે તે પુણ્યકર્મ હો કે પાપકર્મ હો, તે કર્મના આ પાંચ હેતુઓ છે. જો આ પાંચેય હાજર ન હોય તો એકેય કર્મ થઈ શકે નહીં; સાંખ્યો (યુદ્ધધર્મીઓ) એ યુદ્ધવિષયક કર્મોની સફળતાની બાબત માટે આ પાંચ કારણો કહ્યાં છે; પણ હું તે કારણોનું ક્ષેત્ર વિશાળ કરીને દરેક કર્મમાં તે પાંચ કારણો છે, એમ માનું છું (૧૫). કર્મની પોતાની સિદ્ધિ માટે, કર્મનિષ્પાદન માટે કર્મ કરવામાં જ, આ પાંચ સંયુક્ત કારણો જરૂર હોવાં જોઈએ; એવો જો નિયમ જ હોય તો, અને એવો નિયમ છે જ, તો પછી, જે મનુષ્ય બીન કેળવાએલી બુદ્ધિને લીધે, પોતાની જાતને એકલીને જ "હું જાતે આખી ક્રિયાનો એકજ કર્તા છું" એમ માને છે, તે દુર્મતિની સમજણ વાજબી નથી (૧૬). સારાંશ, હે અર્જુન તારે યુદ્ધનું કાર્ય નિષ્કામ, નિરહંકારપણાથી કરવાનું છે. માટે આ યુદ્ધવિષયક કરાયેલી હિંસાના, સંયુક્ત પાંચ કારણોના સંયુક્તકર્તૃત્વના લોકમત ઉપરથી, એમ સમજ, કે જેને પોતાનાં કરેલાં કર્મોમાં "હું કરું છું" એવી મનોવૃત્તિ નથી અને એ કારણને લીધે સામેથી સજ્જ થઈ આવેલા શત્રુ સાથે લડવાથી જેની બુદ્ધિ લેપાતી નથી તે નિષ્કામ, નિરભિમાની અર્થાત યોગી આ બધા યુયુત્સુ લોકોને હણીને પણ (हत्वाऽपि) નથી હણતો અને નથી લેપાતો (૧૭).

નોંધ :– ડૉ. રાધાકૃષ્ણન્ નોંધ કરે છે કે कृतान्त એટલે સત્ય-યુગનો અન્ત અને સાંખ્ય એટલે સાંખ્યસિદ્ધાન્ત.

## ગીતા : ૧૮. ૧૮–૨૮

પ્રસ્તાવના–અહીં શ્રી ભગવાન એકદમ નવો વિષય શરૂ કરી દે છે. આ નવો વિષય પણ '(નિષ્કામ કર્મ' (યોગ) ના બોધની

એક નવી દલીલ જ છે, એટલે એક રીતે એક નવો યોગ જ (જે મનુષ્યને આ દલીલ રુચે તેને માટે) છે, એમ કહી શકાય. A મનુષ્યને કર્મ કરવા પ્રેરણા કરનાર ત્રણ પ્રેરકબળો માન્યા છે (અ) જે કર્મ કરવાનુ હોય છે તે કર્મ કેવી રીતે થાય છે તે સમજણ નહી, પણ, ગીતા પોતાની દૃષ્ટિએ કહે છે કે કર્મ કરનાર દરેક વ્યક્તિને જગત વિષે એક દૃષ્ટિબિન્દુ હોય છે, જેમકે ' મારા કર્મથી સર્વ પ્રાણીમાત્રનુ ભલુ થાઓ, પ્રાણીમાત્રમા આત્મા એકજ અને એક સરખો જ છે, ' અથવા ' દરેક પ્રાણીમા આત્મા જુદો જુદો છે, અને જુદી તરેહનો છે, ' અથવા એવા કઈપણ તાત્ત્વિક વિચારનો અભાવ હોય (अतत्त्वार्थवद् ज्ञान) અને કેવળ કર્મમા જ ધ્યાન ચોટયુ હોય –આમાથી કોઇ પણ એકજ્ઞાન અથવા દૃષ્ટિબિન્દુ મનુષ્યને કર્મમા ' ચોદના ' (પ્રેરણા) કરે છે (आ) જ્ઞેય-કોઈ કર્મ કરતા પહેલા વિષય જાણવો પડે છે, તે જાણવાનો વિષય જે દરેક કર્મમા, ક્રિયામા, જુદો જુદો હોય છે, જેમકે અધ્યાપન, વેપાર, ગોપાલન, વગેરે (subject to be studied in order to start doing it) (इ) परिज्ञातृ–એટલે પ્રાધ્યાપક અથવા કર્મનો નિષ્ણાત, જો એવો નિષ્ણાત હાજર હોય અથવા અગાઉથી શીખવે તો મનુષ્યને કર્મ કરવામા પ્રેરણા મળે આવો નિષ્ણાત દરેક કર્મમા જુદો જુદો હોય B જેમ કર્મ કરવાની પ્રેરણા માટે આ ત્રણ પ્રેરકબળો જોઈએ છે, તેમ કર્મને, ક્રિયાને ક્રિયા કરવાના વિચારને અમલમા મૂકવા માટે (संग्रह માટે), અર્થાત ખરેખર ક્રિયા કરતી વખતે, એક (अ)करण, ઉદાહરણ તરીકે, હનન માટે તરવાર, લેખન માટે પેન્સિલ, વગેરે સાધન હોવુ જોઈએ, બીજો, (आ) કરનારો, " कर्ता ", " ચાલો આ કામ હુ કરુ, ' એમ કહીને કામનો કરનારો, હોય, તો જ ક્રિયા કરવાના વિચારનો અમલ થાય, અને ત્રીજુ (इ) કાર્ય પોતે કર્મ પોતે, કોઈ પણ કર્મ બને, પુરુ

થાય, પછી, તેની નૈતિક કીંમત કાઢવામાં આવે છે કે આ માણસે આ કર્મ કર્યું, તે કર્મ સાત્વિક છે કે કેમ. આ, ગીતાની "કર્મ"ની એક અલગ દૃષ્ટિ છે. બીજાં શાસ્ત્રો–ધર્મશાસ્ત્ર–માં "કર્મ"ને જુદા પૃથક્કરણથી તપાસવામાં આવે છે. મનુસ્મૃતિ ત્રિવિધ કર્મનું લક્ષણ, પોતાના દૃષ્ટિબિન્દુ, વર્ણાશ્રમધર્મ પ્રમાણે, આપે છે, જેમકે :–यत्कर्म कृत्वा कुर्वंश्च करिष्यंश्चैव लज्जते । तज्ज्ञेयं विदुषा सर्वं तामसं गुणलक्षणम् ॥३५॥ येनास्मिन्कर्मणा लोके ख्यातिमिच्छति पुष्कलाम् । न च शोचत्यसंपत्तौ तद्विज्ञेयं तु राजसम् ॥ ३६ ॥ यत्सर्वेणेच्छति ज्ञातुं यन्न लज्जति चाचरन् । येन तुष्यति चात्मास्य तत् सत्त्वगुणलक्षणम् ॥ ३७ ॥ तमसो लक्षणं कामो रजसस्त्वर्थ उच्यते । सत्त्वस्य लक्षणं धर्मः श्रैष्ठ्यमेषां यथोत्तरम् ॥ ३८ ॥ मनु० अध्याय ૧૨. મનુપ્રમાણે ધર્મ એટલે પુણ્ય પ્રાપ્તિની ઇચ્છાવાળું કર્મ સાત્વિક છે. પણ ગીતા સાત્વિક કર્મનું લક્ષણ જુદી રીતે આપે છે :— 'સ્વભાવથી નક્કી થએલું ( બ્રાહ્મણ વગેરે વર્ણોનું કર્મ), આસક્તિ વગર કરેલું, ફ્લેચ્છાવગર કરેલું, સમત્વવૃત્તિથી કરેલું ( રાગદ્વેષ વગર કરેલું ) કર્મ' તે સાત્વિક કર્મ છે (૧૮. ૨૩). આ ત્રણ (अ) करण, (आ) कर्ता અને (इ) कर्म હોય, તો કાર્ય કરવાનું શક્ય ( कर्मसंग्रह ) બને છે. C આ છ માંથી જેની ચર્ચા કરી શકાય તે (૧) કર્મ કરવામાં કર્તાનું દૃષ્ટિબિન્દુ અથવા જ્ઞાન, (૨) કર્મનો પ્રકાર, સાત્વિક વગેરે, અને (૩) કર્મ કરનારો પોતે कर्तृ— એ ત્રણનો વિચાર ગીતા અહીં આપે છે. ज्ञेय ( વિષય, subject to be studied ), परिज्ञातृ, करण ( હથિયાર, સાધન )–એ ત્રણની, કર્મ માટે પ્રેરણામાં અને કર્મકરવાના વિચારને અમલમાં મૂકવામાં, જરૂર પડે છે. પણ એની વિચારણાને નિષ્કામ કર્માચરણ (યોગ) સાથે સંબંધ નથી, જેમકે ખૂન થાય છે તે ખૂન કરવામાં તરવાર કે તીર ઉપયોગી છે. છતાં, તે કર્મ સકામ છે કે નિષ્કામ, તે નક્કી કરવામાં તરવાર, કે પ્રાણ્વાયક (હનનક્રિયાનો નિર્ણાત)

કે જ્ઞેય ( હનનવિષય )–કંઈ ઉપયોગી નથી. માટે અહીં નિષ્કામ કર્મની દૃષ્ટિએ એક નવો પ્રકાર બતાવવાનો ઉદ્દેશ હોવાથી જ્ઞાન, કર્મ અને કર્તા, એ ત્રણની જ ચર્ચા–વિચારણા કરી છે.— શ્લોક ૨૦–૨૧માં જે "જ્ઞાન" છે તે પ્રવૃત્તિ સાથે જોડાયેલું છે. તે વિશે નીચે ભાષાન્તરમાં જ જુઓ.

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।
करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥
ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥
सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ २० ॥
पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥
यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥२२॥

ભાષાન્તર— કર્મ કરતી વખતે કર્મ કરનારનું આ જગત વિશે, ભૂત-પ્રાણીઓ –મનુષ્યો વચ્ચેના સંબંધનું એક દૃષ્ટિબિન્દુ, એક પ્રકારનું દાર્શનિક જ્ઞાન; જ્ઞેય એટલે કર્મ કરવામાં જે વિષયનું કર્મ હોય તે વિષયની માહિતી, અને परिज्ञाता–એટલે કર્મનો સંપૂર્ણજ્ઞાતા, નિષ્ણાત, એ ત્રણ દરેક "કર્મ" કરવામાં પ્રેરણા આપનારાં તત્ત્વો છે, એ ત્રણ ન હોય તો "કર્મ" કરવાનો વિચાર જ ઉદ્ભવે નહીં, પ્રેરણા થાય નહીં. ઉપરાંત જે કર્મ કરવું હોય તે કરવામાં ઉપયોગી સાધન (હથિયાર), કર્મ એટલે ગીતાની દૃષ્ટિએ સાત્ત્વિક, રાજસિક અને તામસિક કર્મ; कर्ता એટલે 'ચાલો, હું કર્મ કરું' એમ કહીને ખરેખર કર્મ કરવાં માંડે તે વ્યક્તિ—આ ત્રણ "કર્મ" કરવામાં, "કર્મ"ની પ્રેરણા થાય

પછી એ પ્રેરણાનો અમલ કરવામાં, ઘટકો છે. હે અર્જુન, આ છમાંથી, જ્ઞેય એટલે ક્રિયાનો વિષય પરિજ્ઞાતા એટલે નિષ્ણાત માર્ગદર્શક, અને કરણ એટલે તરવાર વગેરે હિંસાત્મક કર્મોમાં ઉપયોગી સાધન–આ ત્રણને 'નિષ્કામ કર્માચરણ' સાથે સંબંધ નથી, પણ બાકીના ત્રણને નિષ્કામકર્મ અથવા યોગ સાથે સંબંધ છે. માટે હું તને તે ત્રણ વિશે કહીશ; જેથી હું એક નવો યોગ તારી પાસે મૂકી શકીશ. જે મનુષ્યને આ પ્રકારની દલીલથી યોગનો બોધ રુચે તેના ઉપયોગ માટે આ દલીલ છે (૧૮). જ્ઞાન, કર્મ અને કર્તા, એ દરેકને, સાત્ત્વિક વગેરે ગુણ જુદા હોવાથી, "ગુણ" ના વર્ણન( गुणसंख्यान )માં ત્રણ જાતના કહ્યાં છે. તે પણ ( તને જે જે યોગની રીતિઓ કહી છે, તે ઉપરાંત અવિ-અહીં એક નવો વિષય શરૂ કરું છું, તે ) તું યથાર્થ રીતે સાંભળ (૧૯). ગીતા મુજબ મનુષ્યે પોતાના જીવનમાં જગતનાં મનુષ્યો અને જગતમાં ઇતર પ્રાણીઓ તરફ એક દૃષ્ટિબિન્દુ રાખવાનું છે; 'રાખવાનું છે' એમ જ નહીં; પણ દરેક મનુષ્ય રાખે જ છે. આ દૃષ્ટિબિન્દુ દરેક મનુષ્યને એના દરેક કર્મ, દરેક પ્રવૃત્તિમાં પ્રેરણા ( कर्मचोदना ) આપે છે. આપણે જે કંઇ કરીએ છીએ, તે દરેક કર્મ કરતી વખતે, આપણી આસપાસની સમગ્ર જીવન્ત સૃષ્ટિ પ્રતિ આ દૃષ્ટિબિન્દુ જે આપણામાં હોય જ છે, તે આપણે જાણીએ કે ન જાણી શકીએ છતાં, આપણી પ્રવૃત્તિનું પ્રેરક હોય જ છે. જરા શાંત અને ગંભીર રીતે વિચારીએ તો આપણને આ વાત સમજવી અઘરી નથી.–ગીતા કહે છે કે આ એક "જ્ઞાન" કે "સમજણ" છે, જે મનુષ્ય પાસે એનાં બધાં કર્મો કરાવે છે. હવે, ગીતા આ 'જ્ઞાન'ના ત્રણ પ્રકારો કરીને પૃથક્કરણ કરે છે. સામાન્ય મનુષ્યની વાત લો. સામાન્ય મનુષ્ય તો કંઇ વિચાર જ કરતો નથી કે મારી આસપાસ જે જીવન્ત સૃષ્ટિ–

મનુષ્યોની અને બીજા પ્રાણવન્ત ભૂતોની-છે, તેનો ને મારો શો સંબંધ છે. સામાન્ય માનવ જે કંઈ પ્રવૃત્તિ કરે છે તે પ્રવૃત્તિનો એકનો જ વિચાર કરે છે ( एकस्मिन् कार्ये सक्तम् ). એને પ્રવૃત્તિમાં જ આસક્તિ છે; પોતાની પ્રવૃત્તિ શા માટે કરવી, કોના લાભ માટે કરવી, પોતાને જ એ પ્રવૃત્તિથી લાભ થશે કે કેમ, પોતાનો લાભ શામાં છે, એવો જરા સૂક્ષ્મ વિચાર સામાન્ય મનુષ્ય નથી કરતો, પોતાની પ્રવૃત્તિનો ઉદ્દેશ નક્કી કર્યા વગર તે કર્મ કર્યે રાખે છે (अहेतुकम्=ઉદ્દેશ વગરનુ જ્ઞાન અને કર્મ ). ઉપર કહ્યું તેમ પોતે અને આસપાસના મનુષ્યો અને પ્રાણીઓ વચ્ચે કંઇ સંબંધ છે કે કેમ તે વિચાર આ સામાન્ય મનુષ્ય કરતો નથી; તેથી તેની પ્રવૃત્તિ પાછળ જે કંઈ પ્રેરક જ્ઞાન કે સમજણ છે તે તત્ત્વાર્થ-વિચાર વગરનું જ છે ( अतत्त्वार्थवत् ). એનું દૃષ્ટિબિન્દુ જ સંકુચિત છે (એટલે એનું જ્ઞાન अल्प છે); આવી જાતનું જે પ્રવાહાનુપાતી પ્રેરક જ્ઞાન સામાન્ય માણસ ધરાવે છે તેને હે અર્જુન, તું तामस ज्ञान સમજ (૨૨-જુઓ નીચે નોંધ ૧). હવે, સામાન્ય કરતા જરા સંસ્કારી-શિક્ષિત, જરા વિચારવન્ત મનુષ્ય પોતાની પ્રવૃત્તિ કેવા જ્ઞાનની પ્રેરણાથી કરી રહ્યો હોય છે, તે હે અર્જુન તું જો પોતાની આસપાસ અસંખ્ય મનુષ્યો અને પ્રાણીઓ (सर्व भूतानि) છે; તે બધા અને તે દરેક એક બીજાથી જુદા જ છે અને વળી જુદી જાતના છે; ભારત વર્ષ જ લો, તેના અનેક ગુજરાત, મહારાષ્ટ્ર, ઇત્યાદિ રાજ્યો છે, તેમાં મનુષ્યો (અને પ્રાણીઓ) છે, તે દરેક મનુષ્ય (અને દરેક પ્રાણી) એક સ્વતંત્ર વ્યક્તિ, સ્વતંત્ર એકમ, છે (पृथक्त्वेन); અને મનુષ્ય સિવાય ગાય-ઘોડા વગેરે જુદા ' ભાવો ' એટલે જુદી જ ' વ્યક્તિઓ ' જુદી જ જાત (नाना भावान्) છે, એવી સમજણ અલ્પશિક્ષિત, અલ્પ-સંસ્કારી વર્ગ ધરાવે છે; વળી, અમુક દેશ કે પ્રાન્તના મનુષ્યો

એક બીજાઓને મનુષ્યો તો માને છે, પણ જુદા પ્રકારના (પૃથગ્વિધાન્) મનુષ્યો માને છે; આમ દરેક દરેક ભૂત એટલે પ્રાણી (મનુષ્ય અને મનુષ્યેતર)માં પરસ્પરમાં અમુક પર તત્ત્વ (ચેતન્, બ્રહ્મ) એક છે, એવું, આ અલ્પ શિક્ષિતો માનતા નથી. આવું અલ્પ જ્ઞાન એમને એમની પ્રવૃત્તિમાં પ્રેરક થાય છે. આ જ્ઞાનને તું "રાજસ" સમજ (૨૧). [ અહીં શ્લોક ૨૦માં અને શ્લોક ૨૧માં જે 'જ્ઞાન' કહ્યું છે તેનો તે મનુષ્યની પ્રવૃત્તિ કે કર્મ સાથે સીધો સંબંધ છે જ, પણ એ બે (૨૦–૨૧) શ્લોકોમાં प्रवृत्ति કે कार्य શબ્દ કે એનો પર્યાય નથી આપ્યો. પરંતુ શ્લોક ૧૮માં જ્ઞાનને "કર્મચોદના" માં ગણાવ્યું છે અને શ્લોક ૨૨માં "एकस्मिन्कार्ये" એમ સ્પષ્ટ રીતે 'કાર્ય' "(પ્રવૃત્તિ)" સાથે તામસ જ્ઞાનનો સંબંધ બતાવ્યો છે, તેથી સાત્ત્વિક અને રાજસિક જ્ઞાનને પણ પ્રવૃત્તિના પ્રેરક તરીકે જ સમજવાના છે. ખરું જોતાં, સમગ્ર ગીતામાં દરેક 'જ્ઞાન' જે જે જ્યાં જ્યાં આપ્યું છે, તે તે મારા નમ્ર મતાનુસાર ત્યાં ત્યાં "કર્મ" 'પ્રવૃત્તિ' સાથે સંબંધમાંજ આપેલું છે. ] હવે, મનુષ્યને એના "કર્મ," "પ્રવૃત્તિ" માં પ્રેરક જે સર્વોચ્ચ જ્ઞાન હોય છે, તે તું સાંભળ. આ જ્ઞાન સર્વશ્રેષ્ઠ મનુષ્યને હોય છે, ગીતાના નિષ્કામ કર્મીને (યોગીને) હોય છે. તે દરેક "કર્મ" કરતી વખતે આ "જ્ઞાન" ની પ્રેરણા મેળવે છે; પ્રેરણા પછી જ પ્રવૃત્તિ કરે છે; માટે એની પ્રવૃત્તિમાં આ જ્ઞાન પ્રેરક છે. નિષ્કામ કર્મી આ જ્ઞાન વડે સર્વ ભૂતોમાં (મનુષ્ય તેમજ મનુષ્યેતર–સર્વ પ્રાણીઓમાં) એક **અવિનાશી** ભાવ, જે વિભક્ત ભૂતોમાં અવિભકત રૂપે છે, તે ભાવ એટલે તત્ત્વ, એટલે બ્રહ્મતત્ત્વ, તેને જુએ છે; તે જ્ઞાન સાત્ત્વિક છે. યોગીને એના નિષ્કામ કર્માચરણમાં આ જ્ઞાન જ પ્રેરક છે. ભલે નિષ્કામ કર્મી આ જ્ઞાનની પ્રેરણાના વિષયમાં સભાન, જાગ્રત, હો કે ન

હો; પણ આ જ્ઞાન તેના દરેક કર્મની પાછળ ઊભું જ હોય છે (૨૦).

નોંધ :–(૧) સમજાવવાની સળતા ખાતર અમે ૨૨મો શ્લોક ૧૯મા શ્લોક પછી તુરત લીધો છે.

(૨) શ્લોક ૧૯માં જે "गुणसंख्यान" શબ્દ છે; તેને કોઇ સ્વતંત્ર દર્શન, સાંખ્ય કે વેદાન્ત, સાથે સંબંધ જ નથી. ગુણોની ગણતરી અથવા ગુણોની સમજ, એ સખ્યાન ઉપનિષદો પછી તુરત જ દરેક સામાન્ય જ્ઞાનના અંગરૂપે હતું જ. સાંખ્ય દર્શનમાં ગુણસંખ્યાનને પ્રાધાન્ય મળ્યું; પણ "ગુણસંખ્યાન" વિચારની ઉત્પત્તિ પ્રો. કીથ વગેરે વિદ્વાનોના મત મુજબ ઉપનિષદોના જ તત્ત્વજ્ઞાનમાં થઇ અને તેનો વિકાસ પણ ઉપનિષદ્–ગીતામાં જ થયો છે

(૩) શ્લોક ૨૦–૨૧માં "કર્મ" "પ્રવૃત્તિ" એવો શબ્દ નથી, છતાં તે બન્ને જ્ઞાનો પ્રવૃત્તિનાં પ્રેરક અંગો તરીકે જ એ શ્લોકોમા કહ્યાં છે; એમ અમે ઉપર બતાવ્યું છે.

## ગીતા : ૧૮. ૨૩–૨૮

नियत सङ्गरहितमरागद्वेषत कृतम् ।
अफलप्रप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥
यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुन. ।
क्रियते बहुलायाम तद्राजसमुदाहृतम् ॥ २४ ॥
अनुबन्ध क्षय हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥
मुक्तसङ्गोऽनहंवादी धृत्युत्साहसमन्वित ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकार कर्ता सात्त्विक उच्यते ॥ २६ ॥
रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वित. कर्ता राजसः परिकीर्तित. ॥ २७ ॥

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ २८ ॥

ભાષાન્તર–કોઈ પણ "કર્મ" પરિપૂર્ણ રીતે થાય (कर्मसंग्रहः), તેમાં અમુક જ્ઞાન, અમુક પ્રકારનું કર્મત્વ, અને અમુક કર્તા હોવા જોઈએ.–અહીં કર્મ, એટલે નિયત કર્મ એટલે સ્વભાવનિયત કર્મ; ગીતા પ્રમાણે વર્ણકર્મો નિયત (=સ્વભાવનિયત) કર્મો છે (૧૮. ૪૭). આ વર્ણકર્મ આસક્તિ વગરનું હોય, રાગદ્વેષવગર કરેલું, ફલાશા ત્યજી દેનારે કર્યું હોય, તો તે સાત્ત્વિક કર્મ કહેવાય છે (૨૩). પણ જે બહુમહેનતવાળું કર્મ ઇષ્ટવસ્તુની ઇચ્છારાખનારે અથવા અહંકારવાળાએ ખૂબ મહેનતપૂર્વક (પરાણે) કર્યું હોય, તે રાજસ કહેવાય છે (૨૪). પરિણામ, નાશ, હિંસા અને પોતાની શક્તિનો વિચાર કર્યા વગર, ભ્રમણાથી જે કર્મ શરૂ કરાય છે તે તામસ કહેવાય છે (૨૫). જેણે કર્મ કે કર્મફલમાં આસક્તિ છોડી દીધી છે, જે અહંકાર વગરનો છે, જે ધીરજ તથા ઉત્સાહવાળો છે, કર્મનું ફળ મળે કે ન મળે, બન્ને રીતે જે નિર્વિકાર છે, તે કર્તા સાત્ત્વિક છે (૨૬). રાગવાળો, કર્મફલની ઇચ્છાવાળો, લોભી, હિંસક સ્વભાવવાળો, અપવિત્ર, હર્ષશોકવાળો એટલે સમત્વવગરનો; કર્તા રાજસ કહેવાય છે (૨૭). સમત્વરહિત (अयुक्तः), પામર (प्राकृतः), ગર્વિષ્ઠ, લુચ્ચો, બીજાની વૃત્તિનો વિનાશ કરનાર (निष्कृतिक), આળસુ, શોકાતુર, અને કામને લંબાવનારો કર્તા તામસી કહેવાય છે (૨૮).

## ગીતા : ૧૮. ૨૯–૩૫, ૩૬–૩૯

પ્રસ્તાવના–(૧) અમે આ અધ્યાયની શરૂઆતમાં જ કહ્યું છે કે આ અઢારમા અધ્યાયમાં જે વિષયો રજૂ થયા છે, તે જાણે કે ૧૭મા અધ્યાય સુધી પૂરા ન થવાથી, અને અઢારમો અધ્યાય

છેલ્લો હોવાથી અહીં દાખલ કરી દેવામાં આવ્યા હોય, એમ લાગે છે. કેમકે આ બધા વિષયોને નિષ્કામ કર્મ અથવા યોગ સાથે સંબંધ છે. યોગની દૃષ્ટિએ બુદ્ધિ, ધૃતિ અને સુખનો વિચાર અહીં ૨૯–૩૫ અને ૩૬–૩૯માં કરવામાં આવ્યો છે. પહેલાં, " કર્મ " નો વિચાર ૧૮. ૨૩–૨૫માં યોગની દૃષ્ટિએ કરવામાં આવ્યો છે અને તે વિચાર મનુસ્મૃતિમાં વર્ણાશ્રમ ધર્મની દૃષ્ટિએ કરેલા " કર્મ " ના વિચારથી જુદો છે. અદ્વૈત–વેદાન્તવાળા અહીં બુદ્ધિ એટલે બ્રહ્મજ્ઞાનને જ માને પણ તે માન્યતા કોઈ પણ રીતે ગીતાના યોગનું દૃષ્ટિબિન્દુ નથી.

(૨) સાંખ્યમાં બુદ્ધિ અને યોગમાં બુદ્ધિ, અગાઉ, અધ્યાય બીજામાં આવી ગઈ છે. અહીં બુદ્ધિના ત્રણ પ્રકારો યોગની દૃષ્ટિએ આપ્યા છે. બુદ્ધિ એટલે, જ્ઞાન, અને જ્ઞાનના જ ત્રણ પ્રકારો " નિષ્કામ કર્મ " ની દૃષ્ટિએ ગીતા આપે જ. ભારતના તત્ત્વજ્ઞાનમાં એક સમય એવો હતો જ્યારે જ્ઞાનને બદલે " બુદ્ધિ " શબ્દ વપરાતો; અને તત્ત્વજ્ઞાનના વિષયોને " બુદ્ધ, " " બુધ્યમાન, " એવાં નામો પણ અપાતાં હતાં ( મહાભારતમાં શાન્તિપર્વમાં મોક્ષધર્મ પર્વ અ૦ ૩૦૫–૮ ). પછી જ્યારે " બુદ્ધ " શબ્દ વિશેષ (સંજ્ઞાવાચક બુદ્ધ ભગવાનનું) નામ બન્યું ત્યારે જ્ઞાની કે પંડિતને માટે " બુદ્ધ " શબ્દ વપરાતો બંધ થઈ ગયો.

(૩) બુદ્ધિની સાથે અહીં " ધૃતિ " શબ્દ છે–જેમ બુદ્ધિ અથવા જ્ઞાન, તેમ " ધૃતિ " ને પણ આપણી સંસ્કૃતિમાં એક ગુણ, સદ્‌ગુણ જ માન્યો છે; ધૃતિ એટલે ધૈર્ય, મનની શાન્તિ; પણ તે 'લાસડિયાપણું,' 'વધારે પડતો વિલમ્બ,' એ અર્થમાં નથી; મનને વાળી રાખવું; અને ઊતાવળું થઈને વિષયો તરફ ન જાય, અથવા ધારેલા વિષયમાંથી બીજે ચાલ્યું ન જાય, વિષયાન્તરમાં ન જાય, તેનું નામ ધૃતિ. આ ધૃતિના પણ ત્રણ પ્રકારો,

સાત્ત્વિક વગેરે, યોગની દૃષ્ટિએ ગીતા અહીં શ્લોક ૩૩-૩૫માં આપે છે.

(૪) "સુખ"નો વિચાર તો સર્વ પ્રાણી માત્ર, મનુષ્ય માત્રને આવે જ છે. માટે ગીતાએ પોતાની દૃષ્ટિએ એટલે યોગની દૃષ્ટિએ, "સુખ" શું કહેવાય, તે જાહેર કરવું જ જોઇએ. એટલે ગીતા એ ઘણો અગત્યનો વિષય અહીં ૩૬-૩૯માં આપે છે. ગીતા "નિષ્કામ કર્માચરણ" અથવા યોગના આચરણથી મળતાં માનસિક શાન્તિ, સુખદુઃખ વગેરે દ્વન્દ્વોમાં સમત્વના સુખને ખરું સુખ કહે છે; બ્રહ્મમાં લીનતા અથવા "अहं ब्रह्मास्मि"ની પ્રતીતિને ગીતા સુખ કહેતી નથી; તે ધ્યાનમાં રાખવું જોઈએ. અને તે દૃષ્ટિએ ગીતા તેના સમયમાં અત્યંત પ્રચલિત વિભાગીકરણ-સિદ્ધાન્ત (એટલે Basis of Classification), સત્ત્વ, રજસ્, તમસ્, પ્રમાણે સુખના ત્રણ પ્રકારો આપે છે. ટૂંકમાં બુદ્ધિ, ધૃતિ, અને સુખ, એ ત્રણ મહાન ગુણોના દરેકના ત્રણ પ્રકારો ગીતા પોતાના યોગની દૃષ્ટિએ સમજાવે છે

(૫) દરેક વસ્તુ, દરેક માનસિક વૃત્તિ, ત્રણ પ્રકારની છે, તેવો સિદ્ધાન્ત ગીતાના વખતમાં હતો; તેથી તો શ્લોક ૧૮-૧૯માં કહ્યું છે કે "त्रिधैव गुणभेदतः प्रोच्यते गुणसङ्ख्याने". આ "ગુણ-સંખ્યાન" "ગુણો પ્રમાણે ગણતરી (વર્ગીકરણ)"; એ મૂળમાં ઉપનિષદોના તત્ત્વજ્ઞાનનો અને ત્યાર પછી ગીતા-મહાભારતના તત્ત્વજ્ઞાનનો ભાગ હતો; જ્યારે મહાભારતમાં વેદાન્ત, સાંખ્ય, યોગ, અને પાંચરાત્ર, એમ ચાર ભાગ, તત્ત્વજ્ઞાનના સૌથી પ્રારંભ-કાળના ઈતિહાસમાં, પડયા ત્યારે એ ગુણસંખ્યાન (ગુણો પ્રમાણે વર્ગીકરણ) નવા જનમેલા આ ચારેયે દાર્શનિક તત્ત્વજ્ઞાનોને વારસામાં મળ્યું. એટલું જ નહીં, પણ, ભારતીય સંસ્કૃતિના બીજા પ્રદેશોને પણ "ત્રણ ગુણો પ્રમાણે વર્ગીકરણ"નો

જ સિદ્ધાન્ત વારસમાં મળ્યો, જેથી મનુસ્મૃતિ જેવા વર્ણાશ્રમ (સામાજિક) ધર્મના ગ્રન્થે પણ વર્ણાશ્રમ ધર્મ મુજબ "કર્મ"-ના ત્રણગુણાનુસારી ત્રણ વિભાગો આપવા પડયા. (જુઓ ઉપર, પા. ૨૭.) ગીતાએ "ગુણત્રયવિભાગયોગ" પણ આ ગુણ સંખ્યાનના સિદ્ધાન્તને અનુસરીને જ આપ્યો છે, એમ માનવું પડે. 'સાંખ્ય દર્શનનો એક ભાગ જ મૂળથી આ ત્રિવિધ ગુણવિભાગ હતો, અને વેદાન્ત દર્શનમાં પાછળથી આવ્યો,' તે માન્યતા તત્ત્વજ્ઞાનના ઇતિહાસની તદ્દન વિરુદ્ધ છે.

(૬) અમે આ પુસ્તકની પ્રસ્તાવનામાં કહ્યું છે કે ગીતા પછી મોક્ષધર્મપર્વ (મહા૦ શાન્તિપર્વમાં) લખાયું. તેમાં વેદાન્ત, સાંખ્ય કે યોગ દર્શનો નથી, પણ એ ત્રણેના અનેક પ્રવાહો છે. તે પહેલાં ઉપનિષદોમાં વેદાન્તના પ્રવાહો જ હતાં. વેદાન્તના અનેક શ્રૌતસ્માર્ત પ્રવાહોમાંથી એક વેદાન્તદર્શનનું સૌથી જૂનું ઉપલબ્ધ પુસ્તક બ્રહ્મસૂત્ર છે. અને તેજ બ્રહ્મસૂત્ર કહે છે કે સાંખ્યોમાં પરસ્પર મતભેદ છે, અર્થાત્ બ્રહ્મસૂત્રના સમય સુધી સાંખ્યદર્શન ન હતું; પણ 'સાંખ્ય' નામથી ઓળખાતાં અનેક પ્રવાહો હતા.

(૭) ગીતા ૧૮. ૨૯-૩૫. આ શ્લોકોનો પ્રારંભ જ બતાવે છે કે નવો વિષય શરૂ થયો. અમને લાગે છે કે ગીતાના સમયમાં અમુક લોકો સ્વકર્માચરણમાં અથવા મોક્ષપ્રાપ્તિમાં "બુદ્ધિ-ધૃતિ" ને જ મહત્ત્વ આપતા હતા; બીજી કોઇ ચર્ચામાં ઊતરવા માગતા ન હતા. "અમે તો અમારી બુદ્ધિ અને અમારી ધીરજથી જ બધું કરશું; અમારે પ્રકૃતિ, પુરુષ, યજ્ઞ, વિભૂતિવાદ, ભક્તિ વગેરેની ભાંજગડમાં પડવું નથી"–આમ કહેનારાઓ હશે તેમને પોતાના યોગમાં લાવવા માટે ગીતાકાર આ શ્લોકમાં "બુદ્ધિ ધૃતિ" નો ખ્યાલ પોતાના યોગની દૃષ્ટિએ રજૂ કરે છે.

(૮) ૧૮. ૩૬-૪૦ જેમ "બુદ્ધિ ધૃતિ"માં જ માનનારાઓ હતા, તેમ માત્ર 'સુખ'ની દષ્ટિએ જ, ખરું સુખ શું કહેવાય ?; તે એક જ ચર્ચાવિચારણાની અગત્ય સ્વીકારી જીવન જીવનારાઓનો વર્ગ હતો. 'અમને ખરૂં સુખ મળે એટલે બસ, અમારે બીજી કોઈ માથાકૂટમાં ઉતરવુ નથી '-એમ કહેનારાઓને ટૂંકમાં પોતાના યોગની દષ્ટિએ ગીતા આ શ્લોકમા ખરા સુખનો સિદ્ધાન્ત શીખવે છે.

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥
प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥ ३० ॥
यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥
अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।
सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥ ३२ ॥
धृत्या यया धारयते मनःप्राणेन्द्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥ ३३ ॥
यया तु धर्मकामार्थान्धृत्या धारयतेऽर्जुन ।
प्रसङ्गेन फलाकाङ्क्षी धृतिः सा पार्थ राजसी ॥ ३४ ॥
यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुञ्चति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥ ३५ ॥

**ભાષાન્તર—**હે અર્જુન, "જગતમાં આ ત્રણ ગુણો-અલબત્ત પ્રકૃતિમાં રહ્યા છે, તે ત્રણ ગુણો પ્રમાણે, સર્વ વસ્તુઓ, સર્વ વિચારો, સર્વ પ્રાણીઓ, સર્વ લાગણીઓ-નું વર્ગીકરણ કરવું જોઈએ." "The Theory of Guna-samkhyana or Classification of anything and everything acc. to the Three

Gunas, Sattva-Rajas-Tamas in Ancient Indian Philosophy." આ સિદ્ધાન્તને "ગુણસંખ્યાન"તો સિદ્ધાન્ત કહે છે. અહીં "સંખ્યાન" એટલે ગણતરી, વર્ગીકરણ; એ "સંખ્યાન" શબ્દને 'सांख्य' શબ્દ સાથે સંબંધ નથી; તેમજ, स + ख्यान એટલે "ખરું જ્ઞાન" "યથાર્થજ્ઞાન, એવો અર્થ પણ નથી. અહીં, ગીતામાંનો, ત્રણ ગુણોનો સિદ્ધાન્ત- જે મૂળમાં ઉપનિષદોમાં ઉદ્ભવ્યો તેને અનુસરીને અમે બુદ્ધિ, ધૃતિ, સુખ, વગેરેનાં વિભાગ પાડીએ છીએ લોકોમાં બુદ્ધિ એટલે જ્ઞાન અને ધૃતિ એટલે મનની શાન્તિ, ધીરજ, એ બે ઉચ્ચ સદ્ગુણ ગણાય છે. કેટલાક લોકો એ બેનો જ વિચાર કરી જીવન જીવે છે. તો હે અર્જુન, અહીં, ગીતાનો મુખ્ય વિષય-નિષ્કામકર્માચરણ છે. તેના દૃષ્ટિબિન્દુ પ્રમાણે, તને कर्म તથા कर्ताના વિભાગો કહ્યા, હવે, બુદ્ધિ-ધૃતિના વિભાગો સાંભળ; આ વિભાગો જુદા જુદા પાડીને તને પૂરેપૂરા એટલે ( બંનેના ત્રણ ત્રણ પ્રકાર ) હું કહું છું ( ૨૯ ). કામના અને ફલેચ્છા મુજબ કરેલાં કર્મો પ્રવૃત્તિ છે અને મનમાં અનેક ઈચ્છાઓ ઉદ્ભવતી હોય અને અનેક કાર્યો કરવા મન તલસતું હોય, છતાં મનુષ્ય જે બાહ્ય સંન્યાસ ધારણ કરે છે, તે નિવૃત્તિ નથી, પણ પ્રવૃત્તિ જ છે, માત્ર ઉપરથી નિવૃત્તિનો દેખાવ છે, એમ ગીતાનો સિદ્ધાન્ત છે. તેથી ઊલટું, મનુષ્ય ફલની ઇચ્છા-રહિત હોય, પોતાની જાતને કર્મનો કર્તા માનતો જ ન હોય, અને ખૂબ પ્રવૃત્તિ કરતો હોય તો તેની પ્રવૃત્તિ એક પ્રકારની નિવૃત્તિ જ છે, એમ ગીતાએ કહ્યું છે. વળી, ગીતા મુજબ નિષ્કામ કર્મ, નિષ્કામ યજ્ઞ જ, કર્તવ્ય ( કરવા યોગ્ય ) છે, વિહિત છે; કામ્યકર્મ ત્યાજ્ય છે, અકાર્ય છે, નિષિદ્ધ છે; તેવી કાર્ય-અકાર્યની ( વિધિનિષેધની ) સમજ ગીતા રજૂ કરે છે ગીતા મુજબ. સર્વકર્મ અને કર્મફલ ફેંકી દેવાથી જ 'અભય' મળે છે;

તેમ નથી, પણ જનકની જેમ ફલત્યાગથી "અભય" રૂપી મહાન માનસિક શાન્તિ મળે છે, એમ ગીતા 'અભય'નો અર્થ સમજાવે છે. 'કામ્ય' કર્મોના આચરણમાં જ ભય, એટલે સંસારચક્રમાં પડી રહેવાનો ભય છે. તે રીતે "બંધ" અને "મોક્ષ" સમજવા. જેને કંઈ પણ ઈચ્છા નથી તેણે મોક્ષ મેળવ્યો જ છે, ભલે તે નિષ્કામ કર્મો કરતો હોય. અને જેને ખૂબ ઇચ્છાઓ છે, તે "બંધાયેલો" "બન્ધમાં" છે, ભલે તે બહારથી કર્મોમાંથી 'મુક્ત' થઈને ફરતો હોય. તો, હવે, તું ધ્યાનથી સાંભળ કે, પ્રવૃત્તિ અને નિવૃત્તિ શું કરવું અને શું ન કરવું, ભય અને અભય, બન્ધ અને મોક્ષ, એ સર્વ ગીતામાં યોગની દૃષ્ટિએ જે રીતે સમજાવવામાં આવ્યાં છે, તે રીતે એ સર્વ વિષયો જે બુદ્ધિ સમજે છે તે બુદ્ધિ સાત્ત્વિકી બુદ્ધિ છે. ધર્મશાસ્ત્ર અમુક ફરજોને કરવા લાયક (વિહિત) અને અમુક કામોને ન કરવા લાયક (નિષિદ્ધ) ગણે છે; પણ ગીતાના મત મુજબ તો "ધર્મયુદ્ધ' તારા (અર્જુન) જેવાએ કરવું જ જોઇએ, એમ ગીતા કહે છે. બધાં કર્મો અહંકાર ત્યજીને કરવાં જોઇએ, નિષ્કામ બનીને કરવાં જોઇએ. જો અહંકાર, વૈરવૃત્તિ, સ્વાર્થવૃત્તિ મનમાં પણ ન હોય તો ધર્મશાસ્ત્રના વિધિનિષેધો, યોગના અનુયાયીને નડતા નથી, પણ આ નિષ્કામ વૃત્તિ જનક જેવાને જ હોય. (તું જનક જેવો થા.) (૩૦). જે બુદ્ધિ વડે ધર્મને અધર્મ, કાર્યને અકાર્ય, એમ, જેમ જે વસ્તુ હોય તેમ તેને તેના સાચા સ્વરૂપમાં ન સમજે, નિષ્કામ કર્મ કરવાં જોઈએ એને ન કરવાં જોઈએ એમ સમજે અને સંન્યાસનો જ આગ્રહ રાખે તે બુદ્ધિ રાજસી છે (૩૧). પણ, હે પાર્થ, "સકામ કર્મો ન જ કરવાં જોઈએ," એમ ગીતા કહે છે. પણ સકામ કર્મો જ કરવાં જોઈએ, એમ જે વૈદિકો તથા બીજાઓ સમજે છે તેમની બુદ્ધિ તમોગુણથી ઢંકાયેલી છે; તેનાં વડે એમને બધી બાબતો

ઊલટી જ સમજાય છે; માટે તે બુદ્ધિ તામસી છે. ધૃતિના વર્ણનમાં સકામ નિષ્કામ કર્મનો વિચાર આવે છે; તે પ્રમાણે બુદ્ધિના વિવેચનમાં પણ તે લેવો જોઇએ. તે રીતે ગીતાનું દૃષ્ટિબિન્દુ સમજતી બુદ્ધિ સાત્ત્વિક છે; ઉપનિષદનું સંન્યાસનું દૃષ્ટિબિન્દુ સમજીને તેને આસક્તિથી વળગે તો તે બુદ્ધિ રજોગુણી, અને તે બન્ને ન સમજે અને કામ્ય અને કર્મફલેચ્છામય, સ્વાર્થમય જીવનને ધ્યેય માને ( ભલે તે વૈદિક હોય કે બીનવૈદિક પામર મનુષ્ય હોય ) તેની બુદ્ધિ તામસિક છે (૩૨). હવે, તને, અગાઉ શ્લોક ૨૯માં વચન આપ્યા મુજબ, ત્રણ પ્રકારની ધૃતિ કહું છું. આપણા દેહમાં મન, પ્રાણ અને ઇન્દ્રિયોની ક્રિયાઓ ચાલી રહી છે; મન છટકીને વિષયો તરફ દોડી જવા ઇચ્છે છે. તો તેને પાછું વાળવું; અને ફળની ઇચ્છા ત્યજીને પછી મનને વિષયો તરફ સંયમમાં રાખીને, જવા દેવું, અને આવી સ્થિતિ કાયમ રહે, ફલયોગની સ્થિતિ હોવાથી મન, પ્રાણ, ઇન્દ્રિયોના વ્યાપારો નિષ્કામ રીતે ચાલે, આસક્તિ ન હોય, તેમાં ભંગ ન પડે ( વ્યભિચાર ન થાય ), કેમકે આ યોગી ફલેચ્છાત્યાગપૂર્વક જ કર્માચરણ કરે છે; તો તેવી મનની શાન્તિ, મનની ધારણા, સાત્ત્વિકી ધૃતિ છે (૩૩). પણ જે ધૃતિ વડે ( વૈદિક કે ઇતર કર્મી ) મનુષ્ય ધર્મ એટલે પુણ્યકર્મ, કામ એટલે સ્ત્રી-પુત્રાદિવિષયક ઇચ્છા અને અર્થ એટલે પશુ ધાન્ય, દ્રવ્ય વગરેને પકડી રાખે ( ધારયતે, તે બધું બહુ સારું છે. એમ માને ) અને અત્યન્ત આસક્તિપૂર્વક ફલની આશા રાખે ( પ્રસઙ્ગેન ફલાકાંક્ષી ) તે ધૃતિ રાજસી છે (૩૪). જે ધીરજ વડે દૂષિત બુદ્ધિવાળો મનુષ્ય સ્વપ્નાવસ્થા, ભય, શોક, વિષાદ, મદ ( અહંકાર ) એ સર્વને છોડે નહીં અને ચાલવા દે, તે ધૃતિ તામસી છે (૩૫).

## ગીતા : ૧૮. ૩૬-૩૯

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ॥ ३६ ॥
यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥
विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥
यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥

ભાષાન્તર—હે અર્જુન કેટલાક મનુષ્યો માત્ર સુખ-સાચા 'સુખનો એકનો વિચાર કરે છે. તો તે સાચા સુખમાં માનનારે સાચું સુખ નિષ્કામ કર્મ અથવા યોગની દૃષ્ટિએ કોને કહેવું. તે તું સાંભળ સત્વાદિ ગુણોના સિદ્ધાન્ત પ્રમાણે ત્રણ પ્રકારનું સુખ પણ હોઈ શકે, તે તું હવે સાંભળ (૩૬ A). નિષ્કામ કર્માચરણથી મળતું સુખ, એજ આ દુનિયામાં ખરૂં સુખ છે તે કંઈ ચમત્કારથી નથી મળતું; પણ મહેનતથી, લાંબા સમયની ટેવથી (અભ્યાસથી) અને તને અગાઉ છઠ્ઠા અધ્યાયમાં કહ્યા મુજબ અભ્યાસ સાથે વૈરાગ્ય વૃત્તિથી મળે છે; એ સુખ મળે તો મનુષ્યના દુઃખનો છેડો આવે છે. આ સુખ જે શરૂઆતમાં ઝેર જેવું લાગે છે (વિષયોની વચ્ચે રહેવું અને વિષયોમાં આસક્તિ ન રાખવી તે એક મહાન કસોટી છે, માટે ઝેર જેવું છે), પણ પાછળથી, મનની શાન્તિ, ઈશ્વરને કર્મો અર્પણ કરવાથી, ઈશ્વરની કૃપા મળવાથી, ઈશ્વરનું રક્ષણ મળવાથી, અમૃત જેવું છે; સાધનયોગ મનુષ્યની કસોટી છે; ફલયોગ મનુષ્યનો મોક્ષ છે, બ્રહ્મનિર્વાણની પ્રાપ્તિ છે, બ્રાહ્મી સ્થિતિ છે તે જ યોગ (નિષ્કામ કર્માચરણ)નું સુખ સાત્ત્વિક સુખ છે. તે સુખ, બહારથી નથી આવતું પણ દરેક વ્યક્તિની પોતાની

બુદ્ધિ વાસનારહિત થાય ત્યારે બુદ્ધિની શુદ્ધિ, નિર્મળતા, ફ્લેચ્છા-રહિતતા-માંથી, ઉત્પન્ન થાય છે. ( અને ઈશ્વરના લક્ષણની પ્રાપ્તિ થવાની પ્રતીતિમાંથી આ સાત્વિક સુખ ઉત્પન્ન થાય છે, જો ભક્તિયોગ નામનો જે એક યોગપ્રકાર છે તેને, બીજા બધા યોગપ્રકારો છોડીને, મનુષ્ય પસંદ કરે તો; ) ( ૩૬ B, ૩૭ ) વિષયો અને ઇન્દ્રિયોના જોડાણથી જે સુખ વિષયોનું સુખ, ( વૈદિકો તેમજ ઈતરો ) મેળવે છે તે શરૂઆતમાં અમૃત જેવું પણ પરિણામે, ઈચ્છાઓ નહીં સંતોષાવાથી અને ઊલટી વૃદ્ધિ પામવાથી, ઝેર જેવું લાગે છે; તે સુખ રાજસ કહેવાય છે (૩૮). જે સુખ વૈદિક મર્યાદા વગરનું છે. જે સુખ પ્રારંભમાં તેમજ અન્તે પણ મનુષ્યની બુદ્ધિને ભ્રમમાં નાખનારું છે, જે નિદ્રા, આલસ્ય, પ્રમાદમાંથી ઉત્પન્ન થાય છે. તે ગીતાયોગશાસ્ત્રની દૃષ્ટિએ તામસ કહેવાય છે ૩૯).

## ગીતા : ૧૮. ૪૦–૪૮

પ્રસ્તાવના-(૧) શ્લોક ૪૦માં ગુણસંખ્યાનનો સિદ્ધાન્ત આપ્યો હોય એમ જણાય છે અને એ સિદ્ધાન્ત પ્રકૃતિના ગુણ ઉપર બંધાયેલ બ્રાહ્મણ-ક્ષત્રિય વગેરે વર્ણવિભાગની પ્રસ્તાવના રૂપે છે. શાંકરભાષ્ય મુજબ બ્રાહ્મણ શુદ્ધસત્ત્વગુણી, ક્ષત્રિય સત્ત્વગૌણ-રજોગુણી, વૈશ્ય તમઃગૌણ-રજોગુણી અને શૂદ્ર રજઃગૌણ-તમોગુણી છે; એમ ગુણો ઉપર વર્ણવ્યવસ્થા બંધાયેલી છે ગીતામાં વર્ણવ્યવસ્થા રંગ (વર્ણ) ઉપર બંધાયેલી હોય એમ જણાતું નથી. ગીતા મુજબ સ્વભાવ તત્ત્વમાંથી ગુણો ઉત્પન્ન થાય છે, અને આ ગુણો વડે વર્ણોનાં કર્મોની વહેંચણી થઇ છે.

(૨) આ રીતે, ગીતા ૪. ૧૩નો અર્થઃ " ગુણો વડે નક્કી કરેલાં વર્ગીકરણ મુજબનાં કર્મોના વિભાગ પ્રમાણે ચાર વર્ણો મેં

સરજ્યા છે, " એટલે " જેની પાસે શમદમાદિ કર્મો કરાવવાં હતાં, તેમને બ્રાહ્મણ ( દેહવાળાં ) સરજ્યા ", એવી રીતે બીજા વર્ણો પાસે જે કર્મો કરાવવા ઈશ્વર ઈચ્છતા હતા, તે પ્રમાણે તેમને ( તે તે દેહવાળા ) સર્જ્યા. અહીં, " જીવાત્માએ પૂર્વજન્મોમાં કર્મો કરેલાં છે, તે કર્માનુસાર જીવાત્માને વર્ણ મળ્યો છે, " એ મનુસ્મૃતિનો સિદ્ધાન્ત ગીતામાં નથી, પણ જેનું જેવું કર્તૃત્વ છે તે સ્વભાવતત્ત્વના ગુણોના આધારે જે કર્મોની વહેંચણી થઈ છે તે પ્રમાણે સ્વયં નિર્વર્ણ જીવો જુદા જુદા વર્ણમાં જન્મ લઈને કર્મો કરે છે, એવો સિદ્ધાન્ત છે. શ્લોક ૪૫ મુજબ મનુષ્યે જન્મપ્રાપ્ત એટલે વર્ણપ્રાપ્ત કર્મને જ વળગી રહેવાનું કહ્યું છે; જો જન્મથી જ પ્રથમ મળેલાં વર્ણકર્મો જ મનુષ્ય કરે તો તેને ને કર્મમાં રહેલા દોષ, હિંસા વગેરેથી થતાં બન્ધન લાગતાં નથી, પણ જો પર વર્ણનાં ધર્મ-કર્મ આચરે તો જ મનુષ્ય તેનાથી લેપાય છે ૪૫-૪૮)-સ્વભાવનિયતં કર્મ કુર્વન્નાપ્નોતિ કિલ્બિષમ્ (જુઓ ૪૭), સ્વભાવે નક્કી કરેલાં કર્મો કરનારને તે કર્મોના ગુણદોષો, પુણ્યપાપો, વળગતાં નથી; એટલે તે નિર્લેપ રહે છે. પણ તેજ કર્મો, જેમના થકી સર્વ પ્રાણીઓના પ્રવૃત્તિ ( સ્વભાવ દ્વારા ) ઉત્પન્ન થઇ છે, તે પરમાત્માને, અર્પણ કરે તો મનુષ્યને મોક્ષ મળે છે. આમ ગીતા " સ્વભાવ પાસેથી આવેલાં કર્મો કરવાથી કર્મગત પાપ વળગતું નથી, પણ જો તેને ભગવાનને અર્પણ કરાય તો મોક્ષ મળે છે, " એવો એક નવો સિદ્ધાન્ત અહીં કહે છે. કર્મો ભગવાનને અર્પણ કરવાનાં કહ્યાં છે તેનું કારણ પણ આપ્યું છે કે સ્વભાવમાંથી ગુણો દ્વારા કર્મો ઉત્પન્ન થયાં પણ ' સ્વભાવ ' શું છે-પરમાત્માની એક શક્તિ કે પરમાત્માનો એક સ્વગત અંશ; આમ આપણે માનવાનું છે, કેમકે પરમાત્મા પાસેથી ભૂતોને ( પ્રાણીઓને )

પોતાની પ્રવૃત્તિ મળી છે, એમ અહીં કહ્યું છે (यतःप्रवृत्तिर्भूतानाम्); તે સ્વભાવ દ્વારા જ હોઇ શકે, અને, તો પછી, સ્વભાવ પરમાત્મામાંથી હોવો જોઈએ-બીજા (ગીતા ૫ વગેરે) અધ્યાયોમાં પરમાત્મા પ્રાણીઓનાં કર્મો લેતા નથી એવું દૃષ્ટિબિન્દુ છે; પણ અહીં જુદું દૃષ્ટિબિન્દુ છે,

(૩) પરધર્મ, બીજા વર્ણના ધર્મો મનુષ્યે શા માટે ન કરવા તેનું કારણ એક તો એ કે સ્વભાવેપાસેથી આવેલાં કર્મો દૂષિત હોય તો પણ તે કર્મો કરવાથી મનુષ્યને તેમાં રહેલાં પાપ(પુણ્ય) અડકતા નથી. બીજું, મનુષ્ય શા માટે પરધર્મ, પરકર્મ, સ્વીકારે છે? પાપથી બચવા, પણ જે પરધર્મ મનુષ્ય સ્વીકારે, તે પણ થોડાં ઘણા પાપોવાળો તો હોય જ છે सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः).

(૪) ગીતાની પહેલા મનુસ્મૃતિની નહીં પણ મનુસ્મૃતિ જેવી વર્ણવ્યવસ્થા હશે. જેમ વૈદિકો જીવના કર્તૃત્વમા માનતા તેમ આ વર્ણીઓ પણ માનતા. મનુ૦ પ્રમાણે દરેક મનુષ્ય ફલકામનાથી જ સ્વકર્મો કરે છે, અને દરેક જીવ સ્વકર્મોનો મૂળભૂત કર્તા છે, અને મનુષ્યે શૂદ્રમાથી વૈશ્ય-વૈશ્ય પછી ક્ષત્રિય, પછી બ્રાહ્મણ તરીકે જન્મ લઈ પછી છેવટે સ્વકર્મોથી બ્રહ્મજ્ઞાની બનીને મોક્ષ મેળવવાનો છે, भूतानां प्राणिनः श्रेष्ठाः प्राणिनां बुद्धिजीविनः, बुद्धिमत्सु नराः श्रेष्ठा नरेषु ब्राह्मणाः स्मृताः । ब्राह्मणेषु च विद्वांसो विद्वत्सु कृतबुद्धयः, कृतबुद्धिषु कर्तारः कर्तृषु ब्रह्मवेदिनः ॥ મનુ. ૧. ૯૬-૯૭ પણ ગીતા પ્રમાણે જીવ અકર્તૃ હોવાથી, સ્વવર્ણપ્રાપ્ત કર્મો કરવાથી અને તેજ કર્મોથી ભગવાનની અર્ચના કરવાથી સિદ્ધિ મળી જાય છે. ગીતા વર્ણવ્યવસ્થામા માનનારાઓ માટે આ એક નવો યોગપ્રકાર આપે છે,

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥ ४० ॥

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥
शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥
शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥
कृषिगौरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥
स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥ ४५ ॥
यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ ४६ ॥
श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥
सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।
सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥

ભાષાન્તર– હે અર્જુન, ' ગુણો પ્રમાણે વિભાગીકરણનો "ગુણસંખ્યાન" નામનો સિદ્ધાન્ત ' તને ૧૮.૧૯માં કહ્યો, તેનો એક અર્થ એ છે કે પૃથ્વી ઉપર કે સ્વર્ગમાં દેવોમાં પણ એવું એકેય પ્રાણી ( सत्त्व ) નથી, કે જે પ્રકૃતિ અથવા સ્વભાવ-તત્ત્વ-માંથી ઉત્પન્ન થએલા આ ત્રણ ગુણોથી મુક્ત હોય (૪૦) આ સિદ્ધાન્ત, પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના કર્મો સ્વભાવમાંથી ઉત્પન્ન થયેલા ત્રણ ગુણો અનુસાર વહેંચી નાખવામાં આવ્યાં છે (૪૧). મનનો શમ, ઇન્દ્રિયોનો દમ, તપ, શૌચ, ક્ષાન્તિ, વ્યવહારમાં સરળતા ( आर्जवम् ), ઘણાં જ્ઞાનોમાંનું કોઈ-એક જ્ઞાન અને એવું જ એક વિજ્ઞાન, ઈશ્વરમાં શ્રદ્ધા ( आस्तिक्य ),

એ બ્રાહ્મણના સ્વભાવથી ઉત્પન્ન થયેલાં કર્મો છે. એ કર્મોની ઉત્પત્તિનું કારણ બ્રાહ્મણનો આત્મા અને બ્રાહ્મણે કરેલાં અનાદિ-કર્મો નથી, કેમકે ગીતા મુજબ સૃષ્ટિસમયે સ્વભાવપાસેથી કર્મો જીવને મળે છે (૪૨). શૂરવીરપણું, સ્વાભાવિક (મુખ ઉપર) કાન્તિ, ધીરજ (મનની શાન્તિ), કાર્ય કરવામાં કુશળતા, યુદ્ધમાં પણ અ-પલાયન, દાતાપણું, સ્વાભાવિક સ્વામિત્વભાવ (ઉપરી-પણું), આ ક્ષત્રિયોનાં કર્મો "સ્વભાવ" તત્ત્વમાંથી ઉત્પન્ન થયેલાં છે; ક્ષત્રિયના (આત્માનાં) અનાદિ કર્મોથી ઉત્પન્ન થયેલાં નથી (૪૩). ખેતી, ગોપાલન, વ્યાપારવાણિજ્ય એ વૈશ્યનાં કર્મો "સ્વભાવ"માંથી જન્મેલાં અને વૈશ્યવર્ણને આવી મળેલાં છે. બીજાની સેવા કરવી, તે શૂદ્રનું કર્મ પણ, બીજા વર્ણોનાં કર્મોની જેમ, "સ્વભાવ"માંથી જન્મેલું છે, શૂદ્રનાં પૂર્વજન્મોનાં પોતાનાં કર્મોથી મળેલું કર્મ નથી (૪૪). મનુષ્ય જો સ્વભાવતત્ત્વમાંથી મળેલાં પોતાનાં જ કર્મમાં મગ્ન રહે તો મોક્ષ મેળવે છે; વર્ણ-કર્મો મનુષ્યને "સ્વભાવ" પાસેથી મળે છે, મનુષ્ય પોતે અકર્તૃ છે; અને "સ્વભાવ" પાસેથી આવેલાં પોતાનાં કર્મોમાં આનન્દ લેવાથી "મોક્ષ" કેવી રીતે મળી શકે, તે તારે જાણવું હોય તો હું તને કહું છું, તે તું સાભળ (૪૫). ગીતા ૧૫.૪ મુજબ જે પુરુષમાંથી પ્રાણીમાત્રની પ્રવૃત્તિ (ક્રિયા, કર્મ) આવેલ છે-[ કેમકે પરમાત્મા પુરુષમાં સ્વભાવ તત્ત્વ છે અને કર્મ સ્વભાવમાંથી મનુષ્ય-માં આવે છે, માટે કર્મ પરમાત્મામાંથી આવેલ છે, એમ પણ કહી શકાય. ]-જે પરમાત્માંથી આ સર્વ જગત પ્રસારવામાં આવ્યું છે, તે પરમાત્માને પોતાનાં વર્ણથી પ્રાપ્ત કર્મો વડે પૂજીને (પર-માત્માને વર્ણપ્રાપ્ત કર્મ અર્પણ કરીને) મનુષ્ય સિદ્ધિ મેળવે છે, પોતાનાં વર્ણપ્રાપ્ત કર્મો આ રીતે મોક્ષમાં ઉપયોગી થાય છે, પણ બીજાવર્ણનાં કર્મો મોક્ષમાં ઉપયોગી થતાં નથી, ભલે તે

કર્મો વધારે સારી રીતે કર્યાં હોય તો પણ (૪૬). પોતાના વર્ણનાં કર્મો– ભલે તે ખામી ભરેલાં હોય, જેમકે ક્ષત્રિયનું યુદ્ધકર્મ હિંસાત્મક ખામીવાળું છે, તોપણ તે કર્મો, પરવર્ણનાં સારી રીતે કરેલાં કર્મોની તુલનામાં, વધારે સારાં ( શ્રેયાન્ ) છે. ગાટે, એ સ્વભાવનિયત કર્મો કરવાથી–જીવની તે કર્મોની જવાબદારી ન હોવાથી–જીવાત્મા, જન્મપ્રાપ્ત વર્ણકર્મો કરવાં છતાં તેમાં રહેલાં પાપનો ભાગી થતો નથી. ઊલટું, એ જીવાત્મા તે કર્મો પરમાત્માને અર્પણ કરીને કરે, તો તે કર્મો તેને મોક્ષ અપાવે છે (૪૭) હે અર્જુન, જન્મ થતાં જ પ્રાપ્ત થયેલું, એટલે વર્ણથી નક્કી થયેલું, કર્મ દોષવાળું ( યુદ્ધકર્મ હિંસાવાળું છે તેમ ) હોય તો પણ મનુષ્યે તે ત્યજવું નહીં ( બીજા વર્ણનાં કર્મો દોષરહિત છે, માટે તે પર કર્મો હું કરું, એમ ધારીને બીજા વર્ણનાં કર્મો કરવાં નહીં ), કેમકે દરેક કર્મ–સ્વવર્ણનું કે પરવર્ણનું—જેમ ધૂમથી અગ્નિ વિંટળાયેલો હોય છે તેમ, કંઇક દોષથી વિંટળાયેલું હોય જ છે (૪૮). હે અર્જુન, લોકોમાં વર્ણવ્યવસ્થામાં માનનારો એક મોટો વર્ગ છે. તે લોકો જીવાત્માનું કર્તૃત્વ માને છે અને કર્મો કરતાં કરતાં બ્રહ્મજ્ઞાનસહિત બ્રાહ્મણ કર્મોથી મોક્ષ માને છે. પણ ગીતા જીવાત્માનું અકર્તૃત્વ અને સ્વભાવનું જ કર્તૃત્વ સ્વીકારીને વર્ણવ્યવસ્થા પ્રથમ શરૂ થઇ એમ માને છે. વર્ણકર્મ જન્મથી છે, એમ માને છે; પણ તે કર્મ સ્વભાવપાસેથી જીવને મળ્યાં છે એવો મત ગીતા કહે છે. વર્ણવ્યવસ્થામાં શ્રદ્ધામાન્યતા ધરાવનાર માટે આ એક નવો યોગ તને અહીં કહ્યો છે.

## ગીતા : ૧૮. ૪૯–૫૬

પ્રસ્તાવના–(૧) આ આખા ફકરાનો હેતુ સંન્યાસનો નિર્દેશ કરી, સંન્યાસને એક શકય વિકલ્પ તરીકે સ્વીકારી, યોગને બીજા વિકલ્પ તરીકે રજૂ કરી, તે દ્વારા યોગની ઉત્તમતા બતાવવાનો,

છે જ્યારે ગીતા કહે છે કે સન્યાસથી મોક્ષ મળે છે, અને યોગથી પણ મોક્ષ મળે છે, ત્યારે "યોગ વધારે સારો છે" એવો ગર્ભિત અર્થ સૂચિત થાય છે "માત્ર જ્ઞાનીના સંન્યાસથી જ (संन्यसनादेव) મોક્ષ મળે છે એમ નથી" (૩ ૪) અર્થાત "યોગ-જે અમે પસંદ કરીએ છીએ તે તમારે (ઉપનિષદવાળાઓએ) મોક્ષના માર્ગ તરીકે માન્ય રાખવો જ પડશે" "કર્મફલોમા આસક્તિ ત્યજીને, નિત્યતૃપ્ત, અને કર્મફલપર આધાર નહી રાખનારો, જો કર્મ કરવામાજ પ્રવૃત્ત રહે તો પણ (अपि)=અમારો યોગ અનુસરે તો પણ-તે કઈ કરતો નથી, તે સન્યાસી જ છે" (૪. ૨૦), "સિદ્ધિઅસિદ્ધિમા જે એક સરખો છે, તે કર્મો કરીને, પણ (कृत्वापि) તે કર્મોથી બધાતો નથી" (૪. ૨૨), અને અમારે-ગીતાએ -એની પાસે લોકસંગ્રહ વગેરે કારણો સર કર્મો કરાવવા છે, "કર્મસંન્યાસ કરતા કર્મયોગ વધારે ઉત્તમ છે" (૫ ૨), "જેનો આત્મા સર્વ ભૂતોના આત્મા રૂપ થયો છે તે કર્મો કરે તો પણ (अपि) લેપાતો નથી" (૫. ૭). "જે મને પ્રાણીમાત્રમા રહેલાને, એકત્વનો આશ્રય લઈને (માત્ર શ્રીકૃષ્ણ જગતમાં એક જ તત્ત્વ છે, બધાં પ્રાણીઓમા છે, એમ માનીને), ભજે છે, તે યોગી સન્યાસી હો કે યોગી હો તો પણ, સર્વથા પણ (सर्वथा वर्तमानोऽपि) મારામા જ રહે છે," "યોગ સિદ્ધ કર્યા પછી તેણે સંન્યાસી થઈ જવાની આવશ્યકતા નથી" (૬. ૩૧). તો, અહીં ૧૮. ૫૬નું મહત્ત્વ "યોગ" ની શકયતા સ્થાપી તેને ગીતાની પસદગી આપવામાં છે. તે પહેલા સંન્યાસનુ સારું વર્ણન છે, તેમા પણ આવો સંન્યાસી ધ્યાન દ્વારા નિષ્કામ કર્મ (ધ્યાનયોગ) કરે છે એમ કહ્યું છે. એટલે ધ્યાન દ્વારા જગત્-કલ્યાણના કર્મો કરે છે અને તે કર્મો એને બાધ કરતા નથી, એમ કહ્યુ છે (ગીતા ૪ ૨૮-"स्वाध्यायज्ञानयज्ञाश्चयतय संशितव्रता" છે, એ કહી સન્યાસીઓને પણ એક જાતના યોગીઓ તરીકે ગણાવે છે)

(૨) આ શ્લોકોમાં એક મહત્વનો દાર્શનિક સિદ્ધાન્ત શ્લોક ૫૩-૫૫માં છે, તે મુજબ સંન્યાસી બ્રહ્મરૂપ થાય છે અને પછી, બ્રહ્મભૂત થયા પછી, તેને શ્રીકૃષ્ણની પરા ભક્તિ મળે છે, તે ભક્તિ દ્વારા શ્રીકૃષ્ણનું જ્ઞાન-શ્રીકૃષ્ણ કેવડા અને ખરેખર કોણ છે, એ સમજણ-મેળવે છે, પછી શ્રીકૃષ્ણને તત્ત્વતઃ જાણીને શ્રીકૃષ્ણમાં તે પ્રવેશ કરે છે (૧૮. ૫૩-૫૫), આ સિદ્ધાન્ત શ્રીવલ્લભાચાર્યના એક સિદ્ધાન્ત જેવો છે. મોક્ષનો આવો સિદ્ધાન્ત ગીતામાં બીજે કોઈ ઠેકાણે નથી.

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां सन्यासेनाधिगच्छति ॥ ४९ ॥
सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।
समासेनैव कौन्तेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥
बुद्धया विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ।
शब्दादीन्विषयास्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥
विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥
अहकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥
ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥
भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥ ५५ ॥
सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥

**ભાષાન્તર**-જેની બુદ્ધિ સર્વત્ર-કર્મ અને કર્મફલ પ્રત્યે આસક્તિરહિત છે ( અથવા બધી વસ્તુઓ પ્રતિ આસક્તિ વગ-

રની છે ), જેણે મન જીત્યું છે. જે સ્પૃહારહિત છે; ને સંન્યાસ દ્વારા સર્વોચ્ચ નૈષ્કર્મ્યસિદ્ધિ (ફરીથી. કદી પણ કર્મો કરવાની ફરજ ન પડે. તેવી ઉચ્ચ કક્ષાની ચિત્તશુદ્ધિ ) મેળવે છે તે એવો જ્ઞાની છે કે હવે એ સંન્યાસ લેશે પછી અનન્તકાળ સુધી કદી પણ, એને ગૃહસ્થ થવાની ફરજ નહીં રહે (૪૯). આવી સિદ્ધિને પ્રાપ્ત થયેલો મનુષ્ય કેવી રીતે બ્રહ્મપ્રાપ્તિ કરે છે, તે તું મારી પાસેથી સાંભળ; બ્રહ્મપ્રાપ્તિ, જ્ઞાનની પરાનિષ્ઠા, જ્ઞાનથી મેળવી શકાય તે સર્વોચ્ચ ફળ રૂપ છે, તે હું તને ટૂંકમાં કહું છું (૫૦). વાસનારહિત ( વિશુદ્ધ ) બુદ્ધિથી યુક્ત, ધૃતિવડે પોતાના જાતને સંયમમાં લઇને, શબ્દ વગરે ઈન્દ્રિયોના વિષયો ત્યજીને, રાગદ્વેષને ફેંકી દઈને, એકાન્તસેવી, અલ્પ-ભોજની, વાણી–શરીર–મનના સંયમવાળો, ધ્યાન દ્વારા નિષ્કામ કર્મો–અહીં ફલયોગ કોટિનાં કર્મો–કરનારો ( અર્થાત્ પોતે સંન્યાસી હોવાથી, અરવિન્દ ઘોષ કે રમણમહર્ષિની જેમ, ધ્યાનદ્વારા નિષ્કામ કર્મો–' જગતનું કલ્યાણ થાઓ, ' ' કોઈ વ્યક્તિનું કલ્યાણ થાઓ, ' એવા આશીર્વાદથી–કરનારો ), હમેશાં વૈરાગ્યના આશ્રયવાળો (૫૧-૫૨) –" અહંકાર, બલ, દર્પ ( ગર્વ ), કામ, ક્રોધ, માલિકીની ચીજો, એ ગર્વ ત્યજીને, મમત્વ-રહિત, શાન્ત થયેલો આ સંન્યાસી બ્રહ્મરૂપ થવાને યોગ્ય બને છે " (૫૩). પછી તે બ્રહ્મરૂપ થયેલો, જેનું મન નિર્મળ થયું છે, વાસનારહિત થયું છે તે ન ગમતું બને તેનો શોક નથી કરતો અને ગમતું બને તેની ઈચ્છા નથી રાખતો, પ્રાણી માત્ર તરફ તે સરખો છે. તે, હવે મારી પરા ભક્તિ મેળવે છે (૫૪). આ મારી ( નવી મેળવેલી ) ભક્તિ દ્વારા મને ઓળખે છે કે હું કેવડો અને તત્ત્વતઃ કોણ છું. મને તે રીતે જાણી લઈને પછી તુરત મારામાં પ્રવેશ કરે છે (૫૫). હે, અર્જુન, સંન્યાસી વિશે જે કહેવાનું હતું તે તને કહ્યું. " સંન્યાસ " નો માર્ગ પ્રાચીન કાળથી ચાલ્યો આવે

છે, અને તે કંઇ ખોટો નથી, તેથી ગીતા તે માર્ગ એક શકય વિકલ્પ, યોગની સાથે સાથે એક વિકલ્પ, તરીકે સ્વીકારે છે, કેમકે ગીતા ઔપનિષદિક સંન્યાસીસમાજ સાથે સહકાર કરે છે, એનુ ખંડન કરતી નથી. વળી સંન્યાસમાર્ગ સાથે જોડીને ગીતાનો **ભક્તિનો આ એક નવો સિદ્ધાન્ત** કહેવાની જરૂર હતી તે ખાતર મેં તને ( સંન્યાસ સાથે જોડીને ) તે કહ્યો-પણ ગીતા સન્યાસની પસંદગી નથી કરતી, તે હકીકત તને આગલા અધ્યાયોમાં અનેક વાર કહી છે. ગીતા, સ્પષ્ટ રીતે સન્યાસ કરતા યોગને પસંદગી આપે છે. માટે હવે, હું તને ગીતાની યોગની પસંદગી ( preference ) વિશે આ અધ્યાયમાં ફરીથી એક વાર કહુ છુ. જેમ સંન્યાસ દ્વારા શ્રીકૃષ્ણની પ્રાપ્તિ નિરાકાર બ્રહ્મરૂપ થયા પછી મળે છે, તેમ મારો ભક્ત ( मद्व्यपाश्रयः ) સર્વ કર્મો નિષ્કામપણે સદા સર્વદા કરતો રહીને પણ (અપિ) મારી કૃપાથી શાશ્વત અવ્યય પદને, જો તેની ઈચ્છા હોય તો, તે પદને ( અને જો તેની ઈચ્છા મને પ્રાપ્ત કરવાની હોય તો મને ) પ્રાપ્ત કરે છે (૫૬) [ ગીતા મુજબ ગીતાનો યોગી, જો તેની ઇચ્છા હોય તો શ્રીકૃષ્ણની ભકિતથી શ્રીકૃષ્ણને બદલે અવ્યય પદને મેળવી શકે છે, તેમજ અક્ષરની ભકિતથી અક્ષરને અને, તેની ઈચ્છા હોય તો, શ્રીકૃષ્ણને મેળવી શકે છે. ]

નોંધ :- શ્લો. ૫૩-૫૫ નો સિદ્ધાન્ત શુદ્ધાદ્વૈત વેદાન્તને મળતો આવે છે

## ગીતા : ૧૮. ૫૭-૬૬

**પ્રસ્તાવના**– ૧) હવે શ્રીકૃષ્ણ અર્જુનને છેલ્લો ઉપદેશ આપે છે; અને તે દ્વારા અર્જુન જેવા અનેક ભકતોને, શ્રીકૃષ્ણના આશ્રિતોને, એ પરમકૃપાળુ પરમાત્મા સર્વથી અભયનું વચન આપે છે; ભકતના શ્રેયની ખાતરી આપે છે, શ્રીકૃષ્ણના આ છેલ્લા શબ્દોમાં સૌથી પ્રથમ નિષ્કામ કર્મ દ્વારા ભકિત અને તે

દ્વારા ભગવત્કૃપાથી સર્વ મુસીબતો, દુર્ગાણિ—આ જીવનમાં મુસીબતો શોધવા જવું પડતું નથી—દૂર થાય છે, એ કહ્યું છે (૫૭-૫૮A).

(૨) ત્યારબાદ, જો કદાચ અર્જુન શ્રીકૃષ્ણની સલાહનો અનાદર કરે તો તેનું શું પરિણામ આવે એ વિશે કડક ચેતવણીના શબ્દો કહે છે (૫૮B-૬૦); અને એવી કડક ચેતવણીથી સામાન્ય ઉપદેશ પણ સમાપ્ત ન કરાય, માટે, ફરીથી શ્રીકૃષ્ણ પોતે ઈશ્વર હોવા છતાં પોતાનું ઇશ્વરપણું અલગ રાખીને, ઈશ્વરને શરણે જવાનો બોધ અર્જુનને આપીને, એક વાર તો ગીતાની શાન્તિમય પૂર્ણાહુતિ કરી નાંખે છે (૬૩); કહી દે છે. કે તને જે જ્ઞાન આપવાનું હતું, તે પૂરું થયું; હવે તને ગમે તેમ તું કર; હવે છેવટનો નિર્ણય તારે પોતાની મેળે લેવાનો છે (૬૩B), પણ પછી શાન્તિમય સમાપ્તિ પછી પણ, જુદો ભાકતનો સર્વોચ્ચ સિદ્ધાન્ત શ્રીકૃષ્ણ રજુ કરે છે. ઈશ્વર સામાન્ય ભક્ત મ ટે સામાન્ય ઈશ્વર છે, સલાહકાર છે, અને સાચી સલાહ. કડવાં વચન (૫૭B-૬૦) કહીને પણ આપે છે, (અને તે કટુ શબ્દો પાછળ પણ પ્રેમની લાગણી છુપાયેલી હોય જ છે.)-પણ ઈશ્વર સામાન્ય સલાહકાર કે માર્ગદર્શક કરતાં કઇંક વધારે છે, ઈશ્વર પ્રેમીભક્તોનો ખરેખર ઈશ્વર છે, સાચે જ કહ્યું છે કે " ભકત ભાવને વશતું ઇશ, પ્રેમી ભકતોનો સ્વામી ઈશ " શ્રીકૃષ્ણ અર્જુનના વિષયમાં માત્ર માર્ગદર્શક જ ન હતા; અર્જુન શ્રીકૃષ્ણનો પ્રેમી ભકત હતો (इष्टोऽसि मे दृढमिति અને प्रियोऽसि मे); તેથી શ્રીભગવાનને થયું કે "विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु (૧૮. ૬૩)" એમ કહીને છૂટા પડવું, એ અર્જુન સાથેના (અને માનવ જાતિ સાથેના) આ પ્રેમ સંબંધને યોગ્ય અન્તિમ વાકય નથી. માટે પ્રેમી ભગવાન શ્રીકૃષ્ણ ૬૪-૬૬નાં વચનો પ્રેમી અર્જુન પ્રતિ બોલે છે; પ્રેમ સંબંધને દાવે વચન આપે છે :—

मामेवैष्यसि, सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥
सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥६६॥

અહીં એક અર્વાચીન સન્તના વચનો નોંધી શકાય. શીરડીમાં સાઈબાબા થઈ ગયા એમણે સામાન્યપણે દરેક ભકતને શ્લોક ૫૭-૫૮A વાળો બોધ આપ્યો છે. મારો ( અથવા ભગવાનનો ) આશ્રય લો, તમારું બધું હું સંભાળીશ. *If you look to me I-shall look to you.* ઉપરાંત ઘણી વાર ઘણાઓને સાઈબાબા ધમકાવતા પણ હતા-જેમ શ્રીકૃષ્ણે અર્જુનને ચેતવણીના બે બોલ શ્લોક ૫૮B-૬૦માં કહ્યા છે તેમ પણ એ બાબા પ્રેમી ભકત પ્રતિ અત્યન્ત દયાળુ હતા. એમણે નાના સાહેબ ચાંદોરકર, કાકા સાહેબ દીક્ષિત, વગેરે ભકતોને શ્લોક ૬૫-૬૬માંનો બોધજ નહી, પણ વચન આપ્યાં હતાં, અને એજ વચન અત્યારે દેહ વિલય પછી પણ એવા ભકતોને શ્રીકૃષ્ણની જેમજ આપે છે અને પાળી રહ્યા છે. ઉપર ૧૮. ૬૫-૬૬ સાથે સરખાવો :-

शरण मज आला आणि वाया गेला, दाखवा दाखवा ऐसा कोणी ॥
तुमचा मी भार वाहीन सर्वथा, नव्हे हे अन्यथा वचन माझे ॥
माझा जो जाहला काया वाचा मनीं, तयाचा मी ऋणी सर्वकाळ ॥
साई म्हणे तोचि, तोचि झाला धन्य, झाला जो अनन्य माझ्या पायीं ॥

(૩) આ અઢારમા અધ્યાયના યોગને मोक्षसंन्यास-યોગ કહ્યો છે; તેને સ્પષ્ટ રીતે જ શ્લોક ૬૬સાથે સંબંધ છે. ભગવાન શરણે આવેલા ભકતને તેના કર્તવ્ય કર્મોના આચરણમાં રહેલાં "પાપોથી મોક્ષ આપે ( सर्व पापेभ्यो मोक्षयिष्यामि ), તે ખાતર ભકતે जातिधर्म-कुलधर्म વગેરેના વિચારનો સંન્યાસ કરવો ( सर्वधर्मान् परित्यज्य ) અને એ રીતે નિષ્કામ કર્મ રૂપ સમત્વ ( योग ) મેળવવો ".-અહીં सर्वधर्मान् એટલે જાતિધર્મ

કુલધર્મ, વગેરે જે જે ધર્મોનો નિર્દેશ અર્જુને પ્રથમ અધ્યાયમાં કર્યો તે બધાની ચર્ચા છોડી દેવાનું શ્રીકૃષ્ણ કહે છે. અને सर्वपापेभ्यः એટલે स्वजनहनन ( ૧. ૩૧-૩૬ ), कुलक्षय, मित्रद्रोह (૧. ૩૮-૪૦), वर्णसंकर કરવો (૧. ૪૧-૪૩), राज्यसुखलोभ (૧. ૪૫)-વગેરે પાપો જે અર્જુને અ० ૧માં ગણાવ્યાં છે તે સમજવાં જોઇએ.

(૪) આ ૬૬મા શ્લોક મુજબ શસ્ત્રધારણ કરી, युयुत्सु અને योत्स्यमान, योद्धुकाम ( ૧. ૨૨, ૨૩ ), આતતાયીઓની જેમ સામે ઊભેલા (૧. ૩૬). ની હિંસા નિઃસ્વાર્થપણે, નિરહંકારપણે કરવાનો બોધ આપ્યો છે. નિઃશસ્ત્રની હિંસા પોતાના સ્વાર્થ માટે નહીં, પણ જગતના કલ્યાણ માટે, ( જેમ રશીઆમાં ક્રાન્તિમાં થયું તેમ ) કરવાનુ અહીં કે બીજા કોઈ શ્લોકમાં ગીતાએ કહ્યું નથી.

(૫) ગીતાનો योग ઉપર કહ્યું તેમ નીતિ-અનીતિના ક્ષેત્રથી અતીત છે. પ્રો. દાસ ગુપ્તા કહે છે તેમ ગીતાનો योग morality કે immoralityથી પર છે. શ્રીકૃષ્ણ અને જનક રાજાને લોકશાસન માટે લોકદંડ કરવો પડે; તે પ્રકારનું યુદ્ધ, લડવા તૈયાર ઉભેલા શત્રુઓ સાથે, અર્જુને કર્યું હતું.

चेतसा सर्वकर्माणि मयि सन्न्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥
मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनङ्क्ष्यसि ॥ ५८ ॥
यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥
स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥ ६० ॥

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ ६१ ॥
तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ ६२ ॥
इति ते ज्ञानमाख्यातं गुह्याद् गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥
सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥
मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥
सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥

**ભાષાન્તર**–હે અર્જુન, હવે મારો ઉપદેશ પૂરો થાય છે. તો છેલ્લા થોડા શબ્દો સાંભળી લે. મેં તને યોગ કહ્યો છે. યોગ એટલે (A) એક અર્થ મુજબ "કર્મોનો જ (કર્મફલોનો નહીં પણ કર્મોનો પોતાનો જ) સંન્યાસ"–શ્રીકૃષ્ણમાં એકચિત્ત રહીને કરવો તે; "તમારાં જ કર્મો છે, તમને જ આપું છું, હું તો એક નિમિત્ત માત્ર છું." આવી ભાવના રાખ. આ યોગ પ્રમાણે, તું મને ઉત્તમ પ્રાપ્ય ધ્યેય માન (*मत्परः भव*), અને **મનથી બધાં કર્મો મારામાં ત્યજી દે**, બધાં મારાં જ કરેલાં કર્મો તું કરે છે; "તારા" કર્મો તું કરતો જ નથી, આવું *कर्मसु कौशलम्* (૨.૫૦) ધારણ કર. બુદ્ધિ એટલે *समत्वबुद्धि* દ્વારા નિષ્કામ કર્માચરણનો માર્ગ જીવનમાં લે અને હંમેશા *मच्चित्त* થા (૫૭). જો તું **મચ્ચિત્ત** થઈશ તો **મારી કૃપાથી તું બધી મુસીબતો તરી જઈશ**. તારી ભક્તિને લીધે હું તને આ વચન આપું છું. (૫૦A). પણ સામાન્ય ભક્તને એક ચેતવણી પણ આપવી પડે છે, તે રીતે હું તને ચેતવું

છું, કેમકે "છેલ્લો" નિશ્ચય તારે પોતે કરવાનો રહે છે.—જો અહંકારનો આશરો લઈને તું મારી સલાહ ઉપર ધ્યાન નહીં આપે તો તારો નાશ થશે (–તારો અહંકાર ટકશે નહીં) (૫૮B). જો, "હું લડીશ જ નહીં" એવો અહંકાર મનમાં રાખીશ–ઉપનિષદોના સંન્યાસીઓ "અમારે શા માટે કર્મો કરવાં પડે, અમે કર્મો નહીં કરીએ" એવા વિચારો કરી શકયા છે; પણ તું વિચાર કરીશ કે મારે શા માટે લડવું, તો તે તારો નિશ્ચય ફોગટ છે, કેમ કે તારો ક્ષત્રિય સ્વભાવ તને યુદ્ધ માટે તૈયાર થઈને આવેલા સાથે લડાઈ કરવાની ફરજ પાડશે (૫૯) હે કુન્તીપુત્ર "સ્વભાવ" નામના તત્ત્વમાંથી જન્મેલાં તારા વર્ણનાં કર્મથી (લડાઇની પ્રવૃત્તિથી) બંધાયેલો, જન્મસમયથી તને ક્ષત્રિય તરીકે યુદ્ધકર્મ ચોંટયું છે માટે તેનાથી બંધાયેલો, તું અણસમજને લીધે જ યુદ્ધ કરવા ઈચ્છતો નથી. તે અવશ થઈને (પ્રકૃતિને વશ થઈને) પણ યુદ્ધ કરીશ જ. ક્ષાત્રસ્વભાવ પાસે તારું કંઈ ચાલવાનું નથી (૬૦). પણ હે અર્જુન, તું પ્રકૃતિને વશ રહેવાને નિર્મિત થયો નથી. તેથી મેં તને આખી ગીતા કહી છે અને તું ભક્તિયોગની કક્ષાએ પહોંચ્યો છે માટે મારો બોધ સાંભળ હે અર્જુન. ઈશ્વર પ્રાણીમાત્રના હૃદય દેશમાં રહે છે, અને યન્ત્ર ઉપર ચઢેલા જેવા સર્વ પ્રાણીમાત્રને પોતાની માયાની મદદથી ભમાવે છે, તેમની પાસે કર્મો કરાવ્યા કરે છે, શાન્તિથી રહેવા દેતા નથી. તેથી એક ઉત્તમ ઉપાય છે, કે હે ભારત; તારા સર્વ પ્રેમથી તું તે ઈશ્વરને જ શરણે જા. તે એકની કૃપાથી તું પરાશાન્તિ અને શાશ્વત સ્થાન મેળવીશ (૬૨). એ રીતે જેને ગુપ્ત કરતાં પણ વધારે ગુપ્ત જ્ઞાન કહેવાય છે તે મેં તને સમજાવ્યું. તેના ઉપર તારી મેળે પૂરેપૂરો વિચાર કરીને જેમ તારી ઈચ્છા થાય તેમ તું કર (૬૩). હે અર્જુન, આ રીતે તને જે કંઈ કહેવાનું હતું તે પૂરું કહેવાઇ

ગયું; અને ખરું જોતાં મારો ધર્મ તને સલાહ આપવા પૂરતો જ છે; અને છેવટનો નિશ્ચય તો તારે પોતાની મેળે જ કરવાનો છે, સામાન્ય રીતે સલાહકાર તટસ્થ રહે છે અને જેણે ખરેખર કાર્ય કરવાનું હોય છે તે પક્ષ જ ( શ્રોતા જ) છેલ્લો નિર્ણય લે છે. પણ તારો અને મારો સંબંધ વધારે ગાઢ છે. પ્રેમ સંબંધ છે. તેથી હું તને સર્વોચ્ચ ગુપ્ત અને સર્વ શ્રેષ્ઠ વચન હજી ફરીથી અને છેલ્લાં કહું છુ, તારા હિતના શબ્દો કહું છુ; સલાહકાર મટી તારા પિતાની જેમ તને આજ્ઞા દઉં છું; કેમકે તું મને અત્યન્ત વહાલો છે, તું "મારો"છે, પરમાત્મા પોતાના પ્રિય ભક્તને તેના હિતની આજ્ઞા કરે છે, તેમ હું તને આજ્ઞા કરું છું કે, તારું મન મારામાં રાખ, મારો આશ્રય લે, મારું યજન કર, મને નમસ્કાર કર; છેવટે તું મને જ પામીશ. આ વાત તને પ્રતિજ્ઞારૂપે ખરેખર કહું છું ( सत्यं ते प्रतिजाने ) કેમકે, મેં તને હમણાં જ કહ્યું તેમ, તુ મને પ્રિય છે, તારી અને મારી વચ્ચે કોઈ દિવાલ નથી પણ ઊલટું પ્રેમનું બંધન છે. હવે, આપણા સંવાદનું ચરમ વાકય તું સાંભળી લે :—

તેં શરૂઆતમાં સ્વબાન્ધવ પ્રતિ તારો ધર્મ (૧. ૩૭), મિત્ર પ્રતિ ધર્મ, (૧. ૩૮), સનાતન કુલધર્મો (૧. ૪૩), પિતૃઓ પ્રતિ ધર્મ (૧.૪૨), જાતિધર્મો (૧. ૪૩), વડીલો પ્રતિ ધર્મ ( ૨.૪૫), વગેરે ધર્મોની વાત કરી અને તારું ચિત્ત धर्मसंमूढ થઈ ગયું છે, એમ કહ્યું, અને એક "નિશ્ચિતશ્રેય" જાણવાને ઇચ્છા કરી, અને મારે શરણે આવીને શુદ્ધ વિશે મારી આજ્ઞા ( शाधि मां त्वां प्रपन्नम् ૨ ૭) માગી. મેં તને અઢાર અધ્યાયોમાં अर्जुनविषादयोग, सांख्ययोग, कर्मयोग વગેરે અઢાર યોગો કહ્યા. તે ઉપરાંત બીજી અનેક નૈતિક-દાર્શનિક-વ્યાવહારિક વાતો ( સિદ્ધાન્તો ) કહ્યા, છેવટમાં તને ૧૮.૫૬B-૬૦ માં કહ્યું છે કે તારો ક્ષાત્રધર્મ-જન્મપ્રાપ્ત ધર્મ

છું, કેમકે "છેલ્લો" નિશ્ચય તારે પોતે કરવાનો રહે છે.—જો અહંકારનો આશરો લઇને તુ મારી સલાહ ઉપર ધ્યાન નહીં આપે તો તારો નાશ થશે (-તારો અહંકાર ટકશે નહીં) (૫૮B). જો, "હું લડીશ જ નહીં" એવો અહકાર મનમાં રાખીશ- ઉપનિષદોના સંન્યાસીઓ "અમારે શા માટે કર્મો કરવાં પડે, એમ કર્મો નહીં કરીએ" એવા વિચારો કરી શકયા છે; પણ તું વિચાર કરીશ કે મારે શા માટે લડવું, તો તે તારો નિશ્ચય ફોગટ છે, કેમ કે તારો ક્ષત્રિય સ્વભાવ તને યુદ્ધ માટે તૈયાર થઈને આવેલા સાથે લડાઈ કરવાની ફરજ પાડશે (૫૯) હે કુન્તીપુત્ર "સ્વભાવ" નામના તત્ત્વમાંથી જન્મેલાં તારા વર્ણનાં કર્મથી (લડાઇની પ્રવૃત્તિથી) બંધાયેલો, જન્મસમયથી તને ક્ષત્રિય તરીકે યુદ્ધકર્મ ચોંટયું છે માટે તેનાથી બંધાયેલો, તું અણસમજને લીધે જ યુદ્ધ કરવા ઈચ્છતો નથી. તે અવશ થઈને (પ્રકૃતિને વશ થઈને) પણ યુદ્ધ કરીશ જ. ક્ષાત્રસ્વભાવ પાસે તારૂં કંઈ ચાલવાનું નથી (૬૦). પણ હે અર્જુન, તું પ્રકૃતિને વશ રહેવાને નિર્મિત થયો નથી. તેથી મેં તને આખી ગીતા કહી છે અને તું ભક્તિયોગની કક્ષાએ પહોંચ્યો છે માટે મારો બોધ સાંભળ હે અર્જુન. ઈશ્વર પ્રાણીમાત્રના હૃદય દેશમાં રહે છે, અને યન્ત્ર ઉપર ચઢેલા જેવા સર્વ પ્રાણીમાત્રને પોતાની માયાની મદદથી ભમાવે છે, તેમની પાસે કર્મો કરાવ્યા કરે છે, શાન્તિથી રહેવા દેતા નથી. તેથી એક ઉત્તમ ઉપાય છે, કે હે ભારત; તારા સર્વ પ્રેમથી તું તે ઈશ્વરને જ શરણે જા. તે એકની કૃપાથી તું પરાશાન્તિ અને શાશ્વત સ્થાન મેળવીશ (૬૨). એ રીતે જેને ગુપ્ત કરતાં પણ વધારે ગુપ્ત જ્ઞાન કહેવાય છે તે મેં તને સમજાવ્યું. તેના ઉપર તારી મેળે પૂરેપૂરો વિચાર કરીને જેમ તારી ઈચ્છા થાય તેમ તું કર (૬૩). હે અર્જુન, આ રીતે તને જે કંઇ કહેવાનું હતું તે પૂરૂં કહેવાઇ

ગયું; અને ખરું જોતાં મારો ધર્મ તને સલાહ આપવા પૂરતો જ છે; અને છેવટનો નિશ્ચય તો તારે પોતાની મેળે જ કરવાનો છે, સામાન્ય રીતે સલાહકાર તટસ્થ રહે છે અને જેણે ખરેખર કાર્ય કરવાનું હોય છે તે પક્ષ જ ( શ્રોતા જ) છેલ્લો નિર્ણય લે છે. પણ તારો અને મારો સંબંધ વધારે ગાઢ છે, પ્રેમ સંબંધ છે. તેથી હું તને સર્વોચ્ચ ગુપ્ત અને સર્વ શ્રેષ્ઠ વચન હજી ફરીથી અને છેલ્લાં કહું છુ, તારા હિતના શબ્દો કહું છુ; સલાહકાર મટી તારા પિતાની જેમ તને આજ્ઞા દઉં છું; કેમકે તું મને અત્યન્ત વહાલો છે, તું "મારો"છે, પરમાત્મા પોતાના પ્રિય ભક્તને તેના હિતની આજ્ઞા કરે છે, તેમ હું તને આજ્ઞા કરૂં છું કે, તારૂં મન મારામાં રાખ, મારો આશ્રય લે, મારૂં યજન કર, મને નમસ્કાર કર; છેવટે તુ મને જ પામીશ. આ વાત તને પ્રતિજ્ઞારૂપે ખરેખર કહું છું ( सत्य ते प्रतिजाने ) કેમકે, મેં તને હમણાં જ કહ્યું તેમ, તુ મને પ્રિય છે, તારી અને મારી વચ્ચે કોઈ દિવાલ નથી પણ ઊલટું પ્રેમનું બંધન છે. હવે, આપણા સંવાદનું ચરમ વાકય તું સાંભળી લે :—

તેં શરૂઆતમાં સ્વબાન્ધવ પ્રતિ તારો ધર્મ (૧. ૩૭), મિત્ર પ્રતિ ધર્મ, (૧. ૩૮), સનાતન કુલધર્મો (૧. ૪૩), પિતૃઓ પ્રતિ ધર્મ (૧.૪૨), જાતિધર્મો (૧. ૪૩), વડીલો પ્રતિ ધર્મ ( ૨.૪૫), વગેરે ધર્મોની વાત કરી અને તારું ચિત્ત धर्मसंमूढ થઈ ગયું છે, એમ કહ્યું, અને એક " નિશ્ચિતશ્રેય " જાણવાને ઇચ્છા કરી, અને મારે શરણે આવીને યુદ્ધ વિશે મારી આજ્ઞા ( शाधि मां त्वां प्रपन्नम् ૨ ૭) માગી. મેં તને અઢાર અધ્યાયોમાં अर्जुनविषादयोग, सांख्ययोग, कर्मयोग વગેરે અઢાર યોગો કહ્યા. તે ઉપરાંત બીજી અનેક નૈતિક-દાર્શનિક-વ્યાવહારિક વાતો ( સિદ્ધાન્તો ) કહ્યા, છેવટમાં તને ૧૮.૫૬B-૬૦ માં કહ્યું છે કે તારો ક્ષાત્રધર્મ-જન્મપ્રાપ્તધર્મ

તારી પાસે છેવટે તો યુદ્ધ જ કરાવશે; એમ કહી મેં તને ચેતવ્યો છે; અને ૧૮.૬૧-૬૩માં મારા સમગ્ર બોધમાંથી તારી બુદ્ધિ-તને જે માર્ગદર્શન આપે તેને અનુસરવાનું કહ્યું છે (૬૩B), તને 'એક નિશ્ચિત શ્રેય' (તારે બદલે મેં નક્કી કરેલો માર્ગ) હજી સુધી સ્પષ્ટ કહ્યો નથી. પણ મારા સમગ્ર ઉપદેશનું સર્વ ગુહ્યતમ વચન, સર્વથી અધિક રહસ્ય, હવે તને કહું છું. આ મારો નિશ્ચય તારા માર્ગદર્શન માટે હું તને જ જણાવું છુ તું મનુષ્ય છે, હું સાક્ષાત્ ઈશ્વર છું. મનુષ્યો માટે ધર્મશાસ્ત્રો લખાયા છે, જેમા વર્ણધર્મ, જાતિધર્મ, મિત્રધર્મ, કુલધર્મ, પિતૃધર્મ, વગેરે ધર્મો મનુષ્યો માટે શાસનરૂપે ઋષિઓએ કહ્યા છે. જો તું અભિમાનથી, હું જગતને સુધારી દઉં, "હું" ભૂખ્યાઓને ભોજન વ્યવસ્થા કરી આપું, "હું" પૈસાદારોને લૂંટી લઉં અને ગરીબોમાં એ પૈસો સરખે ભાગે વહેંચી દઉં, હું પૈસાદારોની કતલ કરી નાખું, એવા અહંકારથી, હું ઐહિક સુખ ભોગવું અને હું બીજાઓને બળજબરીથી ઐહિકસુખ કરી આપું, એવી ઐહિક સુખની ઇચ્છાથી પ્રેરાયો હો, તો તારે ધર્મશાસ્ત્રને પ્રમાણ માનીને આગળ ચાલવાનું છે, કેમકે અહંકારપૂર્વક કરેલાં સકામ કર્મોનો વિચાર ધર્મશાસ્ત્ર કરે છે. હવે આ વિષયમાં, ભલે તારો ઇરાદો ભૂખ્યાંઓને રોટલો આપવાનો હોય, અત્યન્ત નિરાધારોને જરૂર પૂરતું (મોજમજાહ ઉડાવે નહીં, પણ માત્ર જીવન જ જીવી શકે, એટલું જ) આપવાનો હોય, તો પણ સુખસંપત્તિવાન છતાં નિઃશસ્ત્ર, અસહાય માનવોનો, સંહાર કરીને તેમની સંપત્તિની ભૂખ્યા-નિરાધારોમાં વહેંચણી કરવાનો હક અથવા ધર્મ તને આપણાં ધર્મશાસ્ત્રો આપતાં નથી અહંકાર વૃત્તિથી કે સુખેચ્છાથી કોઈ પણ નિઃશસ્ત્ર કે (આતતાયી સિવાય) સશસ્ત્ર માનવીની હિંસા (કતલ) કરવાની રજા

ધર્મશાસ્ત્ર આપતું નથી. ધર્મશાસ્ત્ર સર્વલોક સામાન્ય ધર્મોમાં અહિંસાને સૌથી પ્રથમ ધર્મ તરીકે સ્થાન આપે છે.

ધર્મશાસ્ત્રની જેમ ગીતા પણ આવી હિંસાને પાપ જ ગણે છે; ગીતા આવી હિંસાનો વિરોધ કરે છે. મે તને અઢાર અધ્યાયોમાં જે વાર વાર બોધ આપ્યો તેનાં મુખ્ય મુખ્ય વચનો તું ફરી યાદ કરી જા તો તને સમજાશે કે ગીતામાં એકઈશ્વરવાદ છે, સર્વભૂતાત્મા ઈશ્વર જ છે. તે ઉપરથી તું સમજીશ કે ગીતામાં પણ મેં તને ધર્મશાસ્ત્રની જેમ જ અહિંસાનો જ બોધ આપ્યો છે. મેં તને અહિંસાનો જે બોધ આપ્યો છે તે સંપૂર્ણ અહિંસા પાળવાનો બોધ છે. મારા મત મુજબ દરેક મનુષ્યે સંપૂર્ણ અહિંસા મન, વચન અને કર્મથી પાળવાની છે; માટે મનથી પણ આતતાયી સિવાય કોઈને મારી નાખવાનો વિચાર કરવો તે પણ હિંસા જ છે; અને તેવી હિંસા પણ મનુષ્યે ત્યજવાની છે, મેં દરેક કામ્ય કર્મનો વિરોધ કર્યો છે; તેમાં કામ્ય હિંસા (પોતાને અને બીજાઓને ઐહિક સુખ મેળવવાની ઈચ્છાથી કરાતી હિંસા ) ન જ કરવી, એમ અર્થ છે. આવો અહિંસાનો ગુણ મનુષ્યને મારા તરફથી મળે છે (૧૦. ૫; અહિંસાને જ મે ખરું જ્ઞાન કહ્યું છે (૧૩. ૭A-૧૧); અહિંસા અને સત્યને હું દૈવી સંપત્તિના ગુણો માનું છું (૧૬. ૨); "ચાલો, હું શત્રુઓને હણી નાખું અને હું ધનવાન થાઉં (અને બીજાઓને ધનવાન કરું), " એવા વિચારવાળાઓને મેં આસુરી સંપત્તિવાળા અનીશ્વરવાદીઓ કહ્યા છે (૧૬.૧૪-૧૫); અહિંસા-શરીર, વાણી અને મનની અહિંસાને મેં શારીર તપ કહ્યું છે (૧૭ ૧૪); હિંસાત્મક કાર્ય કરનારને મેં રાજસ કર્તા કહ્યો છે (૧૮,૨૭). આમ, મેં તને અહિંસા જ કહી છે.

ક્ષત્રિયને વર્ણધર્મ તરીકે યુદ્ધ લડવું પડે છે. હે અર્જુન, યુધિષ્ઠિર આ ક્ષાત્રધર્મનું યુદ્ધ લડવા તૈયાર છે. પણ તું

તારી પાસે છેવટે તો યુદ્ધ જ કરાવશે, એમ કહી મેં તને ચેતવ્યો છે; અને ૧૮.૬૧-૬૩માં મારા સમગ્ર બોધમાંથી તારી બુદ્ધિ તને જે માર્ગદર્શન આપે તેને અનુસરવાનું કહ્યુ છે ( ૬૩ B ). તને 'એક નિશ્ચિત શ્રેય' ( તારે બદલે મેં નક્કી કરેલો માર્ગ ) હજી સુધી સ્પષ્ટ કહ્યો નથી. પણ મારા સમગ્ર ઉપદેશનું સર્વ ગુહ્યતમ વચન, સર્વથી અધિક રહસ્ય, હવે તને કહું છું. આ મારો નિશ્ચય તારા માર્ગદર્શન માટે હું તને જ જણાવું છું તું મનુષ્ય છે, હું સાક્ષાત્ ઈશ્વર છું. મનુષ્યો માટે ધર્મશાસ્ત્રો લખાયા છે, જેમા વર્ણધર્મ, જાતિધર્મ, મિત્રધર્મ, કુલધર્મ, પિતૃધર્મ, વગેરે ધર્મો મનુષ્યો માટે શાસનરૂપે ઋષિઓએ કહ્યા છે. જો તું અભિમાનથી, હું જગતને સુધારી દઉં, "હું" ભૂખ્યાઓને ભોજન વ્યવસ્થા કરી આપું, " હું " પૈસાદારોને લૂંટી લઈ અને ગરીબોમાં એ પૈસો સરખે ભાગે વહેંચી દઉં, હું પૈસાદારોની કતલ કરી નાખું, એવા અહંકારથી, હું ઐહિક સુખ ભોગવું અને હું બીજાઓને બળજબરીથી ઐહિકસુખ કરી આપું, એવી ઐહિક સુખની ઇચ્છાથી પ્રેરાયો હો, તો તારે ધર્મશાસ્ત્રને પ્રમાણ માનીને આગળ ચાલવાનું છે; કેમકે અહંકારપૂર્વક કરેલાં સકામ કર્મોનો વિચાર ધર્મશાસ્ત્ર કરે છે. હવે આ વિષયમાં, ભલે તારો ઇરાદો ભૂખ્યાંઓને રોટલો આપવાનો હોય, અત્યન્ત નિરાધારોને જરૂર પૂરતું ( મોજમજાહ ઉડાવે નહીં, પણ માત્ર જીવન જ જીવી શકે, એટલું જ ) આપવાનો હોય, તો પણ સુખસંપત્તિવાન છતાં નિઃશસ્ત્ર, અસહાય માનવોનો, સંહાર કરીને તેમની સંપત્તિની ભૂખ્યા–નિરાધારોમાં વહેંચણી કરવાનો હક અથવા ધર્મ તને આપણાં ધર્મશાસ્ત્રો આપતાં નથી. અહંકાર વૃત્તિથી કે સુખેચ્છાથી કોઈ પણ નિઃશસ્ત્ર કે (આતતાયી સિવાય) સશસ્ત્ર માનવીની હિંસા (કતલ) કરવાની રજા

ધર્મશાસ્ત્ર આપતુ નથી. ધર્મશાસ્ત્ર સર્વલોક સામાન્ય ધર્મોમાં અહિંસાને સૌથી પ્રથમ ધર્મ તરીકે સ્થાન આપે છે.

- ધર્મશાસ્ત્રની જેમ ગીતા પણ આવી હિંસાને પાપ જ ગણે છે; ગીતા આવી હિંસાનો વિરોધ કરે છે. મે તને અઢાર અધ્યાયોમાં જે વારંવાર બોધ આપ્યો તેનાં મુખ્ય મુખ્ય વચનો તું ફરી યાદ કરી જા તો તને સમજાશે કે ગીતામાં એકઈશ્વરવાદ છે, સર્વભૂતાત્મા ઈશ્વર જ છે. તે ઉપરથી તું સમજીશ કે ગીતામાં પણ મેં તને ધર્મશાસ્ત્રની જેમ જ અહિંસાનો જ બોધ આપ્યો છે, મેં તને અહિંસાનો જે બોધ આપ્યો છે તે સંપૂર્ણ અહિંસા પાળવાનો બોધ છે, મારા મત મુજબ દરેક મનુષ્યે સંપૂર્ણ અહિંસા મન, વચન અને કર્મથી પાળવાની છે; માટે મનથી પણ આતતાયી સિવાય કોઈને મારી નાખવાનો વિચાર કરવો તે પણ હિંસા જ છે; અને તેવી હિંસા પણ મનુષ્યે ત્યજવાની છે. મેં દરેક કામ્ય કર્મનો વિરોધ કર્યો છે, તેમાં કામ્ય હિંસા (પોતાને અને બીજાઓને ઐહિક સુખ મેળવવાની ઇચ્છાથી કરાતી હિંસા ) ન જ કરવી, એમ અર્થ છે. આવો અહિંસાનો ગુણ મનુષ્યને મારા તરફથી મળે છે (૧૦. ૫ ; અહિંસાને જ મે ખરું જ્ઞાન કહ્યું છે (૧૩. ૭A–૧૧); અહિંસા અને સત્યને હું દૈવી સંપત્તિના ગુણો માનુ છું (૧૬. ૨), " ચાલો, હું શત્રુઓને હણી નાખું અને હું ધનવાન થાઉં (અને બીજાઓને ધનવાન કરું ), " એવા વિચારવાળાઓને મેં આસુરી સંપત્તિ-વાળા અનીશ્વરવાદીઓ કહ્યા છે (૧૬.૧૪-૧૫); અહિંસા-શરીર, વાણી અને મનની અહિંસાને મેં શારીર તપ કહ્યું છે (૧૭ ૧૪); હિંસાત્મક કાર્ય કરનારને મે રાજસ કર્તા કહ્યો છે (૧૮,૨૭). આમ, મેં તને અહિંસા જ કહી છે.

ક્ષત્રિયને વર્ણધર્મ તરીકે યુદ્ધ લડવું પડે છે. હે અર્જુન, યુધિષ્ઠિર આ ક્ષાત્રધર્મનું યુદ્ધ લડવા તૈયાર છે. પણ હું

તેવું, તેજ, યુદ્ધ ત્યજવા તૈયાર થયો છે. યુધિષ્ઠિર વર્ણધર્મનું પાલન કરવા તૈયાર છે; તને વર્ણધર્મપાલનમાં પણ હિંસા દેખાય છે. વર્ણધર્મપાલનથી, સામાન્ય માણસને, 'ઉત્તરોત્તર ઉચ્ચ વર્ણમાં જન્મ મળે છે, છેવટે બ્રાહ્મણજન્મ મળે છે, અને તે બ્રાહ્મણજન્મોમાં જ્યારે બ્રહ્મજ્ઞાન થાય ત્યારે મોક્ષ મળે છે. વર્ણધર્મપાલનમાં મનુષ્ય પોતાનો જાતને પોતાના ધર્મોના-કર્મોનો "કર્તા" માને છે; માટે વર્ણધર્મપાલન "અહંકાર પૂર્વક" થાય છે; અહિંસા, સત્ય વગેરે પાંચ ધર્મો ચારેય વર્ણના 'સાધારણ' ધર્મો છે. એ ધર્મનું પાલન ન કરે તો ચારેય વર્ણોને પાપ લાગે છે ને તે પાપનું ફળ ભોગવવું પડે છે. [ યુધિષ્ઠિર રાજાને "अश्वत्थामा हतः ( नरो वा कुञ्जरो वा )" બોલવાનું પાપ સહન કરવું પડ્યું હતું. તે રીતે તેઓ વર્ણધર્મના ક્ષેત્રમાં રહીને વર્તન કરતા હતા, અને તેનાં સારાંખરાબ ફળ ભોગવવા તૈયાર હતા. ] પણ, હે અર્જુન, તને વર્ણધર્મો તરફ અરુચિ થઈ છે; તું યુદ્ધમાંથી પલાયન કરવા નહીં, પણ રાજીખુશીથી યુદ્ધ ત્યજી દેવા તૈયાર થયો છે; બીજા વર્ણધર્મો-વડીલો પ્રતિ, આચાર્યો પ્રતિ, મિત્રો પ્રતિ, પિતૃઓ પ્રતિ-તેના વિચારોથી તું ગભરાયો અને ધર્મોથી સંમૂઢ ( धर्मसंमूढ ) થયો છે. મનુસ્મૃતિના જેવા વર્ણધર્મોનાં પાલનમાં अहंकार અને काम ( સુખેચ્છા ) હોય છે. મેં તને આ બન્નેનો ત્યાગ કરીને યુદ્ધ કરવાનું કહ્યું છે. અહંકાર અને સુખેચ્છા ત્યજીને સંન્યાસ પણ લઇ શકાય છે; તેને બદલે "તું યોગને અનુસર અને તું યુદ્ધ કર." એમ મેં તને અનેકવાર કહ્યું. કામ-ક્રોધ અને અહંકાર વગર યુદ્ધ અથવા બીજાં કર્મોપણ કરવાની અનેક રીતો છે, એ દરેક રીતને એક એક યોગ કહેવાય છે; એવા ઘણા યોગો મેં તને કહ્યા. દરેક યોગમાં ( દરેક નિષ્કામ કર્માચરણની રીતમાં ) શી શી વિશિષ્ટતા છે; તે પણ મેં તને

તે તે અધ્યાયમાં કહી છે. આ વિવિધ યોગોમાંથી તુ "ઈશ્વર શરણાગતિ દ્વારા पापमोक्ष અને त्रिविध-धर्मविचारसंन्यासનો योग, એટલે मोक्षसंन्यासयोग નામના એક ભક્તિયોગપ્રકારનો આશ્રય લે. સાંખ્યયોગ, કર્મયોગ, જ્ઞાનયોગ, ધ્યાનયોગ, વગેરે બીજા યોગોનો આશ્રય તારે લેવાનો નથી. તું મારે શરણે આવ્યો છે અને તેં મારી સ્પષ્ટ આજ્ઞા માગી છે (૨. ૭), તો હું તને આ આજ્ઞા કરું છુ (૬૬).

નોંધ:—(૧) સામાન્ય મનુષ્ય સ્વ અને સ્વકીય માનેલાઓના ઐહિક સુખ માટે જ બધાં કર્મો અને હિંસાત્મક કર્મો પણ કરે છે; અહંકારી અને સુખેચ્છાપ્રેરિત જ હોય છે જગતનો મોટો ભાગ આવો જ છે. (૨) યુધિષ્ઠિર મહારાજા જેવાઓ વર્ણકર્માનુસાર વર્તન કરે છે; અને વર્ણકર્મના પાલન અને અ-પાલનનાં પરિણામ ભોગવે છે આ લોકો પણ પોતાને સ્વકર્મોના કર્તા માને છે. (૩) પણ કર્મો કરવાનો આગ્રહ કે કર્મફલની ઇચ્છા જેમને ન હોય તેઓ જ સંન્યાસના અથવા योगના અધિકારીઓ છે. સંન્યાસના કરતાં योगથી લોકકલ્યાણ વધારે થાય છે; ખરું લોકકલ્યાણ योगથી જ થાય છે. (૪) આ योगના ઘણા પ્રકારો વિવિધ સ્વભાવના મનુષ્યો માટે છે. તેમાં ભગવચ્છરણાગતિપૂર્વક નિષ્કામ કર્માચરણ દ્વારા समत्व રૂપી योग અર્જુન માટે (અને સામાન્ય રીતે મનુષ્યો માટે) શ્રેષ્ઠયોગ પ્રકાર છે. (૫) સ્વ અને સ્વકીય જનોના દેહસુખ માટે બીજા નિ:શસ્ત્ર કે સશસ્ત્ર ધનિકો કે સુખીઓની કતલ કરવી, તે વર્ણધર્મ નથી, તેમ योग પણ નથી.

## ગીતા : ૧૮. ૬૭–૭૨

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥

य इमं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशय: ॥ ६८ ॥
न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तम: ।
भविता न च मे तस्मादन्य: प्रियतरो भुवि ॥ ६९ ॥
अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयो: ।
ज्ञानयज्ञेन तेनाहमिष्ट: स्यामिति मे मति: ॥ ७० ॥
श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नर: ।
सोऽपि मुक्त: शुभाँल्लोकान्प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥ ७१ ॥
कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोह: प्रणष्टस्ते धनंजय ॥ ७२ ॥

ભાષાન્તર-હે અર્જુન હવે તને ગીતાના માહાત્મ્ય અને અધિકારી વિશે કહું છું. દરેક કર્મ, યુદ્ધ જેવું ઘોર કર્મ પણ, નિષ્કામપણે કરવાનો આ બોધ જે મેં તને આપ્યો, તે તારે તપ નહીં કરનાર, ભકિતવગરના, ગુરુસેવા નહીં કરનાર, અને મારી એટલે ભગવાનની ઇર્ષ્યા કરનાર, અર્થાત્ ઈશ્વર છે અને દરેક મનુષ્યને તેના સારાખરાબ કર્મોનું ફળ અવશ્ય આપે છે, એમ નહીં માનનાર-આવા મનુષ્યોને કહેવો નહીં (૬૭). આ ઉપદેશ ઘણો ગુપ્ત છે, કેમકે તેમાં યુદ્ધ જેવું કર્મ કરવાનો યોગ (અનેકયોગો) બતાવ્યા છે આ પરમ ગુહ્ય ઉપદેશ જે મનુષ્ય મારા ભક્તોને કહેશે તેણે મારી ઉત્તમ ભકિત કરી ગણાશે, અને તેથી તે મને જ પ્રાપ્ત કરશે (૬૮). વળી, તેવા મનુષ્ય કરતા મારું વધુ પ્રિય કરનાર કોઈ નથી; અને તેવા મનુષ્ય કરતાં બીજો કોઈ મને વધારે પ્રિય આ પૃથ્વી ઉપર થશે નહીં (૬૯). વળી, આપણી બેની વચ્ચેના આ "ધર્મ" સંબંધી સંવાદનું અધ્યયન જે મનુષ્ય કરશે તેણે જ્ઞાનયજ્ઞ વડે મારું યજન કર્યું ગણાશે, એવો મારો મત છે (૭૦) શ્રદ્ધાવાળો અને અસૂયારહિત જે મનુષ્ય આ સંવાદનું શ્રવણ કરશે તે પણ

શરીરથી છૂટીને ( मुक्तः ) પુણ્યકર્મો કરનારાઓને મળતા પુણ્ય લોકોની પ્રાપ્તિ કરશે (૭૧). હે પૃથાપુત્ર, શું તેં આ બોધ એકાગ્ર ચિત્તવડે સાંભળ્યો ? શું અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો તારો ધર્મસંમોહ નાશ પામ્યો (૭૨) ?

## ગીતા : ૧૮. ૭૩-૭૮

अर्जुन उवाच

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव ॥ ७३ ॥

संजय उवाच

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥
व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥
राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥
तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान्राजन्हृष्यामि च पुनः पुनः ॥ ७७ ॥
यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥

ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन संवादे मोक्षसंन्यासयोगो नामाष्टादशोऽध्यायः ॥

**ભાષાન્તર**—અર્જુન કહે છે—મને થયેલો ધર્મનો સંમોહ નાશ પામ્યો; તમારા અનુગ્રહથી મને જનક વગેરેના "योग"નું સ્મરણ થયું; હે અચ્યુત, હું અહીં સ્થિર ઉભો છું, સંદેહથી મુક્ત થઈને ઊભો છું. હું તમારા શબ્દોનું જ પાલન કરીશ (૭૩). સંજય

કહે છે-એ પ્રમાણે મેં પાર્થ અને મહાત્માવાસુદેવ, એ બે વચ્ચેનો રોમહર્ષણ કરનારો આ અદ્ભુત સંવાદ સાંભળ્યો છે (૭૪) મેં આ પરમ ગોપનીય વસ્તુ વ્યાસની કૃપાથી સાંભળી; મેં સાક્ષાત સ્વમુખે કહેતા યોગેશ્વર શ્રીકૃષ્ણ પાસેથી આ "યોગ" સાંભળ્યો (૭૫). હે રાજન, શ્રીકૃષ્ણાર્જુનનો આ અદ્ભુત પવિત્ર સંવાદ વારંવાર યાદ આવતાં હું વારવાર હર્ષિત થાઉં છું (૭૬). અને વિષ્ણુનું અતિ અદ્ભુત પેલું રૂપ યાદ કરીને મને મહાન આશ્ચર્ય થાય છે, અને હું વારંવાર આનન્દ પામું છું (૭૭). જ્યાં આ ગીતા વંચાશે અને જ્યાં એ રીતે "ગીતાના યોગ"ના ઈશ્વર અને કહેનારા શ્રીકૃષ્ણ છે અને જ્યાં યોગના શ્રોતા ધનુર્ધર અર્જુન અને અર્જુન જેવો સ્વકાર્યતત્પર અધિકારી મનુષ્ય છે; ત્યાં લક્ષ્મી, વિજય, ભૂતિ અને "ધર્મશાસ્ત્રો" ની નીતિથી પણ ઉચ્ચ એવી દૃઢ નીતિ પણ છે, એમ મારો મત છે (૬૮).

નોંધ -(૧) અહીં ધ્રુવા નીતિ શબ્દ દ્વારા સૂચન છે કે મનુષ્યની ઘડેલી નીતિ અધ્રુવ છે; પણ ઈશ્વરની અને અર્જુન જેવાની નીતિ ધ્રુવ ( અવિચળ ) છે. "કર્માનુસાર ફલ" ભગવાન તરફથી દરેકને મળે જ છે. એ અવિચળ નીતિ છે

(૨) યત્ર અને તત્ર દ્વારા ગીતાના વાચનથી જ્યાં જ્યાં ગીતા-બોધ મુજબ નિષ્કામ કર્માચરણ થાય ત્યાં ત્યાં લક્ષ્મી, વિજય, ભૂતિ અને ધ્રુવાનીતિ હાજર છે, એમ શ્રી વ્યાસ ખાતરી આપે છે.